# मूळ लेखकनी प्रस्तावना

## શ્રી જ્ઞાનેશ્વર મહારાજ વિષે

શ્રી જ્ઞાનેશ્વર મહારાજનું આ ચરિત્ર અને ગ્રંથ-વિવેચન શ્રી એકનાથચરિત્ર લખ્યા પછી પંદર મહિને આજે વાચકોની સમક્ષ પ્રેમ અને આદરપૂર્વક રજુ કરી રહ્યો છું. જ્ઞાનેશ્વર મહારાજ મહારાષ્ટ્રના ભક્તિમાર્ગના આદ્યપ્રવર્તક છે, અદ્વૈત અને ભક્તિ અથવા નિર્ગુણ અને સગુણનું ઐક્ય પ્રતિપાદન કરનારા ભાગવત ધર્મના મુખ્ય સંસ્થાપક છે. એકનાથ, તુકારામ વગેરે તેમની પછી થયેલા સર્વ ભક્તોના જ નહિ, પરંતુ અખિલ મહારાષ્ટ્રના તેઓ ધર્મગુરુ છે. મહારાષ્ટ્ર તથા મરાઠી ભાષા ઉપર તેમના સૌથી વધારે શાશ્વત અને અગણિત ઉપકારો છે. તેમનું દિવ્ય ચરિત્ર અનેક કવિઓએ ગાયું છે. હજારો ભક્તોએ તેમનું ગુણ-કીર્તન કર્યું છે. તેમના ઉપદેશથી હજારો જીવો કૃતાર્થ થયા છે. તેમના ગ્રંથ અને તેમનું નામજ ભવસાગર પાર કરાવનાર અભંગનૌકા છે. મહારાજનાં પ્રાપ્ય અને અપ્રાપ્ય અનેક ચરિત્ર છે. છપાયેલાં ચરિત્રોમાં હરિ-ભક્તિપરાયણ શ્રી. ભિંગારકર બુવાનું લખેલું એક ચરિત્ર તથા 'કેસરી'માં પ્રસિદ્ધ થયેલા કાળનિર્ણય સંબંધી તેમનો ઉત્તમ નિબંધ, તત્ત્વવિવેચક છાપખાનામાંથી પ્રસિદ્ધ થયેલો નિબંધ, નાસિકના શ્રી. પારેખકૃત નાનું ચરિત્ર વગેરે ગ્રંથો લોકોને પરિચિતજ છે. મુખ્યત્વે નામદેવરાયના 'આદિસમાધિ અને તીર્થાવલિ' વાળા અભંગ, મહીપતિ બુવાનાં સંત-ચરિત્ર, નિરંજન માધવકૃત 'જ્ઞાનેશ્વર વિજય,' ભિંગારકર બુવાના ઉપરોક્ત બન્ને ગ્રંથ, જ્ઞાનેશ્વર મહારાજના પોતાના ગ્રંથ તથા મહારાજનાં સંબંધમાં સાધુ-સંતોની ઉક્તિઓ વગેરેની મદદ લઈને મેં આ ગ્રંથ તૈયાર કર્યો છે. ચરિત્ર અને ગ્રંથવિવેચન બન્ને એકસાથે હોવાથી મને આશા છે કે, આ ગ્રંથને સૌ સંતજનો સ્વીકારશે. પ્રાર્થના એ છે કે, તેઓ આમાં જે 'ઉણપ રહી ગઈ હોય તે પૂરી' કરી લે.

મારી આ સંત-ચરિત્રમાળાનું વલણ યા ઉદ્દેશ એ

છે, તેનું વિવેચન હું શ્રી એકનાથ ચરિત્રની પ્રસ્તાવનામાં 'કરી ચૂકયો છું'. 'સંતોનો ચરિત્રકાર સાંપ્રદાયિક ભક્ત, કાવ્યમર્મજ્ઞ, રસિક તેમજ ઇતિહાસજ્ઞ અને ચિકિત્સક હોવો જોઇએ.' આ વાત ધ્યાનમાં રાખીને 'હરિ, હરિભક્ત અને હરિનામ' પ્રતિ પોતાનો અને પોતાના વાચકોનો પ્રેમ અને આદર વધે, સંતચરિત્રોનાં દર્પણમાં અમે અમારૂં પોતાનું સ્વરૂપ જોઇ શકીએ અને તુકારામ મહારાજના શબ્દોમાં 'એકબીજાને મદદ કરીને સઘળા સન્માર્ગે ચાલીએ અને શ્રીહરિના પ્રેમપાત્ર બનીએ' એજ મુખ્ય હેતુથી આ સંત-ચરિત્ર–માલા તૈયાર કરવામાં આવી છે. આ ચરિત્ર પછી શ્રી-તુકારામ, શ્રી નામદેવ, શ્રી રામદાસ, શ્રીકૃષ્ણ અને શ્રીરામનાં ચરિત્ર ક્રમેક્રમે મહારાષ્ટ્રની સેવામાં સાદર રજુ કરાશે.

હવે આ ગ્રંથમાં કયાં અને કેવી રીતે કયા વિષયનું નિરૂપણ કરવામાં આવ્યું છે તેનું ટુંકામાં દિગ્દર્શન કરાવું છું. પહેલો અધ્યાય શ્રીજ્ઞાનેશ્વરના સમયના મહારાષ્ટ્રવિષે છે. એમાં મહારાજના સમયમાં મહારાષ્ટ્રની રાજનૈતિક, સાહિત્યવિષયક અને ધાર્મિક પરિસ્થિતિ શું હતી, તેનું ઇતિહાસની દૃષ્ટિએ વિવેચન કરેલું છે. દેવગિરિના જાધવ રાજા, ભાસ્કરાચાર્ય, હેમાદ્રિ, બોપદેવ, ભાગવત ગ્રંથનું પ્રાચીનત્વ અને પંઢરીના ભાગવત ધર્મનો ઉદય, એ વિષયોનું વિવેચન કરેલુ છે; અર્થાત્ તે સમયના મહારાષ્ટ્રનો રાજકાજ, વિદ્યા અને ધર્મવિષયક સંક્ષિપ્ત ઇતિહાસજ આ અધ્યાયમાં આવી ગયો છે. આ પહેલો ઐતિહાસિક અ-ધ્યાય સમાપ્ત થયા પછી આગળ ગ્રંથના અર્ધા ભાગમાં શ્રીજ્ઞાનેશ્વર મહારાજનુ ચરિત્ર આપવામાં આવ્યું છે અને પછી બાકીના ગ્રંથના અર્ધા ભાગમાં તેમના ગ્રંથોનું વિવે-ચન કરેલુ છે; અને અંતમાં તેમના ગ્રંથોમાંથી ચૂંટેલાં અવતરણોનો એક સવિસ્તર અધ્યાય આપીને તેમના પછી નામદેવથી તે મોરો પંત સુધીના અનેક સંત કવિઓએ મહારાજની સ્તુતિમાં જે અભંગ, શ્લોક, પદ, આરતી વગેરે રચનાઓ કરેલી છે, તેનો સ્વલ્પ સંગ્રહ કરેલો છે. આ પ્રમાણે સંક્ષેપમાં આ ગ્રંથનું સ્વરૂપ ઐતિહાસિક, ચારિત્ર-

કંઈક એવી ઈચ્છા થઇ કે ત્યાં મારી વૃત્તિ અને લેખિની મારા કાબુમાં રહી નહિ ! અહીં જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ અને હરિપાઠ વગેરે અભંગોમાંથી ઉત્કૃષ્ટ અવતરણો આપતાં આપતાં, તેમની માધુરી ચાખતાં ચાખતાં, પ્રેમામૃતના ઘૂંટડા ઉતારતાં ઉતારતાં, તેમની વાણી અને અર્થની સંપત્તિનો યથેષ્ઠ ઉપભોગ કરતાં કરતાં આ અધ્યાય લખેલો છે. પરંતુ આ વિસ્તાર ભક્તિ, જ્ઞાન તેમજ વૈરાગ્યથી ભરેલો છે, એટલી હકીકતનો તો વાચકો અવશ્યજ સ્વીકાર કરશે. અસ્તુ. સૌ પ્રથમ મહારાજના ગ્રંથોનું 'આબાલસુબોધત્વ' (બાળકથી તે વૃદ્ધ સૌને સમજાય તેવું સ્પષ્ટીકરણ), તેમનું સ્વભાષાનું અભિમાન અને મનોહર આત્મપ્રત્યય, તેમની ગ્રંથસંપત્તિ, જ્ઞાનેશ્વરી અને તેનું સંશોધન, વગેરે વિષયો એમાં આવ્યા છે અને પછી જ્ઞાનેશ્વરીના અંતરંગનું અવલોકન થયેલું છે. મહાભારત, વેદવ્યાસ અને ગીતાશાસ્ત્રના સંબંધમાં સ્થળે સ્થળે મહારાજના જે ઉદ્‌ગારો છે તેમને એકત્ર કરી જોવાથી કયો ભાવ નીકળે છે, તે એમાં દર્શાવેલું છે. એજ પ્રમાણે શ્રુતિ અને ગીતા, શ્રીકૃષ્ણાર્જુનનો અન્યોન્ય પ્રેમ અને શ્રોતાઓ પ્રત્યેના મહારાજના વિનયભર્યા ઉદ્‌ગારોને પણ એકત્ર કરીને તેમનો પણ પ્રેમરંગ બતાવ્યો છે. અગીઆરમો અધ્યાય 'ઉત્કૃષ્ટ અવતરણ' (અનુવાદમાં 'બોધવચન') છે. આમાં જ્ઞાનેશ્વરીમાંથી ચૂંટેલાં અવતરણો આપીને અમૃતાનુભવનું વિવેચન કરેલું છે. મહારાજના બોધ અને ઉપાસનામાં કયા કયા સિદ્ધાંતોનું કેવી રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તેનું પણ સ્પષ્ટીકરણ સ્થળે સ્થળે કરવામાં આવ્યું છે. અંતમાં તેમના અભંગોમાં સગુણ પ્રેમ અને નામમાહાત્મ્ય કેવું ભરપૂર છે તે બતાવ્યું છે. બારમો અધ્યાય 'સ્તુતિસુમનાંજલિ'નો છે. નામદેવ, જનાબાઇ, સેના વાળંદ, એકનાથ, તુકારામ, નિલોબારાય, કાન્હુ પાત્રા, શિવદિન કેસરી, ભોળાનાથ, નિરંજન માધવ, રંગનાથ, મોરો પંત, શ્રીધર, મુક્તેશ્વર વગેરે સંતો અને કવિઓએ શ્રીજ્ઞાનેશ્વર મહારાજની સ્તુતિના ઉદ્‌ગારો કાઢ્યા છે, તે એમાં એકત્ર કરેલા છે. શ્રીજ્ઞાનેશ્વર મહારાજનું આ

ચરિત્ર તેમનાજ કૃપાપ્રસાદનું ફળ છે, અને એ તેમનાંજ ચરણોમાં સમર્પણ છે.

"શ્રીજ્ઞાનેશ્વર મહારાજની જય"

પૂના "મુમુક્ષુ" કાર્યાલય
શ્રીરામનવમી, શાકે ૧૮૩૪

શ્રી જ્ઞાનેશ્વર-ચરણરજ—
લક્ષ્મણ રામચંદ્ર પાંગારકર

(આ પ્રસ્તાવનાથી ગ્રંથનું સ્વરૂપ સંપૂર્ણ ધ્યાનમાં આવી જાય છે. અનુવાદની બાબતમાં માત્ર એકજ વાત કહેવાની છે. તે એ કે, મેં ક્યાંક ક્યાંક મરાઠીનાં અવતરણો પણ આપ્યાં છે. જે અવતરણો એટલાં બધાં કિંમતી લાગ્યાં કે જેનો માત્ર હિન્દી અનુવાદ આપવાથી મને સંતોષ ન થયો અને મૂળનો આનંદ હિન્દી વાચકોને પણ પ્રાપ્ત થાય એ ઇચ્છા જેમની બાબતમાં રોકી શકાઇ નથી તેજ મરાઠી અવતરણો જેમનાં તેમ આપવામાં આવ્યાં છે. થોડાંક અવતરણો એવાં પણ આપેલાં છે કે જેની મરાઠી ભાષા હિન્દીને ઘણી રીતે મળતી આવે છે.—હિંદી અનુવાદક

ભગવદ્ભક્તસેવક લક્ષ્મણ નારાયણ ગર્દે)

## મહાત્મા શ્રી એકનાથ વિષે

શ્રીએકનાથ મહારાજનું આ સંક્ષિપ્ત ચરિત્ર મરાઠી વાચકો સમક્ષ હું આજે સાદર રજુ કરૂં છું. નાથ મહારાજનું વિસ્તૃત ચરિત્ર લખવાનો વિચાર મેં હમણાં મુલતવી રાખ્યો છે. સુકવિ શ્રી. મોરો પંતના 'ચરિત્ર અને કાવ્ય-વિવેચન'નો ૬૦૦ પૃષ્ઠોનો ગ્રંથ હું બે વર્ષ પહેલાં રસિકો સમક્ષ રજુ કરી ચૂકયો છું. એજ પ્રમાણે એકનાથ મહારાજનું બૃહદ્ ચરિત્ર લખવાનું કામ મેં મારે માથે લીધું છે અને તેના કાવ્ય-વિવેચન સંબંધી બે ત્રણ અધ્યાયો હું લખી ચૂકયો પણ છું. શ્રીજ્ઞાનેશ્વર, શ્રીનામદેવ, શ્રીએકનાથ, શ્રીતુકારામ અને શ્રીરામદાસ-આ પંચાયતનનાં પૂર્ણ ચરિત્ર વિસ્તારપૂર્વક લખવાનો મારો સંકલ્પ પહેલેથીજ હતો અને હજુ પણ છે; તેમ છતાં આ વિસ્તારથી લખાનારાં ચરિત્રો પહેલાં આબાલવૃદ્ધ-નાના મોટા અને ગરીબ-અમીર સૌએ સંગ્રહ કરવા જેવાં, બોધપ્રદ આનંદદાયક તેમજ સમજી

શકાય તેવી ભાષામાં સંક્ષિપ્ત ચરિત્ર લખવા માટે અનેક મિત્રોએ મને ખૂબ કહ્યું અને એને શ્રીહરિની આજ્ઞા માનીને હું આ કાર્યમાં પ્રવૃત્ત થયો છું.

આ એકનાથ મહારાજનું ચરિત્ર પહેલું પ્રસિદ્ધ થાય છે અને ત્યાર પછી જ્ઞાનેશ્વર મહારાજ, નામદેવ મહારાજ, તુકારામ મહારાજ, રામદાસ સ્વામી વગેરે વિખ્યાત સાધુ-મહાત્માઓનાં ચરિત્રો ક્રમે ક્રમે લખીને પ્રસિદ્ધ કરવાનો વિચાર છે, તે સત્ય સંકલ્પદાતા ભગવાન પૂર્ણ કરો. આ ચરિત્ર પાંચ સપ્તાહમાં લખીને તૈયાર થયું, એથી આ આશા રાખી છે. સંતો શ્રીહરિના ઉપાસક અને જીવોના પરમ-મિત્ર હોય છે. તેમની વાક્-સુધા-સરિતામાં અખંડ નિમજ્જન કરતાં અને તેમના ગુણો ગાતાં તેમજ સાંભળતાં સાંભળતાં પોતાના મૂળ પદને પ્રાપ્ત કરે, એવી પ્રીતિ શ્રીહરિએજ ઉત્પન્ન કરી છે અને એનું પોષણ કરનાર પણ તેઓજ છે. સંત જનોજ જીવોનાં સાચાં માતા-પિતા છે. જ્ઞાનેશ્વરી, નાથ ભાગવત, અમૃતાનુભવ, દાસબોધ, નામદેવ, તુકારામ વગેરેના અભંગ અને હજારો ભજનાદિ ગ્રંથોના રૂપમાં તે તે સંતોજ અવતરેલા છે. સંતના સંગથી મનનો મેલ ઓગળી જાય છે, મન સ્થિર થઇને શ્રીહરિનાં ચરણોમાં લીન થાય છે; વિષય બાધક-અડચણકર્તા તો શું થાય પણ એનું તો સ્મરણુ સરખું પણ થતું નથી, સંસાર સારભૂત અને આનંદદાયક પ્રતીત થાય છે, 'હું' પણું મરી જાય છે અને સર્વોત્તમભાવ જાગી ઉઠે છે તથા બધું હરિમય જણાય છે. અખિલ વિશ્વ ચિદાનંદથીજ ભરાઇ જાય છે, સંતો ભવ-બંધનથી છોડાવે છે અને સ્વસ્વરૂપના સુખમય સિંહાસને બેસાડે છે. સંતોની વાણી જ્યારે હમેશાં જીભ ઉપર નૃત્ય કરવા લાગે છે, ત્યારે અંદર-બહાર સર્વત્ર પ્રકાશ ફેલાય છે. વિચાર જાગે છે અને અજ્ઞાન અસ્ત પામે છે. સત્સંગ મોક્ષનું દ્વાર છે. સંતો અને સંતોના ગ્રંથોમાં કોઈ ભેદ નથી. સંતોના અપાર ઉપકારોનો કંઇક પણ બદલો વાળવાનો ઉત્તમ ઉપાય એજ છે કે, આપણે તેમના ઉપદેશ અને ચરિત્રનો પ્રચાર કરીએ. સત્સંગમાં, સંતોના ગ્રંથોમાં

અને સંતોનાં ચરિત્રોમાં આપણે રંગાઈ જઈએ અને બીજાઓને રંગી દઈએ; ભક્તિનો આનંદ પોતે ચાખીએ અને બીજાઓને ચખાડીએ તથા પરસ્પરના સહાયક થઈ વક્તા-શ્રોતા, લેખક-પાઠક બધા મળીને હરિ-પ્રેમનો આનંદ પ્રાપ્ત કરીએ અને બીજાઓને પ્રાપ્ત કરાવીએ. સમસ્ત વિશ્વ હરિભક્તોની પ્રેમભરી કથાઓથી ગુંજી ઉઠે એજ ચિત્તની એકમાત્ર લાલસા રહે છે.

સંત કવિઓનાં ચરિત્ર લખનારા લેખકે ત્રણ બાબતોનું ખાસ ધ્યાન રાખવું જોઈએઃ-(૧) સૌથી પહેલાં પરંપરાથી ચાલી આવેલી વિચારપદ્ધતિને પૂરેપુરી અપનાવીને ધર્મ-વિચારોના યથાર્થ સ્વરૂપને ધ્યાનમા લેવું જોઈએ. મોટા ભાગના મહારાષ્ટ્રીય સતો ભાગવતધર્મ માનનારા 'વારકરી' હતા. આ વારકરી સપ્રદાયમા જ્યાં સુધી કોઈ ભળી ન જાય ત્યા સુધી આ સપ્રદાયનું શુદ્ધ સ્વરૂપ અને પરપરાગત અર્થસગતિ તેના ધ્યાનમા આવી શકતી નથી. આજકાલ શિક્ષિતોમા પૂર્વપરપરાની બાબતમા અનાદર અને પરપરાથી છૂટી પડેલી વિચિત્ર ધર્મકલ્પનાઓ ખૂબ ફેલાયેલી છે. આથી પોતપોતાના તર્કો ચલાવીને સતોના ગ્રથો અને તેમની કવિતાઓનો ફાવે તેવો અર્થ કરવાનો તો જાણે ચેપજ ફેલાયો છે. આ લોકો સતોના ગ્રથો નવીન વિચારથી સમજવા અને સમજાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. પરતુ એ સ્વતત્ર વિચારવાળાઓથી એ ગ્રથોમા દેખાતા વિરોધો દૂર કરીને અનેક ઉદ્ગારોની એકવાક્યતા કરવાનુ બનતુ નથી. આ કામ સાપ્રદાયિકોથીજ બને છે હુ એમ નથી કહેતો કે, આખો મીચીને પૂર્વપરપરાને માની લ્યો અને પોતાની બુદ્ધિથી કઈ પણ વિચાર ના કરો, છતા પૂર્વપરપરાને સારી રીતે સમજ્યા વિના કેવળ પોતાના તર્ક ચલાવવા એ બરાબર નથી વળી 'વારકરી સપ્રદાયમા છેજ શુ ? એ લોકો તો કરતાળ વગાડવાનુ, હરિનામ લેવાનુ અને નાચવાનુ તથા ગાવાનુજ જાણે છે આ સિવાય તત્ત્વની એમને શુ ખબર છે ?' આમ કહીને આ ભગવદ્ભક્તોનો અનાદર કરીને પોતાનાજ તર્ક પર ચાલનારા મિથ્યાભિ-

માની વિદ્વાનો આજકાલ તો અનેક છે, છતાં મારા પોતાના અનુભવથી હું નિશ્ચયપૂર્વક કહી શકું છું કે જ્ઞાનેશ્વરી ગીતા, અમૃતાનુભવ, નાથ ભાગવત, દાસબોધ, તુકારામ વગેરેના હજારો અભંગોનો પૂર્વાપર સંબંધ બેસાડીને ઉત્તમ સમાધાન કરનારાઓ મર્મજ્ઞ સાંપ્રદાયિકોમાંજ મળે છે. તાત્પર્ય કે, સંતોના ગ્રંથ સંપ્રદાયપરંપરાથી સારી રીતે સમજ્યા વિના તે ગ્રંથોના વિચારોની બરાબર ઓળખાણ થઈ શકતી નથી. અને વિચારોની ઓળખાણ થવા છતાં પણ તે વિચારો અનુસાર અનુષ્ઠાન ( આચરણ ) કર્યા વિના એનો સાચો મર્મ કદાપિ ધ્યાનમાં આવી શકતો નથી. (૨) ભાવનાના બળથી સંતોનાં રહસ્ય સમજવામાં આવી શકે છે અને ગ્રંથના અર્થ સમજાય છે. પરંતુ ચરિત્રકારમાં વાગર્થ-સૌંદર્ય ( શબ્દસૌંદર્ય ) અને અર્થસૌંદર્યને જાણવા માટેની રસિકતા પણ હોવી જોઇએ. અહીં કઈ કલ્પના સુંદર છે, કયાં કયો પદવિન્યાસ બરાબર બંધબેસતો છે, કયાં કયો રસ યા અલંકાર છે, એ જાણીને તે તે સ્થાને તેનું ચિત્ત તન્મય થઇ જવું જોઇએ. (૩) ત્રીજી વાત એ છે કે, ચરિત્રકારમાં ઇતિહાસદૃષ્ટિ પણ હોવી જોઇએ. સ્થળ-કાળનો પૂર્વાપર સંબંધ તેણે જાણવો જોઇએ; તાત્પર્ય કે, ચરિત્રકાર સાંપ્રદાયિક-અર્થાત્ ભાવિક, કાવ્યમર્મજ્ઞ-અર્થાત્ રસિક અને ઇતિહાસજ્ઞ-અર્થાત્ ચિકિત્સક હોવો જોઇએ. આવા ત્રણે ગુણોવાળો ચરિત્રકાર હોય તો તે સંતોનાં ચરિત્ર લખવાનું કામ ઉત્તમ રીતે કરી શકે છે. ભાવિકતા, રસિકતા અને ચિકિત્સકતા એ ત્રણે ગુણોની કલ્પના મહીપતિ બુવા, વિષ્ણુ શાસ્ત્રી ચિપળુણકર અને રાજવાડે, એ ત્રણ નામોથી અનાયાસેજ બની શકે છે. મહીપતિ બુવાના ચરિત્ર-લેખનમાં કાળવિપર્યાસાદિ દોષ દેખાય છે, પરંતુ તેમની પ્રેમભરી રસયુક્ત વાણી સંસારનાં દુઃખ ભુલાવીને રજ-તમને દબાવીને અને સત્વગુણનો ઉદય કરીને ભક્તિમાર્ગ ઉપર લઇ આવે છે. રાજવાડે વિદ્વાન, શોધક, ઉદ્યોગી, સ્વાર્થત્યાગી અને બુદ્ધિમાન હોવાથી વિદ્વન્માન્ય રહેશે અને શાસ્ત્રીય સંશોધન સંબંધી તેમના ઉપકાર હમેશાં યાદ

રક્ષા કરશે. પરંતુ તેમની કર્કશ, કઠોર અને ભેદક પદ્ધતિ ભાવિકોને કદી સારી લાગી શકતી નથી. નિબંધમાલાકાર વિષ્ણુ શાસ્ત્રી મધ્યસ્થ રહેશે. તર્કને માટે ન તો તેઓ રસનો નિષેધ કરશે કે ન તો ગમે તે વાતને અંધશ્રદ્ધાથી માની લેશે. મહીપતિની રસિકતા, માલાકારની માર્મિકતા અને રાજવાડેની ચિકિત્સકતા એ ત્રણે ગુણોનું યથાયોગ્ય મિશ્રણ જે સંત ચરિત્રકારમાં થયું હશે, તે ભાવિક, રસિક અને પંડિત, ત્રણે પ્રકારના લોકો માટે માન્ય હશે. આવો પુરુષ તો જ્યારે ઉપજે ત્યારની વાત ત્યારે, પરંતુ એ ત્રણે ગુણોનો અલ્પાંશ પણ જો મારી સંતચરિત્ર માળામાં જણાય તો હું સમજી શકીશ કે, સાહિત્યની દૃષ્ટિએ પણ સંતોની કંઇક સેવા થઇ.

એકનાથ મહારાજના આ ચરિત્ર માટે મુખ્ય આધાર કેશવ બુવા અને મહીપતિ બુવાનાં લખેલાં ચરિત્ર અને એકનાથ મહારાજના પોતાના ગ્રંથ છે. મહીપતિના આધારે શ્રીસહસ્રબુદ્ધેએ એકનાથ મહારાજનું એક ગદ્યાત્મક ચરિત્ર લખ્યું છે. ત્યાર પછી કેશવ બુવાનું લખેલું ચરિત્ર પ્રસિદ્ધ થયું છે. કેશવ બુવા નાથસંપ્રદાયી હતા અને દેવગઢમાંજ શાકે ૧૬૮૨ (સંવત ૧૮૧૭)માં તેમણે આ એકનાથ ચરિત્ર લખ્યું. તે ૩૧ અધ્યાયોમાં પૂરું થયું છે. મહીપતિએ ભક્તવિજય (અ. ૪૫-૪૬) અને ભકતલીલામૃત (અ. ૧૩-૨૪) માં એકનાથ મહારાજનું ચરિત્ર વર્ણવેલું છે. ભક્ત-વિજય ટુંકાણમાં છે અને ભક્ત-લીલામૃતમાં વિસ્તારથી છે. ભક્તવિજય ગ્રંથ શાકે ૧૬૮૪ (સંવત ૧૮૧૯) માં લખવામાં આવ્યો અને ભકત-લીલામૃત શાકે ૧૬૯૬ (સંવત ૧૮૩૧)માં પૂરો થયો. સંપ્રદાયથી શુદ્ધ અને પ્રથમ ચરિત્ર કેશવ બુવાનુંજ લખેલું છે. મહીપતિ બુવાએ સંત લીલામૃતમાં કેશવ બુવાના ગ્રંથમાં આપેલો કથાભાગ જેમનો તેમ આપ્યો છે. કેશવકૃત નાથ ચરિત્ર અને મહીપતિ કૃત ભક્તલીલામૃત બન્ને સામે રાખીને જોવામાં આવે તો સ્પષ્ટ જણાય છે કે, કેશવકૃત ગ્રંથ સામે રાખીનેજ મહિપતિએ વર્ણન કરેલું છે. મહીપતિએ આ ચરિત્ર ૨૩૫૮ ઓવીઓમાં

લખ્યું છે અને કેશવકૃત ગ્રંથમાં ૨૬૪૪ ઓવીઓ છે. તાત્પર્ય કે, કેશવકૃત નાથ ચરિત્ર મહીપતિના પહેલાંનું છે. આ બન્ને ચરિત્રોના આધાર પર તથા એકનાથ મહારાજની ઉક્તિઓને–વચનોને સ્થળે સ્થળે પ્રમાણરૂપે ઉદ્ધૃત કરીને મેં આ ચરિત્રગ્રંથ તૈયાર કર્યો છે. દાસો પંત, મુકતેશ્વર, કૃષ્ણ દયાર્ણવ, મોરો પંત વગેરેનો પણ ક્યાંક ક્યાંક આધાર લીધો છે અને અંતમા 'સ્તુતિ–સુમનાંજલિ'માં એકનાથ મહારાજ પછીથી જે કવિ થયા, તેમના એકનાથના સંબંધના પ્રેમોદ્ગારોનો સંગ્રહ કર્યો છે એ પ્રેમોદ્ગારોથી સારી રીતે સમજાય છે કે, મહીપતિ અને કેશવકૃત ગ્રંથોમાં આપેલી વાતો સર્વત્ર કેટલી પરિચિત થઇ ગઈ હતી. આ ગ્રંથમાં સ્થળે સ્થળે એકનાથ મહારાજના ગ્રંથોમાંથી તેમનાં અનેક વચનો ઉદ્ધૃત કરેલાં છે અને બની શક્યું ત્યાં ત્યાં એકનાથ મહારાજનો મનોભાવ તેમના પોતાનાજ શબ્દોમા દર્શાવ્યો છે–અર્થાત્ એકનાથ મહારાજ પાસેજ તેમનુ પોતાનુ ચરિત્ર કહેવડાવ્યુ છે અને ચરિત્ર તથા ગ્રંથ બન્નેનો મેળ બતાવ્યો છે. એજ આ ગ્રંથની વિશેષતા છે. પહેલા અધ્યાયમાં નાથના પ્રપિતામહ (વડદાદા) ભાનુદાસનું સમસ્ત ચરિત્ર આપેલું છે અને એમાં પણ ચરિત્ર અને વચનોનો મેળ બતાવ્યો છે. બીજા અધ્યાયમાં નાથના બાલ્યકાળનું વર્ણન છે, કે જે બાળકોને માટે અત્યંત બોધપ્રદ થશે. ત્રીજા અધ્યાયમાં નાથના ગુરુ જનાર્દન સ્વામીનો પરિચય આપીને નાથની ગુરુસેવા અને સ્વામીના સગુણ સાક્ષાત્કારનું વર્ણન એકનાથના શબ્દોમાંજ કરાયેલુ છે. ચોથા અધ્યાયમાં એકનાથ મહારાજને ભગવાન દત્તાત્રેયનાં દર્શન થયાં તેનું વર્ણન કરીને, નાથના દત્તમાનસ–પૂજા સંબંધી અભંગ આપ્યા છે અને તેમના અનુષ્ઠાનની પદ્ધતિનું વર્ણન કર્યું છે. પાંચમામાં એકનાથની તીર્થયાત્રા અને નાથ અને ચક્રપાણિનો પરસ્પર વિયોગ તથા પુનર્મિલનના પ્રેમ–ગદ્ગદ–નરબોળ પ્રસંગનું વર્ણન કરેલુ છે તે પછી છઠ્ઠો અધ્યાય ઘણોજ મહત્ત્વનો છે. એમાં શ્રીનાથનો ગૃહસ્થાશ્રમ, તેમની ધર્મ-સદાચરણ, એકનાથની દિનચર્યા, તેમની કથા અને

કીર્તન કરવાની પદ્ધતિ, નિંદક અને દ્વેષ કરનારાઓ સાથેનો તેમનો ઉદાર વ્યવહાર, તેમનું સમત્વ અને તેમની ઉપાસના વગેરે બાબતોનું વર્ણન આપેલુ છે. સાતમા અધ્યાયમાં 'પૈઠણની પછી 'નું આટલું બધું મહત્ત્વ શા માટે છે તે સમજાવીને એકનાથની ગુરુભક્તિનો મર્મ ફરીથી વિસ્તારપૂર્વક વર્ણવી બતાવ્યો છે. નાથચરિત્રનો સૌથી મોટો ગુણ ગુરુભક્તિ છે, તેથી અત્રે તેનું વિશેષ વિવેચન કર્યું છે. સમસ્ત ગ્રંથમાં પ્રસંગાનુસાર એકનાથ મહારાજની જે કથાઓ વર્ણવેલી છે, તે સિવાય તેમની જે બીજી મહત્ત્વપૂર્ણ કથાઓ મહારાષ્ટ્રમાં સર્વત્ર પ્રસિદ્ધ છે તેમનો સંગ્રહ આઠમા અધ્યાયમાં કરેલો છે. બે-ત્રણ કથાઓ મેં એવી આપી છે કે જે કેશવ અને મહીપતિના ગ્રંથોમાં નથી, પરંતુ લોકપ્રસિદ્ધ છે. એકનાથ મહારાજને સામાન્ય લોકોએ મહાત્મા કેમ માન્યા, એ આ અધ્યાયથી જણાય છે. એકનાથ મહારાજને ત્યાં ભગવાન પોતે આવીને બાર વર્ષ સુધી રહ્યા અને મહારાજની સેવા કરતા રહ્યા, એ કથા મેં તે સમયના સંતોનાં વચનો તથા એકનાથ મહારાજનાં પોતાનાં વચનોનાં પ્રમાણ આપીને નવમા અધ્યાયમાં સપ્રમાણ આપી છે. દશમા અધ્યાયમાં બતાવ્યુ છે કે, એકનાથ મહારાજે પંઢરપુર, આળંદી અને કાશીની યાત્રાઓ ક્યારે કયા પ્રસંગે અને કેવી રીતે કરી અને પછી એજ અધ્યાયમા સંક્ષેપમા તેમના ગ્રંથોનો પરિચય આપ્યો છે. આ અધ્યાયમાં કાશીના વિદ્વાનોએ પહેલાં એકનાથ મહારાજને કેવી રીતે ઘણુ કષ્ટ આપ્યુ અને પછીથી તેમના સદાચારથી મુગ્ધ થઇને તેમના ભાગવત ગ્રંથનો જયજયકાર કર્યો, એમાં વળી દાસો પંત અને નાથનો મેળાપ, નાથને જ્ઞાનેશ્વર મહારાજનાં દર્શનોનો લાભ અને ગાવબાનું ચરિત્ર વર્ણવવામા આવ્યું છે. અગીઆરમા અધ્યાયમાં તેમની સંતતિનું વર્ણન કરીને તેમના ભાણેજ મુક્તેશ્વર અને પુત્ર હરિ પંડિતમાં પરસ્પર વિરોધ અને પછી મેળ કેવી રીતે થયો, એ બતાવીને નાથના પ્રયાણકાળનું વર્ણન કરેલું છે અને બારમા અધ્યયામાં નાથની

મોટાઈ મોટાઓએ કેવી વખાણી છે તે બતાવ્યું છે. આ બધી હકીકતો, આ બાર અધ્યાયો વાંચવાથી સારી રીતે સમજાઇ જશે. ગૃહસ્થાશ્રમમાં રહેવા છતા એકનાથ મહારાજે પોતાની બ્રહ્મસ્થિતિ અખંડ રાખી. નાથનું મનોહર ચરિત્ર ખરેખર નાથનુ જ છે, એને બીજી કોઇ ઉપમા આપી શકાય તેમ નથી. શ્રીક્ષેત્ર પૈઠણમાં હુ પંદર દિવસ રહ્યો, એ દરમિયાન જે જે બાબતો જાણવા મળી તેથી પણ આ ચરિત્રના લેખનમાં મને ભારે લાભ થયો છે. હું આ ચરિત્રમાળાને ઉપરોક્ત ભાવિક, રસિક અને ચિકિત્સક ત્રણેના પ્રધાન–મુખ્ય ગુણોનો આદર કરીને તૈયાર કરૂ છું. કાર્યની શરૂઆત થઈ ગઇ છે અને હેતુ એજ છે કે હરિ, હરિભક્ત અને હરિના નામમાં અમને અને અમારા વાચકોને પ્રેમ અને આદર વધે તેમજ સંતચરિત્રના દર્પણમાં પોતાનું સ્વરૂપ આપણે જોઇ શકીએ. આત્મશુદ્ધિનું આ સિવાય બીજું કોઈ સાધન મને જણાતું નથી. શ્રવણ, મનન અને નિદિધ્યાસ એ બધાનું ફળ સંતોના ગમાગમથી પ્રાપ્ત થાય છે. સતોનાં ગુણગાન આ જીવને પ્રિય છે, તેનાથી મનની શુદ્ધિ થાય છે, ભગવદ્ભક્તિ વધે છે અને નિશ્ચિત બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. તત્ત્વજ્ઞાનના ગ્રથ કોઇને માટે કઠણ હોઇ શકે છે, પરતુ સંતચરિત્રોનો પ્રેમ એવો છે કે તેનાથી કોઇને પણ કંટાળો આવતો નથી. સંતરૂપે જ્યારે બ્રહ્મજ્ઞાન પ્રત્યક્ષ થાય છે ત્યારે તેમની અનુપમ મધુરતાનો અનુભવ થાય છે. અસ્તુ. સતોનાં ચરિત્ર ગાવાનો જે આ અભિલાષ–મનોરથ છે તે ભગવાન હમેશાં પાસે રહીને પૂરો કરે–કરાવે એજ તેમનાં ચરણોમાં વિનમ્ર પ્રાર્થના કરીને અને શ્રી એકનાથ મહારાજને તેમનાં ચરણોનો પ્રેમ આ દાસને આપતા રહે એવી પ્રાર્થના કરીને હું હવે શ્રીજ્ઞાનેશ્વર મહારાજના પરમ પવિત્ર ચરિત્ર તરફ ચાલુ છું.

| | |
|---|---|
| પૂના, મુમુક્ષુ કાર્યાલય<br>પોષ સુદ ૧ શકે ૧૮૪૭ | સંતદાસાનુદાસ—<br>લક્ષ્મણ રામચંદ્ર પાંગારકર |

(હરિભક્તિપરાયણ શ્રી પાંગારકરજીની આ પ્રસ્તાવના આ ગ્રંથની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના છે. આ પ્રસ્તા-

વનાથી વાચક વર્ગને સમજાશે કે, એકનાથ મહારાજનું આ ચરિત્ર કઇ ચરિત્રમાળાનું એક પુષ્પ છે, ગ્રંથકારનો એમાં કયો ઉદ્દેશ છે, સંતચરિત્રના લેખનની બાબતમાં ગ્રંથકારના કેવા વિચારો છે અને કઈ પદ્ધતિથી આ એકનાથચરિત્ર લખવામાં આવ્યું છે. આ પ્રસ્તાવનાથી વાચકોને એ પણ માલમ પડશે કે મૂળ ગ્રંથમાં 'સ્તુતિ-સુમનાંજલિ' અધ્યાય છે, તે આ અનુવાદગ્રંથમાં છોડી દેવામાં આવ્યો છે. આ છૂટ લેવાનું કારણ એ છે કે, આ અધ્યાયમાં એકનાથ મહારાજના સંબંધમાં જે મહાત્માઓની કવિતાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે, તેમાંથી એક સિવાય લગભગ બધાં નામ હિન્દી વાચકોને અપરિચિત છે અને મરાઠી વાચકોને પોતાના અત્યંત પરિચિત અને પરમવંદ્ય એકનાથ મહારાજના એ એવાજ પરિચિત સ્તુતિ કરનારાઓની સ્તુતિ-કવિતાઓમાં જે સ્વાભાવિક સ્નેહ પ્રાપ્ત થાય છે, તે અનુવાદમાં પ્રાપ્ત કરાવવો અત્યંત કઠણ છે; છતાં ઈચ્છા છે ખરી કે, આ અનુવાદગ્રંથની બીજી આવૃત્તિમાં આ દૃષ્ટિથી પણ પ્રયત્ન કરવામાં આવે. મૂળ ગ્રંથની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનાનો અનુવાદ ઉપર આપવામાં આવ્યો છે અને એજ ગ્રંથની પ્રસ્તાવના છે કે જે બધી આવૃત્તિઓની મૂળ પ્રસ્તાવના છે. મૂળ ગ્રંથની બીજી આવૃત્તિની ખાસ વાત એ છે કે 'નાથવાણીનો પ્રસાદ' પહેલવહેલાં એજ આવૃત્તિમાં જોડવામાં આવ્યો છે-અર્થાત્ પહેલી આવૃત્તિમાં નહોતો. હિન્દી વાચકોને આ પ્રસાદ પહેલી આવૃત્તિમાંજ પ્રાપ્ત થશે. મૂળ ગ્રંથની ત્રીજી આવૃત્તિમાં 'નાથવાણીનો પ્રસાદ'વાળા અધ્યાયમાં ભાવાર્થ-રામાયણનો ભાગ કંઇક વધારવામાં આવ્યો છે. અમારો આ અનુવાદ આ ત્રીજી આવૃત્તિનોજ અનુવાદ છે. અનુવાદની બાબતમાં અનુવાદકનુ વક્તવ્ય અલગ આપવામાં આવ્યુ છે.

વિનીત—લક્ષ્મણ નારાયણ ગર્દે



# हिंदी अनुवादककी भूमिका

## મહાત્મા શ્રી એકનાથ વિષે

આ ચરિત્ર એકનાથ મહારાજનુ છે. એમનું નામ મહારાષ્ટ્રમાં અત્યંત લોકપ્રિય છે. શ્રીજ્ઞાનેશ્વરનુ નામ ગંભીર બનાવી દે છે, તુકારામના નામમાં લીનતા–તન્મયતા છે, રામદાસના નામની ધાક છે, તેજ પ્રમાણે આ મહાત્માના નામમાં સૌને પ્રસન્ન કરવાની શક્તિ છે કારણ કે એમનું ચરિત્રજ એવું છે. વાચક એ આગળ વાંચશે. કાશીમાં જેમ ગંગા વહે છે, તેજ પ્રમાણે મહારાષ્ટ્રમાં, ખાસ કરીને પૈઠણમાં એકનાથની સ્મૃતિગંગા વહે છે. આજે પણ મહારાષ્ટ્રમાં બધે 'એકનાથ ષષ્ઠી' ઉજવવામાં આવે છે. અને પૈઠણમાં તો આ દિવસે ચારે તરફથી યાત્રાળુઓ એકત્ર થાય છે અને આ સ્મૃતિગંગામાં સ્નાન કરીને કૃતાર્થતા અનુભવે છે. પ્રતિષ્ઠાન અથવા પૈઠણ કોઇ સમયે વિદ્યાનું એક મુખ્ય કેન્દ્રસ્થાન હતું, પરંતુ આજે પૈઠણમા તો બીજું કંઇ નહિ પણ એકનાથની દિવ્ય સ્મૃતિ તો છેજ. ત્યાં એકનાથ જન્મ્યા ત્યારથી પૈઠણની વિદ્યા સફળ થઇ. પૈઠણમાં એકનાથ મહારાજનું સ્થાન હજુ સુધી છે, 'योगक्षेमं वहाम्यहम्' ના ન્યાયે તેમના વંશજોને મળેલી જાગીર પણ છે, વંશજો પણ છે, એકનાથ મહારાજની સ્મૃતિ અને તેમનું કાર્ય પણ છે. સ્મૃતિનો ઉત્સવ પણ થાય છે.

ચરિત્ર એકનાથ મહારાજનુ છે. અવલોકન અને લેખન મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ હરિભક્તિપરાયણ વિદ્વાન લેખક પં. લક્ષ્મણ રામચંદ્ર પાંગારકરનું છે, આ હિન્દી અનુવાદની બાબતજ માત્ર મારી છે. અનુવાદમાં પ્રસંગાનુસાર મૂળમાંનાં થોડાં એવા અવતરણો છે ડી દીધાં છે કે જે છોડી દેવાથી મારા વિચાર પ્રમાણે પ્રસંગ, રસ અથવા હેતુને કોઇજ હાનિ પહોંચતી નથી. ઉદાહરણતરીકે—'રુક્મિણી

સ્વયંવર 'નું મૂળ ગ્રંથમાં જે વિસ્તારપૂર્વક વર્ણન છે અને જેનો હેતુ એની પારમાર્થિક સમસ્યા રજુ કરવાનો છે, તે મેં ઘણાજ સંક્ષેપમાં આપ્યું છે. 'ભાવાર્થ રામાયણ'ની બાબતમાં પણ એમજ કર્યું છે. 'એકનાથી ભાગવત 'માંથી બોધવચનોનો જે સંગ્રહ કરવામાં આવ્યો છે તે જાણે એના બદલામાં, મૂળ ગ્રંથમાં આપેલાં વચનોથી ઘણો વધારે છે. આ બેએક બાબતો છોડીને આ અનુવાદ બધી રીતે શ્રી. પાંગારકરજીના પુસ્તકનોજ અનુવાદ છે.

આ અનુવાદની પ્રેરણા મારા માનનીય અને પરમ સ્નેહી મિત્ર શ્રી. હનુમાનપ્રસાદજી પોદ્દારે કરી. તેમનું જો આ તરફ ધ્યાન ન હોત તો કદાચ હું એકનાથ મહારાજના આ ગુણાનુવાદથી પ્રાપ્ત થતા પરોક્ષ સત્સંગસુખથી વંચિતજ રહી જાત. મને આ અનુવાદ કરતાં જે આનંદ મળ્યો તે અમૂલ્ય છે. તેનું મૂલ્ય જો કંઈ પણ હોઇ શકે તો તે એજ છે કે, આના વડે વાચકોનું સાત્વિક મનોરંજન થાઓ અને આપણુ સૌને માટે એકનાથ મહારાજનું દૃષ્ટાંત સન્માર્ગ દર્શાવનાર થાઓ.

કાશી, જ્યેષ્ઠ કૃષ્ણ ૧૨<br>સંવત ૧૯૮૩, બુધવાર

લક્ષ્મણ નારાયણ ગર્દે

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૧ | ૯–૧૦ | મત્સ્યે– | મત્સ્યેન્દ્ર– |
| ૬૫ | ૧૯ | કહી | કહી તે અમે |
| ૮૭ | ૮ | બ્રાહ્મણોને | બ્રાહ્મણોએ |
| ૧૦૦ | ૨૧ | બનવવાનુ | બનાવવાનુ |
| ૧૨૪ | ૨૨ | ધાલતા | ચાલતા |
| ૧૩૬ | ૧૮ | ચાગદેનો | ચાગદેવનો |
| ૧૩૬ | ૧૯ | હતો | હતો તે |
| ૧૩૮ | ૨૬ | મિત્રમા | મિત્રના |
| ૧૪૬ | ૨૬ | સૂય | સૂર્ય |
| ૧૫૧ | ૮ | વિશ્વસાચા | વિશ્વાસાચા |
| ૨૧૪ | ૨૩ | સમાયે | સમાયેલ |
| ૨૨૦ | ૧૯ | શ્રતિથી | શ્રુતિથી |
| ૨૨૦ | ૨૨ | શ્રતિ | શ્રુતિ |
| ૨૩૮ | ૨૬ | કરવાનો | કરવાનું |
| ૨૮૮ | ૧૮ | થાએ. | થાઓ |
| ૨૯૭ | ૧૭ | પછી તેતો મણે | પછી તો તેમણે |
| ૨૯૯ | ૧૫ | જોહન | જોહને |
| ૩૦૧ | ૨૭ | થવાા | થવા |
| ૩૪૨ | ૨૯ | जघनहित | जघननिहित |
| ૪૧૩ | ૧૬–૧૭ | નામને | નામના |
| ૪૨૫ | ૭ | ધજા–પતાકાઓના | ધજા–પતાકાઓનો |
| ૪૪૨ | ૨૨ | लोचनानानम् | लोचनाननम् |
| ૪૫૪ | ૩૦ | આવ્યા આવ્યા હતા | આવ્યા હતા |

# अनुक्रमणिका

# श्री ज्ञानेश्वर महाराज



માત્ર પંદર વર્ષની વયમાં જ્ઞાનેશ્વરી જેવો અસામાન્ય ગ્રંથ
રચનાર મહાન જ્ઞાનચંદ્ર અને ચારિત્રચંદ્ર ભગવાન
જ્ઞાનેશ્વરને અનેકાનેક પ્રણામ હો.



# श्री ज्ञानेश्वर महाराज

## ते समयनुं महाराष्ट्र

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवानीतिर्मतिर्मम ॥

(શ્રીમદ્ભગવદ્ગીતા)

શ્રીજ્ઞાનેશ્વર મહારાજનુ ચરિત્રાવલોકન કરતા પહેલાં આ પ્રથમ અધ્યાયમા આપણે તે સમયના મહારાષ્ટ્રની પરિસ્થિતિનુ અવલોકન કરીએ. આપણા આ પરમાર્થપરાયણ ભારતવર્ષમા ઇતિહાસ વગેરે વિષયો તરફ લોકોનું ધ્યાન સામાન્ય રીતે ઓછુ જ રહ્યુ છે. આ કારણથી જ્ઞાનેશ્વરના સમયના મહારાષ્ટ્રનો સંપૂર્ણ ઇતિહાસ અથવા તેનાં સાધન ઘણાં ઓછાં મળે છે. છતાં છેલ્લાં પચાસ વર્ષમાં જે ઐતિહાસિક સામગ્રી મળી આવી છે, તેનો યથામતિ ઉપયોગ કરીને અમે આ અધ્યાયમાં જ્ઞાનેશ્વરના સમયના મહારાષ્ટ્રનું ચિત્ર દોરવાનો પ્રયત્ન કરીશુ. કોઇ પણ કાળનુ યથાર્થ સ્વરૂપ જોવા–જાણવા માટે તે સમયના રાજનૈતિક, સાહિત્યવિષયક તેમજ ધાર્મિક ઇતિહાસ જોવો પડે છે. અને તેથી આપણે અહીં જોઈશુ કે, જ્ઞાનેશ્વર મહારાજના સમયમાં–અર્થાત્ તેમની પહેલાં અને પછી સો–પચાસ વર્ષ સુધી રાજનીતિ, વિદ્યા તથા ધર્મની દૃષ્ટિએ મહારાષ્ટ્ર-

ની સ્થિતિ કેવી હતી. મહારાષ્ટ્રના ઇતિહાસમાં આ કાળ બહુ મહત્ત્વનો છે. જૈત્રપાલ, સિંઘણદેવ અને રામદેવરાવ જેવા રાજા, ભાસ્કરાચાર્ય અને બોપદેવ જેવા પંડિત, હેમાડ પંત જેવા વિદ્વાન રાજપુરુષ અને જ્ઞાનેશ્વર ને નામદેવ જેવા મહાત્મા જે કાળે થયા, તે કાળ નિઃસંદેહ મહારાષ્ટ્રના ઇતિહાસમાં ચિરસ્મરણીય છે. લક્ષ્મી, સરસ્વતી અને આત્મવિદ્યા–ત્રણેનો ઉત્કર્ષ મહારાષ્ટ્રમાં જ્ઞાનેશ્વરના સમયમાં થયો. દેવગિરિ, આપેગાંવ, નેવાસે, આળંદી અને પંઢરપુર વગેરે સ્થળોની ચર્ચા જ્ઞાનેશ્વરના ચરિત્રમાં વારંવાર આવે છે અને એ સ્થળો તે સમયે યાદવોની રાજસત્તાને અધીન હતાં. એટલે એ યાદવરાજકુળનો ઇતિહાસ અહીં સંક્ષેપમાં કહેવો અપ્રાસંગિક નહિ ગણાય. જ્ઞાનેશ્વરની બે–ચાર પેઢીઓએ યાદવકુળની સેવા પણ કરેલી. એ સિવાય પંઢરપુરના ભાગવત ધર્મ–સંપ્રદાયનો ઉદય પણ રાજા રામદેવરાવનાજ સમયમાં થયો અને તેમનીજ સહાનુભૂતિથી થયો, તે એટલે સુધી કે સ્વયં જ્ઞાનેશ્વર મહારાજે પણ પ્રેમથી તેમને ગૌરવ આપ્યું છે. એ બધું જોતાં સૌથી પહેલાં દેવગિરિના યાદવ રાજાઓના ઇતિહાસનું નિરીક્ષણ કરવું જરૂરી છે. એ યાદવોના રાજ્યકાળમાં જે વિદ્વાનોએ વૈદક, જ્યોતિષ અને ધર્મશાસ્ત્રનો ઉત્કર્ષ સાધ્યો, તે વિદ્વાનોનો પણ કંઈક પરિચય આપવો આવશ્યક છે અને વળી સ્વયં ભગવાન વિષ્ણુના પ્રત્યક્ષ અવતાર આપણા ચરિત્રનાયક જ્ઞાનેશ્વર મહારાજ તથા ભક્તિ–સુખની વૃદ્ધિ કરવા આવેલા નામદેવરાયની કૃપાથી પંઢરપુરના જે ભાગવત ધર્મ સંપ્રદાયનો જયજયકાર સમસ્ત મહારાષ્ટ્રમાં થવા લાગ્યો તે ભાગવતધર્મ સંપ્રદાયનું કંઇક અવલોકન કરવું એ પણ ઉચિતજ થશે. આ પ્રમાણે જ્ઞાનેશ્વર મહારાજના સમયમાં રાજનીતિ, વિદ્યા અને ધર્મમાં મહારાષ્ટ્ર કેટલો ઉન્નત થઇ રહ્યો હતો તે એક વાર ઉડતી નજરે જોઈ લઇએ. જ્ઞાનેશ્વરનો સમય મહારાષ્ટ્રના ઇતિહાસનો સુવર્ણયુગ છે.

## ૧–રાજા અને રાજ્યવિસ્તાર

(દેવગિરિના યાદવ રાજા)

૧–ભિલ્લમ (સંવત ૧૨૪૪–૧૨૪૮)

૨–જૈતુગી ઉર્ફે જૈત્રપાલ (સંવત ૧૨૪૮–૧૨૬૭)

૩–સિંઘણ (સંવત ૧૨૬૭–૧૩૦૪)

૪–જૈતુગી ઉર્ફે જૈત્રપાલ

૫–કૃષ્ણદેવ ઉર્ફે કન્હર (સંવત ૧૩૦૪–૧૩૧૬)

૬–મહાદેવ (સંવત ૧૩૧૬–૧૩૨૮)

૭–રામચંદ્ર ઉર્ફે રામદેવરાવ (સંવત ૧૩૨૮–૧૩૬૭)

૮–શંકરદેવ (સંવત ૧૩૬૬–૧૩૬૯)

૯–હરપાલ (જામાતા)
સંવત ૧૩૭૫માં માર્યા ગયા.

આ રાજકુળના બીજા રાજા જૈતુગી અને ત્રીજા રાજા સિંઘણરાજના રાજ્યકાળમાં જ્ઞાનેશ્વર મહારાજના વડદાદા ત્ર્યંબક પંત અને રામદેવરાવના રાજ્યકાળમાં જ્ઞાનેશ્વર મહારાજ પોતે થઈ ગયા. ડૉ. ભાંડારકરે અંગ્રેજીમાં 'દક્ષિણનો ઇતિહાસ' નામે જે ઉત્તમ ગ્રંથ ઘણા પરિશ્રમથી લખ્યો છે તેના તથા હેમાદ્રિકૃત રાજપ્રશસ્તીના આધારે કંઈક વિવરણ આપીએ છીએ. દેવગિરિના યાદવ (મરાઠી 'જાદવ') રાજા દ્વારકાધીશ શ્રીકૃષ્ણ ભગવાનનાજ વિશ્વ-વિખ્યાત કુળમાં થયા હતા. ઉપર આપેલી વંશાવળીમાં જે પહેલા રાજા ભિલ્લમ છે, તેમણે દેવગિરિ રાજ્ય વધારીને તેને સામ્રાજ્યપદે સ્થાપ્યું. તેમના અઢારમા પૂર્વજ દૃઢપ્રહારી નામે રાજા હતા. એજ દેવગિરિના યાદવકુળના

પ્રથમ પુરુષ થયા. દઢપ્રહારીના પુત્ર સેઉણચંદ્ર હતા. એમનાજ પરાક્રમને લીધે નાશિકથી દેવગિરિ સુધીના પ્રદેશનું નામ સેઉણ દેશ પડયું. આજ સેઉણ દેશનો મોટો ભાગ મુસલમાનોના રાજ્યકાળમાં ખાનદેશ કહેવાવા લાગ્યો.

દઢપ્રહારીથી ભિલ્લમ સુધી (સંવત ૧૨૪૪) જે અઢાર રાજાઓ થયા, તેઓ સાર્વભૌમ નહોતા. ભિલ્લમે ચાલુક્ય વંશના સાર્વભૌમ સોમેશ્વર રાજાને જીતીને તથા તેનું રાજ્ય પોતાના રાજ્યમાં જોડી દઇને સાર્વભૌમ પદ પ્રાપ્ત કર્યું હતું. હેમાદ્રિએ પોતાની રાજપ્રશસ્તિમાં કહ્યું છે કે 'ભિલ્લમે શ્રીવર્ધનના અંતલ રાજા, પ્રત્યંડકના એક દુષ્ટ રાજા, મંગલવેષ્ટક (મંગલવેઢયા)ના વજ્જી રાજા, કલ્યાણના ચાલુક્ય રાજા અને હોયસલ યાદવોના નૃસિંહ રાજાને જીતીને પોતાનું રાજ્ય અને યશ ફેલાવ્યાં.' આ પ્રમાણે ભિલ્લમે પોતાના પરાક્રમથી અનેક દેશો જીતી કૃષ્ણા નદીની ઉત્તરે પોતાના વિશાળ રાજ્યને સુદૃઢ કર્યું, પરંતુ એ રાજ્યને તે ઘણો કાળ ભોગવી શક્યા નહિ. ભિલ્લમના સમયના શિલાલેખો અને દાનપત્રો જોતાં જણાય છે કે, તેમણે પોતાના નામની સાથે 'પ્રતાપ ચક્રવર્તી', સમસ્ત ભુવનાશ્રય, પૃથ્વીવલ્લભ, મહારાજાધિરાજ' વગેરે પદવીઓ જોડી છે. ભિલ્લમે સંવત ૧૨૪૪ ની લગભગ દેવગિરિમાં પોતાની રાજધાની સ્થાપી. આની પહેલાં દઢપ્રહારીના સમયથી યાદવોની રાજધાની શ્રીનગરમાં હતી. ડૉ. ભાંડારકરના મત પ્રમાણે આ શ્રીનગર હાલનું ચંદ્રાદિત્યપુર ઉર્ફે ચાન્દૂર છે અને તે નાસિક જીલ્લામાં આવેલું છે. ભિલ્લમે દેવગિરિમાં પોતાના સામ્રાજ્યની પ્રાણપ્રતિષ્ઠા કરી. હેમાદ્રિ કહે છે કે—

स दण्डकामण्डलमण्डयित्रीमकम्पसम्पत्प्रभवैर्विलासैः ।
चक्रे पुरं देवगिरिं गिरीशप्रसादसंसादितदिव्य शक्तिः ॥

અર્થાત્ શંકરના પ્રસાદથી દિવ્ય શક્તિ પામેલા ભિલ્લમે અચળ સંપત્તિ, અપાર વૈભવ અને વિવિધ વિલાસવાળા તેમજ દંડકામંડળ—અર્થાત્ મહારાષ્ટ્રને માટે શણગારરૂપ

થનારી દેવગિરિ નામની નગરી સ્થાપી. આ પછી યાદવ રાજા દેવગિરિમાં રહેવા લાગ્યા. પાછળથી મુસલમાનોએ આજ દેવગિરિનું નામ દૌલતાબાદ રાખ્યું. ભિલ્લમ રામેશ્વરથી નર્મદા સુધીનો સંપૂર્ણ પ્રદેશ જીતી લેવા ઇચ્છતા હતા, પરંતુ યાદવોની બીજી શાખા, કે જે ઇતિહાસમાં હોયસલ યાદવના નામથી પ્રસિદ્ધ છે તે મૈસૂર તરફ એજ દૃઢતા અને પરાક્રમપૂર્વક રાજ્ય કરતી હતી. આ શાખામાં તે સમયે વીર બલ્લાળ રાજા હતા. એ પણ ભિલ્લમ જેવાજ પરાક્રમી હતા. સંવત ૧૨૪૮માં ધારવાડમાં એ બન્નેનું યુદ્ધ થયું અને લોકુંડી નામના સ્થાનમાં ભિલ્લમની સેના હારી ગઈ એટલે ભિલ્લમને પાછું ફરવું પડયુ. આ પછી ભિલ્લમ બહુ વખત જીવ્યા નહિ.

ભિલ્લમ પછી દેવગિરિના સિંહાસન પર જૈત્રપાલ ઉર્ફે જૈતુગી આવ્યા. એમના સમયના ત્રણ શિલાલેખો મળ્યા છે, તે પરથી જણાય છે કે, ભાસ્કરાચાર્યના પુત્ર લક્ષ્મીધર જૈત્રપાલના દરબારમાં મુખ્ય પંડિત હતા. જૈત્રપાલના સેનાપતિ શંકર પણ એક હજાર ગામો ઉપર હકુમત ચલાવતા. તેમના હાથ નીચે અનેક માંડલિક રાજાઓ હતા અને તેમણે પોતાના નામની સાથે 'પૃથ્વીવલ્લભ, પ્રતાપ ચક્રવર્તી' વગેરે વિશેષણો જોડેલાં હતાં. આજસુધી મરાઠીના આદ્યકવિ તરીકેની ખ્યતિ પામેલા મુકુન્દરાજ એજ જૈત્રપાલના ગુરુ હતા એ વિષે અનેક વિદ્વાનોનો મત છે કે, જૈત્રપાલને માટે તેમણે પોતાનો 'વિવેકસિંધુ' નામક ગ્રંથ લખ્યો. જૈત્રપાલ મુકુંદરાજના શિષ્ય હતા અને દ્વારસમુદ્રના રાજા નૃસિંહ પણ આજ સમયમાં થયા હતા, જ્યારે મુકુંદરાજનો સમય હજુ નક્કી થયો નથી. અસ્તુ. રાજા જૈત્રપાલ વિદ્વાનોના પ્રેમી હતા, એમાં કંઈ સંદેહ નથી. હેમાદ્રિએ કહ્યું છે કે 'તિલ્લંગાધિપતિ–અર્થાત્ તેલંગ દેશનો રાજા યજ્ઞોજ દઇ હતો. જૈત્રપાલે રણયજ્ઞમાં તે રૌદ્રાકૃતિ પશુની પૂર્ણાહુતિ આપી.'

જૈત્રપાલના પુત્ર સિંઘણદેવના સાડત્રીસ વર્ષના રાજ્યઅમલમાં દેવગિરિનું સામ્રાજ્ય વૈભવને શિખરે પહોંચ્યું હતું. સિંઘણદેવ ઉર્ફે સિંહલદેવ સાચેજ સિંહ જેવા મહાન્ પરાક્રમી હતા. હેમાદ્રિએ એમની લડાઇઓનું અને એમની વીરતાનું ઘણુંજ ઉત્તમ વર્ણન કરેલું છે. અને તે વર્ણનનું સમર્થન કરનારા પચાસ-સાઠ પ્રાચીન લેખો હવે મળી આવ્યા છે. સિંઘણનું સ્વરૂપ મદન-કામદેવના જેવું સુંદર હતું તથા પ્રતાપ અને યશની તો તે મૂર્તિજ હતો. છત્રીસગઢના રાજા જજ્જલ, માળવાના અધિપતિ અર્જુન અને ધારનગરીના તે સમયના રાજાને જીતીને તેમણે અઢળક સંપત્તિ પ્રાપ્ત કરી. એમના બ્રાહ્મણ સેનાપતિ મુદ્‌ગલગોત્રી ખોલેશ્વર અને તેમના પુત્ર રામે ગુર્જર દેશના રાજા લાવણ્યપ્રસાદની સેનાનો સંહાર કર્યો. આથી સમસ્ત ગુર્જર-ભૂમિ ( ગુજરાત ) કંપી ગઇ. સિંઘણની સેનાથી લોકો એવા ભય પામી ગયા હતા કે કોઈની ઘર બહાર નીકળવાની હિમ્મત ચાલતી નહોતી. લાવણ્યપ્રસાદ પણ બહુ વીરતાથી લડયો, પરંતુ મહારાજાધિરાજ અને સમ્રાટ સિંઘણદેવની આગળ તેમને મસ્તક નમાવીને સંધિ માટે પ્રાર્થના કરવી પડી. સિંઘણદેવે અનેક રાજાઓને પોતાના માંડલિક બનાવ્યા અને કોલ્હાપુર તાબે કર્યું હતું. એક શિલાલેખમાં સિંઘણને ' પન્નગનિલય પ્રબલભોજ-ભૂપાલવ્યાલવિદ્રાવણ વિહંગમરાજ ' અર્થાત્ 'પન્હાળાના પ્રબળ ભોજરાજરૂપી સાપને મારનાર ગરુડ ' કહ્યા છે। વળી એજ લેખમાં એમ પણ લખ્યુ છે કે, ગુર્જરોને તે હાથના અંકુશની પેઠે અસહ્ય લાગ્યા. એક લેખમાં લખ્યું છે કે, અંગ, બંગ તેમજ કલિંગ યાને બંગાળ, પંજાબ, સિંધ, કેરલ ( મલબાર ), માળવા, ચેર, ચોલ ( કર્ણાટક ), મગધ ( બિહાર ), ગુજરાત, પાણ્ડય ( રામેશ્વર પાસે ), લાટ અને નેપાળ દેશના રાજા, એ બધાજ સિંઘણના હુકમને માનતા અને તુરુષ્ક, બર્બર તથા પલ્હવ પણ તેમને માન આપતા હતા. સિંઘણનો રાજ્યવિસ્તાર વધવા લાગતાં તેના શૂરા

સેનાપતિઓનો પ્રભાવ પણ વધ્યો. ભિન્ન ભિન્ન પ્રદેશો પર તેમણે પોતાના પ્રતિનિધિઓ નીમ્યા. એ પ્રતિનિધિઓને મહાપ્રધાન, મંડલેશ્વર, દંડનાયક અથવા બહુત્તર નિયોગાધિપ કહેવામાં આવતા. એમાં ઉત્તર તરફના સેનાપતિ ખોલેશ્વર અને દક્ષિણ તરફના સેનાપતિ બીચણ મુખ્ય હતા. બીચણ અથવા બીચદેવ બહુ શૂરવીર હતા. કહ્લાડ—કોલ્હાપુર પ્રાંતના એ મહાપ્રધાન હતા. તેમણે પશ્ચિમના ચાલુક્ય, ગોવાના કદંબ અને મદ્રાસ તરફના પાંડયને શિક્ષા કરી ઠેકાણે આણ્યા હતા. તેમણે યાદવોનો ઝંડો 'સુવર્ણ ગરુડધ્વજ' કાવેરીતટે ફરકાવ્યો અને ત્યાં પોતાનો જયસ્થંભ ઉભો કર્યો. સંવત ૧૨૭૨ માં રાજ્યનો બધો અધિકાર માયીદેવ પંડિતના હાથમાં હતો અને હેમનાયક તેમનાજ એક સાથી હતા, કે જે સંવત ૧૨૮૩ માં ૧૨૦૦૦ ગામોનું રાજ્ય કરતા હતા. સિંઘણદેવના રાજ્યમાં ચોર્યાશી કિલ્લા હતા અને તેમાં દેવગિરિનો કિલ્લો મુખ્ય હતો. સિંઘણદેવ નામની સાથે 'પ્રૌઢપ્રતાપ ચક્રવર્તી, યાદવ ચક્રવર્તી, દ્વારકાપુરવરાધીશ્વર' વગેરે વગેરે વિશેષણો લગાડેલાં છે.

સિંઘણદેવની પછી તેમના પુત્ર જૈતુગી થોડોક વખતજ રાજગાદી પર રહ્યા અને થોડાજ મહિનામાં તેમનું મૃત્યુ થયું હતું. તેમના પુત્ર અર્થાત્ સિંઘણના પૌત્ર કૃષ્ણ અને મહાદેવે અનુક્રમે તેર અને અગિયાર વર્ષ રાજ્ય કર્યું. એ બન્ને ભાઇઓ લગભગ સરખી ઉંમરના હતા, અને એમનો પરસ્પર અત્યંત શુદ્ધ પ્રેમ હતો. એમના સંબંધે હેમાદ્રિ અતિ પ્રેમપૂર્વક કહે છે કે—

धर्मार्थाविव तौ साक्षात्पालयन्तौ वसुन्धराम् ।
विलोक्य लोकः सस्मार राजानौ रामलक्ष्मणौ ॥

કૃષ્ણ અને મહાદેવ ઘણાજ લોકપ્રિય હતા. તેમનું શુદ્ધાચરણ જોઇને લોકો કહેતા હતા કે, તેઓ જાણે રામ અને લક્ષ્મણનાજ અવતાર છે. કૃષ્ણદેવ જેવા ધર્મશીલ હતા, તેવાજ શૂર પણ હતા. સિંઘણદેવના પ્રતાપથી ઘણા

ખરા રાજાઓ અંજાઈ ગયેલા અને કોઈ પણ દેવગિરિ તરફ વાંકી નજર પણ કરી શકતા નહિ. જો કોઈ સહેજ માથું ઉંચકતા તો મોટા ભાઈ કૃષ્ણદેવ અને તેમનાથી પણ વધારે શૂરવીર નાના ભાઈ મહાદેવ તરત તેને નમાવતા. કૃષ્ણદેવે ગુર્જર રાજાને બરાબર હાર ખવડાવી અને કોંકણના રાજાઓને જીતી લીધા. પરંતુ એટલાથી સમસ્ત કોંકણ પ્રદેશ એમના રાજ્યકાળમાં યાદવોને તાબે થયો નહિ. કૃષ્ણદેવના સંબંધમાં હેમાદ્રિ કહે છે કે—

येनाकारि विशालवीसलचमूसंहार कालानले
हेलोन्मूलित मूलराजसमरे निर्वीरमुर्वीतलम् ।
येनानेक महाफलक्रतुकृता संवर्ध्यमानोऽनिशं
क्षीणः कालवशात् पुनस्तरुणतां धर्मोऽपि सम्प्रापितः ॥

અર્થાત્ કૃષ્ણદેવે ગુજરાતના વિશળદેવ રાજાની પ્રચંડ સેનાનો સંહાર કર્યો, રણભૂમિ પર અનેક રાજાઓને ઉખેડી નાખીને વીરતામાં પોતાનો કોઇ બરોબરીઓ રહેવા દીધો નહિ અને પોતાના રાજ્યમાં મહાફળ આપનારાં યજ્ઞયાગાદિ પુણ્યકર્મો કરીને કાળવશ ક્ષીણ થયેલા ધર્મમાં પણ યૌવન લાવી દીધું ! આ શ્લોકનું છેલ્લુ ચરણ 'क्षीणः कालवशात् पुनस्तरुणतां धर्मोऽपि सम्प्रापितः' બહુ મહત્ત્વનું છે. હેમાદ્રિ, બોપદેવ વગેરે પંડિતો આજ સમયમાં થયા અને તેમણે પોતાના પવિત્ર આચરણ વડે તથા પોતાના ગ્રંથો વડે ધર્મના પુનર્જીવનમાં ઘણી મદદ કરી અને તે બધાના ઉદ્યોગથી ભાગવત ધર્મનું તેજ ચમકવા લાગ્યું. તે પછી થોડાજ સમયમાં શ્રીજ્ઞાનેશ્વર વગેરે મહાભાગવતોએ ધર્મોદયનો મધ્યાહ્નકાળ પણ આણ્યો. તે મધુર વિવરણ આગળ ઉપર આવશે. યજ્ઞયાગ તેમજ વ્રતનિયમાદિને યાદવ રાજાઓએ પ્રોત્સાહન આપ્યું. આથી કર્મનિષ્ઠા તથા તેની પાછળ પાછળ તેમના જ્ઞાન–ભક્તિનો ઉદય થયો અને મહારાષ્ટ્રમાં ભાગવતધર્મની વિજય–પતાકા

ફરકાવવાનો સુઅવસર આવી લાગ્યો. કર્મઠતામાં ભલે દોષ હોય, પરંતુ કર્મનષ્ટતા તો મહાન્ પાપ છે. ધર્મ-ગ્લાનિને વખતે લોકો કર્મભ્રષ્ટ થાય છે અને ધર્મોદ્ધારનો સમય કર્મથી શરૂ થાય છે. વળી ભક્તિ અને જ્ઞાનમાં તેની પૂર્ણતા થાય છે. ભગવાને ગીતામાં પણ કહ્યું છે કે 'यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत्' (૧૮–૫) યાદવોના સમયમાં કર્મઠતાને ઘણું માન મળતું. એથી કેટલાક વિદ્વાનો યાદવોની નિંદા કરે છે, પરંતુ અમારા વિચાર પ્રમાણે યાદવોના રાજ્યકાળની સૌથી વધુ આદરણીય વાત એજ હતી કે, રાજાથી રંક સુધી બધા ધર્મ-કર્મનો આદર કરવા લાગ્યા—લોકોમાં સ્વધર્મપ્રેમ ઉત્પન્ન થયો. આ સત્-કર્મોના આચરણનું ફળ એ આવ્યું કે, ભાગવતધર્મ પુન-ર્જીવિત થયો. અસ્તુ. સિંઘણદેવ, કૃષ્ણદેવ, મહાદેવ અને તેમના પછી રામદેવના સમયમાં સંસ્કૃત વિદ્યાને રાજ્યનો આશ્રય પ્રાપ્ત થયો અને ભાસ્કરાચાર્ય, હેમાદ્રિ, બોપદેવ તથા શાર્ઙ્ગધર જેવાં વિદ્વદ્રત્નો પ્રગટ થયાં. પરંતુ આ તર-ફ આગળ વધતા પહેલાં યાદવોનો ઇતિહાસ જોઇ લઇએ.

કૃષ્ણદેવે બીચણદેવના ભાઇ મલ્લને કુહુંડી પ્રાંતના દંડનાયક નીમ્યા હતા. એ મલ્લી સેટ્ટીએ બાગેવાડી પ્રાંતના બ્રાહ્મણોને એક દાનપત્ર દ્વારા જમીન દાનમાં આપી હતી. મલ્લના મૃત્યુ પછી એમના પુત્ર ચૌન્દરાજને કૃષ્ણદેવે પોતાનો મુખ્ય પ્રધાન બનાવ્યો. એવાંજ બીજાં અનેક ઉદાહરણો ઉપરથી જણાય છે કે, યાદવરાજા પોતાના ગુણવાન આશ્રિતોના પુત્ર–પૌત્રોની સંભાળ રાખતા અને તેમનું પાલન કરતા હતા. કૃષ્ણદેવ પછી વીર મહાદેવ રાજા થયા. તેમણે કોંકણના રાજા શિલાહાર વંશના સોમેશ્વરને જીતી સમસ્ત કોંકણપ્રદેશ પોતાના રાજ્યમાં મેળવી લીધો હતો. મહાદેવે શત્રુનાં વહાણ સમુદ્રમાં ડુબાવી દીધાં. તેની સાથે કોંકણના રાજા સોમેશ્વરને પણ જળસમાધિ મળી. મહાદેવના મંત્રીઓમાં મુખ્ય મંત્રી પંડિત હેમાદ્રિજ હતા અને એમને

'કરણાધિપ' ની પદવી મળેલી હતી અત્યંત અભિમાન-થી હેમાદ્રિ કહે છે કે—

सा सम्पत्तदिदं यशोबलमिदं सोऽयं प्रतापो महानेकैकं
पृथिवीभृतो भुवि महादेवस्य लोकोत्तरम् ।
यस्य श्री करणाधिपः स्वयमयं हेमाद्रिसूरिः पुरः
प्रौढ प्रातिभवर्ण्यमानविलसद्वंशो भृशं शोभते ॥

અર્થાત્ "પૃથ્વીના રાજાઓમાં જે સંપત્તિ, યશ, બળ ને પરાક્રમ એવાં હોય કે જેને લોકોત્તર-મહાન કહી શકાય તે સંપત્તિ, તે યશ, તે બળ, તે પ્રતાપ અને આ સઘળા ગુણો એકસાથે મહાદેવ રાજામા છે. આ પ્રૌઢપ્રતાપ ચક્રવર્તી રાજાના દરબારમાં શ્રેષ્ઠ બુદ્ધિ અને વિદ્યાથી વિભૂષિત વંશમાં ઉત્પન્ન થયેલો હું હેમાદ્રિ 'શ્રીકરણાધિપ'ને પદે શોભી રહ્યો છું. એ રાજા મહાદેવની રણનીતિનો એક ઘણોજ સારો નિયમ એ હતો કે, સ્ત્રીઓ, બાળકો તેમજ શરણે આવેલાઓને કોઇ મારી શકતું નહોતુ. તેથી મહાદેવના પરાક્રમથી ભયભીત થયેલા આંધ્રોએ એક સ્ત્રીને અને માળવાના રાજાએ એક બાળકને રાજસિંહાસન પર બેસાડયો હતો, કે જેથી રાજ્યની રક્ષા થાય!" 'अयं शिशुस्त्री शरणागतानां हन्ता महादेव नृपो न जातु' મહાદેવના આ મતથી તેમના હૃદયની ઉદારતા પ્રગટ થાય છે. એજ યાદવોના કુળમા વિક્રમની સત્તરમી સદીમાં જીજાબાઇ ઉત્પન્ન થયાં અને તેમને પેટે જન્મીને મહારાષ્ટ્રમાં સ્વરાજ્યની પુનઃ સ્થાપના કરનાર મહાત્મા શિવાજીએ પણ આ પ્રકારની ઉદારતામાં પોતાના પૂર્વજોનુ અનુકરણ કર્યું તે ઇતિહાસમાં પ્રસિદ્ધજ છે તેમના સૈનિકો પ્રત્યે શિવાજી મહારાજનો સખત હુકમ હતો કે 'શત્રુના દેશમાં સ્ત્રીઓ અને બાળકોને કોઇએ પકડવા નહિ, ગાયોને પણ હાથ અડકાડવો નહિ તેમજ બળદો માત્ર બોજો ઉઠાવવા માટેજ પકડી શકાય, કોઇ પણ માણસ કોઇ પણ જગાએ કોઇ જાતનો

અત્યાચાર ન કરે.' (સભાસદની નોંધ પૃષ્ઠ ૨૪) અસ્તુ. યાદવ રાજધાની દેવગિરિ આ સમયે અતુલ ઐશ્વર્ય ભોગવતી હતી. ત્રણે લોકની સંપત્તિ જાણે અહીંજ એકઠી થઇ હતી. ત્યાંની મોટી મોટી હવેલીઓ અને દેવસ્થાનો ઉંચાઇમાં પર્વતોનાં શિખરો સાથે સ્પર્ધા કરતાં હતાં; ત્યાંના લોક, તેમના વસ્ત્રાલંકાર અને તેમનાં ભાષણ પરમ મધુર અને ચિત્તાકર્ષક હતાં. આ ઐશ્વર્ય ભોગવતાં પંડિત હેમાદ્રિ કહે છે કે—

आस्ते मण्डितदण्डकापरिसरः श्रीसेउणाख्यः परः
देशः पेशलवेशभूषणवचोमाधुर्य धुर्याकृतिः ।
तस्मिन्देवगिरिः पुरी विजयते त्रैलोक्यसारश्रियां
विश्रान्तिः सुरशालिशैलशिखरस्पर्धिष्णु सौधावलिः ॥

અસ્તુ. હેમાદ્રિની 'રાજપ્રશસ્તિ' અહીંજ સમાપ્ત થાય છે અને તેથી તેની આગળના રાજાઓની જોઇએ તેવી હકીકત મળતી નથી.

મહાદેવ પછી તેમના પુત્ર આમણદેવને દૂર કરીને કૃષ્ણદેવના પુત્ર રામદેવરાવ દેવગિરિના રાજસિંહાસન પર બેઠા. તેમણે સાડત્રીસ વર્ષ રાજ્ય કર્યું. એમના મહાપ્રધાન અચ્યુત નાયક સંવત ૧૩૨૯માં સાષ્ટી પ્રાંતના મહાપ્રધાન હતા. સાલુવદેવ સંવત ૧૩૩૪ થી ૧૩૩૭ સુધી એમના મુખ્ય સેનાપતિ હતા. સંવત ૧૩૪૭ માં ભારદ્વાજગોત્રી યજુર્વેદી બ્રાહ્મણ કૃષ્ણદેવ કોંકણના મહાપ્રધાન હતા. રામદેવરાવના સમયના ૨૪ લેખ આ વખતે મળે છે. સંવત ૧૩૫૪માં તાડપત્ર ઉપર લખેલા અમરકોશની એક પ્રત પૂનાની ડેક્કન કૉલેજની લાયબ્રેરીમાં છે. એમના સમયમાં લડાઇ–ઝઘડા બહુ થયા નહોતા, પરંતુ મહારાષ્ટ્રમાં ભાગવત ધર્મનો ઉદય થયો અને જ્ઞાનેશ્વર, નામદેવ વગેરે સંતરત્નોએ મહારાષ્ટ્રને ભક્તિસુખમાં તરબોળ કરી દીધો. જ્ઞાનેશ્વર મહારાજે જ્ઞાનેશ્વરીની છેવટમાં રાજા રામદેવરાવ-

નો આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છેઃ—

"...........આ કલિયુગમાં અને મહારાષ્ટ્ર મંડળમાં શ્રીગોદાવરીના દક્ષિણપ્રાંતમાં બ્રહ્માંડ સૂત્રધાર શ્રીમહાલયા (ઉર્ફે મહાલસા, મ્હાલસા અથવા મોહિનીરાજ) નામનું અત્યંત પવિત્ર, પંચક્રોશ ક્ષેત્ર છે. આ પ્રદેશ પર હાલમાં યદુવંશવિલાસ સકલકલાનિવાસ શ્રીરામચંદ્ર ન્યાયપૂર્વક પ્રજાપાલન કરી રહ્યા છે. તેમનાજ રાજ્યમાં આ મહાલસા ક્ષેત્ર છે. મોહિનીનું રૂપ ધારણ કરીને વિરાજનારા શ્રીવિષ્ણુ ભગવાનના (નિવાસ નામના) આ ક્ષેત્રમાં મહેશ-અર્થાત્ આદિનાથ શંકરની પરંપરાવાળા શ્રી નિવૃત્તિનાથના શિષ્ય જ્ઞાનદેવ-અર્થાત્ મેં ગીતાને આ (જ્ઞાનેશ્વરી રૂપી) મરાઠી અલંકાર પહેરાવ્યો છે.' આ ગ્રંથ સંવત ૧૩૪૮માં સંપૂર્ણ થયો. આ અલૌકિક ગ્રંથના કર્તા શ્રીજ્ઞાનેશ્વર મહારાજનું ચરિત્ર વિસ્તારપૂર્વક આગળ ઉપર આવનારજ છે. એટલે અહીં રામદેવરાવના સંબંધમાં બેએક વધુ બાબતો કહીને આ પ્રકરણ સમાપ્ત કરીશું.

અર્થાત્ મહારાષ્ટ્ર મંડળના પડતીના દિવસો આવ્યા. અલાઉદ્દીન ઝડપથી દેવગઢ ઉપર ચઢી આવ્યો. તેણે એવી વાત પણ ઉડાવી કે, મારી પાછળ દિલ્હીના બાદશાહની ઘણી મોટી ફોજ ચાલી આવે છે. આ સાંભળીને રામદેવરાવના હોશકોશ ઉડી ગયા. નાની એવી લડાઈ થઈ અને રામદેવરાવે અપાર સંપત્તિ આપીને સંધિ કરી. યશસ્વી અલાઉદ્દીન દિલ્હી પાછો ફર્યો. અલાઉદ્દીન જ્યારે બાદશાહ થયો ત્યારે સંવત ૧૩૬૩ માં તેણે ત્રીસ હજાર ઘોડેસ્વારોની સાથે મલિક કાફૂરને દેવગઢ ઉપર ચઢાઈ કરવા મોકલ્યો. તેણે રામદેવરાવનું રાજ્ય લૂંટયું અને રામદેવરાવને કેદ કરીને દિલ્હી લઈ ગયો. ત્યાં છ મહિના કેદ ભોગવીને રામદેવરાવ પાછા ફર્યા. પરંતુ આ પછી ત્રણ વર્ષ બાદ સંવત ૧૩૬૬માં રામદેવરાવનું અવસાન થયું. તેમના પછી તેમના પુત્ર શંકરદેવ રાજસિંહાસને બેઠા. તેમણે દિલ્હીપતિને ત્રણ વરસ સુધી લાગલાગટ રાજ્યકર (ખંડણી) મોકલ્યો નહિ. ત્યારે ફરીથી મલિક કાફૂરે સંવત ૧૩૬૯ માં દેવગઢ ઉપર ચઢાઈ કરી, લૂંટફાટ કરી તથા જ્યાં ત્યાં આગ લગાડી અને શંકરદેવ માર્યા ગયા. ત્યાર પછી રામદેવના જમાઈ હરપાળદેવે ફરીથી રાજ્ય મેળવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ સંવત ૧૩૭૫ માં દિલ્હીના બાદશાહ મુબારકે હરપાલદેવને પકડીને અત્યંત ક્રૂરતાથી તેમની ચામડી ઉતરાવી મારી નાખ્યા. આ પ્રમાણે દેવગઢના યાદવ રાજ્યનો અંત આવ્યો.

## ૨—વિદ્યા અને વિદ્વાનો

દેવગિરિના યાદવોના રાજ્યકાળમાં જ્યોતિષ, વૈદક, ધર્મશાસ્ત્ર અને વ્યાકરણનું અધ્યયન અને પ્રચાર સારા પ્રમાણમાં થયો. આ સમયે ભાસ્કરાચાર્ય વગેરે કેટલાક સુપ્રસિદ્ધ જ્યોતિષી થયા. વળી કેટલાકને રાજ્ય તરફનો આશ્રય પણ હતો. ભાસ્કરાચાર્યનું કુળજ વિદ્વાનોનું કુળ હતું, એમની વંશાવલી આ નીચે આપવામાં આવી છે. આ

ત્રિવિક્રમ
|
ભાસ્કર ભટ્ટ
|
ગોવિંદ
|
પ્રભાકર
|
મનોરથ
|
મહેશ્વર
|
ભાસ્કરાચાર્ય
|
લક્ષ્મીધર
|
ચંગદેવ

વંશના પ્રથમ પુરુષ ત્રિવિક્રમે 'દમયંતી-કથા' નામે ગ્રંથ લખ્યો છે. એમના પુત્ર ભાસ્કર ભટ્ટનો જન્મ સં. ૧૦૭૧ માં થયો, એ ભોજરાજાના વિદ્યાપતિ હતા. એમના પછી પાંચમી પેઢીએ મહેશ્વર થયા કે જેમણે સંવત ૧૧૬૫ માં ચાર જ્યોતિષગ્રંથો લખ્યા. એમના પુત્ર જગદ્વિખ્યાત ભાસ્કરાચાર્ય થયા. ભાસ્કરાચાર્યનો જન્મ સંવત ૧૧૭૧ માં થયો. એમના ગ્રંથ 'સિદ્ધાંત-શિરોમણિ' 'કરણ કુતૂહલ' અને 'લીલાવતી' સર્વમાન્ય છે. તેમણે સિદ્ધાંતશિરોમણિ ૩૬ મે વર્ષે સંવત ૧૨૦૭ માં લખ્યો અને 'કરણકુતૂહલ'ની રચના અગણોતેરમે વર્ષે–અર્થાત્ સંવત ૧૨૪૦ માં શરૂ કરી. એમનું આખું જીવન જ્યોતિષના અધ્યયનમાં વીત્યું અને તેમણે પૂર્વકાળના આર્ય ભટ્ટ, વરાહ મિહિર વગેરે આચાર્યોના જેવો અમર યશ જ્યોતિષ વિદ્યામાં પ્રાપ્ત કર્યો. ભાસ્કરાચાર્યના પુત્ર લક્ષ્મીધર જૈત્રપાલ રાજાના આશ્રિત હતા. રાજા પોતેજ તેમને દરબારમાં સન્માનપૂર્વક લઇ ગયા હતા અને તેમને સભા-પંડિતના પદે બેસાડયા. લક્ષ્મીધરના પુત્ર ચંગદેવ રાજા સિંઘણદેવના જ્યોતિષી હતા. ચંગદેવે ખાનદેશમાં નૈઋત્ય તરફ દશ માઇલ ઉપર પાટણ નામના ગામમા ભાસ્કરાચાર્ય તથા તેમના વંશના અન્ય વિદ્વાનોએ બનાવેલા ગ્રંથોના અધ્યયન–અધ્યાપનમાટે એક મઠ બંધાવ્યો. એ મઠ આજે ત્યાં નથી; પરંતુ તેનાં ચિહ્ન હજુ પણ મોજુદ છે. પાટણ ગામના ભવાનીના મંદિરમાં એક શિલા ઉપર ચંગદેવનો એક લેખ છે. તે લેખમાં આ બધું વર્ણન આપેલુ છે. આ લેખના સંસ્કૃત શ્લોકો પહેલવહેલા ડૉ૦ ભાઊ દાજીએ શોધખોળપૂર્વક વાંચ્યા. 'शाण्डिल्यवंशे कवि चक्रवर्ती' ત્રિવિક્રમ થયા અને તેમના ભાસ્કર ભટ્ટ નામના પુત્રને ભોજ રાજાએ 'વિદ્યાપતિ' બનાવ્યો. તેમના ગોવિંદ,

ગોવિંદના પ્રભાકર, પ્રભાકરના મનોરથ, તેમના કવીશ્વર મહેશ્વર અને મહેશ્વરના ભાસ્કરાચાર્ય થયા. આ વિવરણ આ શિલાલેખમાં છે અને વળી આગળ કહ્યું છે કે—

तत्सूनुः कविवृन्दवन्दितपदः सद्वेदविद्यालता-
कन्दः कंसरिपुप्रसादितपदः सर्वज्ञविद्यासदः ।
यच्छिष्यैः सहकोऽपि नो विवदितुं दक्षो विवादीक्वचि-
च्छ्रीमान् भास्करकोविदः समभवत्सत्कीर्तिपुण्यान्वितः ॥

ભાસ્કરાચાર્ય પોતાની હયાતીમાંજ કેટલું માન પામ્યા હતા, તે આ પરથી જણાય છે. કવિઓ તેમનાં ચરણોમાં લીન રહેતા હતા. મોટા મોટા વિદ્વાનો તેમના શિષ્યો સાથે પણ શાસ્ત્રાર્થ કરતાં ડરતા હતા. આ લેખમાં જણાવ્યા પ્રમાણે ભાસ્કરાચાર્ય વેદવિદ્યાપારંગત હતા, તેમજ શ્રીકૃષ્ણના મહાભક્ત હતા અને સત્કીર્તિવાળા તથા પુણ્યશાળી હતા. તેમના પુત્ર લક્ષ્મીધર પણ તેમના જેવુંજ માન પામ્યા હતા—

लक्ष्मीधराख्योऽखिलसूरिमुख्यो वेदार्थवित् तार्किक चक्रवर्ती ।
क्रतुक्रियाकाण्डविचारसारविशारदो भास्करनन्दनोऽभूत ॥२१॥
सर्वशास्त्रार्थदक्षोऽयमिति मत्वा पुरादतः ।
जैत्रपालेन यो नीतः कृतश्च विबुधाग्रणीः ॥२२॥

લક્ષ્મીધરના પુત્ર ચાંગદેવને રાજા સિંઘણદેવનો આશ્રય પ્રાપ્ત થયો હતોઃ—

तस्मात्सुतः सिङ्घण चक्रवर्ती दैवज्ञवर्योऽजनि चङ्गदेवः ।
श्रीभास्कराचार्यनिबद्धशास्त्रविस्तारहेतोः कुरुते मठं यः ॥२३॥

ચંગદેવે તે મઠમાં ભાસ્કરાચાર્યના ગ્રંથો તથા તેમના વંશના અન્ય વિદ્વાનોના ગ્રંથો રાખ્યા અને આ 'ગ્રંથસંગ્રહાલય' સ્થાપ્યું. સિંઘણદેવના માંડલિક નિકુંભ વંશના સાઇદેવે સંવત ૧૨૬૪ માં આ ગ્રંથ સંગ્રહાલયને માટે વાર્ષિક દાનની એક રકમ બાંધી હતી. ભાસ્કરાચાર્યને પણ કોઇ રાજાનો આશ્રય હતો કે નહિ તેની કંઇ માહિતી હજુ મળતી નથી, પરંતુ તેમના પુત્ર-પૌત્રોને યાદવ રાજા-

ઓએ આશ્રય આપ્યો હતો, એ સ્પષ્ટ છે. ભાસ્કરાચાર્યે પોતાના પિતૃદેવના સંબંધમાં પોતાના સિદ્ધાંતશિરોમણિ ગ્રંથમાં કહ્યું છે કે—

आसीत् सह्यकुलाचलाश्रितपुरे त्रैविद्यविद्वज्जने
नानासज्जनधाम्नि विज्जडविडे शाण्डिल्यगोत्रो द्विजः।
श्रौतस्मार्त विचारसारचतुरो निःशेषविद्यानिधिः
साधूनामवधिर्महेसरकृती दैवज्ञचूडामणिः ॥६२॥
तज्जस्तच्चरणारविन्दयुगलप्राप्तप्रसादः सुधी-
र्मुग्धोद्बोधकरं विदग्धगणकप्रीतिप्रदं प्रस्फुटम् ।
एतद्व्यक्तसदुक्तियुक्ति बहुलं हेलावगम्यं विदां
सिद्धान्तग्रथनं कुबुद्धिमथनं चक्रे कविर्भास्करः ॥६३॥
(—गोले प्रश्नाध्यायः)

આ પરથી સ્પષ્ટ જણાય છે કે, ભાસ્કરાચાર્યે પોતાના પિતા પાસેથી વિદ્યા પ્રાપ્ત કરી હતી. ભાસ્કરાચાર્યનું ઘર સહ્યાદ્રિ પર્વતની પાસે વિજ્જડવિડ નામના સ્થાનમાં હતું. શિલાલેખમાંથી જે બાવીસમો શ્લોક પહેલાં ઉદ્ધૃત કરેલો છે, તેમાં લક્ષ્મીધરને 'पुरादानीतः' કહ્યા છે. પુરનો અર્થ પાટણ ગામ, કે જે સહ્યાદ્રિની પાસે સહ્યાદ્રિનાજ ફાંટા જેવા ચાંદવડ નામના પર્વત સાથે જોડાયલું–અર્થાત્ ભાસ્કરાચાર્યના કથન પ્રમાણે 'सह्याचलाश्रित' છે. આથી જણાય છે કે, વિજ્જડવિડ અને પાટણ બન્ને સ્થાન કાં તો એકજ છે, અથવા પાટણની પાસે તે સમયમાં વિજ્જડવિડ નામનું કોઇ ગામ પણ આવેલું હશે. ઉપરોક્ત બન્ને શ્લોકોમાં ભાસ્કરાચાર્યે પોતાનું કુલાભિમાન અને પિતૃભક્તિ ઉત્તમ પ્રકારે વ્યક્ત કરેલી છે. 'श्रौतस्मार्तविचारसारचतुरः' અર્થાત્ શ્રુતિ અને સ્મૃતિનાં વચનોમાંથી વિચારોનો સાર કાઢવામાં ચતુર, અનેક વિદ્યાઓના ભંડાર અને સાધુઓના મુકુટમણિ ઇત્યાદિ વિશેષણ તેમણે પોતાના પૂજ્ય પિતાના સંબંધમાં વાપર્યાં છે. પોતાના વિદ્વાન તેમજ સદાચારી પિતાજ પુત્રને શિક્ષણ આપનાર ગુરુ હોય અને વળી પિતા

પાસેથી પ્રાપ્ત થયેલી વિદ્યાનો પુત્ર યશ ફેલાવે, એવો પરમ શુભ સંયોગ બહુજ થોડો જોવામાં આવે છે. ભાસ્કરાચાર્યનું કુળ વિદ્વાન, અને ખાસ કરીને જ્યોતિષવિદ્યામાં પારંગત હતું. ભાસ્કરાચાર્યના ભાઈ શ્રીપતિના પુત્ર ગણપતિ અને તેમના પુત્ર અનંતદેવને સિંઘણુરાજાનો આશ્રય હતો. તેમનો કોતરાવેલો એક શિલાલેખ ખાનદેશમાં ચાલીસગામથી દશ માઇલ ઉત્તરે બહાલ નામક ગામના સારજાદેવીના મંદિરમાં છે. આ અનંતદેવે પણ જ્યોતિષના કેટલાક ગ્રંથો લખ્યા છે. ભાસ્કરાચાર્યના કુળ સિવાય જ્યોતિષીઓનું બીજું એક કુળ જ્યોતિષવિદ્યામાં પ્રસિદ્ધ થયું છે. ભારદ્વાજગોત્રી રામ નામના જ્યોતિષી છેલ્લા યાદવ રાજા રામદેવરાવના દરબારમાં હતા. એ પૈઠણથી ૭૦ માઈલ પૂર્વે ગોદાવરીના ઉત્તર કિનારે પાર્થપુર (પાથરી)-ના રહેવાસી હતા. આ સ્થાન દેવગિરિથી અગ્નિ કોણમાં ૮૫ માઈલ ઉપર આવેલું છે. આ રામ જ્યોતિષીના વંશમાં સંવત ૧૫૬૫ થી ૧૬૦૫ દરમિયાન જ્ઞાનરાજ, સૂર્ય, ઢુણ્ઢિરાજ વગેરે અનેક જ્યોતિષી થયા અને તેમણે જ્યોતિષના અનેક ગ્રંથો પણ લખ્યા હતા. આ પણ એક ખાસ જાણવા જેવી વાત છે કે, રાજા રામદેવરાવના દરબારના આ રામ જ્યોતિષીની અગિયારમી પેઢી પર જે વિજ્ઞાનેશ્વર થયા, તેઓ બાજીરાવ પેશ્વાના દરબારમાં જ્યોતિષી હતા. કહે છે કે, એમના વંશજો હજુ બીડ સ્થાનમાં છે.

સિંઘણુ રાજાને ત્યાં 'શ્રીકરણાધિપ' સોઢલ નામના કોઇ કાશ્મિરી બ્રાહ્મણ હતા. તેમના પુત્ર શાર્ઙ્ગધરે 'સંગીત રત્નાકર' નામનો ઘણોજ સરસ ગ્રંથ લખ્યો હતો. કૃષ્ણદેવના શૂર અને વિદ્વાન ગજસેનાપતિએ 'સૂક્તિમુક્તાવલી' ગ્રંથ લખ્યો છે. એજ કૃષ્ણદેવના આશ્રિત અમલાનંદે શ્રીમચ્છંકરાચાર્યના વેદાંતસૂત્ર ભાષ્ય પર 'વેદાંત કલ્પતરુ' નામનો ગ્રંથ લખ્યો છે.

વીર મહાદેવ અને રામદેવરાવના રાજ્યકાળમાં તેમના

મુખ્ય મંત્રી હેમાદ્રિનું નામ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. મહારાષ્ટ્રમાં હેમાદ્રિ હેમાડ પંતના નામથી પ્રસિદ્ધ છે. તેમનાં બનાવેલાં દેવાલયો હેમાડ પંતી દેવાલય કહેવાય છે. આ માધ્યંદિન શાખાધ્યાયી, પંચ પ્રવરવાળા વત્સગોત્રી યજુર્વેદી બ્રાહ્મણ મહાવિદ્વાન ને સમર્થ રાજનીતિજ્ઞ હતા. તેમના પિતાનું નામ કામદેવ, દાદાનું નામ વાસુદેવ અને વડદાદાનું નામ વામન હતું. એમના કુલસ્વામી મહાલસા-અર્થાત્ મોહિનીરાજ છે. આ રાજકાર્યધુરંધર* વિદ્વાન બ્રાહ્મણ ધર્મશાસ્ત્રના પણ સમર્થ જાણકાર હતા. તેમણે ધર્મશાસ્ત્રોના અનેક ગ્રંથો લખ્યા છે, જેમાંનો 'ચતુર્વર્ગ ચિંતામણિ' ગ્રંથ મુખ્ય છે. આ ગ્રંથના ચાર ભાગ છે- વ્રતખંડ, દાનખંડ, તીર્થખંડ અને મોક્ષખંડ. એ નામો ઉપરથી જણાઈ આવે છે કે, કયા ભાગમાં કયા વિષયનું વિવરણ છે. 'પરિશેષ ખંડ' નામનો એક પાંચમો ખંડ પણ છે, કે જેમાં દેવપૂજા, શ્રાદ્ધવિધિ, મુહૂર્તનિર્ણય, પ્રાયશ્ચિત્ત વગેરે વિષયોનું વિસ્તૃત વિવરણ છે. આ ગ્રંથ હાલમાં છપાયેલા છે. આ ગ્રંથ સાતસો વર્ષ થયાં વિદ્વન્માન્ય છે. ધર્મશાસ્ત્રની ચર્ચામાં હેમાદ્રિનું નામ અને તેમના ગ્રંથોનાં અવતરણ સાંભળવામાં આવે છે. આયુર્વેદરસાયન અને મુક્તાફળ વગેરે બીજા અનેક ગ્રંથો પણ તેમણે લખ્યા. કેટલાક ગ્રંથો તો તેમણે પોતાના આશ્રિત બોપદેવ પાસે લખાવ્યા અને પોતે બોપદેવના ગ્રંથો ઉપર ટીકાઓ કરી. 'રાજપ્રશસ્તિ' નામના સુંદર શ્લોકબદ્ધ ગ્રંથમાં તેમણે 'દેવગિરિના યાદવોનો સંક્ષિપ્ત ઇતિહાસ'જ લખ્યો છે. મહારાષ્ટ્રમાં પ્રચલિત મોડી લિપિ હેમાદ્રિજ લંકાથી લઈ

* શાકે ૧૧૯૪ (સંવત ૧૩૨૯)ના તામ્રપત્રમાં પંડિત હેમાદ્રિને 'શ્રીકરણાધિપ'ની પદવી આપેલી છે. આ પદવીના સંબંધમાં ડૉ. ભાંડારકર કહે છે કે—

'આ કાર્ય મુખ્ય મંત્રીનું અથવા તો જેણે પોતાના શેઠ-રાજા-માલિકની વતી હુકમો લખ્યા હોય અને ચલાવ્યા હોય અને નોંધી રાખી હોય તેનું જણાય છે.'—મૂળલેખક

આવ્યા અને કહે છે કે, લંકાથી એક વિશેષ પ્રકારનું અન્ન લાવીને તેના વડે તેમણે તેના દૃષ્ટિદોષને દૂર કર્યો હતો. હેમાદ્રિ રાજકાર્યમાં કુશળ, વિદ્વાન, ધર્મશાસ્ત્રના જાણકાર, ગ્રંથકાર અને કલાવિદ્ હતા. જે રાજનીતિજ્ઞતામાં મહારાષ્ટ્રના બ્રાહ્મણોની આટલી બધી ખ્યાતિ છે, તેના સૌથી પુરાતન અને પ્રથમ આદર્શ હેમાદ્રિ થયા.

હેમાદ્રિના આશ્રિત અને સમોવડીઆ પરમ મિત્ર બોપદેવ હતા. તેઓ શ્રીકૃષ્ણોપાસક હતા. એમના પૂર્વજ વૈદ્ય હતા. એમના દાદાનું નામ મહાદેવ અને પિતાનું નામ કેશવ હતું. એ બન્ને પ્રસિદ્ધ વૈદ્ય હતા. કેશવે 'સિદ્ધમંત્ર' નામનો 'નિઘંટુ' લખ્યો, જે હવે પ્રસિદ્ધ થયો છે. આ ગ્રંથ ઉપર બોપદેવે 'સિદ્ધમંત્ર પ્રકાશ' નામની ટીકા પણ લખેલી છે. કેશવે પોતાના 'સિદ્ધમંત્ર'માં લખ્યું છે કે–

लेभे जन्म महादेवादायुर्वेदं च भास्करात् ।
सम्मानं सिंहराजाच्च केशवः कारकोऽस्य सः ॥

અર્થાત્ આ સિદ્ધમંત્રના કર્તા કેશવના પિતા મહાદેવ હતા, વૈદકમાં એમના ગુરુ ભાસ્કર હતા અને એમનો આદર કરનાર આશ્રયદાતા સિંહરાજ અથવા સિંઘણ હતા. આ શ્લોક ઉપર ટીકા કરતાં બોપદેવે લખ્યું છે કે–'महादेवो वेदपदाभिधानमहाराष्ट्रनिवासी विप्रः' અર્થાત્ મહાદેવ વેદપદ નામના ગામમાં રહેનારા 'મહારાષ્ટ્રના બ્રાહ્મણ' હતા. બોપદેવે પોતાના 'શતશ્લોકી' નામના ગ્રંથમાં વેદપદનો પુનઃ ઉલ્લેખ કર્યો છે. અને કહ્યું છે કે, વિદર્ભ (વરાડ) દેશમાં વરદા નદીને કિનારે વેદપદ ગામમાં કેશવ અને ધનેશ નામના બે પ્રસિદ્ધ વૈદ્યો હતા, અને બોપદેવ ધનેશના શિષ્ય અને કેશવના પુત્ર હતા—અર્થાત્ કેશવના પુત્ર બોપદેવે ધનેશ પાસેથી વૈદ્યકનું શિક્ષણ લીધું હતું. હેમાદ્રિએ બોપદેવને આશ્રય આપી પોતાની સાથે રાખ્યો. બન્ને પંડિતો એકબીજાના અનુપમ મિત્ર થયા. બોપદેવનો જન્મ સં. ૧૩૧૭માં છે. હેમાદ્રિ બોપદેવથી મોટા હતા.

ભાગવતની લોકપ્રિયતા વધારવામાં પુષ્કળ મદદ મળી. આ બધું તેમણે કર્યું છે, પરંતુ ભાગવત ગ્રંથ કંઈ તેમણે રચ્યો નથી. ભાગવત બોપદેવની પહેલાંના ઘણા સમયથી પ્રસિદ્ધ છે. અઢાર પુરાણોમાં સર્વોત્તમ પુરાણ શ્રીમદ્ભાગવતજ છે અને પહેલેથી આ વાત પ્રસિદ્ધ છે કે, તેના કર્તા મહર્ષિ વ્યાસ છે. કેટલાક વિરુદ્ધ મતવાદીઓનું કથન છે અને આ કથનમાં હાલના કેટલાક પંડિતો પણ તેમની સાથે સહમત થઇ ગયા છે કે, ભાગવત એ કોઇ પ્રાચીન ગ્રંથ નથી, એ બોપદેવની રચના છે. એનું સપ્રમાણ ખંડન અમારા મિત્ર ત્ર્યંબક ગુરુનાથ કાળેએ 'સમાલોચક' નામના માસિક પત્રના પચીસમા તેમજ ઓગણત્રીસમા અંકમાં તથા કેસરીના તા. ૨૮ ફેબ્રુઆરી સને ૧૯૧૧ અને તા ૯ મી મે સને ૧૯૧૧ ના અંકોમાં બહુ સારી રીતે કર્યું છે. અને સિદ્ધ કરી બતાવ્યું છે કે, શ્રીમદ્ભાગવત વ્યાસકૃતજ છે. ભાગવતના ટીકાકાર શ્રીધર સ્વામી સંવત ૧૧૫૭ની લગભગમાં હયાત હતા; બીજા ટીકાકાર ચિત્સુખ અને હનુમાન એમનાથી પણ પ્રાચીન યાને આઠમા સૈકામાં થઇ ગયા આચાર્યના ગુરુ ગૌડપાદાચાર્યે પોતાની ઉત્તરગીતાની ટીકામાં શ્રીમદ્ભાગવતનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે, શૌનકના ઋગ્વિધાનમા (જેનો સમય ઇ. સ. ૪૦૦ યા ૫૦૦ છે) ભાગવતનો ઉલ્લેખ છે, આ બધાં પ્રમાણો દ્વારા શ્રી. કાળે મહોદયે સિદ્ધ કર્યું છે કે, ભાગવત ગ્રંથ અત્યંત પ્રાચીન છે. જ્ઞાનેશ્વરીમા પણ ભાગવતના અનેક પ્રસંગ આવેલા છે, અને તેમા પણ સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે કે "આ કલ્પાદિ ભક્તિ જે ભાગવતમાં બહાને કહેવાઇ છે, તે ઉત્તમ જાણીને મે ધનંજયને કહી છે." (અ. ૧૮–૧૧૩૨)

## ૩–પંઢરપુરનો ભાગવતધર્મ

શ્રીજ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ ને તુકારામજ મહારાષ્ટ્રના ભાગવતધર્મ સંપ્રદાયના મુખ્ય પ્રવર્તક થયા તથા પંઢરપુરનો આ ભક્તિપંથ આ બધાની પહેલાંથી ચાલ્યો

આવે છે. પાંડુરંગની કથા મૂળરૂપે પદ્મ પુરાણમાં છે અને જ્ઞાનેશ્વર, નામદેવ વગેરે પહેલાં પંઢરીનાથના અનેક ભક્તો મહારાષ્ટ્રમાં થયા. આળંદીમાં જ્ઞાનેશ્વરના સમાધિમંદિરની નીચે નદીકિનારે હરિહરેન્દ્ર સ્વામીનો મઠ છે. ત્યાં દશ-બાર વર્ષ પહેલાં ખોદકામ કરતાં એક મંદિર ઉપર સંવત ૧૨૬૬ના વૈશાખ વદી ૧૦ ને મંગળવારનો કોતરેલો એક શિલાલેખ મળ્યો છે. કોઈ એક કૃષ્ણ સ્વામી થઈ ગયા કે જેમની સમાધિપર આ લેખ છે. એની પાછળના ભાગમાં વિઠ્ઠલ-રખુમાઈની મૂર્તિઓ છે. પંઢરપુરમાં શ્રીવિઠ્ઠલ ભગવાનના મંદિરમાં ગરુડપારનું વિશાળ આંગણું પાર કરીને 'સોળખાંબી' (સોળ સ્થંભવાળું સ્થાન) તરફ જવા માટે ત્રણ ચાર પગદંડીઓ આવેલી છે. તેના પર ચઢયા પછી જે મંડપમાં અવાય છે, તેમાં ઉપરની તરફ સાડાસાત ફુટ લાંબી અને એક ફુટ બે ઇંચ પહોળી એવી જૂની શિલા છે. તે શિલાની ત્રણ બાજુ દેવનાગરી લિપિમાં શાકે ૧૧૫૯ (સં. ૧૨૯૪) નો એક સંસ્કૃત શિલાલેખ છે. એ સ્પષ્ટ વંચાતો નથી, પરંતુ જે અક્ષરો વાંચી શકાયા છે, તે પરથી જણાય છે કે, સોમેશ્વર નામના યાદવ રાજાએ આ શિલાલેખ કોતરાવ્યો હશે. રાજાના નામની સાથે 'પૃથ્વીવલ્લભ, મહારાજાધિરાજ, સર્વરાજચૂડામણિ' એવાં વિશેષણો લગાડેલાં છે. આ નામ દ્વારપાળનું રાજ્ય પચાવી પાડનાર અને પન્હાલના ભોજરાજાને જીતી દક્ષિણના અધિપતિ બનનારા સિંઘણદેવ રાજાનું બીજું નામ હશે અથવા તેમના જીવનકાળમાં થોડાં વર્ષ દેવગિરિનું રાજ્યશાસન કરનારા 'બીજા જૈતુગી'નું બીજું નામ હશે. આ ગમે તે હો, પરંતુ એટલું તો સ્પષ્ટજ છે કે, સંવત ૧૨૯૪ માં યાદવ-રાજકુળના સોમેશ્વર નામના કોઈ બળવાન મહારાષ્ટ્રીય રાજા પંઢરપુરમાં આવ્યા હતા. આ શિલાલેખ પરથી આ વાત નિઃસંદેહ સમજાય છે કે 'સોમેશ્વરે આસપાસના બીજા રાજાઓને જીતીને સંવત ૧૨૯૪માં ભીમરથીને કિનારે પંડરિગે નામના મહાગ્રામમાં છાવણી નાખી હતી. ત્યાંના

લોકો પુડલિક 'મુનિ'નુ ઘણા પ્રેમથી ચિંતન કરતા હતા અને ત્યાથી પદર માઇલ દૂર હિરિયગરજ (પુહુજ?) નામના ગામના લોકો દરવર્ષે ભગવાનને કઇક ભેટ ચઢાવતા હતા' શોલાપુર-ગેઝેટિયરમા આ વર્ણન લખીને ભગવાનલાલ આગળ કહે છે કે 'ભગવાન વિઠ્ઠલની ઉપાસના આથી ઘણા સમય પહેલાથી થતી આવે છે, એજ વાત સિદ્ધ થાય છે.' સવત ૧૨૯૪ના શિલાલેખમા 'પુડલિક મુનિ' 'પડરિગે (પઢરપુર) મહાગ્રામ' શબ્દ સ્પષ્ટ વચાય છે 'ગે' કાનડી ભાષાનો પ્રત્યય છે

પઢરપુરમા શાકે ૧૧૯૨ (સ૦ ૧૩૨૭) પ્રમોદ નામના સવત્સરનો એક શિલાલેખ છે તેમા લખ્યુ છે કે, દેવગિરિરાજ 'પ્રૌઢપ્રતાપ ચક્રવર્તી મહાદેવ યાદવ'ના રાજ્યકાળમા એક કાશ્યપ ગોત્રી બ્રાહ્મણે આસોર્યામ નામનો યજ્ઞ કર્યો

શ્રીપઢરપુર ક્ષેત્ર, ઓછામા ઓછુ એક હજાર વર્ષથી મહાક્ષેત્ર માનવામા આવે છે. જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, તુકારામ વગેરે ભક્તોએ પઢરીનો મહિમા ગાયો, એનાથી ઘણો સમય પહેલાથીજ પઢરી 'વિઠ્ઠલરાય'ની નગરીના નામથી દક્ષિણમા સર્વત્ર પ્રસિદ્ધ હતી પુડલીકના* પુણ્ય

* પુડલીક (યા પુડરીક) પરમ ભાગવત હતા મહારાષ્ટ્રના ભાગવત-ધર્મ-સપ્રદાયના એ આદિપુરુષ થઇ ગયા ઇતિહાસવેત્તાઓ એમનો સમય નક્કી કરી શક્યા નથી એ અતિપ્રાચીન કાળમા થયા હતા એમના તપથી પ્રસન્ન થઇને ભગવાન શ્રીકૃષ્ણચદ્ર મહારાજ ત્યા પધાર્યા જે સ્થાનમા તેઓ તપ કરતા હતા ત્યાજ ભગવાન અવતર્યા તેમના આસનને માટે પુડલીકની પાસે પડેલી એક ઈંટ આપી દીધી તેજ ઈંટ ઉપર ભગવાન ઉભા રહ્યા ત્યારથી ભગવાનની એ શ્યામસુદર મનમોહન મૂર્તિ તેજ રૂપમા ત્યા ઉભી છે આજ સ્થાનનુ નામ પઢરી યા પઢરપુર છે, કે જે પુડરીકના નામ પરથીજ પડેલુ માલમ પડે છે કહે છે કે, આ નામ ગ્રથોથી પઢરીનાથ (પુડલીકના નાથ) ભગવાન શ્રીવિઠ્ઠલ ભગવાન (શ્રીવિઠ્ઠલ ભગવાન) અહીં વિરાજે

પ્રતાપથી આ ઇંટ ઉપર ઉભેલી સુંદર મૂર્તિ ઓછામાં ઓછાં એક હજાર વર્ષથી પ્રેમી ભક્તોને મોક્ષ આપી રહી છે. પુંડલીકનો સમય નક્કી કરવાનું કોઈ સાધન મળતું નથી. આ સમય નક્કી થઇ જાય તો ખાત્રી થઇ શકે કે, પંઢરીના ભક્તિપંથનો ક્યારે આરંભ થયેલો. હમણાં તો જે શ્રદ્ધાથી ઘેર ઘેર લોકો કહે છે કે 'અઠ્ઠાવીસ યુગથી ભગવાન્ ઇંટ ઉપર ઉભેલા છે' તેજ શ્રદ્ધા બરાબર છે. શાલિવાહનના તેરમા સૈકામાં જ્ઞાનેશ્વર, નામદેવ વગેરે સંતોએ પંઢરીનો મહિમા ચારે દિશાઓમાં ફેલાવ્યો, પરંતુ એથી પણ પહેલાં વિઠ્ઠલ ભગવાનના સમચરણ ભક્ત-ભમરોનાં* ચિત્તને આકર્ષતા હતા. પંઢરીમાં વિઠ્ઠલ ભગવાનના દેવાલયમાં 'ચોરાશી' નો શિલાલેખ પ્રસિદ્ધ છે. તે ઉપરથી જણાય છે કે, સંવત ૧૩૩૦માં ભક્તોએ મંદિરના જીર્ણોદ્ધારનું કામ શરૂ કર્યું અને આ કામને માટે સંવત ૧૩૩૪ સુધી શ્રદ્ધાળુ લોકો પાસેથી પૈસા લેવાનું કામ ચાલ્યા કર્યું. આ શિલાલેખ જે શિલા ઉપર કોતરેલો છે તેના ઉપર પીઠ ઘસવા યાત્રીઓને પંડયાઓ કહે છે. આ શિલા ચાર ફુટ દસ ઈંચ લાંબી અને બે ફૂટ નવ ઇંચ પહોળી છે. એના ઉપર પહેલી ત્રણ લીટીઓ શિલાની લંબાઇમાં કોતરેલી છે અને પછી આઠ સ્તંભોમાં પૈસા આપનારની નામવાર અને ખાતાવાર નોંધ છે. પ્રથમની ત્રણ લીટીઓમાંની બીજી લીટીમાં આ સંસ્કૃત શ્લોક છે—

---

*હ્યા છે. પાંડવગીતામા પૂર્વયુગોના થોડાક પરમભાગવતોને નમન છે કે—

प्रह्लादनारदपराशरपुण्डरीक-
व्यासाम्बरीषशुकशौनकभीष्मदाल्भ्यान् ।
रुक्माङ्गदोद्धवविभीषणफाल्गुनादीन्
पुण्यानिमान्परमभागवतान्नतोऽस्मि ॥

સંભવ છે કે, આ પુંડરીક પંઢરપુર વસાવનારા પરમ ભાગવત હોવા જોઇએ, કે જેમનું નામ આજે પણ મહારાષ્ટ્રમાં 'પુણ્ડલીક વરદે હરિ વિઠ્ઠલ' કહીને ભગવાનની સાથેજ બોલવામાં આવે છે અને જયજયકાર કરવામાં આવે છે. —હિન્દી અનુવાદક

स्तुत्यं नित्यमशेष सिद्धविबुधैर्भूत्यां विपृष्टं परं
श्रीकान्तं कमलेक्षणं सुरगणैर्गेयं मुदा कोमलम् ।
कीर्त्यं भक्तजनैर्भृशं पुलकितानन्दाम्बु पूर्णेक्षणै-
र्वन्दे नन्दसुतं मुदा घननिलं भक्तानुगं (श्री) विठ्ठलम् ॥

ત્રીજી પંક્તિમાં તે સમયની મરાઠી ભાષાનું એક વાક્ય છે, જેમાં લખ્યું છે કે—

"સ્વસ્તિ શ્રીશાકે ૧૧૯૫ શ્રીમુખ નામના સંવત્સરમાં ફાગનિપુર (ફાગણ સુદી પૂનમે ?) શ્રી વિઠ્ઠલદેવરાયને માટે કુલપાન યાવચ્ચંદ્રદિવાકરો બરાબર ચઢતાં રહે તે માટે અનેક ભક્તમંડળોએ જે દ્રવ્યદાન કર્યું છે તેનું વર્ણન."

આની આગળ આઠ થાંભલાઓમાં જેઓએ પંદર રૂપિયાની કિંમતની ગદ્યાન નામની સોના મહોરો આપી હતી, એ નામોમાં થોડાક પુરુષોનાં નામ છે, થોડાંક સ્ત્રીઓનાં નામ છે, થોડાંક નામ મહારાષ્ટ્રીય સ્ત્રી-પુરુષોનાં છે અને થોડાંક નામ કર્ણાટક તથા તેલંગનાં સ્ત્રીપુરુષોનાં છે. પ્રત્યેક સ્થંભમાં જેના દ્વારા જે રકમ વસુલ થયેલી, તેનું પણ નામ આપેલું છે. આથી જણાય છે કે, પૈસા વસુલ કરવા માટે કેટલાક માણસોનું એક મંડળ નીમવામાં આવ્યું હતું. પૈસા આપનારાઓનાં આ નામોથી વળી એમ પણ જણાય છે કે, કર્ણાટક, તૈલંગણ, પૈઠણ, કોંકણનગર વગેરે સર્વ ભાગોમાંથી ભાવિક ભક્તો 'વિઠ્ઠલ દેવરાય'નાં દર્શન માટે શાકે ૧૧૯૫ (સંવત ૧૩૩૦)ની પહેલાંથીજ આવ્યા કરતા હતા. આ ચોરાશીના શિલાલેખ પરથી બીજી પણ બે-ચાર વાતો જણાય છે. સંવત ૧૩૩૦માં આ શિલા ઉપર લેખનું કોતરકામ શરૂ થયું અને સંવત ૧૩૩૪ માં સમાપ્ત થયું આ પછીની શિલાઓ કદાચ પંઢરપુરમાં કોઈ જૂની ઇમારતોમાં ચણાયલી અથવા હજુસુધી જમીનમાંજ દટાયેલી હોય ! ભક્તોએ આપસમાં નાણાં એકઠાં કરીને શ્રીવિઠ્ઠલ દેવરાયના મંદિરનો જીર્ણોદ્ધાર આ પ્રમાણે શરૂ કર્યો અને તેને માટે તેમણે એક વ્યવસ્થાપક મંડળ પણ નીમ્યું.

એ તો ઠીકજ થયું, પરંતુ એથી પણ વધારે આનંદની વાત એ છે કે, એ રાષ્ટ્રદેવ શ્રીવિઠ્ઠલ ભગવાનના મંદિરના જીર્ણોદ્ધારના કાર્યમાં તે સમયના મહારાષ્ટ્રના નૃપતિએ પણ હૃદયપૂર્વક મદદ આપી હતી. ઉપરોક્ત નામાવલિમાં બે નામ વધુ આગળ પડતાં છે. મહારાષ્ટ્રના તે સમયના રાજા 'રામદેવરાવ જાધવ' અને તેમના સુપ્રસિદ્ધ કરણાધિપ–પ્રધાન હેમાદ્રિ પંડિત ઉર્ફે હેમાડ્ પંત પણ આ રાષ્ટ્રીય દેવકાર્યમાં સહાયક થયા હતા. 'શાકે ૧૧૯૮ (સંવત ૧૩૩૩) ધાતા નામના સંવત્સરમાં ફાગણ વદી ૩ ને સોમવારે સોડવી ગામના 'હેમાડ પંડિત' પંઢરપુર ગયા હતા અને તે પછી દશ માસે 'સ્વસ્તિ શ્રી શાકે ૧૧૯૮ ઈશ્વર નામના સંવત્સરમાં માગશર સુદી ૧૫ ને શુક્રવારને દિવસે 'શ્રીવિઠ્ઠલદેવરાયને પંઢરી સભાના અધ્યક્ષ શ્રી જાદવ નારાયણ પ્રૌઢપ્રતાપ ચક્રવર્તિ શ્રી રામચંદ્ર દેવરાયે સૂર્ય–ચંદ્ર રહે ત્યાં સુધી કાયમ રહે તેવી ભેટ ચઢાવી.' પરંતુ આ ભેટ શું હતી અથવા રકમ કેટલી હતી, એ જાણી શકાતું નથી. અવશ્યજ એ કોઈ મોટી ચીજ અથવા ભારે રકમ હશે. રાજાના સર્વાધિકારીએ પણ થોડી ભેટ ચઢાવી, રાજકુટુંબની કોઇ સ્ત્રીએ કૂવો ખોદાવવા માટે ઘણી મોટી રકમ દાનમાં આપી. શિલાલેખમાં એ હકીકતોનો ઉલ્લેખ કરનારા અક્ષરો બીજા અક્ષરો કરતાં મોટા છે અને રાજા પ્રત્યે પોતાનો પૂજ્યભાવ વ્યક્ત કરવા માટે આ વ્યવસ્થાપક મંડળે એમનાં નામોનો ઉલ્લેખ 'સ્વસ્તિ શ્રી'થી શરૂઆત કરીને ઇતિ 'શ્રીમંગલ મહાશ્રી'થી કરેલ છે. લોકો જે કાર્યનો આરંભ કરે, તેમાં રાજા પણ આનંદપૂર્વક જોડાય, એ વાત રાજા અને પ્રજા બન્નેને માટે ગૌરવજનક છે. આવા લોકસેવાપરાયણ દેવપ્રિય રાજાની જે પ્રશંસા જ્ઞાનેશ્વર જેવા વિરક્ત મહાત્માએ કરી છે તે યથાર્થજ છે.

શ્રીવિઠ્ઠલદેવરાયના ભક્તોએ ઘણા કષ્ટથી જીર્ણોદ્ધાર માટે આ ધન એકત્ર કર્યું હતું. ભગવાનના ભોગને માટે સત્તૂ, ઘઉં, ઘી વગેરે જે પદાર્થો ભંડારમાં એકઠા કરવામાં

આવતા તે વિષે શિલાલેખમાં ભંડારીને એવા સોગન ખવડાવવામાં આવ્યા છે કે, એમાંથી કોઇ પણ ચીજ કોઇ ઉઠાવી ન જાય. આ પ્રમાણે સંવત ૧૩૩૦ ની લગભગ શ્રીવિઠ્ઠલ ભગવાનની ભક્તિ સમસ્ત મહારાષ્ટ્રમાં સ્થપાયેલી હતી. એજ શિલાલેખમાં આષાઢ સુદ અને વદ એકાદશી, આસો સુદી પડવો, પૂનમ વગેરે તિથિઓ પરજ ભગવાનને ભેટ ચઢાવવાનો ઉલ્લેખ છે. આ પરથી જણાય છે કે, આષાઢી એકાદશી તથા બીજા પૂનેમના દિવસોએ અહીં યાત્રાળુઓ વધારે આવતા હતા. અને પછી આસોનો નવરાત્રિનો ઉત્સવ પણ થવા લાગ્યો હતો. આખાયે શિલાલેખમાં રુકિમણીનું ક્યાંયે નામ નથી ! શ્રીવિઠ્ઠલનું સ્મરણ અવશ્યજ સ્થળે સ્થળે ' શ્રી વિઠ્ઠલદેવરાય ' કહીને ઘણાજ પ્રેમથી કરવામાં આવ્યું છે. આ શિલાલેખના ચોત્રીસ વર્ષ પછી કોતરેલો એક શિલાખેલ, પંઢરપુરમાંનાજ એક મકાનમાં આવેલી ચોખામેલાની સમાધિની નજીકમાં છે. તેમાં શ્રી વિઠ્ઠલદેવરાયને " પંઢરીપુરવરાધીશ્વર પુણ્ડરિકવરદ, પાણ્ડવ પ્રજાપાલક ભક્તજનસેવિત સદાપ્રસન્ન સમુજ્જીવ લોકૈકનાથ વૈકુણ્ઠાધિપતિ દેવરાય " વગેરે વિશેષણોથી માન આપીને યાદ કર્યા છે અને 'પંઢરપુર'ને 'શ્રીમદ્દક્ષિણ દ્વારાવતી' કહ્યું છે.

ઉપર આપેલા વિવરણ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, દક્ષિણના ભાગવતભક્તોએ શ્રીવિઠ્ઠલદેવરાયની પૂજા–અર્ચાને આ સાર્વજનિક સ્વરૂપ સંવત ૧૩૩૦–૩૪માં આપ્યુ અને તેને હેમાડ પંત અથવા હેમાદ્રિ જેવા વિદ્વાન અને સમર્થ રાજકાર્યધુરંધરે તથા રામદેવરાય જેવા તે સમયના મહારાષ્ટ્રના ' રાજાએ હૃદયપૂર્વક ' સહાય આપીને પ્રોત્સાહન આપ્યું હતું. આની આગળનું વર્ણન આથી પણ વધારે ચિત્તાકર્ષક છે. ભક્તો અને રાજ્યના માણસો અથવા રાજ્યકર્તાઓ કોઇ સંસ્થા સ્થાપી શકે છે અને દ્રવ્યબળથી તેને થોડો સમય ચલાવી પણ શકે છે. પરંતુ તે સંસ્થાને માટે અંદરથી જે ઇશ્વરીય તેજની આવશ્યકતા હોય છે, તે તો સંતો પાસેથીજ પ્રાપ્ત થઇ શકે છે. કોઇ પણ સંસ્થામાં

પ્રાણ પૂરવા માટે ઈશ્વરી વિભૂતિઓનીજ આવશ્યકતા હોય છે. ભાવિક જનોના અત્યંત ઉત્કટ પ્રેમથી ગદ્ગદ્ થઈને ભગવાન પંઢરિનાથ પોતાના ભક્તોને વૈકુંઠમાંથી મહારાષ્ટ્રમાં લઇ આવ્યા. પંઢરિનાથ પોતેજ શ્રીજ્ઞાનેશ્વરના રૂપમાં પ્રગટ થયા અને વિસોબા ખેચર, નામદેવ, ગોરા કુંભાર, સાંવતા માળી, નરહરિ સોની, બંકા મહાર, ચોખામેલા, જનમિત્ર, કૂર્મદાસ, જનાબાઈ અને ચાંગદેવ× વગેરે સંત-

---

× વિસોબા ખેચર બ્રાહ્મણ હતા. પહેલાં જ્ઞાનેશ્વર મહારાજની નિંદા કર્યા કરતા હતા, પરંતુ પાછળથી તેમના પરમ ભક્ત થયા. તેમણે નામદેવ જેવા ભક્તરાજને ગુરુમંત્ર આપ્યો. તેમની કથા આગળ આવશે. નામદેવ જાતે દરજી હતા, એમની ભક્તિ અને અધિકારનું વર્ણન પ્રસંગાનુસાર વાચક આગળ વાંચશે. ગોરા કુંભાર, કુંભાર જાતિના હતા. એમના પ્રસંગો પણ આગળ ઉપર આવશે. સાંવતા માળી, માળીની નાતના હતા. તેઓ પણ પરમભક્ત થયા. નરહરિ સોની સોની હતા, પહેલાં અસંત સુરત શૈવ હતા અને તે એટલે સુધી કે વિષ્ણુનું દર્શન કરવું એને પણ પાપ માનતા હતા. પરંતુ પાછળથી તેઓ પરમ વૈષ્ણવ થયા હતા. એમને શિવ-વિષ્ણુની એકતાનું જ્ઞાન થયું અને પરિણામે પરમ ભક્ત થતા. બંકા મહાર જાતિના હતા. ભક્તિના બળથી એમણે ભગવાનના દર્શન કર્યા. ચોખા મેલા ચમાર હતા અને શ્રીવિઠ્ઠલના પરમ ભક્ત હતા. ચમાર હોવાને લીધે એમને શ્રીવિઠ્ઠલના મંદિરમા કોઇ પ્રવેશ કરવા દેતું નહોતું, પરંતુ એનું એમને કંઇ દુ:ખ નહોતુ. તેઓ પરમાત્માને સર્વત્ર જોતા અને શ્રીવિઠ્ઠલ ભગવાન એમને ઘેર વિરાજતા તથા એમની સાથે ભોજન કરતા હતા. એ સગુણ ભક્તિની મૂર્તિ હતા. તેમની ભક્તિના ચમત્કાર જોઇને લોકો એમને માનવા લાગ્યા અને એમનું નામ અમર થયું. જનમિત્ર અને કૂર્મદાસ પણ પરમ ભક્ત થયા. જનાબાઇ શૂદ્રની કન્યા હતી, પોતાના માતા-પિતાની સાથે પંઢરપુર યાત્રામા ગઇ હતી, તે માતા-પિતાને છોડીને ત્યાજ રહી. ભક્તરાજ નામદેવે એને અનાથ જાણીને પોતાને ઘેર રાખી. એમની ભક્તિનો એવો પ્રતાપ હતો કે, શ્રીવિઠ્ઠલ એમને ઘેર જઇને એમને દર્શન આપતા હતા. એક વાર ભગવાન એમને ઘેર પોતાના ગળાનો હાર ભૂલી ગયા. મંદિરમા પૂજા વખતે હારની શોધાશોધ થઇ રહી, ક્યાય ના મળ્યો; પરંતુ શોધ કરતા આખરે જનાબાઇને ત્યાથી મળ્યો અને તેને માથે

રત્નોની સહાયથી તેમણે મહારાષ્ટ્ર ઉપર ભક્તિ-જ્ઞાનાનંદની વૃષ્ટિ કરી. એ સંતોએ મહારાષ્ટ્રને સનાથ કર્યું. તેમણે સમાજને ભાગવતધર્મનાં અત્યુચ્ચ તત્ત્વોનો પરિચય કરાવ્યો અને બધામાં ભગવદ્‌ભાવની વૃદ્ધિ કરી. પંઢરપુરને ભક્તિપંથનું કેન્દ્ર બનાવ્યું. પાડાની પાસે વેદમંત્રો બોલાવવા, ચાંગદેવનો ગર્વ ઉતારવાને માટે જડ દિવાલને ચલાવવી, સ્વર્ગસ્થ પિતૃઓને પ્રત્યક્ષ ભોજન કરાવવું વગેરે ચમત્કારોથી પૈઠણના બ્રાહ્મણોનું અભિમાન ઉતારીને તેમની પાસે પોતાની બાર વર્ષની ઉંમરે શુદ્ધિપત્ર પ્રાપ્ત કરીને જ્ઞાનદેવ પઢંરપુર ગયા અને ત્યાં ભાવિકોને વિઠ્ઠલભક્તિનું રહસ્ય બતાવીને તેમનાં હૃદયોમાં તેમણે સગુણ-નિર્ગુણ તથા ભક્તિ-જ્ઞાનનું ઐક્ય સ્થાપ્યું. વિઠ્ઠલ અને શ્રીકૃષ્ણ એકજ છે, તેથી શ્રીકૃષ્ણના મુખેથી જે ગીતા સંસ્કૃત ભાષામાં પ્રસિદ્ધ થઇ હતી, તેનો પ્રચાર મહારાષ્ટ્ર મંડળમાં કરવા માટે જ્ઞાનદેવે શાકે ૧૨૧૨ (સંવત ૧૩૪૭)માં પોતાની 'ભાવાર્થદીપિકા' પ્રગટ કરી. નામદેવની વિઠ્ઠલભક્તિની કથાઓ મહારાષ્ટ્રમાં બહુજ પ્રસિદ્ધ છે. પરમભક્ત જ્ઞાનદેવ પહેલા સગુણ ભક્તજ હતા, પરંતુ સગુણ-નિર્ગુણ એકજ છે અને પંઢરીના વિઠ્ઠલજ વિશ્વાત્મક ભગવાન યા ક્ષરાક્ષરાતીત પુરુષોત્તમ છે; આ જ્ઞાન તેમને વિસોબા ખેચર પાસેથી પ્રાપ્ત થયું.



---

ચોરીનું તહોમત આવ્યું, તથા તેને શૂળીએ ચઢાવવાનો હુકમ થયો. જનાબાઇને જ્યારે શૂળીએ ચઢાવવામાં આવી ત્યારે શૂળી ઓગળીને પાણી થઇ ગઇ, ત્યારે લોકોએ જાણ્યું કે, જનાબાઇ કોણ છે? ચાંગદેવ યોગની અનેક સિદ્ધિઓ પામેલા હતા. તેમનો ઘણો મોટો અખાડો હતો. પાછળથી તેઓ જ્ઞાનદેવને શરણે આવ્યા અને મુક્તાબાઇએ તેમને ગુરૂપદેશ આપ્યો. આ કથા "ચાંગદેવ અને જ્ઞાનદેવના અધ્યાયમાં વાચક આગળ ઉપર વાંચશે." —હિન્દી અનુવાદક



## કુળ-વૃત્તાંત

"જ્યાં હરિના દાસ જન્મ લે છે, તે કુળ પવિત્ર છે અને તે દેશ પાવન છે."—તુકારામ

### વંશાવળી

હરિહર પંત (આપેગાંવના કુલકર્ણી)




શ્રી જ્ઞાનેશ્વર મહારાજના પૂર્વજ પૈઠણથી ચારકોશ ઉપર ગોદાવરીના ઉત્તરકિનારે આપેગાંવના કુલકર્ણી મુખી હતા. એમનું જીવિકાનું આ સાધન પૂર્વપરંપરાથી ચાલતું આવતું હતું. એ માધ્યંદિન શાખાના યજુર્વેદી બ્રાહ્મણ

હતા. એમનું ગોત્ર પંચ પ્રવરાન્વિત વત્સ હતું. જ્ઞાનેશ્વર મહારાજના વડદાદાના વડદાદા હરિહરપંત કુલકર્ણી સં. ૧૧૯૫ ની લગભગ આપેગાંવના કુલકર્ણીનું (મુખીપણાનું) કામ કરતા હતા. હરિહર પંતને ત્રણ સંતાન થયાં. તેમાં મોટા દીકરાનું નામ રામચંદ્ર પંત, નાનાનું કેશવ પંત અને દીકરીનું નામ મોહનાબાઈ હતું. કેશવ પંત યજ્ઞોપવીત આપ્યા પછી એક વર્ષે જતા રહ્યા હતા. મોહનાબાઇને દેવગઢમાં નરહર પંત માથવેના પુત્ર સાથે પરણાવી હતી. રામચંદ્ર પંતે પિતાની પાછળ કુલકર્ણીનું કામ સંભાળ્યું. એમના પુત્ર ગોપાળ થયા. એ પિતાના આજ્ઞાંકિત હોઇને તેમનેજ માર્ગે ચાલનારા હતા. ગોપાળ પંતને એકજ પુત્ર થયો. તેનુ નામ ત્ર્યંબક પંત હતું. તેઓ જ્ઞાનેશ્વર મહારાજના વડદાદા હતા. એ મહાપરાક્રમી પુરુષ હતા, અને પછી ભગવદ્ભક્તોમાં ખાસ પ્રસિદ્ધ થયા હતા. હવે આપણે એમનું ચરિત્ર સંક્ષેપમાં જોઇએ.

ત્ર્યંબક પંતે યજ્ઞોપવીત અપાયા પછી દેવગઢ જઇને વેદશાસ્ત્રનુ અધ્યયન કર્યું. એમનું શરૂઆતનું જીવન દેવગઢના યાદવ રાજાઓની સેવામાં વ્યતીત થયુ હતું અને પાછલી ઉમ્મરમાં તેમણે શ્રી ગોરક્ષનાથની કૃપાથી ભગવચ્ચિંતનનો આનંદ પ્રાપ્ત કર્યો હતો. તેમણે પાંચ વર્ષસુધી બીડ દેશના દેશાધિકારીનું કામ કર્યું. શાકે ૧૧૨૯ (સંવત ૧૨૬૪) પ્રભવ નામના સંવત્સરમાં ચૈત્ર સુદી પાંચમ ને સોમવારે પ્રાત:કાળે ઘડી ૧૧ નું એક રાજાજ્ઞાપત્ર લિંગાસ્કર મહાદેવે પ્રસિદ્ધ કર્યું છે. તે પરથી જણાય છે કે, જૈત્રપાલ મહારાજે 'દશહજાર યાદવ મુદ્રિકા' થી તેમને બીડ દેશના અધિકારી નીમ્યા અને આજ્ઞા આપી કે, બીડ પ્રાન્તમાં દર વર્ષે જે આવક થાય તે તમારે લેવી. નોકર-ચાકર, હાથી-ઘોડા અને ઊંટ-એ બધાનો યથોચિત નિર્વાહ કરવો. શ્રીરાજાધિરાજે દયાળુ થઇને અગ્નિહોત્રીઓ અને ગુણીજનોને જે ભેટ-જાગીર આપ્યાં હોય તેની સાથે એવુ વર્તન કરવું, કે જેથી તેમને કોઇ દુઃખ ન થાય. પ્રજાનું

પુત્રવત્ પાલન કરવું, રાજાજ્ઞા પ્રમાણે વડીલોનું અનુસરણ કરવું, રાજાજ્ઞા માનવાને સદા તત્પર રહેવું, કોઇ પ્રકારનો વિરોધ ન કરવો.' ઇત્યાદિ. આ પ્રમાણે રાજાજ્ઞા અનુસાર ત્ર્યંબક પંતે પાંચ વર્ષ બીડ પ્રાંતના દેશાધિકારીનું કામ કર્યું. એ પાંચ વર્ષમાંથી ત્રણ વર્ષ દુકાળનાં ગયાં. એથી તેમને ઘણું નુકસાન થયું. પોતાની પાસેથી ખર્ચ કરીને તેમણે અનેક દુષ્કાળપીડિતોની પ્રાણરક્ષા કરી અને બધાના આશીર્વાદને પ્રાપ્ત થયા.

એમને ગોવિંદ પંત અને હરિ પંત નામે બે પુત્રો હતા. ગોવિંદ પંત ઘર આગળ રહીને કુલકર્ણીનું કામ સંભાળતા હતા. હરિ પંતમાં પરાક્રમ કરીને પિતાની કીર્તિ વધારવાની ધૂન હતી. શાકે ૧૧૩૫ (સંવત ૧૨૭૦) શ્રીમુખ નામ સંવત્સર માગશર સુદ ૭ ને ગુરુવારનું એક રાજાનું આજ્ઞાપત્ર છે, તે દેવગિરિવિશધિપ સિંઘણરાજ મહારાજનું લખેલું છે. એ આજ્ઞાપત્ર ઉપરથી જણાય છે કે, દેવગિરિથી દશ યોજન દક્ષિણ-પૂર્વ પ્રદેશમાં કરંજા ઉપનામના દેશમુખે (પરગણાના હાકેમે) બળવો કર્યો, 'રાજસભાનો દ્રોહ કર્યો' અને ત્રણહજાર માણસોને નોકર રાખીને રસ્તે જતા મુસાફરોને લૂંટવા માંડયા; ત્યારે તેને સજા કરવાના કામ ઉપર સિંઘણ રાજાએ જસવંતસિંહ અને હરિ પંત 'સેનાનાયક'ને પાંચ હજાર પાયદળ, બે હજાર અશ્વારોહીઓ, સો હાથી, પાંચસો ઊંટ, એક હજાર 'લુઠકજેહી,' ચારસો રણવાદ્ય વગાડનારા અને એક હજાર સેવકો આ પ્રમાણેની શસ્ત્રસજ્જ સેના આપીને મોકલ્યા. સૈન્યના નિર્વાહ માટે બે લાખ યાદવ-મુદ્રાઓ આપી અને એવી આજ્ઞા કરી કે, સમસ્ત પૂર્વના પ્રદેશને કબજે કરી લેવો, 'શત્રુને પીઠ બતાવવી નહિ, તેને હરાવવો, દૃઢતાથી યુદ્ધ કરવું, લક્ષ્મીજીની કૃપાથી' પૂર્ણ વિજય થશે. આ પ્રમાણે 'હરિ પંત બિન ત્ર્યંબક પંત કુલકર્ણી સેનાનાયકે' તે બળવાખોર દેશમુખ ઉપર ચઢાઈ કરી, પરંતુ તે વીર સાથે યુદ્ધ કરતાં કરતાં તેમનું શરીર કપાઈ ગયું. આશાસ્પદ

ને પ્રભાવશાળી પુત્રનું અવસાન થયેલું જોઇ ત્ર્યંબક પંત અત્યંત દુઃખી થયા અને સઘળાં કામ છોડીને આપેગાંવ પાછા ફર્યા. આ વાતનો તેમને ઘણો પશ્ચાત્તાપ થયો કે, રાજસેવા અને કુટુંબસેવામાંજ સમસ્ત જીંદગી ગુમાવી દીધી! હવે તેમણે બાકીનું જીવન ભગવાનનાં ચરણોમાં જોડીને સાર્થક કરવાનો નિશ્ચય કર્યો. કર્મ–ધર્મ–સંયોગથી એજ સમયે ગોરક્ષનાથ મહારાજ તીર્થાટન કરતા કરતા આપેગાંવમાં પધાર્યા. ત્ર્યંબક પંત તેમને શરણે ગયા અને તેમના અનુગ્રહપાત્ર બન્યા. શ્રીજ્ઞાનેશ્વર મહારાજની પૂર્વ-પરંપરામાં ભગવદ્ભક્ત તરીકે ત્ર્યંબક પંતજ પ્રથમ પુરુષ થયા. નામદેવરાયે મુક્તાબાઇની સમાધિ ઉપર જે અભંગો રચ્યા છે તેમાં કહ્યું છે કે 'ભક્ત ત્ર્યંબક પંત મૂળપુરુષ થયા, તેમની સમાધિ આપેગાંવમાં છે.'

ત્ર્યંબક પંતના જ્યેષ્ઠ પુત્ર ગોવિંદ પંતને તેમની સહધર્મિણી નિરાબાઇથી પંચાવનમે વર્ષે એક પુત્ર થયો, તેનું નામ વિઠ્ઠલ રાખવામાં આવ્યું. આજ વિઠ્ઠલ પંત તે શ્રીજ્ઞાનેશ્વર મહારાજના પિતા છે. નિરાબાઈ પૈઠણવાસી કૃષ્ણાજી પંત દેવકુલેની બહેન હતી. આ દેવકુલે–કુળ હજુ પણ પૈઠણમાં છે. વેદમાતા ગાયત્રીના પુરશ્ચરણથી ગોવિંદ પંતના વિઠ્ઠલ પંત થયા. પૈઠણ ગામના બ્રાહ્મણોએ આગળ જ્ઞાનેશ્વર મહારાજને જે શુદ્ધિપત્ર આપ્યુ છે તેમાં 'શ્રીવેદ-માતુઃ સુતં' કહીને શ્રીવિઠ્ઠલ પતનો નામોલ્લેખ કર્યો છે. વિઠ્ઠલ પંત બાળપણથીજ વૈરાગ્યશીલ હતા. ગોવિંદ પંત અને નિરાબાઈ બન્નેને ગોરક્ષનાથના શિષ્ય ગૈનીનાથ પાસે-થી બ્રહ્મોપદેશ પ્રાપ્ત થયો હતો. ગૈનીનાથે પોતાની ઝોળી-માંથી ભભૂતી કાઢીને નિરાબાઇને આપી અને પાણીની સાથે મેળવીને તેને પી જવા કહ્યું. તેમના આ પ્રસાદથી નિરા-બાઇને ગર્ભ રહ્યો. 'શ્રીજ્ઞાનેશ્વરનું મૂળ' નામક ગ્રંથમાં નામદેવ કહે છે કે, વિઠ્ઠલ પંતના રૂપમાં 'મૂર્તિમંત વૈરાગ્ય'જ જનમ્યો અને તેમનો આ વૈરાગ્ય આંધળો નહિ પરંતુ આંખોવાળો હતો. વિવેકયુક્ત વૈરાગ્યજ સાચો વૈરા-

ગ્ય હોય છે અને તેજ ટકે છે. જ્ઞાન વિનાનો જે વૈરાગ્ય થાય છે, તે આંધળો હોય છે. વિઠ્ઠલ પંત વિવેક-વૈરાગ્ય સાથે લઇને ઉત્પન્ન થયા. સાતમે વર્ષે તેમનો યજ્ઞોપવિત સંસ્કાર થયો અને તેમને ગાયત્રીનો ઉપદેશ મળ્યો. આ પછી પૈઠણમાં મામાને ઘેર રહીને તેમણે વેદાભ્યાસ કર્યો, કાવ્ય અને વ્યાકરણ ભણ્યા તથા સારા શાસ્ત્રવકતા થયા.' થોડા સમયમાંજ વેદાધ્યયન પૂરું કરીને તેમણે તીર્થાટનને માટે પિતાની પાસે રજા માગી.

જ્ઞાનાંજનથી નેત્રો ઉઘડી ચૂકયાં હતાં, તીર્થયાત્રાનો આનંદ લેવા તથા માર્ગમાં જે સાધુ-સંત મળતા તેમના સત્સંગનો લાભ ઉઠાવવાનું પૂર્ણ સામર્થ્ય હતું. શાસ્ત્રાધ્યયન અને વળી તીર્થાટન કરવાની પદ્ધતિ ઘણા પ્રાચીન કાળથી ચાલી આવી છે. પ્રત્યેક પગલે અને પ્રત્યેક ક્ષણે હરિચિંતન કરતા કરતા વિઠ્ઠલ પંત તીર્થયાત્રા કરતા હતા. સૌથી પહેલાં તેઓ મુમુક્ષુઓના વિશ્રામસ્થાન શ્રીકૃષ્ણની મૂર્તિનાં દર્શન કરવા દ્વારકા ગયા, ત્યાંથી પિંડારક પહોંચ્યા. પિંડારકથી સુદામા નગરી (પોરબંદર) થઇને તે મૂળ માધવ તીર્થમાં ગયા, કે જ્યાં ભગવાન શ્રીકૃષ્ણે પોતાની અવતારલીલા સમાપ્ત કરી હતી. ત્યાંથી પ્રભાસ (સોરઠી સોમનાથ) સુચક્રુંદગુફા વગેરે તીર્થોનાં દર્શન કરતા કરતા નાસિક જીલ્લામાં સપ્તશૃંગી તીર્થમાં પહોંચ્યા. ત્યાંથી પછી ત્ર્યંબકેશ્વર જઇ કુશાવર્તમાં સ્નાન કરીને તથા ગંગાદ્વારને વંદન કરી બ્રહ્મગિરિની પરિક્રમા કરી. ત્ર્યંબકેશ્વરનાં દર્શન કરતી વખતે તેમને ભાગ્યેજ ખ્યાલ હશે કે, મારો પુત્ર ભાગવતધર્મની પતાકા ફરકાવીને આજ સ્થાને સમાધિ લેવા આવશે. પરંતુ આ ભક્તકુળના ભાવી દીપકનું ભાવી ચરિત્ર જોઇને ત્રણે કાળની બધી વાતોને પોતાનાં ત્રણે નેત્રો વડે જોનાર શ્રી ત્ર્યંબકેશ્વરને ઘણો આનંદ થયો હશે. વિઠ્ઠલ પંતના હૃદયને વિવેક-વૈરાગ્યથી નિર્મળ થયેલું જોઇ ત્ર્યંબકેશ્વરની પ્રેમવૃત્તિ ઉભરાઈ આવી હશે અને તેમણેજ તેમને ઘેર જન્મ લેવાનો નિશ્ચય કર્યો હશે તથા તેમના

જીવનક્રમનો નકશો આગળ જણાવ્યા પ્રમાણે તૈયાર કર્યો હશે. અસ્તુ. પગલેપગલે ભગવાનનો નામઘોષ કરતા કરતા વિઠ્ઠલ પંત ભીમા શંકરથી અલંકાપુરી–આળંદી પહોંચ્યા.

જે ક્ષણે ઈન્દ્રાયણીના તટને વિઠ્ઠલ પંતનો ચરણસ્પર્શ થયો તે ક્ષણના ગર્ભમાં ભવિષ્યકાળની કેટલીએ ઘટનાઓ છુપાયેલી હશે. અનેક તીર્થોની યાત્રા કરીને રસ્તામાં આળંદીને પણ એક તીર્થ જાણી તેઓ ફરતા ફરતા ત્યાં પહોંચી ગયા હતા, પરંતુ તેમનું આ પહોંચવું એ કેટલી મોટી કારણપરંપરાઓના સૂત્રપાતરૂપ હતું ! ત્યાંના કુલકર્ણીની કન્યા સાથે એમનાં લગ્ન થયાં. થોડા સમય પછી તીવ્ર વૈરાગ્ય થવાથી સ્ત્રીને છોડીને ચાલ્યા ગયા, કાશીમાં જઇને રામાનંદ સ્વામી પાસે તેમણે દીક્ષા લીધી, ચૈતન્યાશ્રમ નામ ધારણ કરીને સંન્યાસી થયા, રામાનંદ સ્વામી કાશીથી તીર્થયાત્રાએ ચાલ્યા, આળંદીમાં તેમણે મુકામ કર્યો, ત્યાં પીપળાની પરિક્રમા કરતી વિઠ્ઠલ પંતની પત્નીને 'पुत्रवती भव' કહીને તેમણે આશીર્વાદ આપ્યો, બધું રહસ્ય ખુલ્લું થયા પછી તેમણે ચૈતન્યાશ્રમ સ્વામીને ફરીથી ગૃહસ્થાશ્રમમાં જવાની આજ્ઞા આપી, શાસ્ત્રના ઉલ્લંઘનને માટે તેમના પર અત્યાચાર પણ થયા, પાછળથી આ સંન્યાસીનાં નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન ને મુક્તાબાઈ જેવાં અલૌકિક રત્નો ઉત્પન્ન થયાં, એમનાદ્વારા ભાગવતધર્મનો ડંકો વાગ્યો અને લોકો ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત થયા. એ સંન્યાસીના પુત્ર જ્ઞાનેશ્વર દ્વારા જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવ જેવા અનુપમ ગ્રંથો રચાયા, નામદેવ વગેરે બધી જાતિઓના સંત તેમની પાછળ લાગ્યા અને સમસ્ત મહારાષ્ટ્રમાં ભક્તિપંથનો જયજયકાર થયો. એકનાથ, તુકારામ વગેરે સંતોએ જ્ઞાનેશ્વરે ચલાવેલા ભક્તિમાર્ગને વળી વિશેષ પુષ્ટ કર્યો અને એ કલ્પવૃક્ષની છાયામાં બેસીને લાખો જીવો ત્રણે તાપથી મુક્ત થઇ ગયા ! આ સમસ્ત ઈતિહાસ એજ એક ક્ષણના ગર્ભમાં છુપાયેલો હતો. આ કારણપરંપરા યદૃચ્છાથી થઇ હોય એમ નથી, પરંતુ એ

તો જગચ્ચાલક પરમાત્માની ઈચ્છા-શક્તિથીજ થઇ હતી, એમજ માનવું પડે છે ! ઈશ્વરેચ્છાથી વિઠ્ઠલ પંતે આળંદીમાં પગ મૂક્યો અને તેજ પગ ઉપર પગ રાખીને આ કારણ-પરંપરા ઘણા વેગપૂર્વક આગળ વધતી ગઇ. જળમાં થતી પાછળની લહેર જે આગળની લહેરને ધકેલતી આગળ ને આગળ ચાલે છે, તેજ પ્રમાણે પાછલું કારણ આગલા કારણને કાર્યનું રૂપ આપતું અને પોતે પણ પાછલા કારણનું કાર્ય થતું પ્રવાહરૂપે ચાલ્યું જાય છે.

વિઠ્ઠલ પંત આળંદીમાં આવીને શ્રીસિદ્ધેશ્વરના દેવાલયમાં ઉતર્યા. આળંદીના કુળકર્ણી સિધો પંત ત્રિપ્રવરી વસિષ્ઠગોત્રી બ્રાહ્મણ હોઇને બહુ સદાચારી અને જ્ઞાની હતા. તેમને સારી આવક હતી—ચોવીસ ગામોના તે કુલકર્ણી હતા. એમનાં પત્ની ઉમાબાઇ પણ ધર્માનુકૂળ હોઇને એમનો ગૃહસ્થાશ્રમ સુખપૂર્વક ચાલતો હતો. એ પરોપકારપ્રેમી અને અતિથિસત્કારમાં સદા તત્પર રહેતાં દંપતિને પરણાવવાયોગ્ય એક કન્યા હતી. તેને માટે સિધો પંત યોગ્ય વર શોધતા હતા. તે એવો વર ઇચ્છતા હતા કે, જે વિદ્વાન, સદાચારી ને ભગવદ્ભક્ત હોય. વિઠ્ઠલ પંતની ઉંમર વધારે નહોતી. વળી એમના શરીર ઉપર જ્ઞાનવૈરાગ્યના બળનું તેજ ચમકી રહ્યું હતું. આળંદીમાં રહેતાં રહેતાં એ નિત્ય સ્નાનસંધ્યા—દેવપૂજન વગેરે કાર્યો કરીને ત્રીજે પહોરે ઉપનિષદ્-ભાષ્યાદિનું અધ્યયન કરતા હતા. આળંદીમાં આવેલા આ નવીન મુસાફરની રહેણી-કરણી સિધો પંતે જોઇ અને તે તેમને પસંદ પડી; એટલે તેમણે તેમના કુલ-શીલ સંબંધે તેમનેજ પૂછપરછ કરી, અને પરિણામે તેઓએ તેમને ઓળખ્યા. તેમણે મનોમન નક્કી કરી લીધું કે, આ સુશીલ યુવકને પોતાનો જમાઇ બનાવવા જેવો છે. પરંતુ જો તે પોતાને ઘેર આવીને પંદર દિવસ રહે તોજ તેની પુરી પરીક્ષા થઇ શકે. એમ વિચારીને સિધો પંત તેમને બહુ આદરપૂર્વક પોતાને ઘેર લઇ ગયા અને તેમણે તેમને સારી રીતે પરખી લીધા. રાત-દિવસ

એજ ધ્યાનમાં રહેવાથી કહો કે ઈશ્વરેચ્છાથી કહો, સિધો પંતને એક સ્વપ્ન આવ્યું કે 'તમે તમારી કન્યા આજ વરને પરણાવો. તેના ગર્ભથી દિવ્ય સંતાનો ઉત્પન્ન થઇ તમારા કુળનો ઉદ્ધાર કરશે.' બીજે દિવસે ચાર પ્રતિષ્ઠિત માણસોને બોલાવી તેમની સમક્ષ સિધો પંતે વિઠ્ઠલ પંતની આગળ વિવાહની વાત રજુ કરી અને પોતાનું સ્વપ્ન પણ જણાવ્યું. એટલે, વિઠ્ઠલ પંતે હસીને કહ્યું: "માતાપિતા આપેગાંવમાં છે. હું તીર્થયાત્રાને નિમિત્તે સાધુ–સંતોના સમાગમ અર્થે બહાર નીકળ્યો છું. હજી મારે રામેશ્વર સુધી દક્ષિણયાત્રા કરીને પાછા આવવું છે અને વળી મને લગ્ન કરવાની આજ્ઞા પણ પ્રાપ્ત થઈ નથી." આ ઉત્તર સાંભળીને સિધો પંત ચૂપ થઇ ગયા. પરંતુ ખુબીની વાત એ બની કે, તેજ રાત્રે તુલસીક્યારા આગળ સૂતેલા વિઠ્ઠલ પંતને શ્રીવિઠ્ઠલ ભગવાને સ્વપ્ન આપ્યું કે 'તમે આ કન્યા સાથે પરણો, તેના પેટે ભગવાન જન્મ લેશે અને તમારા કુળનો તથા વિશ્વનો ઉદ્ધાર કરશે. એ તમારે માટેજ છે અને તેનો તમારે સ્વીકાર કરવો જોઇએ.' સ્વપ્નની આ વાત વિઠ્ઠલ પંતે સિધો પંતને કહી. સિધો પંતને તો એ સાંભળીને ઘણોજ આનંદ થયો. આ ઈશ્વરેચ્છા છે એમ જાણીને બન્ને પક્ષો વિવાહ માટે તૈયાર થયા. વિવાહને માટે જેઠ માસનું છેલ્લુ મુહૂર્તજ બાકી રહ્યું હતું અને માતા–પિતાને લઈ આવવાનો સમય પણ રહ્યો નહોતો. સિધો પંતે ઘણા ઠાઠમાઠથી બધું કામ કર્યું અને અલંકારો સાથે કન્યાદાન દીધું. પોતાના મનને અનુકૂળ જમાઇ મળ્યા, એ વાતથી તેમનાં સાસુ–સસરો ઘણાંજ સુખી થયાં.

લગ્નવિધિ પૂરો થયા પછી આષાઢી એકાદશી પાસે આવતી જાણીને વિઠ્ઠલ પંતે પંઢરી જવાનો વિચાર કર્યો. સિધો પંત પણ કુટુંબનાં બધાં માણસોને સાથે લઇને તેમની સાથે ચાલ્યા. રસ્તે ચાલતાં વિઠ્ઠલ પંત 'હૃદયમાં વિઠ્ઠલમૂર્તિ ધારણ કરીને મુખેથી નામકીર્તન ગાતા જતા હતા.' તેમનો આ પ્રેમ જોઇને સિધો પંતને ઘણો સંતોષ

થયો અને જ્યારે તે પંઢરપુરમાં પંઢરિનાથના દેવાલયમાં પહોંચ્યા ત્યારે તેમણે કન્યા અને જમાઇને શ્રી વિઠ્ઠલનાં ચરણોમાં નમન કરાવ્યું. ચાર દિવસ ત્યાંના આનંદપૂર્ણ કીર્તનોત્સવનો લાભ મેળવીને સિધો પંત આળંદી પાછા ફર્યા અને વિઠ્ઠલ પંત તેમની આજ્ઞા લઇ દક્ષિણની યાત્રાએ ઉપડયા. કૃષ્ણા, કાવેરી, તુંગભદ્રાનાં પાવન તીર્થોદકમાં સ્નાન કરીને અને શ્રીશૈલ, વેંકટાદ્રિ, રામેશ્વર, શિવકાન્ચી, વિષ્ણુકાન્ચી, ગોકર્ણ, હાટકેશ્વર, કોલ્હાપુર, કહ્લાડ, માહુલી વગેરે ક્ષેત્રોમાં દર્શન કરતા કરતા આળંદી પાછા આવ્યા. અહીં સિધો પંતે અત્યંત પ્રેમથી તેમનું સ્વાગત કર્યું.

ચાર દિવસ આળંદીમાં રહીને વિઠ્ઠલ પંત માતા-પિતાનાં દર્શન માટે ઘણી ઉત્સુકતાપૂર્વક ચાલ્યા. સિધો પંત પણ પોતાના મિત્રોને મળવા માટે અત્યંત ઉત્સુક હતા. તેઓ પણ જમાઇ અને કન્યાની સાથે ચાલી નીકળ્યા. ઘણા સમય પછી પુત્ર ઘેર પાછો આવ્યો હોવાથી વિઠ્ઠલ પંતનાં માતાપિતાને ઘણો આનંદ થયો, અને વળી વિવાહ કરીને સહધર્મિણીની સાથે તેનું આગમન જોઈને તેમના આનંદની સીમાજ રહી નહિ. સગાં-સંબંધીઓ, મિત્રો તેમજ કુટુંબીઓ પરસ્પર મળ્યાં. વસ્ત્રાલંકાર આપીને સિધો પંત પોતાને ગામ પાછા ફર્યા. ગોવિંદ પંત અને નિરાબાઇને વૃદ્ધાવસ્થામાં પુત્ર તેમજ પુત્રવધૂનાં મુખ જોવાથી પરમ સંતોષ થતો હતો. થોડો સમય આ સુખ ભોગવ્યા પછી વૃદ્ધ માતાપિતા પરલોક સીધાવ્યાં. વિઠ્ઠલ પંત તેમનો ગૃહસ્થાશ્રમ આનંદપૂર્વક ચલાવવા લાગ્યા. આનંદ એ કે, વિઠ્ઠલ પંત બધી રીતે નિશ્ચિંત હતા, ગૃહસ્થાશ્રમ સંબંધી કોઇ ચિંતા તેમને નહોતી, તેમનુ ચિત્ત ભગવાનના ચિંતનમાં રહીને અખંડ સમાધાન અનુભવતું હતું; પરંતુ આ યોગ-ક્ષેમની અવસ્થા તે સમયે રુક્મિણીબાઇને એટલી અનુકૂળ નહોતી. તે જોતી હતી કે, પ્રપંચમાં-સંસારમાં પતિનું ધ્યાન બિલકુલ નથી, હમેશાં ભગવચ્ચિંતનમાંજ મગ્ન રહે છે. આ રીતે સંસાર કેમ ચાલશે ? એ પ્રમાણે

વિચારીને તેણે સઘળી હકીકત પોતાના પિતાને જણાવી. સિધો પંત આપેગાંવ આવ્યા અને પ્રેમથી વિનંતિ કરીને કન્યા અને જમાઈને આળંદી લઈ ગયા. વિઠ્ઠલ પંતના ત્યાંના જીવનક્રમનું વર્ણન નામદેવરાયે આ પ્રમાણે કર્યું છે—

"અલંકાપુરમાં આવ્યા અને ચિત્તને સ્થિર કરીને ક્ષેત્રવાસ કરવા લાગ્યા. હમેશાં હરિક્રિયા અને નામસંકીર્તન થતું હતું અને સંતોનાં દર્શન પણ થતાં હતાં. વળી આષાઢી અને કાર્તિકી એકાદશીની પંઢરપુરની યાત્રાઓ પણ થતી હતી. આ પ્રમાણે વિઠ્ઠલ બહુજ સુખી થઈ ગયા હતા."

નિરંજન માધવ કહે છે કે—

"તેઓ જે કંઇ મળી આવે તેનાથી સંતોષ પામતા પરમ સહજાનંદમાં નિમગ્ન રહેતા હતા. હમેશાં યોગાભ્યાસમાં અને ભગવાન તેમજ શ્રીગુરુચરણોમાંજ તેમને પ્રેમ રહેતો, મુખેથી 'નારાયણ હરિ'નુજ નામોચ્ચારણ થતું અને ન્યાયપૂર્વક સમય ગાળતા હતા."

આ પ્રમાણે કેટલોક સમય વીત્યા પછી જ્યારે સંતાનપ્રાપ્તિનાં કોઈ લક્ષણ જણાયાં નહિ ત્યારે વિઠ્ઠલ પંત રુક્મિણીબાઈની પાસે એવો તગાદો કરવા લાગ્યા કે 'હું તો હવે કાશીએ જઇને ત્યાંજ રહેવા ઇચ્છું છું. તું મને સંન્યાસ લેવાની રજા આપ. રુક્મિણીબાઈ પતિના વૈરાગ્યથી પહેલેથીજ સાવધાન હતી. તેણે પોતાના પિતા મારફત તેમને કહેવડાવ્યું કે, સંતાન થયા વિના તમે સંન્યાસ લઈ શકો નહિ. તેમ છતાં એક વાર જ્યારે રુક્મિણીબાઈ અસાવધાન હતાં ત્યારે તેમણે પાસે આવીને કહ્યું કે 'હું ગંગાસ્નાન કરવા જવા ઇચ્છું છું.' રુક્મિણીબાઈએ કહ્યું: 'તો જાઓ.' બસ, એટલાથીજ વિઠ્ઠલ પંતનુ કામ થઇ ગયુ. તે ત્યાંથી નીકળ્યા તે સીધા કાશી પહોંચ્યા.

મહિપતિ બુવાએ ભક્તવિજય (અ૦ ૮)માં કહ્યું છે કે, જેમ જાદુગરની પાસેથી સાપ છૂટીને પોતાના દરમાં

ચાલ્યો જાય, અથવા પાંજરામાંથી છૂટી પોપટ ઝાડ ઉપર જઇ બેસે, તેવુંજ સ્વાતંત્ર્યસુખ એમને પણ મળ્યુ. પ્રયાગમાં તેમણે માઘ-સ્નાન કર્યું અને પછી કાશી ગયા. ત્યાં રામાનંદ સ્વામીની પાસે ગયા. સ્વામીએ તેમના ઉપર અનુગ્રહ કર્યો. સ્વામીને તેમણે જૂઠુંજ કહ્યું કે 'હું એકલો છું', સ્ત્રી-પુત્રાદિ કોઇનુ પણ મને કશું બંધન નથી. પશ્ચાત્તાપ થવાથી આપને શરણે આવ્યો છું.' રામાનંદ સ્વામીએ એમનો સાચો વૈરાગ્ય જોઇને એમને મંત્રદીક્ષા આપી અને સંન્યાસ ધારણ કરાવ્યો. તે સમયે કાશીમાં રામાનંદ સ્વામી ઘણાજ પ્રસિદ્ધ હતા અને તેમના સેંકડો શિષ્યો હતા. કહે છે કે મહાત્મા કબીર પણ તેમનાજ શિષ્ય હતા.

અસ્તુ. રુક્મિણીબાઇને પણ કાનોકાન ખબર મળ્યા કે, વિઠ્ઠલ પંતે કાશી જઇને સંન્યાસ લીધો છે. આ ખબર જાણીને તેમને અત્યંત દુઃખ થયુ, સંસાર તેમનેમાટે અંધકારમય થઇ ગયો; છતાં તેમણે રાત-દિવસ રડતાં રડતાં વીતાવવા કરતાં પોતાનું જીવન સફળ કરવાનો બીજો માર્ગ લીધો. તેઓ નિત્ય બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠતાં, ઇન્દ્રાયણીમાં સ્નાન કરવા જતાં, મધ્યાહ્નકાળ સુધી પીંપળાની પરિક્રમા કરતાં, મુખેથી નામજપ કરતાં, એકવેણી અને એકભુક્તા રહેતાં, કોઈ લૌકિક વાત સાંભળતાં નહિ કે કહેતાં નહિ. આમ તેઓ રાતદિવસ ભગવાનની સેવામાંજ રહેતાં હતાં. આ પ્રમાણે તેમણે બાર વર્ષ 'ઉગ્ર અનુષ્ઠાન' કર્યું. ભૂમિ તો પહેલેથીજ શુદ્ધ હતી અને વધારામાં વળી આવો તીવ્ર વૈરાગ્ય ! કાયા કંચન જેવી થઈ ગઈ. એ મહાસતીનુ આ અનુષ્ઠાન નિષ્કામ હતું, તેમ છતાં તે સેવા ભગવાને સ્વીકારી અને સફળ પણ કરી.

રામાનંદ સ્વામી પચાસ-સો શિષ્યોને સાથે લઇને રામેશ્વરની યાત્રાએ નીકળ્યા. જતાં જતાં સંયોગ એવો આવ્યો કે, તેમણે રસ્તામાં આળંદીમાં મુકામ કર્યો. સ્વામી આળંદી કેવી રીતે પહોંચ્યા ? એ શંકાનુ સમાધાન નિરં-

જન માધવે આ પ્રમાણે કર્યું છે કે 'સતીના તપને લીધે અશ્વત્થ નારાયણ સ્વામીને ખેંચીને લઇ ગયા.'

સ્વામી હનુમાનજીના દેવાલયમાં ઉતર્યા હતા. રુકિમણીબાઇ નિત્ય નિયમ પ્રમાણે હનુમાનજીનાં દર્શને ગયાં, ત્યાંથી વળતાં તેમણે રામાનંદ સ્વામીને જોયા અને તેઓ કોઇ મહાત્મા છે, એમ જાણીને તેમને પ્રણામ કર્યા. ભગવાનની કંઇક એવીજ પ્રેરણા થઈ કે, સ્વામીએ અનાયાસે 'पुत्रवती भव' કહી તેને આશીર્વાદ આપ્યો. એ સાંભળીને વિસ્મયથી રુકિમણીને હસવું આવ્યું. સ્વામીએ તેમને હસવાનું કારણ પૂછ્યુ. તે સતીએ ઉત્તર આપ્યો કે 'મારા પતિ કાશી જઇને સંન્યાસી થયા છે, એવી સ્થિતિમાં આપનો આશીર્વાદ કેવી રીતે પૂરો થશે એ વિચારથી મને હસવું આવ્યું.' એટલે પછી સ્વામીએ બધી હકીકત પૂછી અને ઉમર તથા સંયોગોનો વિચાર કરી તેમણે જાણી લીધું કે 'ગમે તેમ હો પરંતુ આ ચૈતન્યાશ્રમ સ્વામી બનેલા માણસનીજ હકીકત લાગે છે.' એમ વિચારીને સ્વામીનું હૃદય કંઇક ધ્રૂજી ઉઠયું. પછી તેમણે રુકિમણીબાઇને પૂછ્યું કે, 'તમારે ઘેર બીજાં કોણ કોણ છે?' તેમણે જવાબ આપ્યોઃ 'મા–બાપ છે.' સ્વામી તરત સિધો પંતને ઘેર ગયા. સિધો પંતે સદ્‌ભાવથી તેમનો સત્કાર કર્યો, પૂજા કરી અને ભોજન કરાવ્યું. સાધ્વી રુકિમણીબાઇને પતિના ક્ષેમકુશળ ખબર જાણી બહુ સંતોષ થયો, પણ સ્વામી તો ઉંડા વિચારમાં ગરક થઈ ગયા. તે વિચારવા લાગ્યા કે 'સંતાનહીન યુવતીને ત્યજી જે સંન્યાસ ગ્રહણ કરે છે, તે શિષ્ય અને એવા શિષ્યના ગુરુ એ બન્ને શાસ્ત્ર પ્રમાણે શિક્ષાપાત્ર છે.' સિધો પંતે ગમગીનીનું કારણ પૂછ્યું તો તેમણે કહ્યું કે 'આને લીધે મારૂં બધું પુણ્ય નાશ પામી રહ્યુ છે.' અસ્તુ. અહીંથી સ્વામીએ રામેશ્વરયાત્રાનો વિચાર છોડી દીધો અને કાશી તરફ પાછા ફર્યા. સિધો પંત પણ પોતાની સ્ત્રી અને કન્યાને સાથે લઇને તેમની સાથે કાશી ગયા. તેમને બીજે સ્થળે રાખીને સ્વામી પોતાના

મઠમાં ગયા. ચૈતન્યાશ્રમ ત્યાંજ હાજર હતા. સ્વામીજીને અચાનક આવેલા જોઇ તેમને આશ્ચર્ય થયું કે, સ્વામીજી આટલા જલદી કેમ પાછા ફર્યા ! આ આશ્ચર્યમાં ગરકાવ થતા તેઓ ઉભા હતા. એટલામાં સ્વામીએ જરા ભવાં ચઢાવીને તેમને કહ્યું: 'ચૈતન્ય ! તારી સાચી હકીકત કહે, હું આળંદી થઇને આવ્યો છું.' આળંદીનું નામ સાંભળતાંજ ચૈતન્યાશ્રમ ગભરાયા અને તેમણે પોતાની બધી હકીકત કહીને સ્વામીજીના પગ પકડયા. એટલામાં સિધો પંત પણ પોતાની કન્યાની સાથે ત્યાં આવી પહોંચ્યા. નામદેવ 'આદિ'ગ્રંથમાં કહે છે કે—

"શ્રીપાદે તેમને ઉઠાડીને આશ્વાસન આપ્યું અને કહ્યું કે 'હવે તમારી આ અર્ધાંગનાને સ્વીકારો, અવિહિત કાર્યનો ડર ન રાખો, જગદીશ એમાં સહાયક છે. તમારે દેશ જાઓ અને સ્વધર્મપાલન માટે ગૃહસ્થાશ્રમમાં રહો. શ્રીપાદે ચૈતન્યના મસ્તક ઉપર હાથ મૂકયો અને તેમને વિદાય કર્યા."

ગુરુની આજ્ઞાથી ફરી પોતાની સહધર્મિણીને સ્વીકારી ચૈતન્યાશ્રમ પાછા ગૃહસ્થાશ્રમી બન્યા અને વિઠ્ઠલ પંત તથા રુકિમણીબાઈને સાથે લઇને સિધો પંત આળંદી પાછા ફર્યા.

વિઠ્ઠલ પંત સંન્યાસીમાંથી પાછા ગૃહસ્થ બન્યા ત્યારથી, સ્વાભાવિકપણેજ લોકો તેમની નિંદા કરવા લાગ્યા અને તેમને તરેહ તરેહનાં કષ્ટ આપવા લાગ્યા. નામદેવરાયે જેમ કહ્યું છે કે, બ્રાહ્મણોએ તેમનો બહિષ્કાર કર્યો, દુનિયાએ એમને ત્યજી દીધા અને સ્વજનોએ પણ તેમની કંઇ પરવા કરી નહિ. વિઠ્ઠલ પંતના ગૃહસ્થાશ્રમનો આ બીજો સંસ્કાર દુષ્ટ જનોને ચર્ચાનો મુખ્ય વિષય થઇ પડયો. જેનાતેના મોંમાંથી એજ વાત નીકળતી કે, સંન્યાસી ફરીથી ગૃહસ્થ કેમ કરીને થઇ ગયા ! કોઇ વિઠ્ઠલ પંતને વિષયલંપટ કહેતું, કોઇ રામાનંદ સ્વામીની નિંદા કરતું અને કોઇ

રુક્મિણીબાઇને આડુ અવળુ કહેતું આ પ્રમાણે જેટલા મો તેટલી વાતો સભળાવા લાગી વિઠ્ઠલ પતના વૈરાગ્ય, ધૈર્ય, સમતા અને જ્ઞાનની પરીક્ષાનો સમય હતો શ્રીમદ્ ભગ વદ્ ગીતાના બારમા અધ્યાયમા ભગવાને કહ્યુ છે કે 'अद्वेष्टा सर्व भूतानाम्' 'समदु खसुखक्षमी' 'अनपेक्ष शुचिर्दक्ष' 'यो न हृष्यति न द्वेष्टि' 'तुल्यनिंदास्तुतिर्मौनी' એવો પુરુષ મને પ્રિય છે 'स मे प्रिय.' આ પરીક્ષામા ઉત્તીર્ણ થઇ ને જે પોતાને એવા સાબિત કરે તેનેજ ભગવાન પોતાના ભક્તોની પક્તિમા બેસાડશે આવી કઠણ પરીક્ષા આપ વા માટે પહેલા તો કોઈ તૈયારજ નથી થતુ અને જો કોઇ થાય છે તો તેમાથી કોઇ વિરલોજ આખરસુધી ટકી રહે છે સાચો ભક્ત આવી વિપત્તિઓથી ડરતો નથી, પરતુ તે આ રીતે પોતાની પરીક્ષા કરાવવાની ઈચ્છા કરતો હોય છે શરીરને પ્રારબ્ધને ભરોસે રાખી સારા-ખોટા બધા પ્રસગોને આનદપૂર્વક સહન કરી લઇને ભક્તજન હમેશા આત્માનુસધાનમાજ ચોજાયલા રહે છે વિઠ્ઠલ પતની આવી આકરી પરીક્ષા થઇ અને તેમા તેઓ પાર ઉતર્યા એ બતાવવાની આવશ્યકતા નથી મહીપતિ બુવાએ ભક્તવિજય (અધ્યાય ૮)મા લખ્યુ છે કે—

"લોકનિદાની જેટલા જોરથી ભરતી આવતી હતી તેટલીજ પરમ શાતિ તેમના હૃદયમા ઉત્પન્ન થતી હતી એમની કરણી એવી વિલક્ષણ અને અનુપમ હતી કે કામ અને ક્રોધ તેમની પાસે પહોચીજ શકતા નહોતા બ્રાહ્મ ણોએ એમને નાતબહાર મૂક્યા, સ્વજનોએ સબધ ત્યજી દીધો અને એ જગતમા ઝુપડી બનાવીને સ્ત્રીની સાથે રહેવા લાગ્યા કુટુબના પોષણને માટે તેઓ થોડીક ભિક્ષા માગી લાવતા અને અહર્નિશ નામસ્મરણ કરતા હતા, એક ક્ષણ વાર પણ નામસ્મરણ ખડિત થતું નહિ ગીતા અને ભાગવતનુ શ્રવણ અને મનન કરતા તથા ચિત્તમા અખડ સમાધાન રાખતા આ પ્રમાણે બાર વર્ષ પૂરા થયા, ત્યારે તેમને સતાનપ્રાપ્તિ થઈ "

નિરંજન માધવ પણ કહે છે—

"ચૈતન્યાશ્રમે ગૃહસ્થાશ્રમ માંડયો છે, એ બ્રાહ્મણોએ સાંભળ્યું અને તેમના કુળનોજ ત્યાગ કરી દીધો. જે તેમના મિત્ર હતા તેમણે તેમનું દર્શન કરવાનું પણ છોડી દીધું, તો પછી વંદન કરવા કોણ જાય ? એમના લોકનિંદિત માર્ગને જોઇને કોઈ પણ એમને કેવી રીતે માન આપે ? એમનો એટલો ઉપહાસ થયો કે ક્યારેક તો એમને ભિક્ષા પણ મળતી નહોતી. ત્યારે કોઇ વાર ઘાસ અને પાંદડાં અથવા ફળફૂલ ખાઇને અને કોઇ વાર તો માત્ર જળ પીનેજ તેઓ રહેવા લાગ્યા. વળી કોઇ વાર વાયુ ભક્ષણ કરીને રહેતા અને કોઇ વાર કરતલ ભિક્ષાન્ન ( હાથમાં મળેલી ભિક્ષા ) ઉપરજ નિર્વાહ કરતા હતા. આ પ્રમાણે બાર વર્ષ પૂરાં થયાં, પરંતુ તેમનું ચિત્ત કદી માયાને વશ થયું નહિ."

સંન્યાસદીક્ષા લઇને ફરીથી ગૃહસ્થાશ્રમ સ્વીકારવો એ શાસ્ત્રવિરુદ્ધ હોવાથી લોકોએ વિઠ્ઠલ પંતની સાથે જે વ્યવહાર કર્યો તે સ્વાભાવિકજ હતો. એને માટે ન તો લોકોને દોષ દઇ શકાય કે ન તો વિઠ્ઠલ પંતને દોષી કહી શકાય. 'तस्माच्छास्त्रं प्रमाणं ते' એ ભગવાનનીજ આજ્ઞા છે; જો કોઇ શાસ્ત્રની વિરુદ્ધ આચરણ કરે તો તેની વિરુદ્ધ હીલચાલ કરવાનું લોકોનું કર્તવ્યજ છે અને તેને માટે તેમને દોષ દઇ શકાય નહિ. કેટલાકો અવશ્યજ સ્વભાવ પ્રમાણે જરૂર કરતાં વધારે કડક થઇને વર્ત્યા હશે; પરંતુ ત્રિગુણાત્મક લોકવ્યવહારમાં તો એવું બનેજ છે. હવે વિઠ્ઠલ પંત તરફ જોઇએ તો તેમને પણ શી રીતે દોષી કહી શકાય, કે જ્યારે માત્ર ગુરુની આજ્ઞા પાળવા માટેજ તેઓ ગૃહસ્થાશ્રમી થયા હતા ? તેમણે વિષયભોગને માટે ગૃહસ્થાશ્રમમાં પુનઃ પ્રવેશ કર્યો નહોતો; એથી ઉલટું તીવ્ર વૈરાગ્યને કારણેજ તેમને ઘર છોડીને ચાલ્યા જવાનો મોહ થયો હતો. અને સ્વયં રામાનંદ સ્વામીનો પણ એમાં દોષ શો છે ? 'મારે સ્ત્રી–પુત્ર કોઇ નથી' આ પ્રમાણે જૂઠું

બોલીને સંન્યાસ-દીક્ષા પામેલા શિષ્ય પાસે આ અસત્ય ભાષણનું પ્રાયશ્ચિત્ત કરાવવાને માટેજ ગુરુને આવી અસામાન્ય વ્યવસ્થા કરવી પડી હતી! સંતતિ થયા પછી સહધર્મિણીની સંમતિથી સંન્યાસ લઇ શકાય છે. આ શાસ્ત્રીય પદ્ધતિનું ઉલ્લંઘન કરીને, અકાળેજ સંન્યાસ લેવાની અધીરાઇ વિઠ્ઠલ પંતે કરી, તેથી વૃદ્ધ થયા પછી પણ તેમને ઘણા સમય સુધી ગૃહસ્થાશ્રમમાં રહેવું પડયું અસ્તુ. આ બધું તો બરાબરજ થયું, પરંતુ અહીં એક વાત વિશેષ વિચારવા જેવી છે. નિવૃત્તિ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઇ જેવા જન્મથીજ જ્ઞાનીઓના જન્મને માટે ભૂમિ પણ એવીજ યોગ્ય જોઇએ ને! જો એમ કલ્પના કરવામાં આવે કે, તેઓ પોતાને માટે યોગ્ય માતાપિતાની શોધમાં હતા, તો એ વિચારવા જેવી વાત છે કે, વિઠ્ઠલ પંત જેવા વિવેક-વૈરાગ્યશીલ પિતા અને બાર વર્ષ ઉગ્ર અનુષ્ઠાન કરનારી રુકિમણીબાઇ જેવાં તપસ્વિની માતા તેમને અન્યત્ર કયાં મળે તેમ હતાં? વિઠ્ઠલ પંતને અકાળેજ સંન્યાસ લેવાનું જે સૂઝી આવ્યું, તેથી રુકિમણીબાઈને બાર વર્ષ ઉગ્ર તપ કરવાનો સમય મળ્યો અને આ પ્રમાણે પતિ-પત્ની વિવેક, વૈરાગ્ય, તપ અને ભગવત્-પ્રેમ વગેરે ગુણોવાળાં થતાં જ્ઞાનેશ્વરાદિ બ્રહ્મનિષ્ઠ તેમના ગર્ભમાં આવ્યા. તેઓ પોતાને યોગ્ય માતા-પિતા શોધી રહ્યા હતા, તે તેમને કયાંય ન મળ્યાં ત્યારે વિઠ્ઠલ-રુકિમણીને તેમણે તીવ્ર તપનો અવસર આપ્યો. આથી જ્યારે બન્ને પરમ પાવન થયાં ત્યારે તેમની કૂખે એમણે જન્મ લીધો. આપણે માનવીઓએ શાસ્ત્રની આજ્ઞા પાળવીજ જોઇએ, શાસ્ત્રાજ્ઞા ન માનીએ તો આપણુ અધઃપતનજ થાય પરંતુ વેદ, શાસ્ત્ર અને પુરાણ જેના ગુણગાન કરનારા ચારણ બની રહ્યા છે તે વિશ્વાત્માને માટે અથવા તેનો સંદેશો લઇને આવનાર મહાત્માઓને માટે પણ આપણીજ પેઠે શાસ્ત્ર-વ્યવસ્થા પ્રતિબંધક થઇ શકે છે, એ સમજવું ભૂલભરેલું છે આ દૃષ્ટિથી વિચાર કરતાં જણાય છે કે, જ્ઞાનેશ્વર મહારાજે સંન્યાસી પિતાના

પુત્ર થવાનું કેમ પસંદ કર્યું ? બધી કામનાઓના ત્યાગરૂપ જે સંન્યાસ છે તેનાજ ઉદરમાં જ્ઞાન ઉત્પન્ન થઇ શકે છે.

'शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।
अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥'
(ગીતા ૬-૪૧, ૪૨)

ગીતાના આ શ્લોક ઉપર જ્ઞાનેશ્વર મહારાજે જે ભાષ્ય કર્યું છે તે વાંચતાં જણાય છે કે, જાણે મહારાજ પોતાના ચરિત્રનાજ એ પ્રસંગનું રહસ્ય બતાવી રહ્યા છે. યોગભ્રષ્ટ મહાત્મા દૈવી સંપત્તિના ધનવાનને ઘેર અથવા મોક્ષલક્ષ્મી-થી સુશોભિત યોગીઓના પવિત્ર કુળમાં નિષ્પાપ માતા-પિતાનેજ ઉદરે જન્મ લે છે. આ વિષય સમજાવતાં જ્ઞાને-શ્વર મહારાજ કહે છે કે—

"જે નીતિને માર્ગે ચાલે છે, સત્યથી પવિત્ર થયેલી વાણીજ જે બોલે છે, જે કંઇ જુએ છે તે શાસ્ત્રદૃષ્ટિથીજ જુએ છે, વેદ જેના હૃદયમાં જાગ્રત રહે છે, પોતાનો આચા-રજ જેનો વ્યવસાય છે, સારાસાર વિચાર જેનો મંત્રી છે, જેના કુળમાં ચિંતા ઈશ્વરની પતિવ્રતા થઈ ચૂકી છે, ગ્રહ-દેવતા વગેરે જેમની રિદ્ધિ છે; એવું પુણ્ય જેમણે ભેગું કર્યું હોય, સર્વ સુખનું સાધન જેણે વધાર્યું હોય, તેમ-નેજ ત્યાં યોગભ્રષ્ટો જન્મ લે છે."

મા-બાપના આચાર-વિચાર જેવા હોય છે, તેજ કક્ષાની તેમની સંતતિ પણ થાય છે. મહાત્માઓનાં માતા-પિતાઓનાં ચરિત્રોનું સૂક્ષ્મ અવલોકન કરતાં સર્વત્ર એજ વાત જોવામાં આવે છે કે, તેમનામાં મહાત્માઓનાં માતા-પિતા થવાની યોગ્યતા હતી. 'ભાંગમાં તુલસી' અથવા 'સૂર્યના શનિશ્ચર'વાળી કહેવાતો સામાન્ય નિયમ નહિ, પરંતુ અપવાદ દર્શાવનારી છે. એથી ઉલટું 'જેવી ખાણ તેવી માટી' અથવા 'જેવું બી તેવો અંકુર' વાળી કહેવતજ સામાન્ય સિદ્ધાંત બતાવે છે. વંશપરંપરાના સંસ્કાર અને જીવનું સ્વતંત્ર કર્મ, એ બન્ને તત્ત્વોનું ઐક્ય 'शुचीनां

श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ' આ ઉત્તમ સિદ્ધાંતમાં થઇ જાય છે. જ્ઞાનેશ્વર મહારાજનો અવતાર એક ખાસ કાર્યને માટે થયો અને એને માટે તેમણે એવાં 'પવિત્ર અને શ્રીમાન' માતા-પિતા મેળવી લીધાં કે જેમને ત્યાં જન્મ લેવાથી પોતાના કાર્ય-ગૌરવનું મહત્ત્વ સ્પષ્ટ થઇ શકે. માતાપિતાને પોતાને યોગ્ય સંતાન પ્રાપ્ત થયાં અને સંતાન પણ પોતાને અનુકૂળ માતાપિતાને ત્યાં આવ્યાં, એ બન્ને વાતો યોગ્ય બની. જ્ઞાનેશ્વર મહારાજની માફક મહામુનિ કપિલ શ્રીવિષ્ણુના અવતાર હતા. વિઠ્ઠલ પંત અને રુકિમણી-બાઇની જેમ તેમનાં માતાપિતા કર્દમ ઋષિ અને દેવહૂતિ-નાં ચરિત્રમાં પણ એવાંજ વૈરાગ્ય અને તપ ઝગમગી રહ્યાં છે. માતા-પિતાનાં વૈરાગ્ય, જ્ઞાન, પવિત્રતા, તપાચરણ અને નિર્વિષયીપણું અસમાન્ય કોટિનું હોવા વિના અ-સામાન્ય વિભૂતિઓનું જનકત્વ તેમને પ્રાપ્ત થઈ શકતું નથી. દેવહૂતિની પેઠે રુકિમણીબાઇનું પાતિવ્રત્ય અને તપાચરણ તીવ્ર હતું. રામાનંદ સ્વામીને જ્યારે તેમણે પહેલવહેલા વંદન કર્યાં ત્યારે તેમની મૂર્તિ રામાનંદ સ્વા. મીએ દેવહૂતિની પેઠેજ—

कालेन भूयसा क्षामां कर्शितां व्रतचर्यया ॥५॥
सरजं बिभ्रती वासो वेणीभूतांश्च मूर्धजान् ।
अङ्गं च मलपङ्केन संछन्नं शबलस्तनम् ॥२५॥
( શ્રીમદ્ભાગવત ૩-૨૩-૫-૨૫ )

પરંતુ તપના તેજ વડે પ્રકાશમાન જોઇ જોઇને તેમના હૃદયમાં તેમના પ્રત્યે આદરભાવ ઉત્પન્ન થયો અને તેઓ તીર્થયાત્રા છોડીને કાશી પાછા ફર્યા તેમજ વિઠ્ઠલ પંતના કાનમાં મંત્ર ફૂંકયો કે 'તમે આને ગ્રહણ કરો, એને ઉદરે ઈશ્વરાંશી અવતરશે.'

અસ્તુ. શ્રીગુરુના પ્રસાદથી અને વિઠ્ઠલ-રુકિમણીના અત્યુત્કટ પુણ્યબળથી, તેમને ત્યાં નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન-દેવ ને મુક્તાબાઇ બબ્બે વર્ષને અંતરે જન્મ્યાં. એમ માન-વામાં આવે છે કે, તેઓ બધાં આપેગાંવમાંજ જન્મ્યાં હતા.

## જન્મકાળ

(૧) **નિવૃત્તિનાથ**—સંવત ૧૩૩૦ (શાકે ૧૧૯૫) શ્રીમુખ સંવત્સર ફાગણ વદી પડવો પ્રાતઃકાળ.

(૨) **જ્ઞાનેશ્વર મહારાજ**—સંવત ૧૩૩૨ (શાકે ૧૧૯૭) યુવા સંવત્સર ભાદરવા વદી ૮ મધ્યરાત્રિ.

(૩) **સોપાનદેવ**—સંવત ૧૩૩૪ (શાકે ૧૧૯૯) ઈશ્વર સંવત્સર કાર્તિક સુદ ૧૫ રાત્રે એક પહોરે.

(૪) **મુક્તાબાઇ**—સંવત ૧૩૩૬ (શાકે ૧૨૦૧) પ્રમાથિ સંવત્સર આસો સુદ ૧, બપોરે.

આ ચારે જન્મ્યાં શું, ચારે સૂર્યજ પ્રગટ થયા. વિઠ્ઠલ પંત અને રુક્મિણી પરમાત્મા અને તેમની શક્તિ હતાં અને તેમનાથી નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાનરૂપે હરિ, હર, બ્રહ્માજ ઉત્પન્ન થયા. એ ચાર બાળક નહિ પરંતુ ચતુર્વિધ મોક્ષ અથવા ચતુર્વિધ પુરુષાર્થજ સાકારરૂપે અવતર્યા. ઉદ્બોધનાથ કહે છે કે શ્રીજ્ઞાનેશ્વર મહારાજનો જન્મ આપેગાંવમાં થયો અને તેમણે સમાધિ આળંદીમાં લીધી. નામદેવે સમાધિ ઉપર જે અભંગો રચ્યા છે, તેમાં પણ એનો ઉલ્લેખ છે. શ્રીજ્ઞાનેશ્વર મહારાજનો જન્મ અને જન્મકાળ સંબંધમાં સંતોનાં વચનો આ પ્રમાણે છેઃ—

જનાબાઈ કહે છે–"શાકે ૧૧૯૫ માં નિવૃત્તિનાથ પ્રગટ થયા. ૯૭માં જ્ઞાનદેવ આવ્યા, ૯૯ માં સોપાનદેવ પધાર્યા, ૧૨૦૧માં મુક્તાબાઇ આવ્યાં. એમણે તો હદ કરી."

નામદેવ કહે છે—"શાકે ૧૧૯૭ યુવા નામના સંવત્સરની વર્ષા ઋતુના ભાદરવા મહિનામાં જન્માષ્ટમીની રાત્રે નિશાચર ઉદય થયા–પંચમહાપાતકી જનોનો ઉદ્ધાર કરવા માટે નારાયણજ મૃત્યુલોકમાં આવ્યા–પૂર્ણબ્રહ્મ જ્ઞાનેશ્વરે અલંકાપુરીમાં અવતાર લીધો."

વિસોબા ખેચર કહે છે કે—"મારા ગુરુ જ્ઞાનેશ્વર

મહાવિષ્ણુના અવતાર હતા ૧૧૯૭ યુવા નામના સંવત્સરની વર્ષા ઋતુના શ્રાવણ માસની (ભાદરવા) વદમાં પર્વદિવસ આઠમની પાછલી રાત્રે નિશાપતિ (ચંદ્ર) ઉદય પામ્યા. વિઠ્ઠલ-રુકમાઈના ઉદરે વિશ્વના ઉદ્ધાર માટે હૃષીકેશ અવતર્યા તેમના ચરણોમાં હુ વંદન કરૂં છું."

"જ્ઞાનેશ્વરવિજય"કાર સચ્ચિદાનંદ બુવા કહે છે કે—"શ્રીશાલિવાહન રાજાના ૧૧૯૭મા વર્ષે યુવા નામના સંવત્સરમા ભાદરવા વદ આઠમ ને ગુરુવારના પર્વકાળે અપરાર્ધ રજનીના રોહિણી નક્ષત્રમા દેવો વિમાન પર બેઠા બેઠા પુષ્પવૃષ્ટિ કરતા હતા, કેમકે તે સમયે વિઠ્ઠલ-રુક્મિણીના ઉદરે જગત્પતિ પોતે અવતર્યા."



# ગુરુ-સંપ્રદાય

"શ્રીગુરુ પ્રસન્ન થાય તો શિષ્ય વિદ્યા પ્રાપ્ત કરી લે છે, પરંતુ તેનું ફળ સંપ્રદાયની ઉપાસનાથીજ પ્રાપ્ત થાય છે." —જ્ઞાનેશ્વરી

## ગુરુપરંપરા

(૧)

આદિનાથ




## શિષ્યપરંપરા



નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઇ પરસ્પર ખેલતાં, વિનોદ કરતાં અને બાળપણથીજ પરમાર્થની વાતો કર્યા કરતાં હતાં. એમની સ્થિતિ ગમે તેવી તો- પણ વૈરાગ્ય વધારનારીજ હતી. વિઠ્ઠલ પંતને બ્રાહ્મણોએ નાત બહાર મૂકયા હતા, આથી તેમનો બધો સમય ઘેરજ સ્ત્રી-પુત્રોની સાથે વીતતો હતો. રુકિમણીબાઈ કૂવા ઉપર પાણી ભરવા જતી, કોઇ વાર નદીએ કપડાં ધોવા જતી, તો તે સમયે ગામની સ્ત્રીઓ તેમના તરફ જોઇને ગમે તેમ બકયા કરતી હતી. બાળકો કયાંક જતાં તો નાનાંમોટાં સૌ તેમને "સંન્યાસીનાં બાળકો" કહીને તેમની પાછળ પડતાં અને તેમને જાત જાતનાં કષ્ટ આપતાં હતાં. કોઇને નાત બહાર મૂકવા કરતાં બીજી વિશેષ સજા સમાજ કરી શકતો નથી. સૌથી મોટી અને સૌથી વધારે અસહ્ય સજા એજ છે. નાત બહાર થયેલા મનુષ્યને ઉપહાસ, નિંદા અને બીજાં કષ્ટો હમેશાં સહન કરવાં પડે છે. સર્વ પ્રકારની અટકાયતોનો તેમને સામનો કરવો પડે છે. મૂર્ખ માણસો એમ માનતા હોય છે કે, આવા મનુષ્યને દુઃખ દેવું એ ખરાબ નહિ, પરંતુ મહાભારે પુરુષાર્થ અને બહુ મહાન ધર્મસેવા છે. જ્યારે બ્રાહ્મણોએજ વિઠ્ઠલ પંતનો બહિષ્કાર કર્યો એટલે બીજી જાતિના લોકો પણ બનતા સુધી તેમનાથી દૂર ભાગતા હતા. વિઠ્ઠલ પંત અને રુકિમણીએ આવી વિપત્તિમાં કેટલાંય વર્ષો ગાળ્યાં. આ વિપત્તિ બાળકોને પણ ભોગવવી પડી. નિવૃત્તિનાથ વગેરે બાળકો જેમ નામદેવરાયે કહ્યું છે તેમ 'જન્મથીજ જ્ઞાની' હતાં અને તેમની બુદ્ધિની શ્રેષ્ઠતા, તેમનું જ્ઞાન, તેમની વાતચીત અને તેમના સાધુત્વનાં સ્પષ્ટ લક્ષણ જોઇને તેમનાં માતા-પિતા પરમ આનંદ પામતાં હતાં.

નિવૃત્તિનાથ સાત વર્ષના થયા ત્યારે વિઠ્ઠલ પંતને ચિંતા થઇ કે, એમનો ઉપનયન સંસ્કાર કેવી રીતે કરવો. સંન્યાસદીક્ષા લઇને પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો હોય એવું કોઇ દૃષ્ટાંત વિઠ્ઠલ પંતની પહેલાં જોવા કે સાંભળ-

વામાં આવ્યું નહોતું. એ પરિસ્થિતિમાં સંન્યાસીના પુત્રોનું ઉપનયન એ એક અત્યંત વિકટ પ્રશ્ન હતો, અને આ પ્રશ્નનો નિર્ણય વિઠ્ઠલ પંતને અનુકૂળ થાય એવી કોઈ આશા નહોતી. વિઠ્ઠલ પંતે આને માટે ઘણી મહેનત કરી, પરંતુ એમની સાથે કોઈ સીધી રીતે વાત પણ કરતું નહિ, તો પછી તેમનો પક્ષ તો કોણજ લે ? અંતે રુકિમણીબાઈની સલાહથી તેમણે નક્કી કર્યું કે, આને માટે કોઈ અનુષ્ઠાન કરવું જોઈએ. અનુષ્ઠાનને નિમિત્તે વિઠ્ઠલ પંત સ્ત્રી-પુત્રોને સાથે લઈને ત્ર્યંબકેશ્વર ગયા. ત્યાં તેમનો મધ્યરાત્રે કુશાવર્તમાં સ્નાન તેમજ બ્રહ્મગિરિની સવ્ય પરિક્રમા કરવાનો નિત્યક્રમ હતો. આ પ્રમાણે છ મહિના વીત્યા, ત્યારે એક દિવસ નિવૃત્તિનાથના ભાગ્યોદયનો સમય આવી લાગ્યો.

રાતનો સમય હતો. બ્રહ્મગિરિ પર્વતની પરિક્રમા કરીને તેઓ બધાં જતાં હતાં. રસ્તામાં સામેથી એક વિકરાળ વાઘ કૂદતો અને ફલંગો ભરતો આવતો દેખાયો. વિઠ્ઠલ પંત ગભરાઈ ગયા અને બાળકોને સંભાળવા લાગ્યા. એટલામાંજ નિવૃત્તિનાથ રસ્તો ભૂલી ગયા, અને દોડતાદોડતા કોણ જાણે ક્યાંયે નીકળી ગયા. તેઓ દોડતા દોડતા અંજની પર્વતની એક ગુફામાં પેઠા. ત્યાં જઈને જોયું તો અંદર બે શિષ્યોની સાથે ગૈનીનાથ તપશ્ચરણમાં નિમગ્ન હતા. અમે અગાઉ કહી ગયા છીએ કે, નિવૃત્તિનાથ રસ્તો ભૂલીને આ ગુફામાં આવ્યા, પરંતુ ખરી રીતે એમ નહિ કહેતાં એમજ કહેવું વધારે યોગ્ય ગણાશે કે, ભવારણ્યમાં રસ્તો ભૂલીને તેઓ ભટકતા હતા, તે તેમનું ભટકવું પૂરું થયું અને તેમને એ બરાબર રસ્તો મળ્યો, કે જેનાથી તેઓ સીધા સદ્ગુરુની પાસે પહોંચી ગયા. તેમના મસ્તક ઉપર જટા, કાનોમાં કુંડળ, કંઠમાં માળા, હાથમાં રણશીંગુ અને પુંગી (સોપારી) ધારણ કરેલા શ્રીમુખેથી સદ્ગુરુના નામનો ઘોષ કરતા હતા. આવા શ્રીગૈનીનાથને તે સિદ્ધાશ્રમમાં જોઈને નિવૃત્તિનાથ તેમનાં ચરણોમાં પડયા. ગૈનીનાથ પણ એ સુકુમાર બાળકને જોઈ અત્યંત પ્રસન્ન થયા.

ધ્રુવને જેમ નારદ મળ્યા હતા, તેજ પ્રમાણે નિવૃત્તિનાથને ગૈનીનાથ મળ્યા ગૈનીનાથે નિવૃત્તિનાથને યોગ્ય અધિકારી શિષ્ય જાણીને બ્રહ્મજ્ઞાન આપ્યુ નિવૃત્તિનાથ સાત દિવસ ગુરુની પાસેજ રહ્યા ગુરુએ તેમને મહાવાકયનો ઉપદેશ કર્યો અને યોગમાર્ગની દીક્ષા આપી ગૈનીનાથે શિષ્યને શો ઉપદેશ આપ્યો, કેવી રીતે કર્યો યોગ શીખવ્યો અને કેમ કરીને સ્વરૂપાનુભવ પ્રાપ્ત કરાવ્યો એ બધુ જેઓ એ સપ્રદાયમા પ્રવેશ કરીને કૃતાર્થ થયા હોય, તેઓજ જાણી શકે છે ગૈનીનાથ આદિનાથસપ્રદાયના હતા તેમણે નિવૃત્તિનાથને પોતાના સપ્રદાયમા મેળવી લીધા અને શ્રીકૃષ્ણની ઉપાસના બતાવીને નામસ્મરણના પ્રચારની આજ્ઞા આપી

નિવૃત્તિનાથની ઉમર હજી ઘણીજ નાની હતી, પરતુ 'न खलु वयस्तेजसो हेतु ' ના ન્યાયે પૂર્વસસ્કારના બળથી ગુરુએ આપેલુ સપૂર્ણ જ્ઞાન તેમણે પોતાનામા જાગ્રત કર્યું અને તેજ બોધ તેમણે પોતાના ભાઇ-બ્હેનને કરાવીને તેમને પણ પોતાની પેઠેજ કૃતાર્થ કર્યા અઢારમે વર્ષે જે મહાત્માએ જ્ઞાનેશ્વરી જેવો અદ્વિતીય ગ્રથ રચ્યો, તેમને ગુરુનો અનુગ્રહ પણ જલદી થયો મહાત્માઓની બધી વાતો અલૌકિકજ હોય છે ગ્રથો ભણીને તેમને વિદ્યા મેળવવાની હોતી નથી તેમનુ વિદ્યાર્જન માત્ર સ્મરણ કરવુ એજ હોય છે શ્રીમચ્છકરાચાર્યે આઠમે વર્ષે ચારે વેદોનુ અધ્યયન કર્યું, બારમે વર્ષે બધા શાસ્ત્રોનુ અધ્યયન પૂરૂ કર્યું અને સોળમા વર્ષે ભાષ્ય લખી બત્રીસમે વર્ષે પોતાનુ અવતારકાર્ય સમાપ્ત કર્યું

अष्टवर्षे चतुर्वेदो द्वादशे सर्वशास्त्रवित् ।

षोडशे कृतवान् भाष्यं द्वात्रिंशे मुनिरत्यगात् ॥

નિવૃત્તિનાથ અને જ્ઞાનેશ્વર શકરાચાર્યનીજ કોટિના પુરુષ હતા અને એમના ચરિત્ર પણ એવાજ હૃદયસ્પર્શી તથા મહાન્ છે નિવૃત્તિનાથ ગુરુની આજ્ઞા લઇને થોડા દિવસ પછી પાછા ફર્યા, માતા-પિતા અને ભાઈ-બ્હેનને

મળ્યા તથા જ્ઞાનેશ્વર મહારાજને તેમણે ઉપદેશ આપ્યો. શ્રીજ્ઞાનેશ્વર મહારાજ આઠમે વર્ષેજ શ્રીનિવૃત્તિનાથ સદ્ગુરુ પાસેથી ઉપદેશ પામીને પૂર્ણત્વને પ્રાપ્ત થયા. હવે તેમના ગુરુ-સંપ્રદાયના સંબંધમાં અહીં બેએક વાતો કહીએ છીએ. આદિનાથ શંકર આ સંપ્રદાયના કુલગુરુ છે. આદિનાથના મુખ્ય શિષ્ય મત્સ્યેન્દ્રનાથ થયા, મત્સ્યેન્દ્રનાથના ગોરક્ષનાથ, ગોરક્ષનાથના ગૈનીનાથ, ગૈનીનાથના નિવૃત્તિનાથ અને નિવૃત્તિનાથના શિષ્ય શ્રી જ્ઞાનેશ્વર મહારાજ અથવા નાથસંપ્રદાયની ભાષામાં કહીએ તો જ્ઞાનનાથ થયા. શ્રીનિવૃત્તિનાથ એક અભંગમાં કહે છે કે—

"આદિનાથ મહેશે ઉમા માતાને બીજ (રહસ્ય) બતાવ્યું. તેજ અનાયાસે સ્વાભાવિક સ્થિતિમાં મત્સ્યેન્દ્રને પ્રાપ્ત થયું. મત્સ્યેન્દ્રે એજ પ્રેમમુદ્રા ગોરક્ષનાથને આપી અને ગોરક્ષનાથે ગૈનીનાથના ઉપર એજ પૂર્ણ કૃપા કરી. વૈરાગ્યથી તપેલા ગૈનીનાથ તે પ્રેમેથી શાંત થયા. તેમને તે શાંતિસુખનો ભંડારજ મળી ગયો. પૃથ્વી ઉપર નિર્દ્વંદ્વ અને નિઃશંક થઇ વિચરતાં વિચરતાં તેમના હૃદયમાં એ સુખાનંદ સ્થિર થઇ ગયો. નિવૃત્તિનાથને વૈરાગ્યનું પાત્ર અને અન્વયનું સુખ—અર્થાત્ નિવૃત્તિ અને પ્રવૃત્તિના સમન્વય અથવા નાથસંપ્રદાયના પ્રચારનું ઉત્તમ સાધન જાણીને ગૈનીનાથે તેમને સમ્યક્ અનન્યતા (અનન્યપ્રેમ) આપીને તેમના ઉપર પૂર્ણ કૃપા કરી અને નિવૃત્તિનાથ કહે છે કે "તેમના આપેલા કૃષ્ણનામથી મારું આ કુળ પાવન થઈ ગયું." નિવૃત્તિનાથે ગુરુની પાસેથી પ્રાપ્ત થયેલો ઉપદેશ જ્ઞાનદેવ, સોપાન અને મુક્તાબાઈ ત્રણે ભાઇબ્હેનને આપીને કૃતાર્થ કર્યાં. નિવૃત્તિનાથજ એ ત્રણે ભાઇ-બ્હેનના ગુરુ થયા. તેમણેજ ભગવત્તત્ત્વ એમના 'હાથોમાં આપ્યું.'"

જ્ઞાનેશ્વર મહારાજે જ્ઞાનેશ્વરીના ઉપસંહારમાં પોતાના સંપ્રદાય સંબંધી લખ્યું છે કે—

"ક્ષીરસાગરને તટે ત્રિપુરારિ આદિનાથ શંકરે શક્તિ

( પાર્વતી ) ને જે જ્ઞાન બતાવ્યુ—ક્યારે બતાવ્યુ તેની ખબર નથી—તેજ ક્ષીરકલ્લોલ (ક્ષીરસમુદ્ર)ની અ દર એક મત્સ્યના પેટમા ગુપ્તરૂપે રહેનારા એવા મત્સ્યેન્દ્રનાથને પ્રાપ્ત થયુ એ જ્ઞાનનો એવો પ્રતાપ હતો કે, મત્સ્યેન્દ્રનાથ ફરતા ફરતા જ્યારે સપ્તશૃગ પર્વત પર આવ્યા ત્યારે ત્યા પહેલા છિન્ન અવયવાળા ઔરગીનાથ તેમના દર્શન પામતાજ પૂર્ણ અવયવાળા થઇ ગયા, પરતુ આ ઉપાધિનો વિસ્તાર ન થાય અને અખડ સમાધિ-સુખ મળ્યા કરે એટલા માટે મત્સ્યેન્દ્રનાથે (પોતાનુ જ્ઞાન યાને) પોતાની પ્રેમમુદ્રા ગોરખ નાથને આપી ગોરખનાથ યોગકમલિનીના સરોવરમા હતા ( અર્થાત્ યોગવિદ્યામા સ પૂર્ણ હતા ) અને વિષયનો નાશ કરવાના કાર્યમા પરમ શૂરવીર હતા આવા યોગનિષ્ઠ અને વિરક્ત ગોરખનાથને સર્વેશ્વરપદે સ્થાપ્યા ગોરખ-નાથે તે શભુ પાસેથી પ્રાપ્ત થયેલો અદ્વૈત-આન દવૈભવ શક્તિ સાથે ગૈનીનાથને આપ્યો ગૈનીનાથે પ્રાણીઓને કલિ થી ગ્રસ્ત જોઇ નિવૃત્તિનાથને આજ્ઞા આપી કે ‘ આદિગુરુ શ કર પાસેથી શિષ્યપર પરાથી જે જ્ઞાન મારા સુધી ચાલ્યુ આવ્યુ છે તે આ લો, હુ તમને આપુ છુ કળિ જે જીવોને ગળી ગયો છે તેને જલદી જઇને દુ ખથી ઉગારો ’ એક તો નિવૃત્તિનાથ પોતેજ દયાળુ હતા, વળી ગુરુની આવી આજ્ઞા થઈ, ત્યા પછી પૂછવુજ શુ ! વરસવાને માટે હમેશાજ ઉત્સુક રહેનાર મેઘ જેમ વર્ષાઋતુ આવતા ગર્જના કરે છે, તેવીજ તેમની પણ સ્થિતિ થઈ ત્રણે તાપથી તપેલા આ ર્તજનોના આર્તનાદથી વ્યાકુળ થઇને ગીતાર્થને નિમિત્ત કરીને નિવૃત્તિનાથે શાતિરસની જે વૃષ્ટિ કરી તેજ આ ગ્ર થ ( ભાવાર્થદીપિકા યાને જ્ઞાનેશ્વરી ) છે ! તે સમયે હુ આર્ત્ત થઇને તેમની પાસે ( ચાતકની પેઠે અનન્ય થઇને ) બેઠો હતો, મારા ઉપર તેમણે કૃપા કરી અને મને આ યશ આપ્યો ’ જ્ઞાનેશ્વર મહારાજનો એક અભ ગ સામ્પ્ર દાયિકોમા વિશેષ પ્રસિદ્ધ છે, અને આળ દીમા તો હમેશા પ્રાત કાળે જ્ઞાનેશ્વર મહારાજની પ ચપદી આરતી કરતી

વખતે બોલવામાં આવે છે. તેનો આશય એજ છે કે "સર્વ સિદ્ધોના ગુરુ આદિનાથ છે. તેમના મુખ્ય શિષ્ય મત્સ્યેન્દ્ર થયા. મત્સ્યેન્દ્રે ગોરખને બોધ આપ્યો. ગોરખે ગહિનીને રહસ્ય બતાવ્યું. ગહિનીનો પ્રસાદ નિવૃત્તિનાથને મળ્યો અને નિવૃત્તિનાથ પાસેથી જ્ઞાનદેવને મળ્યો."

જ્ઞાનેશ્વર મહારાજની ગુરુપરંપરા આદિનાથ–ગોરખનાથ–ગૈનીનાથ–નિવૃત્તિનાથ—જ્ઞાનેશ્વર છે. આ પરંપરાના સંબંધમાં બીજું થોડુંક વર્ણન આપીએ છીએ. આદિનાથના બે શિષ્ય થયા. મત્સ્યેન્દ્રનાથ અને જાલંધરનાથ. પહેલા જાલંધરનાથની સ્થિતિ વર્ણવીને પછી મત્સ્યેન્દ્રનાથ તરફ જઈશું. એક વાર મહાદેવ અને પાર્વતી વિમાનમાં બેઠાં બેઠાં ક્ષીરસમુદ્ર તરફ વિહાર કરતાં હતાં. ત્યાં નીચે સમુદ્રમાં એક બાળકને તરતો જોયો. પાર્વતીએ તેને ઉંચકી લઇને વિમાનમાં બેસાડી લીધો અને શંકરે તેના ઉપર અનુગ્રહ કર્યો. આજ મહેશનુ વરદાન પામેલા સિદ્ધ પુરુષ આગળ જતાં જાલંધરનાથના નામથી પ્રસિદ્ધ થયા. જાલંધરનાથના બે શિષ્ય હતા, એક કાનીફનાથ અને બીજા ગોપીચંદ રાજાનાં માતા મૈનાવતી. કાનીફનાથ મદ્ર દેશના ક્ષત્રિય રાજા સુરથના પુત્ર હતા. એમનાં માતાનું નામ ભામિની હતું. એ રાજાને રાજ્યનો મોહ નહોતો; રાજ્ય છોડીને એ જાલંધરનાથના શિષ્ય બન્યા અને વૈરાગ્યવૃત્તિથી પૃથ્વી પર વિચરવા લાગ્યા. જાલંધરનાથના બીજા શિષ્ય યા શિષ્યા ગૌડ બંગાળના કાંચનપુર રાજ્યના રાજા ગોપીચંદનાં માતા મૈનાવતી હતાં. ગોપીચંદના પિતા ત્રૈલોક્યચંદ હતા. તેમનો સ્વર્ગવાસ થતાં ગોપીચંદ રાજગાદી પર બેઠા. મૈનાવતીએ જાલંધરનાથ પાસે દીક્ષા લીધી હતી અને અત્યંત શુદ્ધ ભાવથી તે તેમની સેવા કર્યા કરતાં હતાં. પરંતુ ગોપીચંદની પટ્ટરાણી ઓમાએ જૂઠી–સાચી વાતો ભરવીને જાલંધરનાથ પ્રત્યે રાજા ગોપીચંદનું હૃદય કલુષિત કરી દીધું. ક્રોધાંધ થઇને ગોપીચંદે, કોઇને કંઇ કહ્યા–સાંભળ્યા સિવાય એક કૂવો ખોદાવ્યો અને તેમાં

જાલંધરનાથને લઈ જઇને નાખી દીધા તથા ઘોડાની લાદ અને માટી પૂરીને પથ્થરથી તેને બંધ કરી દીધો. મૈનાવતીને આની કંઇ પણ ખબર નહોતી. તે તો એમજ જાણતી હતી કે, ગુરુજી કહ્યા સિવાયજ કયાંક ચાલ્યા ગયા. આથી તે ઘણી દુઃખી પણ થઈ. ગુરુ જ્યારે સાથે હતા, ત્યારે મૈનાવતી હમેશાં તેમનું ચરણોદક લીધા પછીજ ભોજન કરતી; પરંતુ ગુરુના અદૃશ્ય થઈ ગયા પછી ચરણોદક નહિ મળવાથી તેણે અન્નજળ છોડી દીધું. આજ હાલતમાં કેટલાક દિવસ વીતી ગયા. પછી એક દિવસ ગોપીચંદ સ્નાન કરતા હતા અને મૈનાવતી ઉપર છતમાં ઉભી હતી. ગોપીચંદનું લીમડાની કુંપળ જેવું સુંદર સુકુમાર શરીર અને તેની તેજસ્વિતા જોઇને તેને વિચાર આવ્યો કે, આવો સુંદર દેહ એક દિવસ કાળનો કોળિયો બની જશે ! એમ વિચારીને તેની આંખોમાંથી ગરમ આંસુ ટપકી પડ્યાં, તે નીચે ગોપીચંદના શરીર ઉપર પડયાં અને તેનાથી તેના સુકુમાર દેહમાં ફોલ્લા પણ થઈ આવ્યા ! ગોપીચંદે ઉપર જોયુ તો માતા ઝરૂખામાં ઉભી ઉભી રડી રહી છે ! માતૃભક્ત ગોપીચંદે તેને પૂછયુંઃ ‘ મા ! તું કેમ રડે છે ?’ તેમણે ઉત્તર આપ્યોઃ “ બેટા ! તારા પિતા પણ આવાજ સુકુમાર હતા, પરંતુ તેમને પણ કાળ હરી ગયો. કોઈ દિવસ તારી પણ વારી આવશે, ત્યારે તારે આ બધો વૈભવ છોડીને જવું પડશે. એનો તને કંઈ પણ વિચાર નથી અને તું તો તેલ-મર્દન વગેરેથી આ શરીરનીજ સેવામાં લાગ્યો છે. એજ જોઈને હું રડું છું. ” માતાનાં આ પ્રેમ-દુઃખપૂર્ણ વચનો સાંભળીને ગોપીચંદની આંખો ઉઘડી. તેણે પૂછ્યુ કે ‘ શું આ દેહને અમર કરવાનું કોઇ સાધન છે ? ’ ત્યારે માતાએ કહ્યુંઃ ‘ મારા ગુરુ જાલંધરનાથ જો અહીં હોત તો તે તારી ઇચ્છાને પૂર્ણ કરત. ’ આ શબ્દો સાંભળતાંજ ગોપીચંદનું હૃદય કંપી ઉઠયું અને તેને પોતે કરેલા કર્મનો પશ્ચાત્તાપ થયો. આ પછી ગોપીચંદ પણ ઉદાસ રહેવા લાગ્યા. કેટલાક દિવસ પછી

કાનીફનાથ તીર્થયાત્રા કરતા કરતા ક્યાંક ગોરખનાથને મળ્યા. નાથ સંપ્રદાય અનુસાર બન્નેને પરસ્પર 'આદેશ' થયો—અર્થાત્ 'આદેશ' શબ્દ વડે એકબીજાને વંદન કર્યાં. તેઓ બન્નેની આ પહેલવહેલી મુલાકાત હતી. કાનિફનાથે કહ્યું: 'હું મારા ગુરુ જાલંધરનાથની શોધમાં નીકળ્યો છું.' અને ગોરખનાથે કહ્યું 'હું પણ મારા ગુરુ મત્સ્યેન્દ્રનાથની શોધમાં નીકળ્યો છું.' કાનીફનાથે કહ્યું: 'આપના ગુરુ સ્ત્રી-રાજ્યમાં જઇને ફસાયા છે.' ગોરખનાથે કહ્યું: 'આપના ગુરુને ગોપીચંદે લાદમાં દાટી દીધા છે.' આ પ્રમાણે પરસ્પર એકબીજાના ગુરુના સમાચાર જણાવીને બન્નેએ એકબીજાની વિદાય લીધી. ગોરખનાથ સ્ત્રી-રાજ્ય તરફ ગયા અને કાનીફનાથ કાઞ્ચનપુર પહોંચ્યા. જ્યારે મૈનાવતીએ જાણ્યું કે, કાનીફનાથ રાજ્યધાનીમાં આવ્યા છે ત્યારે તે તેમને મળવા ગઇ. કાનીફનાથના મોંએ જ્યારે તેણે સાંભળ્યું કે 'તારા પુત્રે જાલંધરનાથને લાદમાં દાટયા છે, ત્યારે તેના દુઃખનો પાર ન રહ્યો! કાનીફનાથ પાસેથી તેમણે પોતાના પુત્ર ગોપીચંદ માટે અભયદાન માગી લીધું! આ તરફ કાનીફનાથે ગોપીચંદને ધમકાવી પૂછ્યું કે 'બતાવ, મારા ગુરુને તેં કયાં દાટયા છે?' ગોપીચંદે પોતાનો અપરાધ સ્વીકારીને કાનીફનાથના ચરણ પકડયા. કાનીફનાથે તેને અભયદાન દીધું અને ઉભો કર્યો. ગોપીચંદ તેમને, જ્યાં જાલંધરનાથને દાટવામાં આવ્યા હતા ત્યાં લઇ ગયા. કાનિફનાથે ગોપીચંદના કદ બરાબર એક લોઢાનું, બીજું ચાંદીનું અને ત્રીજું સોનાનું એમ ત્રણ ધાતુઓનાં ત્રણ પૂતળાં ઊભાં કર્યાં અને ધરતી તરફ જોઇને કહ્યું કે 'મહારાજ! હું કાનીફ છું.' અંદરથી અવાજ આવ્યોઃ 'બેટા સુખી રહો!' આ સાંભળીને મૈનાવતી અત્યંત આશ્ચર્ય પામી અને આનંદ પણ થયો. વળી અંદરથી પણ અવાજ આવ્યોઃ 'કાનીફ! ઉપર કોણ છે?' કાનીફે જવાબ આપ્યોઃ 'રાજા ગોપીચંદ!' અંદરથી અવાજ આવ્યોઃ 'એ ચાંડાલ બળીને ભસ્મ થઇ જાય!' તરતજ

લોઢાનું પૂતળું બળીને ભસ્મ થઇ ગયું. આજ પ્રમાણે ત્રણ વાર થયું અને ત્રણે ધાતુઓનાં પૂતળાં બળીને ભસ્મ થયાં. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ, એ ત્રણે શરીરને શ્રીસદ્‌ગુરુએ ભસ્મ કર્યાં. ત્યારે કાનીફ ગોપીચંદનો હાથ પકડીને કૂવાની પાસે આવ્યા. અંદરથી અવાજ આવ્યો કે 'કાનીફ ! તારી સાથે બીજું કોણ છે ?' કાનીફે શાંતિથી જવાબ આપ્યો: 'રાજા ગોપીચંદ.' અંદરથી ફરી અવાજ આવ્યો: 'શું તે હજી જીવતો છે ? ઠીક, તો અમર થઇ જા.' આ સાંભળતાંજ ગોપીચંદના હૃદયમાંથી ભય ભાગી ગયો અને કાનીફની આજ્ઞાથી તેમણે જાલંધરને બહાર કાઢયા. જાલંધરના દિવ્ય યોગના પ્રભાવે તેમના શરીરમાં કયાંય પણ લાદનો સ્પર્શ થયો નહોતો અને તેમનું તેજ પહેલાં કરતાં પણ વધારે પ્રકાશમાન જણાતું હતું. આ જોતાંજ ગુરુભક્ત મૈનાવતીને પરમ આનંદ થયો. ગોપીચંદ રાજાના પ્રાણ બચ્યા, તેથી આખા નગરમાં આનંદોત્સવ થવા લાગ્યો. પરંતુ ગોપીચંદ હવે પહેલાંના ગોપીચંદ રહ્યા નહોતા; તેમને પરમ વૈરાગ્ય પ્રાપ્ત થયો હતો. તેમણે કાનીફનાથ પાસે યોગદીક્ષા લીધી. તેમની રાણીઓ-ઘણું રોઇ-કકળી, પરંતુ વૈરાગ્યબળ વડે બળવાન બનેલા એ રાજા મોહમયી નગરી છોડીને ગુરુની સાથે તીર્થયાત્રા કરવા ચાલ્યા ગયા.

હવે જાલંધરનાથના ગુરુબંધુ મત્સ્યેન્દ્રનાથ અને તેમની શિષ્યપરંપરા જોઇએ. મહાદેવ અને પાર્વતી ક્ષીરસાગરને તટે બેઠાંબેઠાં બ્રહ્મચર્ચા કરતાં હતાં. મહાદેવ કહેતા જતા હતા અને પાર્વતી હોકારો પુરાવતાં જતાં હતાં. થોડી વાર પછી પાર્વતીજી એટલાં તો તન્મય થઇ ગયાં કે તેમને સમાધિ લાગી ગઇ. ત્યારે મત્સ્યેન્દ્રરૂપે ભગવાન વિષ્ણુ ત્યાં પહોંચી જઇને પાર્વતીના બદલે હોકારો આપવા લાગ્યા; પરંતુ એ હોકારાનો સ્વર કંઇક જુદોજ જણાતાં મહાદેવજીએ પાર્વતીજી તરફ જોયું તો પાર્વતીજી તો સમાધિમાં છે. આ કામ શ્રીવિષ્ણુનું છે, એમ જાણીને તેમણે 'અલક્ષ' શબ્દ કર્યો, તેવાજ મત્સ્યના ઉદરમાંથી

બહાર નીકળીને કુમારરૂપ વિષ્ણુએ 'આદેશ' પ્રતિશબ્દ કર્યો. ('આદેશ' કહીને સામો જવાબ વાળ્યો.) આ કુમાર તેજ મત્સ્યેન્દ્રનાથ છે. મત્સ્યેન્દ્રનાથ એક વાર ફરતા ફરતા અયોધ્યા તરફ 'જયશ્રી' નામના નગરમાં જઇ પહોંચ્યા. ત્યાં વિજયધ્વજ નામનો રાજા રાજ્ય કરતો હતો. આ નગરમાં સદ્બોધ નામનો એક પવિત્ર બ્રાહ્મણ પોતાની સદ્વૃત્તિ નામની સ્ત્રી સાથે ધર્માચારપૂર્વક રહેતો હતો. તેને કોઇ સંતાન નહોતું. એક દિવસ ભિક્ષા માગતા માગતા મત્સ્યેન્દ્રનાથ તેને બારણે જઇ પહોંચ્યા. બ્રાહ્મણ સ્ત્રીએ તેમને તેજસ્વી યોગી જાણીને અત્યંત આદરપૂર્વક તેમની ઝોળીમાં ભિક્ષા આપી. મત્સ્યેન્દ્રનાથ પણ તે સ્ત્રીના સતીત્વનુ તેજ જોઇને ઘણાજ પ્રસન્ન થયા. તેમને કોઈ સંતાન ન હોવાથી તેના તેજસ્વી મુખમંડલ પર ઉદાસીનતાની એક રેખા ખેંચાયેલી તેમને જણાઈ. મત્સ્યેન્દ્રનાથે તેના ઉદાસ રહેવાનું કારણ પૂછયુ. તેણે નિઃસંકોચ જવાબ આપ્યો કે 'સંતાન ન હોવાથી સંસાર શુષ્ક જણાય છે.' મત્સ્યેન્દ્રનાથે પોતાની ઝોળીમાંથી ભભૂતી કાઢી અને મંત્રીને તે સતીને આપી તથા કહ્યુ કે 'આ ખાઇ જા, એથી તને પુત્ર થશે.' આમ કહીને મત્સ્યેન્દ્રનાથ ચાલ્યા ગયા. એક પાડોશણે તે બ્રાહ્મણ સ્ત્રીને કહ્યુ કે 'કોણ જાણે કયાંનોય જોગી-બાવો હશે, એવાઓ ઉપર કદી વિશ્વાસ ન કરવો. એ કાનફટ્ટા (વૈરાગીઓની એક જાત, એમના કાન ફાટેલા હોય છે, ગોરખનાથના અનુયાયી) વૈરાગી છે, એવો મંત્ર ફૂંકીને ભભૂતી આપે છે કે જો કદી કોઇ તે ખાય તો તેની સુધ-બુધ ચાલી જાય અને કૂતરી બનીને એની પાછળ પાછળ ફરે.' પડોશણની આ વાત સાંભળીને તે બ્રાહ્મણસ્ત્રીની શ્રદ્ધા ચલિત થઇ એટલે તેણે તે ભસ્મ ખાડામાં ફેંકી દીધી. આ વાત બન્યાને બાર વર્ષ વીતી ગયાં. ત્યારે એક દિવસ મત્સ્યેન્દ્રનાથ તે બ્રાહ્મણને ઘેર આંગણામાં આવીને 'અલખ નિરંજન' કહી ઉભા રહ્યા. તેમણે તે સ્ત્રીને બાર વર્ષ પહેલાંની વાત યાદ કરાવી અને કહ્યું કે 'હવે

અસ્તુ. 'ગોરક્ષ કિમિયાગાર' નામનો એક ગ્રંથ છે તેમાં તેઓ કહે છે કે—

કહે ગોરખ મછેન્દ્રનાથ સુત જોગસિદ્ધિ કે સાર,
ગુરુમુખમેં જો નર જાનત સો હિ તરે ભવપાર.

ગહિનીનાથે પણ 'ગહિનીપ્રતાપ' નામનો ગ્રંથ લખ્યો છે. તેમાં તેઓ કહે છે કે—

ગોરખસુત ગહિની કહે, નાથપંથકી ખાની;
ખાની જાનત ગુરૂપુત હોત સોહિ ચઢે નિરબાની.

નાથપંથના સૌ અનુયાયીઓ કહે છે કે, ગુરુપુત્ર સિવાય બીજો કોઇ યાને સંપ્રદાયમાં પ્રવેશ કર્યા વિના કોઇ પણ આ પંથનું રહસ્ય જાણી શકતો નથી. અસ્તુ જાલંધર પંજાબમાં છે અને ગોરખપુર સંયુક્ત પ્રાંતોમાં. આથી જણાય છે કે, એજ પ્રાંતોમાં જાલંધરનાથ અને ગોરખનાથ વધારે રહ્યા હશે. છતાં મહારાષ્ટ્રમાં કહ્લાડાની પાસે રેટ્રે-બુદ્રુક નામના ગામ પાસે 'મત્સ્યેન્દ્રગડ' નામનો એક પર્વત છે અને એજ સ્થળેથી મત્સ્યેન્દ્રનાથની પાલખી પંઢરપુર આવે છે તથા ગોરખનાથની પાલખી ઓઢયા નાગનાથની પાસે તેમનાજ સમાધિસ્થાનેથી આવે છે. આથી અનુમાન થાય છે કે, મહારાષ્ટ્રમાંજ એ બન્નેએ પોતાનાં શરીર છોડયાં. આદિનાથસંપ્રદાય વૈષ્ણવ સંપ્રદાયોમાંનોજ એક છે અને એના આદિગુરુ આદિનાથ શંકર છે. નાભાજીએ 'ભક્તમાળ'માં વૈષ્ણવ સંપ્રદાય ચાર બતાવ્યા છે-(૧)રામાનુજ (૨) વિષ્ણુસ્વામી, (૩) નિમ્બાદિત્ય અને (૪) મધ્વાચાર્ય. આ સંબંધમાં ભિંગારકર બુવાએ પોતાના નિબંધમાં માર્મિક વિવેચન કર્યું છે. નાભાજી કહે છે કે—

श्रीरमापति रामानुजा विष्णुस्वामि त्रिपुरारी ।
निम्बादित्य सनकादिका मधुकर गुरु मुख चारी ॥

અર્થાત્ રામાનુજ-સંપ્રદાયનો મૂળ ઉપદેશ રમાપતિએ રમાને આપ્યો, આ પરથી રમાપતિ આ સંપ્રદાયના

આદિગુરુ છે અને આ સંપ્રદાયને શ્રીપદ્ધતિ કહે છે. વિષ્ણુસ્વામી સંપ્રદાયના આદિગુરુ ત્રિપુરારિ યાને શંકર છે અને આ સંપ્રદાયને પ્રકાશ-સંપ્રદાય કહે છે. નિમ્બાદિત્ય-સંપ્રદાયના આદિગુરુ સનક છે અને આ સંપ્રદાયને સ્વરૂપ-સંપ્રદાય કહે છે. વળી મધ્વાચાર્ય સંપ્રદાયના આદિગુરુ બ્રહ્મદેવ છે અને આ સંપ્રદાયને ચૈતન્ય સંપ્રદાય કહે છે. આ વર્ણન કેવળ નાભાજીએજ નથી આપ્યું પરંતુ પદ્મ પુરાણમાં પણ એને માટે આધાર છે—

कलौ खलु भविष्यन्ति चत्वारः संप्रदायिनः ।
श्रीमाध्वीरुद्रसनकाः वैष्णवाः क्षितिपावनाः ॥ १ ॥
रामानुजं श्रीः स्वीचक्रे मध्वाचार्यं चतुर्मुखः ।
श्रीविष्णुस्वामिनं रुद्रो निम्बादित्यं चतुस्सनाः ॥ २ ॥

કલિયુગમાં શ્રી વગેરે ચાર વૈષ્ણવ સંપ્રદાય થયા. રામાનુજનો શ્રીએ સ્વીકાર કર્યો, મધ્વાચાર્યે ને બ્રહ્મદેવે વિષ્ણુસ્વામીનો. રુદ્ર અને નિમ્બાદિત્યને સનક તથા સનંદાદિ બ્રહ્મદેવના ચાર પુત્રોએ સ્વીકાર્યા.

અસ્તુ. ત્રિપુરારિ યાને શંકરે ક્ષીરસિંધુની પાસે શક્તિ-(પાર્વતી)ના કાનોમાં, ક્યારે કયે સમયે તે કહી શકતા નથી, જે જ્ઞાન આપ્યું તે શ્રી વિષ્ણુએ મત્સ્યનું રૂપ ધારણ કરીને સાંભળ્યું અને તેમની પાસેથી (વિષ્ણુરૂપ મત્સ્યેન્દ્ર-નાથ પાસેથી) પરંપરા પ્રમાણે જ્ઞાનેશ્વર મહારાજ સુધી ચાલ્યું આવ્યું. એથી પણ આ સંપ્રદાયને વૈષ્ણવસંપ્રદાય કહી શકાય. ગોરખનાથે પોતાના 'ગોરક્ષકિમયાગાર' ગ્રંથમાં મત્સ્યેન્દ્રનાથને ' મહાવિષ્ણુ સાંઇ ' કહ્યા છે. આ પરથી જણાય છે કે મત્સ્યેન્દ્રનાથજ વિષ્ણુસ્વામી હતા. નાભાજીએ કહ્યું છે કે, જ્ઞાનદેવ વિષ્ણુસ્વામી સંપ્રદાયના હતા અને આ સંપ્રદાયના આદિગુરુ આદિનાથ શંકર હતા, છતાં પણ આ સંપ્રદાય વૈષ્ણવ સંપ્રદાયજ છે.

શિવદીન કેસરીના શિષ્ય માલુનાથે સંપ્રદાયપરંપરા

ઉપર ચૌદ શ્લોક રચ્યા છે. તેમાંથી પ્રથમ છ શ્લોકોનો ભાવાનુવાદ અત્રે આપીને આ અધ્યાય સમાપ્ત કરીએ છીએ.

"જે ગુણાતીત અવ્યક્ત વિદ્યાવિલાસી સૃષ્ટિના મૂળ તથા સમસ્ત ઐશ્વર્યના મૂળ છે, અને જે હમેશાં સચ્ચિદાનંદની સ્થિતિમાંજ રહે છે તે આદિનાથને મારા નમસ્કાર છે."

"જે સજ્જનોના સુખના ભંડાર અને યોગેશ્વરોના વિશ્રામ તથા પરમધામ છે, નિરાલંબ દેશમાં જે અનુપમ રાજા છે, તે મત્સ્યેન્દ્રનાથને મારા નમસ્કાર છે."

"ગુરુભક્તિ જેનાથી મૂર્તિમંત થઇ, જેનાથી મહાસિદ્ધિ વ્યક્ત થઇ અને જે ગરીબોના ઉદ્ધાર માટે દોડતા ફરે છે, તે ગોરખનાથને મારા નમસ્કાર છે."

"જે અનાહત રણશિંગા જેવા છે, જેમની પાસેથી લાખ્ખો મુદ્રાઓ નીકળે છે, જેમની અખંડ સ્વરૂપસ્થિતિ યોગનિદ્રા છે, યોગીઓને માટે જે મહાન આશ્રયસ્થાન છે, તે ગૈનીનાથને મારા નમસ્કાર છે."

"જે કર્મમાર્ગથી વિચલિત થતા નથી, પાછા હઠતા નથી, જેમને અનાયાસે સંતસમાગમ મળે છે, સત્યબોધમાં જેમનું ચિત્ત સમાધાન પ્રાપ્ત કરે છે, તે નિવૃત્તિનાથને સૌથી પહેલાં ભક્તિપૂર્વક મારા નમસ્કાર છે."

"પોતાના પ્રતાપ અને ગુણોથી જે સૂર્ય સમાન સ્વયંજ્યોતિરૂપ શુદ્ધપ્રકાશ ફેલાવે છે, આ સંસારમાં જેમની પૂર્ણ સત્તા છે, તે જ્ઞાનનાથને મારા નમસ્કાર છે."





# ઉપનયન અને શાસ્ત્રમર્યાદા

" શાસ્ત્ર જે વસ્તુને છોડી દેવાનું કહે, તે પછી રાજ્ય ભલેને હોય, તેને તૃણવત્ તજી દેવું. શાસ્ત્ર જેને સ્વીકારવાનું કહે તે ગમે તો ઝેર ભલેને હોય, તો પણ તેને અવશ્ય ગ્રહણ કરવું. "

**(શ્રી જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૬-૪૬૦)**

બાળકો મોટાં થયાં, યજ્ઞોપવીત સંસ્કાર માટે સમય ઘણો વીતી ગયો, ત્યારે વિઠ્ઠલ પંત ભારે ચિંતામાં પડયા. રુક્મિણીબાઇ પણ હમેશાં તેમની આગળ બાળકોના જનોઇ માટે તકાદો કરવા લાગ્યાં. વિઠ્ઠલ પંત સંન્યાસીમાંથી પાછા ગૃહસ્થ બન્યા ત્યારથી બ્રાહ્મણોએ તેમનો સખ્ત બહિષ્કાર કર્યો હતો. પરંતુ વિઠ્ઠલ પંત વિચારતા હતા કે મારા આચરણમાં કોઇ એવો દોષ નથી કે જેનાથી બ્રાહ્મણત્વમાં કલંક લાગે, તેથી આજે નહિ તો કાલે બ્રાહ્મણોનો ક્રોધ શાંત થશે અને કમમા કમ બાળકોના યજ્ઞોપવીત વખતે તેઓ પ્રાયશ્ચિત્ત કરાવીને સમાજમાં લઇ લેશે. પરંતુ વિઠ્ઠલ પંતની આશા તે આશાજ હતી. બ્રાહ્મણો કોઇ રીતે રાજી થયા નહિ. એ અગાઉ કોઈ બ્રાહ્મણ સંન્યાસ આશ્રમમાંથી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશેલો નહિ, તેથી આવા બ્રાહ્મણનાં છોકરાંને માટે યજ્ઞોપવીતનું વિધાન શાસ્ત્રમાં મળવું અસંભવિત હતું. વિઠ્ઠલ પંતે નક્કી કર્યું હતું કે, મારાં બાળકો જાતિ-કુળથી અળગાં ન પડે, એટલા માટે જે કંઈ પણ પ્રાયશ્ચિત્ત કરવું પડે તે હું કરીશ. તેમણે બ્રાહ્મણવૃંદને સાક્ષાત્ પ્રણામ કર્યા અને પ્રાર્થના કરી કે ' અમ પતિતોને પાવન કરો, મારા બધા અપરાધોને ઉદારતાપૂર્વક ક્ષમા કરો, મેં ' ગુરુની આજ્ઞાનું પાલન કરવું એ સ્વધર્મ છે ' એમ

જાણીનેજ ગૃહસ્થાશ્રમનો ફરીથી સ્વીકાર કર્યો છે, કામવાસનાને વશ થઇને નહિ. આપ જે દંડ કરો તે સ્વીકારવાને તૈયાર છું. જે પ્રાયશ્ચિત્ત બતાવશો તે કરીશ. મને કોઇ પણ પ્રકારે શુદ્ધ કરી લો અને ધર્મશાસ્ત્રની સમાલોચના કરીને એવી વ્યવસ્થા કરો કે જેથી મારા પુત્રોને યજ્ઞોપવિત આપી શકાય. મારાં બાળકોને તેઓ જીવે ત્યાં સુધી સમાજથી બહિષ્કૃત રહેવું પડશે, એ ભયથી અત્યંત દુઃખ થયું.' તેમણે શુદ્ધ હૃદય અને ગદ્ગદ્ અંતઃકરણથી તે બ્રાહ્મણોને પ્રાર્થના કરી કે—

समस्तसम्पत्समवाप्तिहेतवः समुत्थितापत्कुलधूमकेतवः ।
अपार संसारसमुद्रसेतवः पुनन्तु मां ब्राह्मणपादपांसवः ॥१॥

અને સઘળા બ્રાહ્મણોને દંડવત પ્રણામ કર્યા. રુકિમણીબાઇએ પણ એજ પ્રમાણે કર્યું. પતિ–પત્ની બન્ને વૈરાગ્યશીલ હતાં. પરંતુ પોતાના રત્ન સરખા બાળકો તરફ જોઇને વિચારતા હતા કે, મારી હયાતીમાં જો યજ્ઞોપવીત ન દેવાયુ તો એ બ્રાહ્મણત્વથી ભ્રષ્ટ થઇ જશે અને એથી અમારા કુળનુ અધઃપતન થશે. એપ્રમાણે વિચારીને તેમનું હૃદય ટુકડે ટુકડા થઇ જતું હતું. વસ્તુત વૈરાગ્ય–જ્ઞાનસંપન્ન સ્ત્રીપુરુષોએ કોઈ પણ અવસ્થામાં મોહવશ થવું ન જોઇએ પરંતુ સુકુમાર બાળકોના, તેમાં પણ પોતાનાં બાળકોના નિર્વિકાર, નિર્મળ અને પ્રસન્ન મુખમંડળ જોઇને ભલભલાઓ પણ વૈરાગ્યને ભૂલી જાય છે. યશોદા જાણતાં હતાં કે, કૃષ્ણ ઈશ્વરાવતાર છે અને કૃષ્ણે તેમને પોતાના મોંમાં ચૌદ ભુવન બતાવ્યાં હતા, તોપણ યશોદા આ વાત ભૂલીને કૃષ્ણની બાબતમા પુત્રભાવના મોહમાં વ્યાકુળ થઈ જતાં હતાં! વિઠ્ઠલ–રખુમાઇને ખબર હતી કે, અમારાં આ સંતાન સામાન્ય કોટિનાં મનુષ્ય નથી. ત્ર્યંબકેશ્વરની પરિક્રમા વખતે વાઘ દેખાતા નાસભાગ થઇ અને નિવૃત્તિનાથ રસ્તો ભૂલીને ગૈનીનાથની ગુફામાં પહોંચી ગયા તથા તે મહાત્માએ તેમના ઉપર અનુગ્રહ કર્યો. આ ઘટના પછી

વિઠ્ઠલ પંતને પોતાનાં સંતાનોની અલૌકિકતા વિષે ઘણું કુતૂહલ થતું હતું. તેમને રામાનંદ સ્વામીએ ગૃહસ્થાશ્રમમાં પાછા જવાની આજ્ઞા આપતાં કહ્યું હતું કે 'આ સ્ત્રીથી તમારે જે બાળકો થશે, તે ત્રિભુવન-વિજયી થશે.' આ વાત પણ તેઓ ભૂલ્યા નહોતા. એક તો પોતાનાં બાળકો ને તેમાં વળી આવાં દિવ્ય ગુણવાળાં ! કોણ એવો પિતા હશે, કે જેના હૃદયમાં તેમના પ્રત્યે પ્રેમ ન હોય ? વિઠ્ઠલ પંત અને રુક્મિણીબાઈને સ્વાભાવિક રીતેજ પોતાના પુત્રો ઉપર પ્રેમ હતો. પરંતુ જ્યારે તેમણે જોયું કે, એમને યજ્ઞોપવિત આપવામાં આટલી બધી અગવડો છે, ત્યારે તો તેમની બધી આશાઓ ઉપર પાણીજ ફરી વળ્યું ! બ્રાહ્મણોએ તેમને કહ્યું કે "તમારા અપરાધ માટે ધર્મશાસ્ત્રમાં કોઈ પ્રાયશ્ચિત્ત બતાવેલું નથી, તમારાં બાળકોના યજ્ઞોપવિત સંસ્કાર માટે પણ ધર્મશાસ્ત્રમાં કોઈ વ્યવસ્થા નથી; તમારો અપરાધ એટલો મોટો છે કે એક દેહાંતપ્રાયશ્ચિત્ત સિવાય બીજી કોઇ સજા નથી."

બ્રાહ્મણોએ આ નિર્ણય સંભળાવ્યો અને વિઠ્ઠલ પંતે તે સાંભળીને મસ્તક નમાવ્યું તથા એવો ભાવ બતાવ્યો કે, હું આ નિર્ણય માનવાને તૈયાર છું. તેમણે પોતાના હૃદયને દૃઢ કર્યું, સ્ત્રી-પુત્રાદિનો મોહ છોડયો, બ્રાહ્મણોને વંદન કર્યું અને પાછા ફર્યા વિના ત્યાંથી જે ચાલ્યા ગયા તે સીધા પ્રયાગરાજ પહોંચ્યા. ત્યાગ અને વૈરાગ્યજ આ યાત્રામાં તેમની સાથે હતાં. પ્રયાગમાં પહોંચીને શાન્ત ચિત્તે તેમણે શ્રીગંગા-યમુનાના સંગમમાં પોતાનું શરીર છોડી દીધું. તેમની સાથેજ રખુમાબાઈ પણ પ્રયાગ પહોંચ્યાં અને જે સ્થાનમાં પતિરાજ પ્રવાહમાં કૂદી પડયા હતા, ત્યાંજ પતિના સ્મરણપૂર્વક તે મહાસતી પણ કૂદી પડયાં. આ પ્રમાણે વિઠ્ઠલ-રુક્મિણી આ નશ્વર દેહનો ત્યાગ કરીને શાશ્વત પદે આરૂઢ થયાં—અમર થયાં.

વેદશાસ્ત્રવેત્તા બ્રાહ્મણોએ દેહાંત પ્રાયશ્ચિત્ત બતાવ્યું

હતું. વિઠ્ઠલ પંતે તેમને પ્રણામ કરીને કહ્યું કે 'આપ જેમ કહેશો તેમજ કરીશ.' એમ કહીને તેઓ પ્રયાગરાજ ગયા અને સાચેજ તેમણે દેહાંતપ્રાયશ્ચિત્ત કર્યું! કેવી જ્વલંત ધર્મનિષ્ઠા! કેવો તેજસ્વી વૈરાગ્ય અને કેટલો ધીર-ગંભીર ત્યાગ છે! વિષયોમાં પૂર્ણ વૈરાગ્ય હોવા છતાં પણ કેવળ ગુરુની આજ્ઞા માનીને તેમણે જે ફરીથી ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો તેમાં તેમનુ અલૌકિક મનોધૈર્ય પ્રગટ થયું હતું. એજ પ્રમાણે આ વખતે શાસ્ત્રાજ્ઞા માનીને તેમણે જે સ્ત્રી-પુત્રાદિનો મોહ છોડી દીધો ને દેહનુ મમત્વ સુદ્ધાં સંતોષપૂર્વક ત્યજી દીધું. એથી એમના અલૌકિક ત્યાગનો પરિચય મળે છે. જ્ઞાનેશ્વર વગેરે મહાત્માઓએ વિઠ્ઠલ પંતને જે પિતૃત્વનો અધિકાર આપ્યો તે સર્વથા યોગ્યજ હતો, એમજ કહેવું પડે છે. ગુરુ અને ધર્મશાસ્ત્ર ઉપર તેમની કેવળ અચળ શ્રદ્ધા હતી, તે આ બન્ને પ્રસંગોથી સારી રીતે જણાઇ આવે છે. ગુરુ અને શાસ્ત્રને માનવાવાળા એવા લોકોની ખોટ નથી કે જેઓ તેમના સુખમાં કઇ હરકતે આવતી નથી ત્યાંસુધીજ ગુરુ અને શાસ્ત્રની આગળ મસ્તક નમાવે છે. પરતુ સર્વસ્વની હાનિ થાય તોપણ ગુરુ અને શાસ્ત્રનેજ માનવાનુ અત્યંત શ્રેષ્ઠ વિભૂતિઓથીજ બની શકે છે. આજકાલ તો એવી દશા થઇ ગઈ છે કે શાસ્ત્રાજ્ઞાને નહિ ગણકારતા ફાવે તેમ વર્તવામા આવે છે, તેનેજ લોકો મનોધૈર્ય યા નૈતિક બળ કહે છે. યથાર્થમાં એ મનોધૈર્ય નથી પરતુ ધર્મ, સમાજ અને દેશના વિધિવિધાન (કાયદા-કાનુનો) પોતાના સ્વાર્થનાં બાધક હોય તોપણ તેમને ખાતર પોતાનુ સર્વસ્વ સમર્પણ કરવા તૈયાર રહેવું એજ સાચું મનોધૈર્ય છે અને ઉત્તમ પુરુષોના આચરણથી પણ આજ વાત સમજાય છે. ગ્રીસ દેશના પ્રસિદ્ધ તત્ત્વવેત્તા અને સાધુ સુકરાત (સૉક્રેટીસ) પર તેમના સમકાલીન નીચ માણસોએ જૂઠો મુકદ્દમો કરીને તેમને 'દેહાંત' દંડ સંભળાવ્યો ત્યારે તેમના કેટલાયે ભકતો તેમને કેદખાનામાંથી છોડાવવા તૈયાર હતા, તેમ છતાં પણ તેમણે ન્યાયાસનેથી

મળેલો દંડજ સંતોષપૂર્વક સ્વીકાર્યો અને ન્યાયાલયની આજ્ઞા પ્રમાણે ઝેરનો પ્યાલો પીને દેહત્યાગ કર્યો. સુકરાત ઉપર ખોટો મુકર્દમો ચલાવવામાં આવ્યો હતો. અહીં તો એ વાત પણ નહોતી. વિઠ્ઠલ પંતને દેહાંતનું પ્રાયશ્ચિત્ત આપનારા આળંદીના એ વેદજ્ઞ અને શાસ્ત્રવેત્તા બ્રાહ્મણોએ તેમના ઉપર કોઈ મુકર્દમો ચલાવ્યો નહોતો. સંન્યાસાશ્રમ પછી ગૃહસ્થાશ્રમ સ્વીકારનાર કોઈ બ્રાહ્મણજ જ્યારે એમના પહેલાં થયો નહોતો—અર્થાત્ આ જાતનો અપરાધ તેમના પહેલાં કદી થયોજ નહોતો ત્યારે શાસ્ત્રમાં તેને માટે પ્રાયશ્ચિત્ત પણ ક્યાંથી હોય ? આવી સ્થિતિમાં તેમને માટે વિઠ્ઠલ પંતને કયા આશ્રમ અને કયા વર્ણના પુરુષ માનવા એજ મુશ્કેલ થઇ ગયું. તેમણે તેમને પતિતથીયે પતિત—મહાપતિત માન્યા તથા ઘોર દંડ સંભળાવ્યો. વિઠ્ઠલ પંતનાં વૈરાગ્ય, જ્ઞાન અને યોગ્યતા જોતાં જો તેઓ તેમને મુક્ત કરી દેત અથવા ધર્મશાસ્ત્રને ગતિ આપીને અથવા તેમાં ખાસ પરિસ્થિતિને માટે ખાસ નિયમો બનાવીને તેમને માફી આપી હોત, તો સોનામાં સુગંધ મળત. પરંતુ બુદ્ધિની એટલી વિશાળતા અને ધૈર્ય એ બ્રાહ્મણોમાં નહોતાં અને તેથી તેમણે રૂઢ શાસ્ત્રાર્થ અનુસાર તેમને શિક્ષાપાત્ર-ગુન્હેગાર ઠરાવ્યા. સંસારના ઇતિહાસમાં આવા પ્રસંગો ઘણેભાગે આવે છે અને અસામાન્ય કોટિના સમર્થ સાધુ પુરુષો યા વિભૂતિઓને માટે ખાસ વિધાન ન હોવાથી તેમને આ સંસારમાં અપાર દુઃખ ભોગવવાં પડે છે ! કોઇ સ્ત્રી પરપુરુષને ત્યાં થોડોક સમય પણ રહી હોય તો એ અપરાધ છે અને તેને માટે તેનો ત્યાગ એ યોગ્ય દંડ છે. પરંતુ શું એજ ન્યાય સીતા જેવી મહાસતીને માટે પણ ઉચિત છે ? ધોબીના કહેવા ઉપર રામે પોતાની ગર્ભવતી અને પરમપ્રિય પત્નીને વનમાં મોકલી દીધી ! સીતાનું સતીત્વ તેઓ જાણતા હતા, તેમના ઉપર તેમને પરમ સ્નેહ હતો; છતાં પણ ઇક્ષ્વાકુ વંશના વિમળ યશની રક્ષા માટે તેમણે તેમનો ત્યાગ કર્યો ! તે સમયે શ્રી રામચંદ્ર-

જીએ કહ્યું છે કે—

> कथं जनः कुलधनैरनुरञ्जनीय-
> स्तन्मे यदुक्तमशिवं न हि तत्क्षमन्ते ।
> नैसर्गिकी सुरभिणः कुसुमस्य सिद्धा
> मूर्ध्नि स्थितिर्न चरणैरवताडनानि ॥५॥
> ( उत्तररामचरित-अंक १ )

સુગંધીદાર પુષ્પોની યોગ્યતા તો એજ છે કે, તે મસ્તક ઉપરજ રહે, પરંતુ ઘણેભાગે લોકો તેમને પગ નીચે કચરી નાખે છે. સંસાર એવોજ છે ! વિઠ્ઠલ પંતનો વિવેક-વૈરાગ્ય જોતાં અને તેઓ જ્ઞાનેશ્વરાદિ પુત્ર-રત્નોના જનક છે, એ વાતનુ ધ્યાન રાખતાં છતાં સંસારે તેમની સાથે અત્યંત પ્રેમ અને આદરપૂર્વક વર્તવું જોઈતું હતું, એમજ આપણે વિચારીએ છીએ, પરંતુ તેમને દંડ દેનાર તે સમયના એ બ્રાહ્મણોને પણ વધુ દોષ દઇ શકાય તેમ નથી. ભગવાનની આ આજ્ઞા "तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ" ને પ્રત્યેક હિંદુ સ્વીકારે છે અને આળંદીના બ્રાહ્મણોએ જે નિર્ણય કર્યો તે એવોજ ન્યાયનિષ્ઠુર નિર્ણય હતો. વિઠ્ઠલ પંત પણ મનસ્વી પુરુષ હતા. "શાસ્ત્ર જેને ત્યાગવાનુ કહે છે તેને, ગમે તો તે રાજ્ય લલેને હોય, પણ તણખલાની પેઠે ત્યજી દેવું" એવા સિદ્ધાન્તને માનનારા હતા. તેમણે દેહને તરણા સરખો ગણીને શાસ્ત્ર અને બ્રાહ્મણો પ્રત્યે પોતાનો અપાર આદરભાવ દર્શાવ્યો છે અહીં કદાચ શંકા થશે કે, વિઠ્ઠલ પંત સંન્યાસદીક્ષા લીધા પછી પાછા ગૃહસ્થાશ્રમી થયા, ત્યારે પણ તેમણે શાસ્ત્રાજ્ઞાનુ ઉલંઘન કર્યું હતું. એનુ સમાધાન એ છે કે, જો તેમનુ એ આચરણુ મનસ્વી હોત તો તેની કંઈ કિંમત નહોતી, એ તો ગુરુની આજ્ઞા હતી અને ગુરુની આજ્ઞાનુજ તેમણે પાલન કર્યું હતું. ગુરુની આજ્ઞાજ તેમને માટે શાસ્ત્ર ...તી· "ગુરુના વચન વિના શાસ્ત્રને સ્પર્શ ન કરવો." (જ્ઞાનેશ્વરી અ૦ ૧૩-૪૪૮) આ એમની ગુરુભક્તિ હતી.

આથી આ વિષયમાં વિઠ્ઠલ પંતને કંઇ પણુ દોષ દઇ શકાય નહિ. આ બીજા પ્રસંગે જો ગુરુ હાજર હોત તો તો અવશ્યજ આળંદીના બ્રાહ્મણો પાસે વ્યવસ્થા માગતા પહેલાં તેઓ ગુરુ પાસેજ આજ્ઞા માગત; પરંતુ તેઓ તો હતા નહિ એટલે શાસ્ત્રવક્તા બ્રાહ્મણો સમક્ષ પોતાનો મુકદ્દમો રજુ કરવો, એ તેમને માટે જરૂરી હતું. એમના જેવા તપથી પવિત્ર થયેલ બ્રાહ્મણ તે સમયે પણ કોઇ વિરલોજ હશે અને ભવભૂતિની 'तीर्थोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः' આ ઉક્તિને અનુસરીને તેમના જેવા સદાચારસંપન્ન દિવ્ય બ્રાહ્મણને માટે પ્રાયશ્ચિત્તની કંઇ આવશ્યકતા પણ નહોતી. છતાં મહાન પુરુષોનું લક્ષણ છે કે, અલૌકિક ગુણોવાળા હોવા છતાં પણ તેઓ સામાન્ય માણસોની પેઠેજ વિનયપૂર્વક શાસ્ત્રાજ્ઞા માનીને ચાલે છે અને તેથી વિઠ્ઠલ પંત પોતાની બાબતમાં બ્રાહ્મણો પાસે ગયા અને બ્રાહ્મણોએ જે નિર્ણય કર્યો તે તેમણે માથે ચઢાવ્યો. રાજાના કાયદા તોડનારા જેમ રાજદ્રોહી કહેવાય છે, તેજ પ્રમાણે ધર્મ અને સમાજના કાયદા તોડનારા માણુસો ધર્મદ્રોહી અને સમાજદ્રોહીજ ગણાય, કાયદાનો ભંગ કરનાર બળવાખોરજ ગણાય. કાયદા વારંવાર બદલી ન શકાય એવું નથી, પરંતુ જ્યાં સુધી એક કાયદો બદલીને તેને સ્થાને સમાજના સભ્ય, સુશીલ અને નિઃસ્પૃહ વિદ્વાનોની બહુમતીથી બીજો કાયદો કરવામાં ન આવે ત્યાં સુધી પહેલા કાયદા સમક્ષ મસ્તક નમાવવું, એ સમાજની પ્રત્યેક વ્યક્તિનુ કર્તવ્ય છે, અને તેને માટે દરેક જાતની આપદા સહેવા માટે તૈયાર થવુ' અને તે પણ આનંદપૂર્વક સહન કરી લેવી એ ધીર વીર પુરુષોનું કામ છે. વળી આવા ધીર-વીર પુરુષો સર્વ સમાજે અને સર્વ સમયોમાં વંદનીય હોય છે. સામાન્ય માણુસોને માટે જે નિયમ બાંધવામાં આવે છે, તે નિયમો અનેક વાર અસામાન્ય મનુષ્યો માટે બદલાવા જરૂરી હોય છે; પરંતુ આવશ્યક હોવા છતાં પણ ઘણેભાગે એવું બનતું નથી અને આ કારણે વિભૂતિઓને આ સંસારમાં અનેક

કષ્ટો સહન કરવાં પડે છે. મહાત્મા તુકારામે પણ કહ્યું છે કે "સંત તેજ છે, કે જે સંસારના આઘાત સહી લે છે." એ આઘાતો સહેવાથીજ તેનું સંતપણું સંસારમાં પ્રગટ થાય છે. એવા આઘાતોથી સંત ગભરાતા નથી. વિઠ્ઠલ પંત જેવા જ્ઞાન–વૈરાગ્યસંપન્ન તપસ્વી બ્રાહ્મણની બાબતમાં જો બ્રાહ્મણોએ ધર્મશાસ્ત્રની કઠોરતાથી તેમને કચરી નાખ્યા ન હોત તો સારૂજ હતું, પરંતુ મહાન પુરુષોની મહત્તા આવાં સંકટો વિના કેવી રીતે પ્રગટ થાય? પોતાના ઉપર કષ્ટ પડે એમ તો કોઇ ઇચ્છતું નથી, અને મહાપુરુષો પણ જો કષ્ટોથી ડરીને ચાલે તો સાચા–જૂઠાનો ભેદ પણ સંસારમાં પ્રગટ થાય નહિ. વિપત્તિની કસોટીથીજ મોટાઓની પરીક્ષા થાય છે અને એટલેજ મોટાઓની વિપત્તિ પર દુઃખી થવું એ પણ નિરર્થક છે. વીર અને ડરપોક, શાહુકાર અને ચોર, સાચો અને લુચ્ચો, સંત અને દંભીનુ પારખું વિપત્તિમાંજ થાય છે, નહિ તો સંસારમાં સારા–ખોટામાં કંઇ અંતરજ રહેતું નથી. કહેવાનો ઉદ્દેશ એજ છે કે, વિઠ્ઠલ પંતની વિરક્તિ અને ધર્મનિષ્ઠા આળંદીના બ્રાહ્મણોના ન્યાયનિષ્ઠુર નિર્ણયને લીધે સંસારને જાહેર થઈ ગઇ અને જે વાત વિઠ્ઠલ પંતના સંબંધમાં કહેવામાં આવશે તેજ રુક્મિણીબાઇના સંબંધમાં પણ કહેવાશે. તે માતા પણ આપણે માટે તો વિઠ્ઠલ પંત જેવાંજ પૂજ્ય છે. રુક્મિણીબાઇની જે પવિત્ર કુખે જ્ઞાનેશ્વર મહારાજ ઉત્પન્ન થયા, તે કુખ ધન્ય છે. એમનુ સંપૂર્ણ ચરિત્ર જોતાં એમજ લાગે છે કે, નિવૃત્તિનાથ વગેરે સૂર્ય જેવાં સંતાનને જન્મ આપવાનો અધિકાર એમનેજ હતો. આમાં કાર્ય–કારણ–સંબંધ છે. વિઠ્ઠલ પંતનો વૈરાગ્ય અને રુક્મિણીબાઇનુ પાતિવ્રત્ય તથા ભક્તિ વગેરે ગુણો સાચેજ એટલી ઉચ્ચ કોટિના હતા કે તેમનામાં દિવ્યતા ન હોય તો બનીજ શકે નહિ. રુક્મિણી માતા પણ પતિની સાથે પ્રયાગતીર્થમાં મુક્ત થઇ. વિઠ્ઠલ પંત તથા રુક્મિણીબાઇ મૂર્તિમંત વૈરાગ્ય અને ભક્તિ હતાં તથા આ કાર્ય–કારણ–સંબંધ અત્યંત

સ્વાભાવિક છે કે વૈરાગ્ય અને ભક્તિએ નિવૃત્તિ, જ્ઞાન, સોપાન અને મુક્તિને જન્મ આપ્યો.

નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઇને ઈશ્વરની કૃપા ઉપર છોડીને તેમનાં મા-બાપ ચાલ્યાં ગયાં, ત્યારે નિવૃત્તિનાથની ઉંમર બહુ બહુ તો દશ વર્ષની હશે. આ ઘટના પછી આ નાનાં નાનાં બાળકો કેટલાક દિવસ આપેગાંવ-અર્થાત્ પોતાના પૂર્વજોના ગામમાં રહેવા ગયાં. ત્યાં તેમના કુટુંબીઓએ તેમને ઘરમાં દાખલ થવા દીધાં નહિ અને તેમની મિલકતનો ભાગ પણ તેઓ હજમ કરી ગયા. તેમને માટે ઘરબાર કંઇ પણ ન રહ્યું. માટી કે ઈંટ પથ્થરનું ઘર અને જમીનનો એક નાનકડો ટુકડો એટલીજ એમની માલમિલકત નહોતી. તેમનાં કુટુંબીઓ અવશ્ય સંકોચાઇને નાના બની ગયા હતા, પરંતુ તેમણે તો બ્રહ્માંડનું પાન કર્યું હતું. ત્રણે ભુવન એ એમનું ઘર હતું. "આ વિશ્વજ મારૂં ઘર છે, એવી બુદ્ધિ જેમની સ્થિર છે, કિંબહુના, સમસ્ત ચરાચર જેઓ પોતેજ બની રહ્યા છે" (જ્ઞાનેશ્વરી અ૦ ૧૨-૨૧૩) એવી એમની ચિત્તવૃત્તિ હતી, વિશ્વ પણ એમને માટે મોટું નહોતું, વિશ્વને માટે તેઓ મોટા હતા. આપેગાંવમાં રહેતાંરહેતાં નિવૃત્તિનાથ અને જ્ઞાનેશ્વર લૂખા-સૂકા અન્નની ભિક્ષા માટે બહાર નીકળતા અને સોપાનદેવ નાની મુક્તાને સંભાળતા. આ સમયની આ અવસ્થા ઉપર મુક્તાબાઇએ થોડાક અભંગ પણ રચ્યા છે.

કેટલોક સમય આપેગાંવમાં રહ્યા પછી નિવૃત્તિનાથ ત્રણે ભાઇ-બહેનને સાથે લઇને આળંદી આવ્યા. નિવૃત્તિનાથને પોતાના યજ્ઞોપવીતસંસ્કારની બહુ ચિંતા નહોતી, તેઓ તો શિવસ્વરૂપ બની ગયા હતા; જનોઇ હોય કે ન હોય એ બન્ને તેમને માટે તો સરખું હતું. તેમને પોતાના દેહનું પણ ભાન રહેતું નહોતું. હું બ્રાહ્મણ છું અને મને ઉપનયન અપાવું જોઇએ, એ વાતજ તેમના ચિત્તમાં ઉતરતી નહોતી. નિવૃત્તિનાથ ખરેખર નિવૃત્તિનાથજ હતા.

બધી ચિત્તવૃત્તિઓથી પર જે પોતાનું આત્મરૂપ છે, તેજ પોતાના સ્વરૂપમાં તેઓ નિમગ્ન રહેતા હતા; પરંતુ જ્ઞાનેશ્વર કહેતા કે, ચાલો આપણે બ્રાહ્મણોનાં ચરણોમાં પડીએ, તેમને પ્રાર્થના કરીએ તથા આપણને પાવન કરાવીને આપણા યજ્ઞોપવિતસંસ્કાર કરાવી લઇએ. જ્ઞાનેશ્વર વર્ણાશ્રમ ધર્મની રક્ષા માટે અવતર્યા હતા અને એથી પોતાના અવતારકાર્ય તરફ ધ્યાન આપીને તેઓ નિવૃત્તિનાથની પાછળ પડયા કે, બ્રાહ્મણો પાસે પ્રાયશ્ચિત્ત લઇને પોતાના યજ્ઞોપવિત-સંસ્કાર કરાવવા જોઇએ. આ સંબંધમાં ત્રણે ભાઇઓને જે સંવાદ થયો તે બહુ મનોરંજક છે. નામદેવરાય, મહીપતિ બુવા અને નિરંજન માધવે પોતપોતાના ગ્રંથોમાં યથાક્રમે અભંગ, ઓવી અને શ્લોક રચીને તેનું વર્ણન કર્યું છે. આળંદીના બ્રાહ્મણોએ જ્યારે નિવૃત્તિનાથને કહ્યું કે "આપ પૈઠણમાં જઇને ત્યાંના બ્રાહ્મણો પાસેથી શુદ્ધિપત્ર લઈ આવો." ત્યારે નિવૃત્તિનાથ કહે છે કે—

"મારૂં કુળ-અકુળ કંઈ પણ નથી, હું નથી તો બ્રાહ્મણ, નથી તો ક્ષત્રિય, નથી તો વૈશ્ય કે નથી તો શૂદ્ર; હું નથી તો પક્ષી, નથી તો પશુ કે નથી તો જડ વૃક્ષ; હું નથી તો બટુક-બ્રહ્મચારી, નથી તો સંન્યાસી, નથી તો વનચર-વાનપ્રસ્થ કે નથી ગૃહસ્થ. એ ત્રણે ગુણમાંથી કંઇ પણ નથી. નથી તો મહત્તત્ત્વ કે નથી તો વિશટાત્મા. હું તો નિર્ગુણ છું, લોક જે જે કંઈ કહે છે, તેમાંથી કંઈ પણ નથી, તેનાથી પર સ્વરૂપાનંદમાં નિખિલ સુખચૈતન્ય છું. ધર્માધર્મ સાથે કે વિધિનિષેધની સાથે મારે કશો પણ સંબંધ નથી. ભેદાભેદમાં હું નથી, હું તો નિજરૂપમાં છું. બોધાનંદમાં અનાયાસે સ્વભાવથીજ બેઠેલો છું."

આનો જ્ઞાનેશ્વર મહારાજ ઉત્તર આપે છે—

"વેદવિહિત અને વેદવિરુદ્ધ આચરણનો સંબંધ આત્મસ્વરૂપની સાથે નથી, કારણ કે આત્મસ્વરૂપમાં કોઇ ભેદાભેદ નથી. છતાં વેદ ભગવાને તો કહ્યું છે કે અજ્ઞાનીય

આચરણ પરમ દૂષણ છે. પોતાના સ્વધર્મ, અધિકાર અને જાતિભેદ અનુસાર જેને માટે જે ઉચિત—અર્થાત્ શુદ્ધ કર્મ છે, તે તેમણે અવશ્ય કરવું જોઇએ. એથી સંતોએ તો અવશ્યજ કરવું જોઇએ, પોતે કરીને લોકોને બતાવવું જોઇએ. (કે જેથી તેઓ તેનું અનુકરણ કરી શકે.) જે કુળનો જે કુળધર્મ હોય, તેનું તે અવશ્ય પાલન કરે, કે જેથી કોઈ પણ પ્રકારનો અનાચાર ન થાય. પોતાની અવસ્થા ગમે તેટલી પાવન થઈ હોય, તો પણ શાસ્ત્રવિધિને ત્યજવામાં દોષ છે. ધર્મશાસ્ત્રમાં જે કર્મપદ્ધતિ બતાવેલી છે તેનું અનુસરણ કરવુંજ પડશે."

જ્ઞાનેશ્વર મહારાજનું આ કહેવું મનન કરવા યોગ્ય છે. સિદ્ધ પુરુષ પણ વેદવિહિત આચરણ કરે, શાસ્ત્રવિધિને સર્વથા ન ત્યજે, એટલુંજ નહિ, પરંતુ એવું આચરણ કરે કે તે *આચરણ બીજાઓને માટે અનુકરણીય થાય !* શ્રીમદ્ભગવદ્ગીતાના 'यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः' આ શ્લોક ઉપર તથા એની પહેલાંના શ્લોકો ઉપર ટીકા કરતાં જ્ઞાનેશ્વર મહારાજે સ્પષ્ટજ કહ્યું છે કે—

"જેમને બધા અર્થ પ્રાપ્ત થઈ ચૂક્યા (અર્થાત્ જેમને માટે હવે કંઈ પ્રાપ્તવ્ય નથી રહ્યું), જે નિષ્કામતાને પ્રાપ્ત થઈ ગયા, તેમને માટે પણ, લોકહિતનું કર્તવ્ય રહેજ છે. માર્ગમાં જેમ આંધળાની આગળ ચાલીને આંખોવાળો રસ્તો બતાવે છે, તેજ પ્રમાણે (સંતોએ) ધર્મનું આચરણ કરીને, જે અજ્ઞાની છે, તેમને ધર્મનો માર્ગ બતાવવો *જોઇએ. જો સંતો એમ ન કરે તો અજ્ઞાનીઓ શું સમજી* શકે ? તેઓ આ માર્ગ કેવી રીતે જાણી શકે ? મોટાઓ જે કંઇ કરે છે, તેને લોકો ધર્મ કહે છે અને સામાન્ય માણસો તેનેજ અનુસરે છે. અને એમ થાય તે સ્વાભાવિક પણ છે. તેથી કર્મનો ત્યાગ ન કરવો. સંતોએ તો ધર્મનું આચરણ ખાસ કરવું જોઇએ."

આગળ ચાલતાં વળી વિશેષ કહે છે કે—

"આપણે જોકે પૂર્ણકામ થયા, આત્મસ્થિતિને પણ

પ્રાપ્ત થયા, તો પણ આ પ્રજાનો ઉદ્ધાર કેવી રીતે થશે ? આથી જે સમર્થ છે, જે સર્વજ્ઞ થઇ ચૂકયો છે તે તો કર્મનો ત્યાગ કદી ન કરે."

"આ પ્રજાનો ઉદ્ધાર કેવી રીતે થશે" એ ચિંતાના ઉદ્ગારમાં જ્ઞાનેશ્વર મહારાજના અવતારનું મહત્ત્વ છે. જ્ઞાનેશ્વર મહારાજ લોકહિતકર્તા હતા. તેમણે આ લોકને 'લોકસંસ્થા' કહ્યો છે અને ટીકા કરતાં આગળ કહ્યું છે કે—

"આ આખીજ લોકસંસ્થા સર્વ પ્રકારે રક્ષણ કરવા યોગ્ય છે. એથી એ રસ્તેજ ચાલવું જોઇએ અને દુનિયાને તે રસ્તો બતાવવો જોઇએ. લોકોની સાથે અલૌકિક (લોકવિરુદ્ધ) ન થવું જોઇએ."

જ્ઞાનેશ્વર મહારાજની અવતારલીલાનું રહસ્ય આજ વાતમાં છે. જ્ઞાનેશ્વરીમાં સર્વત્ર તેમણે આજ વાત વારે વારે કહી છે. અસ્તુ. જ્ઞાનેશ્વર મહારાજના બાપણ પછી સોપાનદેવ આગળ વધ્યા. તેમણે કહ્યું કે—

"પાંડવોના કુળની શોધ કરશો તો તેઓ નિર્મૂળ છે........! ભક્તિમાંજ સર્વ કંઇ છે. જાતિમાં શું છે ? સ્વસંવેદ્ય આત્મસ્થિતિ જાતિમાં નથી, ભક્તિમાં છે. દુર્વાસા, વસિષ્ઠ, અગસ્ત્ય, ગૌતમ ઉત્તમ ઋષિ છે, પરંતુ એમનું કુળ કેવું છે ? વ્યાસ અને વાલ્મીકિનું કુળ પણ કેવું છે ? અમારી વાત પણ એવીજ છે."



# पैठणना चमत्कार

'' હે નારાયણ ! જડને ચૈતન્ય કરી દેવા, એ તમારે માટે અસંભવિત નથી. ''—શ્રીતુકારામ

નિવૃત્તિનાથ પોતાનાં ભાઈબહેનને સાથે લઈ ચાલતા ચાલતા પૈઠણ પહોંચ્યા. નાની બાલિકા મુક્તા પણ સાથે હતી; કેમકે એમના સિવાય એને બીજું કોણ સંભાળે? ગોદાવરીમાં સ્નાનાદિ કરીને આ લોકો ગામમાં ગયા. વિઠ્ઠલ પંતના મામા કૃષ્ણાજી પંત દેવકુલે પૈઠણમાંજ રહેતા હતા. તેમને ત્યાં તેઓ ઉતર્યા. ચાર દિવસ પછી પૈઠણના બ્રાહ્મણોની સભા થઈ. તે સભા સમક્ષ નિવૃત્તિનાથે આળંદીના બ્રાહ્મણોએ લખી આપેલો પત્ર રજુ કર્યો. આ પત્રથી સભાને જણાયું કે, એ સંન્યાસીનાં બાળકો છે અને યજ્ઞોપવિત–સંસ્કાર માટે શાસ્ત્રની સંમતિ માગે છે. નિવૃત્તિનાથે સમસ્ત બ્રહ્મવૃંદને સાષ્ટાંગ પ્રણામ કર્યા, પોતાની બધી વાત સ્પષ્ટ શબ્દોમાં કહી દીધી અને પ્રાર્થના કરી કે, અમે અનાથ, પતિત, શરણાગત અને દીન–ગરીબ છીએ; આપ અમને સનાથ કરો અને અપનાવી લ્યો.' તે બ્રહ્મસભામાં મોટા–મોટા વૈદિક, શાસ્ત્રજ્ઞ અને શ્રુતિ–સ્મૃતિમાં પારંગત વિદ્વાનો એકત્ર થયા હતા. આખા ગામમાં વાત ફેલાઈ કે, આળંદીથી ત્રણ બાળકો આવ્યાં છે, તેઓ કોઈ સંન્યાસીનાં બાળકો હોઈને ઉપવીતસંસ્કાર ઇચ્છે છે તથા તેને માટે ધર્મશાસ્ત્રની આજ્ઞા માગે છે! આ સાંભળીને સેંકડો બ્રાહ્મણો સભાસ્થાનમાં પહોંચ્યા. શાસ્ત્રી પંડિતોએ અનેક સ્મૃતિ–ગ્રંથો જોયા, પરંતુ કોઈ અનુકૂળ વચન મળ્યું નહિ.

આજ પદ્ધતિથી આ લોકમાં તમારો ઉદ્ધાર થશે, એના સિવાય બીજો કોઇ રસ્તો તમારે માટે નથી. અખંડ જિતેન્દ્રિયત્વ ધારણ કરો, સંસારવિષયના પ્રપંચને વધારો નહિ. વૈરાગ્યયોગથીજ શરીરનો ઉપયોગ કરો. એજ તમારે માટે યથેષ્ટ શુદ્ધિનો ઉપાય છે. ”

‘ ભક્તિવિજય ’માં મહીપતિ બુવાએ આજ વાત તાત્પર્યરૂપે કહી છે કે—‘ ભગવાનનું શરણ લ્યો, પ્રાણીમાત્રમાં તેનુંજ ભજન કરો. ગાય, ગધેડો, હાથી, કૂતરો એ બધાને સમાનરૂપે વંદન કરો.’

બ્રાહ્મણોના મુખેથી આ નિર્ણય સાંભળી નિવૃત્તિનાથ વગેરેનાં અંતઃકરણોની શી સ્થિતિ થઇ હશે ? આ બ્રાહ્મણો અમને શુદ્ધ કરીને અપનાવવા તૈયાર નથી, જનોઈની રજા આપવા પણ તૈયાર નથી ! કહે છે કે વિવાહ વગેરે કરીને સંસારપ્રપંચ ના વધારો. આ સાંભળીને પ્રવૃત્તિમાર્ગીઓના પ્રાણજ સૂકાઈ જાત, તેમને એમ લાગત કે જાણે સર્વસ્વ છીનવી લીધું અને વળી તેઓ આવો નિર્ણય સંભળાવનારા બ્રાહ્મણો અને તેમનાં શાસ્ત્રોને સારૂં–ખોટું કહેવામાં કંઇજ બાકી ન રાખત ! જેને વિષય ભોગવવાની ઈચ્છા હોય, તેને જો કોઇ એમ કહે કે વિષય ના ભોગવો તો તે એ વાત કદી પણ સ્વીકારશે નહિ; પરંતુ જેમની બધી વિષયવાસનાઓ જન્મજન્માંતરનાં પુણ્યકર્મોથી બળી ગઇ છે, જેમના હૃદયમંદિરમાં ભગવાને પોતાનું આસન જમાવ્યું છે અને જે પહેલેથીજ નિવૃત્ત થઇને બેઠા છે, તેમને આ નિર્ણયથી શું દુઃખ થાય ? તેમને તો આ નિર્ણયથી પરમ આનંદ થયો. જેમને વિષયોનું કોઇ પણ અવસ્થામાં ભાન નથી તેમને જો આ સજા સંભળાવવામાં આવે કે તમે વિષયભોગ ત્યજી દો, તો તે તેમને માટે કંઇ સજા નથી. ‘જન્મ–પ્રસંગે સ્ત્રીના શરીરનો જે સ્પર્શ થયો તેજ થયો પરંતુ તે પછી સમસ્ત જીવનમાં કદી તેનો સ્પર્શ ન થાય.’ એવું જેનું બ્રહ્મચર્ય હોય, તેને કહેવામાં આવે કે તમે લગ્ન

ન કરો તો તેને માટે એ કોઇ કઠોર સજા નથી ! તાત્પર્ય કે, બ્રાહ્મણોએ જે નિર્ણય સંભળાવ્યો તે નિવૃત્તિ, જ્ઞાનેશ્વરને માટે ઉપદેશસ્વરૂપ અને પ્રિયજ હતો. બ્રાહ્મણોએ તેમને હરિભજનમાં જીવન ગાળવા અને બધાં પ્રાણીઓની અંદર ભગવાનનાં દર્શન કરવાનો ઉપદેશ આપ્યો. પરંતુ આ વિષયમાં તેમની અત્યુચ્ચ કલ્પનાઓની ગતિથી પણ તેઓ પર હતા. આ વાત સમસ્ત જગત જાણે છે. ચારે ભાઈ-બ્હેન જીવનપર્યંત બ્રહ્મચર્ય-વ્રતમાંજ રહ્યાં અને જન્મપ્રસંગે તેમને સ્ત્રીના શરીરનો જે સ્પર્શ થયેલો તે પછી એ જીવનમાં કદી પણ ન થયો અને તેઓ તે પરમ શુદ્ધ સ્વરૂપની સાથે એકરસ થઇને રહ્યા, કે જ્યાં માયાની અપવિત્રતાની હવા પણ લાગતી નથી ! બ્રાહ્મણોનો આ નિર્ણય સાંભળી ' નિવૃત્તિનાથના ચિત્તમાં અત્યંત સંતોષ થયો. તેમણે બ્રાહ્મણોને કહ્યું કે, આપનાં તીર્થરૂપ માત-પિતા ધન્ય છે. જ્ઞાનદેવે કહ્યું કે આપ જે કહેશો તે કબૂલ છે. મુક્તાબાઇ અને સોપાન ઘણાંજ આનંદ પામ્યાં.' જે વાત આ ભાઇ-બ્હેનોના મનમાં હતી તેજ તેમને મળી.

બ્રાહ્મણોનો નિર્ણય સાંભળીને પણ એ બાળકોના આનંદમાં કંઈજ અંતર પડયું નહિ, એ જોઇને સભાસદોને ઘણુંજ આશ્ચર્ય થયુ. ઘણાઓનો એવો ખ્યાલ હતો કે, તેઓ નિરાશ થઇને રોતાં રોતાં ચાલ્યાં જશે. પરંતુ તેમનાં પ્રસન્ન વદન ઉપર નિરાશાની સહેજ પણ છાયા જણાઈ નહિ, તેમનો આનંદ તો જેમનો તેમજ રહ્યો. આ જોઇને અનેકોને તેમના પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઇ. સભા હવે વિસર્જનજ થતી હતી ત્યાં કોઇકે નિવૃત્તિનાથ વગેરેને પૂછયું કે તમારાં નિવૃત્તિ વગેરે જે નામ રાખવામાં આવ્યાં છે, એ નામોનો અર્થ શો છે ? પોતાનાં નામોના અર્થ તેમણે બતાવ્યા. નિરંજન માધવ કહે છે કે—

નિવૃત્તિનાથે કહ્યું—" હું તો નિવૃત્તિ છું, પ્રવૃત્તિ સાથે મારે કંઈ સંબંધ નથી. હું રાજયોગી છું, અખંડ

સ્વસુખામૃત ભોગવું છું."

જ્ઞાનદેવે કહ્યુ—"હું જ્ઞાનદેવ—અર્થાત્ બધી અગમ્ય વાતોને જાણું છુ. તમે પૂછશો તો હું ત્રણે વાર એજ કહીશ."

સોપાનદેવે કહ્યુ—"ભગવદ્ભજનમાં લોકોને જોડવા અને ભક્તિમાનોને વૈકુંઠ પ્રાપ્ત કરાવવાનુ કામ મારૂં છે."

મુક્તાબાઈએ કહ્યું—"હું મુક્તિનાં દ્વાર ખોલુ છુ. આ ભુવનમા ભગવાનની લીલા બતાવવા પ્રગટ થઈ છું." 'નાનાં' બાળકોને મુખે આ 'મોટી' વાતો સાભળીને કેટલાયે લોકો હસી પડયા. આજ વખતે સભામંડપની બહાર રસ્તા ઉપર એક પાડો દેખાયો. તેના તરફ જોઇને કોઇ બોલી ઉઠયું—"અરે! નામમાં તે શું? આ પાડો જાય છે તેનું પણ નામ જ્ઞાનદેવ છે!" આ વાત સાંભળતાંજ જ્ઞાનદેવે કહ્યુ—"હા બરાબર છે, એનામાં અને મારામાં કંઇ ભેદ નથી, આ પાડો પણ મારો આત્માજ છે."

"બરાબર રીતે જુઓ તો પાડામાં અને મારામાં કંઇ પણ ભેદ નથી. બધા દેહોમાં, પ્રાણીમાત્રમાં સમાનરૂપે એજ આત્મા વ્યાપક છે. અસખ્ય ઘડાઓમાં જળ ભરેલુ છે અને એ બધામાં એકજ સૂર્ય પ્રતિબિબિત થઇ રહ્યો છે. તેજ પ્રમાણે સર્વ ભૂતોમા સમાનરૂપે ભગવાન વ્યાપક છે. વિવિધ પ્રકારની વનસ્પતિઓ છે, પરતુ બધાના મૂળમાં એક જળજ વ્યાપક છે, તેજ પ્રમાણે સર્વ ભૂતોમાં એક રમાનાથજ—પરમાત્માજ વ્યાપક છે"

સર્વત્ર સમરસ પરમાત્મામાં જેમની દૃષ્ટિ લાગેલી હતી તેમને પોતામાં અને પાડામાં કોઈ અંતર જણાયું નહિ તેમના અંતઃકરણમાં જે આવો અભેદભાવ ઉદય પામ્યો હતો, તેનું પ્રમાણ પણ જોવાનો અવસર પૈઠણના બ્રાહ્મણોને તરતજ પ્રાપ્ત થયો. વાત એવી બની કે, જ્યારે આ વાત ચાલતી હતી ત્યારે ને બ્રાહ્મણે તે પાડાની પીઠ ઉપર સડાસડ ત્રણ ચાબુક માર્યા. ગર્વાન્મત્તાવની પ્રતીતિનો

એ ચમત્કાર દેખાયો કે ચાબુક લાગ્યો તે પાડાની પીઠ પર અને તેના સૉળ પડયા જ્ઞાનેશ્વર મહારાજની પીઠ ઉપર ! અને તેમાંથી લોહી પણ વહેવા લાગ્યું ! આ જોતાંજ લોકો આશ્ચર્યચકિત થઇ ગયા !

પરંતુ આ વાત આટલેથી પતી નહિ. જ્ઞાનેશ્વર મહારાજને બીજો એક ઘણો મોટો ચમત્કાર બતાવવાનો હતો. બ્રાહ્મણોને વંદન કરીને આપેગાંવ પાછા ફરવાના ઇરાદાથી તે ગોદાવરીને કિનારે આવીને બેઠા હતા. ઘણા લોકો ત્યાં આ બાળયોગીને જોવા માટે ભેગા થઇ ગયા. કેટલાક જક્કી નવયુવાનો પણ નીચા નમીને ઉપહાસપૂર્વક તેમના તરફ જોતા હતા. આવાજ બેએક નવયુવકોએ તેમની પાસે આવીને એમને કહ્યું: 'તમે તમારૂં કુળ પવિત્ર કરાવવા ઇચ્છતા હો તો આ પાડાને મુખેથી વેદની ઋચાઓ બોલાવો.' આ વાત સાંભળતાંજ જ્ઞાનેશ્વર ઉઠીને ઉભા થયા અને બ્રાહ્મણોને વંદન કરીને વિનયથી બોલ્યા કે 'આપ ભૂદેવ છો. આપના મુખેથી જે શબ્દો નીકળશે તે નિષ્ફળ નહિ જાય.' એમ કહીને તેઓ એ પાડાની પાસે ગયા અને તેના મસ્તક પર તેમણે પોતાનો હાથ મૂકયો. તરતજ તે પાડાના મોંમાંથી વેદની ઋચાઓ અસ્ખલિતરૂપે બહાર આવવા લાગી !! આ અદ્‌ભુત ચમત્કાર જોઇને સૌ લોકો ચકિત અને સ્તબ્ધ થઈ ગયા. ગામના બધા લોકો ત્યાં એકઠા થયા. જ્ઞાનેશ્વર મહારાજનો વરદ હસ્ત તે ભાગ્યશાળી પાડાના મસ્તક પર છે, ચારે તરફ હજારો બ્રાહ્મણો એકત્ર થયેલા છે અને તે પાડાના મોંમાંથી વેદોચ્ચાર થઇ રહ્યો છે અને સૌ એકીટસે તે તરફ જોતા જોતા આશ્ચર્યમુગ્ધ થઇને સાંભળી રહ્યા છે ! આ અપૂર્વ દૃશ્ય સંવત ૧૩૪૪ ના મહા સુદ ૫ ને દિવસે ગોદાવરીતટે દેખાયું ! સ્વર અને વર્ણ તદ્દન શુદ્ધ હતા, ઉચ્ચાર સ્પષ્ટ હતા, મોટા મોટા વૈદિક બ્રાહ્મણો મસ્તક નીચું નમાવી સાંભળતા હતા ! આ અપૂર્વ દૃશ્ય જેમણે પોતાની આંખોએ જોયું હશે તેઓ ધન્ય છે ! તે પાડાને મુખે એક પ્રહર સુધી વેદઘોષ ચાલ્યો ! બ્રાહ્મણોનું

અભિમાન ઉતરી ગયુ, તેઓ શરમાયા. તેમણે જાણ્યું કે અમારી પાસે શુદ્ધિપત્ર માગવા આવેલા આ બાલયોગી વિષ્ણુના અવતાર છે, આ ભાઈ-બ્હેનો બધાં ભગવાનનાં અંશ છે, એમ જાણીને તેઓ જ્ઞાનેશ્વર વગેરેની સ્તુતિ કરવા લાગ્યા. બધાના મુખમાંથી એજ ઉદ્ગાર નીકળ્યા કે "જે વાતો આજસુધી જોઇ-સાંભળી નહોતી તેજ આજે આંખો વડે જોઇ." આ પ્રસંગનું વર્ણન નિરંજન માધવે કર્યું છે—

'અગ્નિમીળે' ઇત્યાદિ ઋચાઓ સ્વર સાથે નીકળવા લાગી. તે સાંભળીને વિપ્રો વિસ્મય પામ્યા. (પાડાના મુખેથી) યજુર્વેદ પણ સાંભળ્યો અને સામગાન પણ સાંભળ્યું—એવું સામગાન કે તેના ગાનાર સામવેદીઓ પાસેથી પણ આવું સુસ્વર ગાયન સાંભળવા મળતું નથી. બધા લોકો મુગ્ધ થઇને સાંભળી રહ્યા છે અને આશ્ચર્ય પામે છે કે, પાડાને મુખેથી વેદમંત્ર ! આ (નિવૃત્તિ, જ્ઞાનદેવ અને સોપાન) દેવાધિદેવ છે, બ્રહ્મા-વિષ્ણુ-મહેશ છે; લોકોદ્ધારને માટે કળિયુગમાં અવતર્યા છે અને આ કુમારી ચિત્કલા છે, કે જેના તેજની તુલના સૂર્યના તેજ સાથે પણ થઇ શકે તેમ નથી. આપણે એવા કુટિલ છીએ કે કર્મઠતાના અભિમાનથી, મદ-મોહ-માનથી આ ઈશ્વરને પણ સમજી શકયા નહિ.

જ્ઞાનેશ્વરનું બ્રહ્મતેજ જોતાં બ્રાહ્મણોને પોતાના સાચા રૂપની ઓળખાણ થઈ. અભિમાનથી અંધ થયેલી તેમની દૃષ્ટિ જ્યારે પાછી વળીને અંદર જોવા લાગી ત્યારે તેમને માલૂમ પડયું કે, અમારી પાસે એવી કોઇ ચીજ નથી કે જેનું અમે અભિમાન કરી શકીએ અને એ જાણીને તેમને ઘણોજ પશ્ચાત્તાપ થયો. તે બ્રાહ્મણો કર્મઠ હતા, પરંતુ અકર્તા-આત્માની સ્થિતિનું તેમને જ્ઞાન નહોતું. તેઓ શબ્દ-શાસ્ત્રને જાણનારા હતા, પરંતુ નિઃશબ્દ સ્થિતિનો તેમને અનુભવ નહોતો. તેઓ શાસ્ત્રના વિધિ-નિષેધ જાણતા હતા, પરંતુ જ્યાં વિધિનિષેધ અસ્ત પામી જાય છે, તે અવસ્થાનો તેમને સાક્ષાત્કાર નહોતો. જ્ઞાનેશ્વરરૂપી દર્પણમાં તેમણે

પોતાનું મુખ જોયું તો તેમને ઘણુંજ બેડોળ તેમજ ગંદુ જણાયું. તેઓ હવે સમજ્યા કે, અમે વેદો વાંચ્યા, પણ વેદ જેના શ્વાસમાંથી નીકળ્યા છે, તેમને જાણ્યા નથી. આનું તેમને ઘણું દુઃખ થયું. જે બ્રહ્મવેત્તા છે તેજ સાચો બ્રાહ્મણ છે. આવો બ્રહ્મવેત્તા બ્રાહ્મણ જ્યારે સામે જણાયો ત્યારે દેહબુદ્ધિના મલિન સ્થાનમાં પોષાયલું જાતિ–અભિમાન નાશ પામી ગયું. હવે તેઓ પોતેજ પોતાની જાતને એમ કહીને ધિક્કારવા લાગ્યા કે, અમે શું કર્યું ? વાસ્તવિક જ્ઞાન તો કંઈ મળ્યુંજ નહિ. માત્ર વેદ તેમજ શાસ્ત્રની મશ્કરી કરાવી, પોતાનું પેટ પોષ્યું, કુટુંબનું પાલન કર્યું અને જીવન નકામુંજ ગુમાવ્યું ! નામદેવરાય તેમના હૃદયની આ અવસ્થાના ઉદ્ગાર સંભળાવે છે—

"કર્મઠતાના અભિમાનથી દેહબુદ્ધિદ્વારા અમે ઠગાયા, વિધિ–વચનોમાંજ અટકી ગયા. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય લેશમાત્ર અમારામાં નથી, કેવળ કુટુંબના દાસ બનેલા છીએ. બીજાઓને ઉપદેશ આપીએ છીએ, પરંતુ પોતે આચરણ કરતા નથી; નકલી પ્રતિષ્ઠા લઇ બેઠા છીએ. આ બાળકો ધન્ય છે, તેમનો વંશ ધન્ય છે અને તેમનું કુળ પણ ધન્ય છે ! કેવળ ધન્યજ નહિ, આ તો પુણ્ય–શીલના અવતાર છે. એમ કહેતા બધા બ્રાહ્મણો તેમને નમસ્કાર કરતા આનંદપૂર્વક તેમનો જયજયકાર પોકારવા લાગ્યા."

બ્રાહ્મણોએ જ્યારે જ્ઞાનેશ્વર મહારાજનો જયજયકાર કર્યો ત્યારે—

'જ્ઞાનદેવ બોલ્યા કે આ બધો આપનાં ચરણોનો મહિમા છે. અમારામાં આ શક્તિ નથી. આપ વેદસ્વરૂપ પ્રત્યક્ષ ભૂદેવ છો. આપનાં દર્શનોથી જડ–મૂઢ તરી જાય છે.' નિવૃત્તિનાથે કહ્યું: 'હે જ્ઞાનદેવ ! બ્રાહ્મણોનાં ચરણોનું ધ્યાન કરવાથી કલિકાળનો મેલ દૂર થઇ જાય છે.'

જ્ઞાનેશ્વરનો વિનય અને બ્રહ્મનિષ્ઠા કેટલી અપૂર્વ છે ! એમના બધા ગુણો એવા છે કે કયા ગુણની સ્તુતિ કરવી

અને તે કેવી રીતે કરવી એ કોણ બતાવી શકે તેમ છે? તુકારામ મહારાજના કથન મુજબ 'એ તર્કથી જાણવાની ચીજ નથી, તેથી ચરણોમાં મસ્તકજ મૂકી દીધું.' આ દૃષ્ટાંત અનુસાર આપણે પણ શ્રીજ્ઞાનેશ્વર મહારાજનાં ચરણોમાં પરમાત્મભાવથી આપણાં મસ્તક નમાવીએ એજ ઉચિત છે.

આ પછી નિવૃત્તિનાથ વગેરે થોડો સમય પૈઠણુમાંજ રહ્યા. ગોદાવરીમાં સ્નાન કરતા, વેદાંતની ચર્ચા કરતા, કીર્તન–પુરાણુ વગેરે સત્કર્માચરણુમાં રહેતા અને પૈઠણુવાસીઓને ભગવાનની ભક્તિનો માર્ગ બતાવતા–એજ ત્યાં તેમનો જીવક્રમ હતો. પૈઠણુમાં રહીનેજ જ્ઞાનેશ્વર મહારાજે શ્રીમચ્છંકરાચાર્યનુ ભાષ્ય, શ્રીમદ્‌ભાગવત અને યોગવાસિષ્ઠ વગેરે ગ્રંથોનુ અધ્યયન કર્યું તેમજ આગળ ઉપર જે ગ્રંથો લખ્યા તેની ભૂમિકા પણુ તેમણે અહીંજ તૈયાર કરી. જ્ઞાનેશ્વર મહારાજનું અધ્યયન કેવું હતું? ગીતાના છઠ્ઠા અધ્યાયમાં—

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥

વગેરે પ્રકારે જે યોગીઓનું વર્ણન કરવામાં આવ્યુ છે, અથવા સ્વયં જ્ઞાનેશ્વર મહારાજે જેમનું વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે કે "ત્યાં અવસ્થાની દરકાર કરવામાં આવતી નથી, ઉમરની વાટ જેવાતી નથી અને સર્વજ્ઞતા બાળપણુમાંજ તેમને વરે છે. તેને સિદ્ધ પ્રજ્ઞા પ્રાપ્ત થતાં મનજ જ્ઞાનપ્રવાહ બનીને વહેવા લાગે છે અને બધાં શાસ્ત્ર આપોઆપજ મુખમાંથી નીકળવા લાગે છે (જ્ઞાનેશ્વરી અ૦ ૬–૪૫૩–૪૫૪) જ્ઞાનેશ્વર મહારાજ પણુ એજ યોગીઓની શ્રેણીના સિદ્ધ પુરુષ હતા ગ્રંથાધ્યયન કરીને જ્ઞાની બનનારા લૌકિક વિદ્વાનો કરતાં તે તદ્દન જુદીજ કોટીના હતા ગુરુકૃપાથી તેમણે પહેલાં સ્વાનુભવ પ્રાપ્ત કર્યો અને પછી ગ્રંથોનુ અધ્યયન કર્યું. સામાન્ય વિદ્વાન પહેલાં ગ્રંથાધ્યયન કરે છે–અર્થાત્ પહેલાં પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરે

છે, અને પછી અપરોક્ષના અનુભવનો પ્રયત્ન કરે છે. પરંતુ શ્રીશંકરાચાર્ય અથવા શ્રીજ્ઞાનેશ્વર મહારાજ જેવા મહાત્માઓનો પહેલાં અપરોક્ષાનુભવ થઇ જાય છે અને પછી સ્વાનુભવની દૃષ્ટિથી તેઓ અધ્યાત્મના ગ્રંથો જુએ છે-વાંચે છે અને તેથી વર્ષાઋતુમાં જેમ મહા નદીમાં ભરતી આવે છે, તેમજ એમની (ઋતંભરા) બુદ્ધિ શાસ્ત્રગ્રંથોના અવલોકનથી ચારે તરફ ફેલાઇ જાય છે." (જ્ઞાનેશ્વરી ૧૪૧૨) એમની સિદ્ધ પ્રજ્ઞા શાસ્ત્રોને એક વાર જોતાંજ લીલામાત્રથી પોતાનાં કરી લે છે. આવા મહાત્માઓ સ્વાનુભવનાં નેત્રો વડે ગ્રંથોને જુએ છે. બુદ્ધિનાં નેત્રોથી ગ્રંથો વાંચવા-જોવાનું કામ તો આપણે સૌ કરીજ રહ્યા છીએ. અસ્તુ ! પૈઠણમાં રહીને જ્ઞાનેશ્વર મહારાજે પોતાનાં ભાઇ-બહેનોની સાથે અધ્યાત્મગ્રંથોનુ અવલોકન-વાચન-મનન કર્યું અને કથાપ્રવચન અને કીર્તનમા સમય ગાળ્યો.

પૈઠણમાં એક બ્રાહ્મણને એક અવસરે પોતાના પિતાનુ શ્રાદ્ધ કરવું હતું. જ્ઞાનેશ્વર મહારાજે તેને શ્રાદ્ધની તૈયારી કરવાનુ કહ્યુ. પિતૃઓને માટે આસન બિછાવવામાં આવ્યાં. જ્ઞાનેશ્વર મહારાજે એ પિતૃઓનુ ધ્યાન કરીને કહ્યુ 'આગન્તવ્યમ્' અને એમની વાણીના પ્રતાપે તરતજ બધા પિતૃઓ આવીને પોતપોતાને સ્થાને બેસી ગયા. જ્ઞાનેશ્વર મહારાજની આ યોગશક્તિ અને સિદ્ધિ જોઇને તે બ્રાહ્મણ કૃતકૃત્ય થયો. એને આ અસાધારણ બાળકોની અલૌકિકતા ઉપર પૂર્ણ વિશ્વાસ બેસી ગયો.

જ્ઞાનેશ્વર મહારાજના આવા આવા ચમત્કારો અને તેમની અલૌકિક શક્તિ જોઇને પૈઠણવાસીઓને ખાત્રી થઈ કે "આ ત્રણે સાક્ષાત્ દેવતા છે અને એમને પ્રાયશ્ચિત્તની કંઈજ જરૂર નથી. એ તો જીવનમુક્ત છે, મૂર્તિમાન સદ્ગુરુ છે." (ભક્તિવિજય અધ્યાય ૯) આ પ્રમાણે નિશ્ચય કરીને પૈઠણના વિદ્વાન બ્રાહ્મણોએ એક શુદ્ધિપત્ર લખ્યું અને તે નિવૃત્તિનાથ મહારાજને આપ્યુ. નિવૃત્તિનાથે મસ્તક નમાવીને તે બન્ને હાથવડે સ્વીકાર્યું અને સૌને પ્રણામ કર્યા.

## શુદ્ધિપત્ર

[ પૈઠણના બ્રાહ્મણોએ જ્ઞાનેશ્વર વગેરેને જે શુદ્ધિપત્ર આપ્યુ તેની એક નકલ શ્રી.લિંગારકર બુવાને જૂના કાગળ-પત્રોમાંથી મળી છે અને તે તેમણે પ્રસિદ્ધ કરી છે. તેજ આ પછી આપીએ છીએ. એમાં જ્ઞાનેશ્વર મહારાજના પિતા વિઠ્ઠલ પંતની પણ બધી હકીકત લખેલી છે અને પૈઠણમાં જ્ઞાનેશ્વર મહારાજે જે ચમત્કાર બતાવ્યા તે વિષે પૈઠણના બ્રાહ્મણોએ આ શુદ્ધિપત્રમાં કહ્યુ છે કે, આ ચમત્કાર અમે નજરોનજર જોયા છે. આ શુદ્ધિપત્રની ભાષા ઘણીજ મધુર છે. નામદેવના 'આદિ' ગ્રંથની પેઠે આ શુદ્ધિપત્ર પણ ચરિત્રાત્મક હોવાને લીધે બહુ મહત્ત્વપૂર્ણ છે. બન્ને વચ્ચે અવશ્ય કંઈક અંતર છે. આ શુદ્ધિપત્રની પ્રામાણિકતા વિષે વિદ્વાનોમાં થોડો મતભેદ છે, છતાં એમાં આપેલું વર્ણન બીજે મળી આવતાં વર્ણનો સાથે મોટે ભાગે મળતું આવે છે અને પૈઠણના બ્રાહ્મણોએ જ્ઞાનેશ્વરાદિને જે શુદ્ધિપત્ર આપ્યુ તે જો એજ શુદ્ધિપત્ર ન હોય તો તે કેવું હશે, એની કલ્પના પણ એથી કરી શકાય તેમ છે. એનુ ઓછામાં ઓછું એટલું મહત્ત્વ તો છેજ. ]

स्वस्तिश्रीमत्सकलभूमण्डलमण्डनीभूता अखंडप्रचंड-वैतण्डिकनेतण्डगण्डस्थलखण्डनैकहरयः गिरयोऽखिलतत्त्वप्रकाशकमुक्तिरत्नानां तरयोऽशेषशास्त्रजलधेः नानानीवृदलङ्कारमणयो-निखिलविद्वांसः भृगुघ्नमेतां प्रणविपरम्परोपेतां प्रतिष्ठानमधितिष्ठतां सर्वभूसुपर्वणामस्माकमभ्यर्थनाम् । यदद्भुततममुद्भूतमिह प्रत्यक्षमपक्षपातमनुभूतं तदेवं देववेदसाक्षिकं स्वाक्षिकलितं पुरतः शुभवतां भवतां प्रकाशयामः ।

### श्लोकाः

आपेग्रामनिवासियाजुषवरो गोविन्दपन्ताभिधो
विप्रः कश्चन मत्पुरश्चरणतः श्रीनिदमातुः सुतम् ।

लेभे विठ्ठलपन्तनामकमसौ ज्ञातोपनीतिर्गुरोः
सम्प्राप्तो निगमागमान् समगमत्तत्तीर्थसार्थेच्छया ॥१॥
आलन्दीति प्रथितनिगमे भव्यदिव्यप्रसङ्गात्
सिद्धोपन्तद्विजनितनुजां रुक्मिणीं प्राप्य पत्नीम् ।
पड्भिर्वर्षैस्तनयमनया नैव लब्ध्वा प्रसुप्ता-
मेनां हित्वा निशि निशितया प्राप काशीं विरक्त्या ॥२॥
रामानन्दाल्लब्धसंन्यासदीक्षं तत्र श्रुत्वा हन्त कान्तं नितान्तम्
शान्तस्वान्ता सेवमाना विमाना स्वर्णाश्वत्थं नाथनाथस्य दैवात्
तत्रैवाप्तं दैशिकं सम्प्रणम्यैतस्मात्पुत्राशीर्वचः प्राप्य खिन्ना ।
श्रुत्वा वृत्तं दत्तचित्तेन तेनाऽऽनीता भीता प्रत्तधैर्यापि काशीम् ॥४॥
स विठ्ठलं तत्र जगौ सगौरवं विहाय चानाप्तसुतां पतिव्रताम् ।
तयापिनोक्तोगुणवान्भवान्छलात् बलात् विरक्ताश्रममाश्रितःकुतः
ममाज्ञयातो घृतकुम्भसम्भवस्वजातकर्मादिविधानसंस्कृतः ।
इमां पुनः प्रोद्वह तत्र पुत्रकांश्च त्रीन् हरेरंशभवान् भवानियात्॥

आर्या

इत्थमसह्यमपि मुहुः प्रसह्य गुरुणारुणाक्षमुक्तः सः ।
विधिना पुनरपि विधिना गृहीतयाभूद्गृही तया नतया ॥७॥
प्रारब्धलेखनविधौ विपर्ययादेव वर्णधर्मस्य ।
यतिरपि पुनः पतिरभूदित्युक्त्वासौ बहिष्कृतो विप्रैः ॥८॥
वृत्तान्तस्याबोधात् श्रुत्वाप्य श्रद्धया पुनरबोधात् ।
शिष्टाचारविरोधात् समुज्झितो मत्सरात्परैः क्रोधात् ॥९॥
अभवन्निवृत्तिमुख्यं ज्ञानेश्वरमध्यमं सुतत्रितयम् ।
सोपानान्तं तुर्या तुर्यावस्थारता सुतामुक्ता ॥१०॥
जातोपनीतिसमयास्तनया इति विप्रमण्डलीं समया ।
प्रोचे वाचा समया क्षम्यो दोषो ध्रुवं कृतः स मया ॥११॥

श्लोकाः

स विठ्ठलो विप्रवरैरगादि कापि,प्रतिष्ठानपुरेऽत्र तस्मात् ।

शुद्धिं प्रतिष्ठानपुरे लभस्व निवेद्य सर्वं स्वकृतं विगर्वम् ॥१२॥
पुत्रैः समं सोऽथ समं स्वचित्तं कृत्वा प्रतिष्ठानमिदं प्रयातः ।
स्वमातुलस्यालयमध्यवात्सीत्
सोऽप्युज्झितोऽस्माभिरमुष्य सङ्गात् ॥१३॥
कृष्णाभिधो विट्ठलमातुलोऽसौ श्राद्धे न लेभे द्विजमुक्तदोषात् ।
लोकान्तराचस्य पितॄन् स साक्षादानीतवान्मध्यमवैठलिः सः ॥१४॥
श्राद्धे यदाभून्नहि विप्रयोगश्चिरात्पितॄणामपि विप्रयोगः ।
ज्ञानेश्वरेणेह निवारितोऽत्र दृष्टं चरित्रं तदिदं विचित्रम् ॥१५॥
ज्ञानेश्वरो विट्ठलनन्दनानां समध्यमोऽप्युत्तम एव चाद्यः ।
स्थितिप्रियो नित्यविशुद्धसत्वो यथाऽमराणां सुरजित्त्रयाणाम् ॥
कृत्वा नमो विप्रकुलाय गोदातीरे स्थितस्तातकुलाय हेतोः ।
तीराधिवासैः कृतभूरिहासैर्द्विजैरयासैः कथितो विलासैः ॥१७॥
ज्ञानेश्वरस्त्वं यदि वास्तवोऽसि न वा स्तवोऽयं तवनाममात्रात् ।
प्रताडितेऽस्मिन्महिषे प्रतोदैस्तवापि गात्रे भविता तदङ्कः ॥१८॥
अथेत्यवादीदथ तैः प्रताडितैस्तस्मिल्लुलायेऽरुणमस्य पृष्ठकम् ।
व्यलोकि रेखात्रितयं त्विहाखिलं किलास्य कालत्रयबोधसूचकम् ॥
लुलायमेतं स्वकुलाय शुद्धये विधेह्यशेष श्रुतिवृन्दपाठकम् ।
इतीरितस्तस्य निधाय मूर्धनि करं स वेदाकरमेनमातनोत् ॥२०॥

समक्षं सर्वेषां ध्रुवमभवदेषां द्विजनुपा-
मशेषाणां गोदातटभुवि तु मोदाय विदुषाम् ।
चरित्रं चित्रं तन्महिष इह सन्तर्जितबुधोऽ-
खिलानुच्चैर्वेदानुचितपदभेदान् समपठत् ॥२१॥

एवंविधानि विविधानि विलोकितानि
ज्ञानेश्वरस्य चरितानि महाद्भुतानि ।
विप्रास्ततोऽत्र मिलिताः सकला विशुद्धेः
पत्रं पवित्रहृदयेन समर्पयामः ॥२२॥
ज्ञानेश्वरस्मरणतः स्मरणेन मुक्तान्

मुक्ताग्रजोऽयमखिलान् खलु कर्तुमीष्टे ।
निन्द्यो न बोधरहितः स्वहितैकसिध्ये
वंद्यो ध्रुवं सुकृतिभिः कृतिभिः समस्तैः ॥२३॥
निध्यम्बरयमक्षोणीसंयुते शालिवाहने ।
माघे शुक्ले च पञ्चम्यां सर्वजिन्नामवत्सरे ॥२४॥
श्रीमद्ज्ञानेशचरणयुगले सुरसेविते ।
बोपदेवेन ग्रथितं शुद्धिपत्रं समर्पितम् ॥२५॥

## શુદ્ધિપત્રનો અનુવાદ

સ્વસ્તિ શ્રીમત્‌સકલભૂમંડલમંડનીભૂત, અખંડ પ્રચંડ વિતંડાવાદીરૂપ હાથીના ગંડસ્થળને ફોડનાર સિંહ, અખિલ તત્ત્વપ્રકાશ કરનારા સૂક્તિ–રત્નોના ગિરિ, સંપૂર્ણ શાસ્ત્રોના સાગરને પાર કરાવનારા નાવિક, વિવિધ દેશોને શોભાયમાન કરનારા મણિ, હે નિખિલ વિદ્વદ્‌વૃન્દ ! આપ અમો પૈઠણવાસી સમસ્ત ભૂદેવો—બ્રાહ્મણોની વારંવાર નમનપૂર્વક કરેલી આ અભ્યર્થના—પ્રાર્થના સાંભળો. જે અદ્‌ભુતતમ ઘટના પ્રત્યક્ષ બની છે, જેનો પક્ષપાત રહિત અવસ્થામાં અમે અનુભવ કર્યો છે, તેને દેવતાઓ અને વેદોને સાક્ષી રાખીને અમે અમારી આંખે જે જોયુ છે, તેજ આપ મહાપુરુષોની સમક્ષ રજુ કરીએ છીએ.

આપેગાંવમાં રહેનારા યજુઃશાખાના ગોવિંદ પંત નામના બ્રાહ્મણને વેદમાતા (ગાયત્રી) ના પુરશ્ચરણથી એક પુત્ર પ્રાપ્ત થયો. એનું નામ વિઠ્ઠલ પંત. ઉપનયન થયા પછી તેમણે ગુરુની પાસેથી નિગમાગમનું જ્ઞાન પ્રાપ્ત કર્યું અને પછી તીર્થયાત્રા કરવાની ઇચ્છાથી ચાલ્યા. (૧) મહિમાવાન આળંદીપુરીમાં સદ્‌ભાગ્યે તેમણે સિધો પંત બ્રાહ્મણની કન્યા રુકિમણીની સાથે લગ્ન કર્યાં. આ પછી છ વર્ષ સુધી કોઇ પણ સંતાન થયું નહિ ત્યારે એક દિવસ રાત્રિને વખતે સ્રીને તજીને, તીવ્ર વૈરાગ્યપૂર્વક તે કાશી પહોંચ્યા.(૨) સ્રીએ અત્યંત કષ્ટપૂર્વક પતિએ ત્યાં રામાનંદ પાસે સં-

ન્યાસ-દીક્ષા લીધાના સમાચાર જાણ્યા. પછી અંતઃકરણને તદ્દન શાંત કરીને માનરહિત થઇને એણે નાથનાથના સુવર્ણ અશ્વત્થ (પીપળા)ની સેવા કરી. (૩) દૈવયોગથી ત્યાં આચાર્ય (રામનંદ) આવ્યા, તેમને તેણે પ્રણામ કર્યા, પુત્રનો આશીર્વાદ પામીને તે દુઃખી થઇ. ત્યારે આચાર્યે (તેને પૂછ્યું અને) એકાગ્રચિત્તે બધી હકીકત સાંભળીને તેને અભયદાન આપી ધૈર્ય આપીને કાશી લઇ ગયા. આ રીતે તે કાશી પહોંચી. (૪) કાશી પહોંચીને આચાર્યે ધમકાવીને વિઠ્ઠલને કહ્યુ કે 'તમે આ પુત્રવિનાની પતિવ્રતાનો ત્યાગ કરીને, એની રજા સિવાય, ત્રણે ઋણનો બોજો માથે હોવા છતાં આ પ્રમાણે છળપ્રપંચથી વિરક્ત આશ્રમનો આશ્રય શું સમજીને લીધો છે? (૫) હવે મારી આજ્ઞાથી ઘૃતકુંભવિધિ દ્વારા જાત-કર્માદિ સંસ્કાર કરાવીને આની સાથે ફરીથી લગ્ન કરો અને હરિના અંશથી થનારા ત્રણ પુત્રો પ્રાપ્ત કરો. (૬)

ગુરુએ ક્રોધપૂર્વક આ જે કંઇ કહ્યુ તે અસહ્ય હોવા છતાં પણ વિઠ્ઠલ પંતે તેને સહી લીધુ અને વિધિની રચનાનુસાર પુનઃ વિધિપૂર્વક તેઓ આ સ્ત્રીનો સ્વીકાર કરીને ગૃહસ્થ બન્યા. (૭) પ્રારબ્ધકર્મવશાત્ વર્ણધર્મનો આવો વિપર્યય થવાથી યતિ ફરીથી પતિ બની ગયો, એમ કહીને બ્રાહ્મણોએ વિઠ્ઠલ પંતનો બહિષ્કાર કર્યો. (૮) સંપૂર્ણ વૃત્તાંત નહિ જાણવાથી, અને સાંભળીને પણ અશ્રદ્ધાથી તેની કંઈ તપાસ નહિ કરીને, શિષ્ટાચારનો વિરોધ થાય છે. આ ભાવથી બધાએ અને કેટલાકોએ તો અભિમાનથી તથા ક્રોધથી પણ તેમને નાત બહાર મૂક્યા. (૯) એમને ત્રણ પુત્ર થયા-સૌથી મોટા નિવૃત્તિ, મધ્યમ જ્ઞાનેશ્વર અને સૌથી નાના સોપાન, ચોથી મુક્તા કન્યા થઇ, જે ચોથી (તુર્યા) અવસ્થામાંજ રહે છે. (૧૦) પુત્રોના ઉપનયનનો હવે સમય આવ્યો, એમ વિચારીને વિપ્રમંડળી પાસે જઇને વિઠ્ઠલ પંતે દીન વાણી વડે કહ્યુ કે, મારાથી જે કંઇ દોષ થયો છે, તેને આપ ક્ષમા કરો. (૧૧)

બ્રાહ્મણોએ વિઠ્ઠલ પંતને કહ્યું કે, આ નગરીમાં કોઈ પ્રતિષ્ઠા નથી, તેથી પ્રતિષ્ઠાનપુર (પૈઠણ) જઈને ત્યાં ગર્વરહિત થઈને પોતે જે કંઈ કર્યું હોય તે સર્વ કંઈ જણાવો અને શુદ્ધિ પ્રાપ્ત કરો. (૧૨) ત્યારે તે પુત્રોસહિત સ્વસ્થચિત્ત થઈને આ પૈઠણ નગરમાં આવ્યા. અહીં તેઓ પોતાના મામાને ત્યાં ઉતર્યા. અમે એ મામાને પણ સંબંધ રાખવા માટે નાત બહાર મૂક્યા. (૧૩) વિઠ્ઠલ પંતના મામા કૃષ્ણાજીને આ દોષને લીધે શ્રાદ્ધને માટે બ્રાહ્મણ મળ્યા નહિ, ત્યારે વિઠ્ઠલ પંતના મધ્યમ પુત્ર પિતૃલોકમાંથી સાક્ષાત્ પિતૃઓનેજ લઈ આવ્યા. (૧૪) શ્રાદ્ધમાં જ્યારે વિપ્રયોગ ન થયો ત્યારે ઘણા સમયથી પિતૃઓનો જે વિપ્રયોગ (વિયોગ) રહ્યા કર્યો હતો તે જ્ઞાનેશ્વરે દૂર કર્યો. તેમનું આ વિચિત્ર ચરિત્ર અમે જોયુ. (૧૫) સ્થિતિયુક્ત અને નિત્ય શુદ્ધસત્વ જ્ઞાનેશ્વર વિઠ્ઠલપુત્રોમાં મધ્યમ હોવા છતાં જેમ ત્રણે દેવતાઓમાં મુરારી શ્રેષ્ઠ છે, તેમ ઉત્તમ અને આદ્ય થયા. (૧૬) એ જ્ઞાનેશ્વર વિપ્રવૃન્દને નમસ્કાર કરીને પિતૃઓની સદ્ગતિ માટે ગોદાવરીતીરે બેઠા હતા ત્યારે તટવાસી બ્રાહ્મણોએ વિવિધ રીતે ઠઠ્ઠા-મશ્કરી કરતાં કરતાં તેમને કહ્યું—(૧૭) જો આપ વાસ્તવમાં જ્ઞાનેશ્વર છો, માત્ર નામનાજ ન હો તો ચાબુકથી આ પાડાને મારતાંજ આપના શરીર ઉપર તેનાં ચિહ્ન-સૉળ પડે. (૧૮) પાડાને ચાબુક મારવામાં આવતાં વેંતજ, જ્ઞાનેશ્વરની પીઠ લાલ થઈ ગઈ અને તેના ઉપર ત્રણ સૉળ પડેલા જોતાં જણાયું કે, આ ત્રણ સૉળ-રેખાઓ તેમના ત્રણે કાળના જ્ઞાનની સૂચક છે. (૧૯) આ પાડાને તમારા કુળની શુદ્ધિમાટે શુદ્ધ વેદ બોલતો કરો એમ કહેતાં જ્ઞાનેશ્વરે તેના મસ્તક ઉપર હાથ મૂકીને તેને વેદોનો ભંડાર બનાવી દીધો. (૨૦) આ સમસ્ત બ્રાહ્મણો સમક્ષ ગોદાવરીને તીરે વિદ્વાનોને પ્રસન્ન કરનારૂ આ વિચિત્ર ચરિત્ર જોયુ. તે પાડાએ પંડિતોનું માન ઉતારતાં ઉચ્ચ સ્વરે, પદલેદ સાથે સમગ્ર વેદપાઠ કર્યો.(૨૧)

આ પ્રમાણે જ્ઞાનેશ્વરનાં વિવિધ મહા અદ્ભુત ચરિત્ર

જોયાં. આથી અમે બધા બ્રાહ્મણો મળીને પવિત્ર હૃદયથી આ શુદ્ધિપત્ર+ સમર્પણ કરીએ છીએ. (૨૨) જ્ઞાનેશ્વરનું સ્મરણ કરવાથી તે સ્મરણ દ્વારા આ મુક્તમુકુટમણિ સૌને મુક્ત કરવા સમર્થ છે. જેમને પોતાનું હિત સાધવું હોય તેઓ અજ્ઞાનથી તેમની નિંદા ન કરે. એ સૌના વંદ્ય છે, પુણ્યાત્માઓના પણ વંદ્ય છે. (૨૩) નિધિ, અંબર, યમ, ક્ષોણી સંયુત* શાલિવાહન શક, સર્વજિત નામનો સંવત્વર, મહા સુદી પાંચમને દિવસે સુરસેવિત શ્રીમદ્ જ્ઞાનેશચરણ યુગલમાં બોપદેવે લખેલું આ શુદ્ધિપત્ર અર્પણ કર્યું.



+ આજના બીડીઓ ફૂંકનારા, સંધ્યા–ગાયત્રીને નેવે મૂકનારા, કન્યાવિક્રય કરનારા–કરાવનારા અને ગુપ્ત પાપોને ઉત્તેજનારા, પોતાને ખેડૂત ગણાવી નાદારી માગનારા, વ્યાજવટું કરનારા તેમજ વૈશ્ય, શૂદ્રોને છાજતા કર્મો કરવામા રચ્યાપચ્યા રહેનારા, બારમા–તેરમા અને ઉઠેદિયાની વાટ જોનારા, તથા તેમની માન્યતાઓની સામે સહેજ પણ માથું ઉચકીને પગલું ભરનારા યુવકોને ડામનારા અને નાત બહાર મૂકનારાઓએ હવે તો પોતાના અધિકાર અને લાયકાત તપાસી જોવાનો સમય આવ્યો લાગે છે.—ગુજરાતી અનુવાદક

* ક્ષોણી ૧ યમ ૨ અંબર ૦ અને નિધિ ૯—અર્થાત્ શાકે ૧૨૦૯ સંવત ૧૩૪૪.—હિંદી અનુવાદક



# तीर्थयात्रा

तीर्थानि क्षेत्र मुख्यानि सेवितानीह भूतले ॥९॥
भवद्विधा भागवतास्तीर्थीभूताः स्वयं विभो ।
तीर्थीकुर्वन्ति तीर्थानि स्वान्तःस्थेन गदाभृता ॥१०॥
(શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૧, અધ્યાય ૧૩)

પૈઠણનાં નરનારીઓને પોતાની વિભૂતિઓનું તેજ બતાવીને જ્ઞાનેશ્વર મહારાજે તેમને થોડોક સમય પોતાના સત્સંગનો લાભ આપ્યો અને બ્રાહ્મણોને આપેલું શુદ્ધિપત્ર તથા વેદમંત્ર બોલનાર પાડાને સાથે લઈને ત્યાંથી આગળ ગયા. આલે નામના સ્થાનમાં પહોંચ્યા પછી ત્યાં મહારાજે એ પાડાને સમાધિ દીધી. ચારે ભાઈબહેન બ્રહ્મચર્ચા કરતાં અને આનંદવિનોદ કરતાં કરતાં રસ્તો વટાવવા લાગ્યા. મહીપતિ બુવાએ આનું વર્ણન કર્યું છે કે ' સ્વાનંદમાં મગ્ન થઈને માર્ગે ચાલ્યા જતા હતા. સપ્રેમ હરિગુણ ગાતા હતા. વિવિધ પ્રકારની કવિતાઓ કરતા નવ રસ ઉત્પન્ન કરતા ચાલતા હતા.' તે બ્રહ્મનિષ્ઠ, બ્રહ્મરૂપ, બ્રહ્મમય, ભાઈ-બહેનના કેવા સંવાદો થતા હતા. તેમના તે હરિગુણગાનમાં પ્રેમરસ કેવો છલકાતો હશે અને તેમના કવિત્વથી કેવી કેવી વાતો પ્રગટ થતી હશે તે બધું આજે કંઈ કહી શકાય તેમ નથી. પરંતુ આગલેજ વર્ષે જ્ઞાનેશ્વર મહારાજે જે ગીતાભાષ્ય લખ્યું તેનાથી આ બાબતોની કંઈક કલ્પના કરી શકાય છે. આ ભાઈ-બહેનો ધીરે ધીરે ચાલીને અને પોતાનાં ચરણોથી નીચે આવતી ભૂમિને સ્વર્ગ સમાન કરતાં કરતાં નેવાસે સ્થાને પહોંચ્યાં.

નેવાસેં ગામ નગર જીલ્લામાં પ્રવરા નદીને કિનારે વસેલું છે. બે ગામ મળીને આ એક ગામ બનેલું છે. એક નેવાસા ખંડોબાનું છે અને બીજું નેવાસા મોહિનીરાજનું છે. બન્ને નેવાસા મળીને નેવાસેં ક્ષેત્ર બન્યું છે. બન્ને નેવાસાની વચ્ચે પ્રવરા નદી દક્ષિણોત્તર વહી રહી છે. મોહિનીરાજના નેવાસાના પશ્ચિમ કોણમાં ગામથી પા માઈલ દૂર એક શિલાસ્થંભ છે. એ જ્ઞાનેશ્વરના શિલાસ્થંભના નામે પ્રસિદ્ધ છે. પરંતુ વાસ્તવમાં એમ નથી. મોહિનીરાજના નેવાસામાં મોહિનીરાજનું અને ખંડોબાના નેવાસામાં ખંડોબાનું મંદિર છે. 'મોહિનીરાજ' નામ પુરુષવાચક હોવા છતાં પણ આ નામ વિષ્ણુ ભગવાનના મોહિની નામના સ્ત્રીરૂપ અવતારનું છે. મોહિનીરાજના હાથમાં ચૂડીઓ છે અને બધો વેશ સ્ત્રીનો છે. સમુદ્રમંથન સમયે સમુદ્રમાંથી ચૌદ રત્નો નીકળ્યાં હતાં. તેમાં એક અમૃત હતું. આ અમૃતને માટે દેવો તથા દૈત્યો લડયા, અમૃતકલશ દૈત્યોને હાથ આવ્યો. ત્યારે દૈત્યોને માયાજાળમાં ફસાવીને તેમના હાથમાંથી અમૃતકલશ ઝૂંટવી લેવા અને તે દેવતાઓને આપવા માટે દેવોના પક્ષપાતી ભગવાને જે મોહિનીરૂપ ધારણ કર્યું તેજ આ મોહિનીરાજ છે. (આ કથા શ્રીમદ્ભાગવતના ૮ મા સ્કંધ, અધ્યાય ૮ અને ૯ માં છે.) મોહિનીરાજને 'મહાલયા' પણ કહે છે. 'મહાલયા' શબ્દજ મરાઠીમાં 'મ્હાલસા' થઈ ગયો છે. મહારાષ્ટ્રના સંત કવિઓએ નેવાસેંને જે મહાલયા ક્ષેત્ર અથવા મ્હાલસાપુર કહ્યું છે તે આજ અર્થમાં કહેવાયું છે. આજ નેવાસેં ક્ષેત્રમાં જ્ઞાનેશ્વરી ગ્રંથ લખાયો હતો. જ્ઞાનેશ્વર મહારાજે ગ્રંથના ઉપસંહારમાં સ્પષ્ટ લખ્યું છે કે, આ ગ્રંથ ત્યાં લખવામાં આવ્યો છે કે '(જ્યાં) આ કળિયુગમાં, દક્ષિણાપથના મહારાષ્ટ્ર મંડળમાં ગોદાવરીને તટે જ્યાં ત્રિભુવનેક પવિત્ર અનાદિ પંચક્રોશ ક્ષેત્રમાં જગતના જીવનસૂત્રને ચલાવનારી મહાલયા વિરાજે છે.'

નેવાસેં પ્રવરા નદીને કિનારે આવેલું છે. પરંતુ આ ક્ષેત્ર

અનાદિ છે, એની પંચક્રોશીમાં ચારે દિશાએ પ્રાચીન ક્ષેત્ર છે અને ટોકે' નામના તીર્થસ્થાનમાં પ્રવરા અને ગોદાવરીનો સંગમ છે. જ્ઞાનેશ્વર મહારાજને ગોદાવરી જે અત્યંત પ્રિય હતી, તે આ અનાદિ પંચક્રોશી ક્ષેત્રમાં છે.

જ્ઞાનેશ્વર મહારાજ જ્યારે નેવાસે' પહોંચ્યા ત્યારે તે સમયે તેમણે એક સતી સ્ત્રી પોતાના પતિના શબની પાસે બેઠેલી વિલાપ કરતી જોઇ. મહારાજે પૂછપરછ કરી તો જણાયું કે, મૃત વ્યક્તિનું નામ ' સચ્ચિદાનંદ ' છે. નામ સાંભળતાંજ તેમણે આશ્ચર્યથી કહ્યું: ' શું ? સત્ ચિત્ આનંદ ! ? સત્ ચિત્ આનંદને કોણ મારી શકે છે ? સત્ ચિત્ આનંદનું કદી પણ મૃત્યુ થાય છે ? સચ્ચિદાનંદને કશી ઉપાધિજ હોતી નથી, તેને મૃત્યુ સ્પર્શ પણ કરી શકતું નથી. ' મુખમાંથી આ ઉદ્ગાર નીકળ્યા અને શબ ઉપર તેમણે પોતાનો હાથ ફેરવ્યો, કે તરતજ મરેલો પુરુષ જીવતો થઇ ઉઠીને ઉભો થયો. તેણે મહારાજનાં ચરણોમાં મસ્તક મૂક્યું અને સર્વ પ્રકારે તેમનું શરણ લીધું. આ પુરુષ તે ' સચ્ચિદાનંદ બુવા ' છે, કે જેઓ ' આદરપૂર્વક' જ્ઞાનેશ્વરીના લહીઆ બન્યા અને જ્ઞાનેશ્વર મહારાજે પોતેજ જ્ઞાનેશ્વરીને અંતે તેમના નામનો ઉલ્લેખ કર્યો છે. આજ સચ્ચિદાનંદે પાછળથી ' જ્ઞાનેશ્વર વિજય ' નામનો ઓવીબદ્ધ ચરિત્રગ્રંથ લખ્યો.

વચમાં થોડોક સમય જ્ઞાનેશ્વર વગેરે આળંદીમાં રહ્યા. પૈઠણમાં મહારાજે જે ચમત્કાર બતાવ્યા તે ખબર તથા તેમની ખ્યાતિ આળંદી સુધી પહોંચી ચૂકી હતી. આથી આ વખતે જ્યારે આ ભાઇ-બહેનો આળંદી પહોંચ્યાં, ત્યારે ત્યાંના લોકોએ એમનું અત્યંત પ્રેમથી સ્વાગત કર્યું, છતાં વિસોબા ચાટી નામના એક કર્મઠ બ્રાહ્મણ, જે સાધુ-સંતોનો અત્યંત દ્વેષ કરતા હતા તેમના મગજમાં જ્ઞાનેશ્વરાદિ વિષે એજ એક વાત ઘૂમ્યા કરતી હતી કે ' એ સંન્યાસીનાં બાળકો છે. ' તેમના મગજમાંથી આ વાત

નીકળતીજ નહોતી. એ બ્રાહ્મણ વિદ્વાન અને સદાચારી હતા, પરંતુ અનુભવજ્ઞાન નહિ હોવાથી તેમના રોમેરોમમાં મિથ્યાભિમાન ભરેલું હતું. તે જ્યાં ત્યાં જ્ઞાનેશ્વરાદિની નિંદાજ કરતા ફરતા હતા. જ્ઞાનેશ્વરીનું નામ કોઈ લે તો તેના મસ્તક ઉપર નિંદા અને દ્વેષનું ભૂત સવાર થઇ જતું હતું. જ્ઞાનેશ્વરીની સાથેની તેની સ્પર્ધા, સૂર્યની સાથે આગિયાની સ્પર્ધા કરવા જેવું હતું ! છતાં પણ એ તીડ તે કીર્તિસાગરને શોષી લેવા ઇચ્છતો હતો ! પરંતુ એ બનેજ કેમ ? વિસોબા ચાટી કરતા હતા તો જ્ઞાનેશ્વર મહારાજ ઉપર દ્વેષજ, પરંતુ લોઢું પારસ સાથે મળવાથી જેમ સોનુંજ બની જાય, તેજ પ્રમાણે તે નિંદક, જ્ઞાનેશ્વર મહારાજના સંગથી પરમકલ્યાણનેજ પામ્યો.

એક વાર દિવાળીના તહેવાર ઉપર નિવૃત્તિનાથ મહારાજે મુક્તાબાઇને સામાન્ય એમજ કહ્યું કે, આજે દિવાળી છે. તેથી માંડ* ખાવાની ઈચ્છા છે. મુક્તાબાઇએ 'સારૂ' કહીને માંડ બનાવવાનું વાસણ લેવા કુંભારને ત્યાં ગઇ. રસ્તામાં તેને સામેથી વિસોબા ચાટી આવતા જણાયા. તેમને જોઇને મુક્તાબાઇ ગભરાઈ ગઇ. વિસોબાએ પાસે જઇને જરા દબડાવીને પૂછયું: 'કયાં જાય છે ?' મુક્તાબાઈએ જવાબ આપ્યો: 'માંડ બનવવાનુ વાસણ લેવા કુંભારને ત્યાં જાઉં છું.' વિસોબા બોલ્યા: 'ઠીક, લઈ આવ તો, જોઉં તો ખરો કે તને માંડ બનાવવાનું વાસણ કોણ આપે છે.' વિસોબા પહેલાજ તેની આગળ ચાલ્યા અને બધા કુભારોને કહી આવ્યા કે, કોઇ મુક્તાબાઇને કોઈ પણ ચીજ ના આપે. કેટલાયે કુંભારો એમના કરજદાર હતા. તેમના ઉપર તો વિસોબાનો પૂરો અધિકારજ હતો. મુક્તાબાઈ દુકાને દુકાને ફરી, પરંતુ કોઇ કુંભારે તેને માંડ બનાવવાનું વાસણ આપ્યું નહિ. આખરે તે હતાશ થઇને પાછી ફરી. 'નિવૃત્તિનાથ માંડ ખાવાની ઇચ્છા દર્શાવે છે

* માંડ એક જાતની ખાવાની ચીજ છે, જે માટીના વાસણમા તૈયાર કરી શકાય છે.

અને મને કયાંયથી તે બનાવવાનું વાસણ નથી મળતું ' એ વિચારથી રડતી રડતી તે ઘેર પાછી આવી. જ્ઞાનેશ્વરે તેના રોવાનો અવાજ સાંભળ્યો અને દોડતા દોડતા તેની પાસે ગયા. તેમણે તેને છાતી સરસી ચાંપી અને માથે હાથ ફેરવીને પૂછયુંઃ ' તું આટલી બધી રડે છે કેમ ? ' તેણે બધી હકીકત કહી સંભળાવી. ત્યારે તે પરમ સમર્થ યોગેશ્વર જ્ઞાનદેવ મહારાજે યોગધારણાથી જઠરાગ્નિ પ્રજ્વલિત કર્યો અને પોતાની પીઠને તપેલા સોના જેવી તપાવીને તેના ઉપર માંડ બનાવવા કહ્યું. તેણે બધો સામાન ભેગો કર્યો. માંડ વણીને તૈયાર કર્યા અને જ્ઞાનેશ્વર મહારાજની તપેલા સોના જેવી પીઠ ઉપર તે શેકવા લાગી. આ બધું વિસોબા ચાટી બહારથી છાનામાના જોઈ રહ્યા હતા. આ વિલક્ષણ ચમત્કાર જોઈને તેમની આંખો ઉઘડી ગઈ અને તેમને પોતે કરેલા કામ પર અત્યંત પશ્ચાત્તાપ થયો. તરતજ તેઓ અંદર દોડી ગયા અને તેમણે જ્ઞાનેશ્વર મહારાજના ચરણ પકડી લીધા તથા તેમને પશ્ચાત્તાપનાં આંસુ વડે નવરાવવા લાગ્યા. જ્ઞાનેશ્વર મહારાજે એમના માથા ઉપર હાથ મૂકીને તેમને ઉઠાડયા અને સાંત્વના આપી. પછી વિસોબાએ, જ્ઞાનેશ્વર મહારાજે જમી લીધા બાદ તેમના પતરાળામાંથી ઉચ્છિષ્ટ લઇને પ્રસાદરૂપે ખાધું.

ત્યારે જ્ઞાનેશ્વર મહારાજે તેમને કહ્યું કે ' તમે ખેચર છો, ખેચર ( આકાશગામી )જ શા માટે રહ્યા કરો છો ? વેગપૂર્વક આકાશને પણ પાર કરો. ' આ વાણી સાંભળીને વિસોબા ખેચરે એજ ઉપદેશ ધારણ કરી લીધો. પરા, પશ્યંતી, મધ્યમા ને વૈખરી એ ચારે વાણીઓથી જે પર છે તેનાજ તરફ તેઓ આગળ વધવા લાગ્યા. અને એમ કહેવાને અધિકારી થયા કે ' પરાથી પણ પર મારૂ ઘર છે, ત્યાંજ હું નિરંતર રહું. ' પછી ગુરુએ બતાવેલા માર્ગને અનુસરતાં અનુસરતાં તેમનો અધિકાર એટલે સુધી વધ્યો કે કેટલાંક વર્ષ પછી પરમભક્ત નામદેવરાયને ગુરૂપદેશ આપવાનું ગૌરવ જ્ઞાનેશ્વર મહારાજે તેમનેજ આપ્યું. જ્ઞાનેશ્વર મહા-

રાજની નિંદા કરનારા વિસોબા ચાટી આ રીતે જ્ઞાનેશ્વરના પરમભક્ત થયા અને 'મહાવિષ્ણુના અવતાર શ્રીગુરુ મારા જ્ઞાનેશ્વર' કહી અભંગ વાણીથી તેમના ગુણ ગાવા લાગ્યા.

આ હકીકત સંવત ૧૩૪૪ અને ૧૩૪૭ ની વચ્ચેની છે. એ ત્રણ વર્ષોમા જ્ઞાનેશ્વર વગેરે ભાઇબહેન નેવાસે, આપેગાંવ અને આળંદી, એજ ત્રણ સ્થાનોમાં કોઇ વાર કયાંક તો કોઈ વાર કયાંક એમ રહેતાં હતાં. એમના પ્રત્યે જે વિરોધ હતો તે સંવત ૧૩૪૪ ની શરૂઆતમાંજ નાશ પામી ચૂકયો હતો. આ સમયે જ્ઞાનેશ્વર ચૌદ વર્ષ પૂરાં કરીને પંદરમા વર્ષમાં આવ્યા હતા. નિવૃત્તિનાથને સત્તરમું વર્ષ બેઠું હતું, સોપાનદેવ તેર વર્ષના થયા હતા અને મુક્તાબાઇ અગિયાર વર્ષનાં હતાં. આ ઉમરમાં એ ભાઇ–બહેન નેવાસેમાં હતાં અને તે સમયમાં સદ્‌ગુરુ નિવૃત્તિનાથ સમક્ષ જ્ઞાનેશ્વર મહારાજે ગીતા ઉપર ભાષ્ય કહેવાનુ શરૂ કર્યું હતું. તેમની ઉંમર કેટલી હતી! અને જ્ઞાનેશ્વરીમાં જે જ્ઞાન પ્રગટ થયું છે, તે કઇ કોટિનુ છે! જ્ઞાનેશ્વર મહારાજના ચરિત્રમાં અન્ય જે અનેક ચમત્કાર છે તે બધાને એક બાજુ મૂકી દઇએ તો પણ આ કુમળી વયમાં જયારે વિદ્યાર્થી રઘુવંશ અને કિરાતના પ્રથમ સર્ગ ભણવાનું શરૂ કરે છે, ત્યારે તેમણે જ્ઞાનેશ્વરી જેવો ગ્રંથ રચ્યો—અને તે પણ એવો અલૌકિક કે તેના પછી એક હજાર વર્ષમાં પણ એવો કોઈ અસામાન્ય ગ્રંથ રચાયો નથી. આ એકજ ચમત્કાર એટલો મોટો છે કે જ્ઞાનેશ્વર મહારાજના અલૌકિક તેજ અને બળનુ આ એકજ પ્રમાણ પણ ઓછું નથી! ગીતા ઉપર સંસ્કૃત, પ્રાકૃત તથા વિદેશી ભાષાઓમાં આજસુધી હજારો ગ્રંથો રચાયા છે પરંતુ એમાં એક પણ ગ્રંથ એવો નથી કે જે જ્ઞાનેશ્વરીની તોલે આવી શકે. કાવ્યની દૃષ્ટિથી એ આદર્શ કાવ્ય છે, તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી ગંભીર તત્ત્વજ્ઞાનનો ગ્રંથ છે, ધર્મની દૃષ્ટિથી ધર્મરહસ્ય પ્રગટ કરનારો ગ્રંથ છે, ભાષાની દૃષ્ટિથી ઉત્તમ ભાષાનો ગ્રંથ છે, અનુભવની દૃષ્ટિએ સ્વાનુભવના તેજથી ચમકનારો ગ્રંથ છે,

ભક્તિની દૃષ્ટિથી ભક્તિના અમૃતરસથી ભરેલો ભક્તિ–ગ્રંથ છે. કોઈ પણ દૃષ્ટિથી જુઓ, આ ગ્રંથની તુલનાજ થઈ શકે તેમ નથી. જ્ઞાનેશ્વરી પછી અમૃતાનુભવ, ચાંગદેવ-પાસષ્ટિ, હરિપાઠ, યોગવાસિષ્ઠ, સ્વાત્મપત્ર વગેરે ગ્રંથ અને સેંકડો અભંગો જ્ઞાનેશ્વર મહારાજે રચ્યા. જ્ઞાનેશ્વર મહારાજના એ ગ્રંથોનો વિચાર આગળ એક જુદા અધ્યાયમાંજ કરવાનો છે એટલે અહીં આટલોજ ઉલ્લેખ બસ છે. સંવત ૧૩૪૭ માં જ્ઞાનેશ્વરી સંપૂર્ણ થયા પછી જ્ઞાનેશ્વર મહારાજને પંઢરપુર તરફ ધ્યાન આપવાનો સમય મળ્યો. શ્રીવિઠ્ઠલના અનન્ય સગુણોપાસક પ્રસિદ્ધ ભક્ત નામદેવને સાથે લઈ તીર્થયાત્રા કરવાનું જ્ઞાનેશ્વર મહારાજે નક્કી કર્યું.

જ્ઞાનેશ્વર મહારાજની તીર્થયાત્રાના સંબંધમાં વારકરીસંપ્રદાયમાં શ્રીનામદેવરાયની તીર્થાવલિના ૫૯ અભંગજ મુખ્યત્વે પ્રમાણભૂત મનાય છે. એ પરથી જણાય છે કે, જ્ઞાનેશ્વર અને નામદેવ સિવાય આ યાત્રામાં અન્ય કોઈ ત્રીજો માણસ નહોતો. પરંતુ ભક્તિકથાસાર, ભક્તિકથામૃત, ધુણ્ડિરાજકૃત ભક્તિલીલામૃત, કથાકલ્પવૃક્ષ વગેરે ગ્રંથો પરથી જણાય છે કે, નિવૃત્તિનાથ, સોપાનદેવ, મુક્તાબાઈ, નરહરિ સોની, ચોખા મેલા, ગોરા કુંભાર, વિસોબા ખેચર વગેરે સંતો પણ આ તીર્થયાત્રામાં જ્ઞાનેશ્વર અને નામદેવની સાથે હતા. આ ગ્રંથોમાં તીર્થયાત્રાનું વિસ્તારપૂર્વક વર્ણન પણ આપેલું છે અને માર્ગમાં જે અનેક પ્રકારના ચમત્કાર થયા તેનું પણ વર્ણન છે. નામદેવની તીર્થાવલિ જોતા પહેલાં એ ગ્રંથોમાં આપેલી હકીકતો સંક્ષેપમાં જાણી લેવી જરૂરી છે.

શ્રી નિવૃત્તિનાથની આજ્ઞા લઈને જ્ઞાનેશ્વર મહારાજે તીર્થયાત્રાએ જવાનો નિશ્ચય કર્યો. શ્રીગુરુ નિવૃત્તિનાથ પણ સાથે હતા. સોપાનદેવ અને મુક્તાબાઈ તથા જે ભક્તોને આ યાત્રામાં આ સત્સંગ મેળવવાની ઈચ્છા થઈ તેઓ બધા મળીને આળંદીથી એક સાથે રવાના થયા. તેઓ બધા પહેલાં ચાકણમાં આવ્યા. ચાકણમાં મહીપતરાવ નામનો

કોઇ શ્રદ્ધાળુ ધનવાન જમીનદાર હતો. તેણે આ યાત્રાળુઓને પોતાને ત્યાં ઉતાર્યા અને ભોજન વગેરેનો ઉત્તમ પ્રબંધ કરીને ઘણી સેવા-ચાકરી કરી. આ મહીપતરાવની કન્યાને કહ્લાડના રામરાય સાથે પરણાવવામાં આવી હતી. જ્ઞાનેશ્વર મહારાજને મહીપતરાવે પ્રાર્થના કરી કે, મહારાજ તેમને પણ દર્શન દઇને આગળ વધે. જ્ઞાનેશ્વર મહારાજ જાણતા હતા કે, પંઢરપુરમાં ભક્ત નામદેવ રહે છે, તેઓ મહાન્ પ્રેમી છે, તેમને સગુણ સાક્ષાત્કાર થઇ ચૂકયો છે. શ્રીવિઠ્ઠલ ભગવાન સાથે એમને સંભાષણ વગેરેનો વ્યવહાર છે. તેમને આ યાત્રામાં પોતાની સાથે લેવા જોઇએ અને પંઢરપુરની યાત્રા કરવી જોઇએ. આ હેતુથી જ્ઞાનેશ્વર મહારાજ પહેલા પંઢરપુર ગયા. પંઢરપુરમાં ચાર દિવસ રહ્યા અને ત્યાંથી નામદેવને સાથે લઇને આગળ ચાલ્યા.

નામદેવરાયની 'તીર્થાવલિ'ના ૫૯ અભંગો તરફ હવે જઇએ. જ્ઞાનેશ્વર મહારાજ પંઢરપુરમાં નામદેવને મળવા આવ્યા અને તેમને સાથે લઇને યાત્રાએ ચાલ્યા. એ પ્રસંગનું વર્ણન નામદેવની પ્રેમભરી વાણીમાંજ સાંભળીએ.

"નામાને મળવા જ્ઞાનદેવ આવ્યા! નામદેવ એમનાં ચરણોમાં પડયા. પછી નામદેવે અત્યંત પ્રેમથી આલિંગન કરીને આદરપૂર્વક વિધિ વડે તેમનું પૂજન કર્યું અને સ્તુતિ કરવા લાગ્યા કે—"મહારાજ! સંસારમાં આસક્ત એવા માયા-મોહમાં ફસાયેલા જીવો ત્રિવિધ તાપોથી દુઃખી છે. એવા પતિતોનો ઉદ્ધાર થાય એટલા માટે આ પૃથ્વી ઉપર આપનો અવતાર થયો છે. હું દીન, મૂઢ, બુદ્ધિહીન સંતોનાં ચરણોની રજનો એક કણ છું."

આ પછી જ્ઞાનેશ્વર મહારાજે પણ અત્યંત પ્રેમપૂર્વક નામદેવની સ્તુતિ કરી અને તેમને પોતાની સાથે તીર્થયાત્રામાં આવવાની પ્રાર્થના કરી—

"જ્ઞાનદેવ કહે છે કે તમે ભક્તશિરોમણિ છો, તમે જન્મ લઇને ભગવાનનાં ચરણ પ્રાપ્ત કર્યાં છે. પ્રેમના સુખની

મિઠાશનો સ્વાદ તમનેજ મળ્યો એટલે તમારી વાસનાઓ નિર્મૂળ થઇ ગઇ. તમારો જન્મ ધન્ય છે, તમારૂં કુળ ધન્ય છે, તમે ધન્ય છો કે ભગવાનની પાસે રહો છો. ક્ષણવાર એકાંતમાં બેસીને અંતરના રહસ્યની થોડી વાતચીત કરીએ. જીવનમુક્ત જ્ઞાની બધી રીતે પાવન થઇ જાય છે. તે છતાં દેવ, તીર્થ અને ભજન છોડતા નથી, ભગવાનના દાસ ભૂતળનાં તીર્થોને આ નેત્રો વડે જોવા તલસ્યા કરે છે. તમારા સત્સંગનું સુખ નિત્ય મળ્યા કરે, અને સંસારમાં આવવું સફળ થાય એવી ઇચ્છા છે. જ્ઞાનદેવ કહે છે કે, યાત્રાનું મુહૂર્ત નક્કી કરો અને આ મનોરથ પૂરો કરો.”

આથી નામદેવે કહ્યું: “આપ વિઠ્ઠલ ભગવાનને પૂછો. તેઓ આજ્ઞા આપે તો હું પણ આપની સાથે આવું. પરંતુ નામદેવરાય સામે મહાપ્રશ્ન ઉપસ્થિત થયો અને ફરી વિચાર કરીને તેમણે જવાબ દીધો—

“હું પાંડુરંગમાંજ બધું સુખ પ્રાપ્ત કરી લઉં છું. ક્યાંક જાઉં તો પણ કોને માટે ક્યાં જાઉં ? આ લોકની અથવા પરલોકની કોઇ પણ ઇચ્છા મને નથી. નથી તો કોઇ પુરુષાર્થ કરવાનો કે નથી તો ચારે મુક્તિઓમાંથી કોઈ મુક્તિ પ્રાપ્ત કરવી. રંક થઇને પંઢરીમાં આ મહાદ્વારની દહેરી આગળજ બેસી રહેવા ઇચ્છું છું.”

“વિઠ્ઠલનાં ચરણોમાં મને શી ખોટ છે ? મારી વાસનાને તો મન ગળીજ ગયું છે. જન્મથી જેણે એને પાળ્યું-પોષ્યું તેનેજ મેં મન, વચન ને કાયા વડે વેચી દીધું છે. નામદેવ કહે છે કે, આપ વિઠ્ઠલ ભગવાનને પૂછો, તે જે આજ્ઞા આપશે તે મસ્તકે ચઢાવીશ.”

પછી બન્ને વિઠ્ઠલ ભગવાન પાસે ગયા. ભગવાને નામદેવરાયને આ નિર્ણય સંભળાવ્યો—

“જ્ઞાનેશ્વર પ્રત્યક્ષ બ્રહ્મમૂર્તિ છે. તે તમારી સંગતિનો આદર કરે છે. આવું ભાગ્ય જેને મળે તે વિષ્ણુનો દાસ

થઇને જન્મ લે છે જાઓ, કલ્યાણ થશે, જલદી જાઓ જે પ્રમાણે ઠીક લાગે તે પ્રમાણે સ્વહિત સાધો ”

આ પ્રમાણે કહીને ભગવાને નામદેવનો હાથ જ્ઞાનેશ્વરના હાથમા આપ્યો અને કહ્યુ કે ‘ આને સંભાળો, આ મારો પ્રિય છે એક ક્ષણવાર પણ એને તમારાથી અળગો ના રાખો ’ નામદેવને થોડેક દૂર પહોચાડીને ભગવાન મદિરમા પાછા ફર્યાં

મગલવેઢાથી ચોખામેલા અને આરણભેડીથી સાવતા માળી આ મેળામા સામેલ થયા ચાલતા ચાલતા એ બધા કહ્રાડની પાસે પહોચ્યા કહ્રાડના રાજા રામરાય ચાકણના મહીપતરાવના જમાઈ હતા મહીપતરાવને જ્ઞાનેશ્વર મહારાજે વચન આપ્યુ હતું કે, તમારી કન્યાનુ દર્શન કરીને આગળ જઈશ આ કન્યાનુ નામ સીતા હતું એને સાધુ-મહાત્મા, વૈરાગી-સન્યાસી, યતિ-યોગી વગેરેનાં દર્શન કરવામા, તેમનુ સુખદુ ખ જાણવામા અને તેમની સેવા કરવામા અત્યત આનદ આવતો હતો પરતુ રામરાય એ બધી વાતોના એટલાજ વિરોધી હતા સાધુ-મહાત્માઓને તેઓ લુચ્ચા-લફગાજ સમજતા સીતાબાઈ મહાધાર્મિક, ઉદાર અને ભાવિક હતા, જ્યારે એમના પતિ કેવળ વિષયલપટ અને પૂર્ણપ્રપચી હતા સીતાબાઇ હમેશા પોતાના પતિને સમજાવતા કે ‘ આ લોકોનો બધોજ વૈભવ નશ્વર છે, તેથી શ્રીહરિનેજ ભજવા જોઇએ શ્રીહરિ સતોનાજ મેળામા મળે છે, તેથી સતોની સેવા કરીને મનુષ્યદેહ સાર્થક કરવો જોઈએ ’ પરતુ આવી વાતો એમના સમજવામા આવતી નહિ, એટલુજ નહિ પરતુ સાધુ-સતોને જોતાજ એમના મિજાજનુ ઠેકાણુ રહેતું નહિ સાધુઓમા કેટલાક નામધારી લુચ્ચા-બદમાસ પણ હોય છે, અને રામરાયને કેવળ લુચ્ચા-બદમાસજ મળતા હતા ! સીતાબાઇ જેટલી ભાવિક, વિરક્ત અને હરિભક્તિમા લીન હતી, તેટલાજ તેના પતિ સશયી, વિષયલપટ અને અહિ-

મુખ હતા. મારા વિચાર પ્રમાણે તો, આવા પરસ્પર વિરોધી જીવોને પતિ–પત્નીરૂપે એકત્ર કરવામાં ભગવાનનો એજ હેતુ હશે કે, બન્ને એકબીજાની સોબતથી સુધરે, પતિ–પત્ની જે એકબીજાના પૂરક અંશ હોય છે તેઓ પરસ્પરના ગુણોથી ગુણવાન થઇને દોષોને દૂર કરી અપૂર્ણમાંથી પૂર્ણ થાય. સમાન ગુણવાળાં પતિ–પત્નીનાં જોડાં બહુ ઓછાં નજરે પડે છે. તેનું આજ કારણ હોઇ શકે. રામરાય પોતાના ગામમાં કોઇ સાધુ–મહાત્માને આવવા પણ દેતા નહોતા. જ્ઞાનેશ્વરાદિ-યાત્રીઓ ગામની બહાર ઉતર્યા હતા. સીતાબાઇને તેમના આવવાના સમાચાર મળ્યા ત્યારે તેમનાં દર્શન માટે આતુર થયાં. તેઓ જાણતાં હતાં કે, જ્ઞાનેશ્વર મહારાજ મહાન્ યોગી અને સિદ્ધ પુરુષ છે. સંત–સાધુઓનાં દર્શન માટે તે હમેશાં તરસ્યાંજ રહેતાં હતાં. તેઓ દાસ–દાસીઓને સાથે લઇ દર્શન માટે ત્યાં પહોંચ્યાં. તે સમયે બધા સંતો આત્મરંગમાં રંગાઇ ગયા હતા. નામદેવ કીર્તન કરતા હતા, પ્રેમરંગ ગાઢ બનતો જતો હતો. કીર્તન કરતાં કરતાં નામદેવના મુખમાંથી આ વચન નીકળ્યું કે 'સાચા સંતને કોઇ એક કોળિયો પણ અન્ન ખવડાવે તો ભગવાન તૃપ્ત થઇને ઓડકાર લે છે.' આ વચન સાંભળીને સીતાબાઇના હૃદયમાં થયું કે, ગમે તે રીતે આ સંતોને પોતાને ઘેર લઇ જવા જોઇએ. કીર્તન થઈ રહ્યા બાદ તે સૌ સંતોનાં ચરણોમાં પ્રણામ કરીને ઘેર પાછી આવી. પરંતુ આખી રાત તેને નિદ્રા આવી નહિ. તેના પતિની એવી આજ્ઞા હતી કે, કોઇ સાધુ–સંત ગામમાં પ્રવેશ કરવા પામે નહિ. પતિનો સ્વભાવ મહાક્રૂર હતો. સીતાબાઇની તો ઘણીયે ઇચ્છા હતી કે જ્ઞાનેશ્વરાદિ સંતોને ઘણા સત્કારપૂર્વક અહીં તેડી લાવવા, તેમનાં ચરણોથી આ ઘર પવિત્ર થાય અને પતિની સાથે હું તેમનાં ચરણોની રજમાં આળોટું; પરંતુ તે શો ઉપાય કરે ? તે મહાવિરક્ત હતી. આખરે તેણે અત્યંત સાહસનું કામ કર્યું—પાણીમાં હીરાની કણી મેળવીને પોતાના પાંચ વર્ષના

એકના એક પુત્રને ખવડાવી દીધી. બાળકના દેહમાં અત્યંત બળતરા થઇ અને તે મરણ પામ્યો! ઘરમાં અને ગામમાં હાહાકાર મચ્યો! પરંતુ સીતાબાઇને જ્ઞાનેશ્વર મહારાજના યોગબળમાં દૃઢ વિશ્વાસ હતો. રાજા રામરાયનું મોં સુકાઈ ગયું ત્યારે સીતાએ તેના પતિને કહ્યું કે 'આજ સુધી આપે સાધુઓને અનેક કષ્ટ આપ્યાં તેનુજ આ પરિણામ છે, હજુ પણ તેમની ચરણરજ મસ્તકે ચઢાવો.' આ સમયે એક બ્રાહ્મણે આવીને રાજાને સમાચાર આપ્યા કે, ગામ બહાર કેટલાક સાધુઓ તંબુ તાણીને પડયા છે. પુત્રહાનિથી રાજા દીન થઇ ગયો હતો, તેનુ ચિત્ત ઠેકાણે નહોતું. આ સમયે તેની એવી હાલત હતી કે, જે કોઇ જે કંઇ કહે તે એ માની લેતા! રાણી સીતાબાઇ અને અન્ય લોકોના કહેવાથી તે ગામબહાર–જ્યાં સાધુમહાત્માઓ તંબુ તાણીને પડ્યા હતા ત્યાં ગયા. જ્ઞાનેશ્વરાદિ સંતોનાં દર્શન કરીને સૌ સંતોને અત્યંત નમ્રતાપૂર્વક તેણે પોતાને ઘેર પધારવાની પ્રાર્થના કરી. ઘરમાં જ્ઞાનેશ્વર મહારાજનાં પગલાં પડયાં, એ જોઇને રાણીને ઘણો આનંદ થયો. તેમનાં ચરણોનું તીર્થામૃત લઇને તેમણે મૃત પુત્રના મુખમાં મૂક્યું. તીર્થામૃતનો સ્પર્શ થતાંજ પુત્ર ઊઠીને બેઠો થયો. રાજાનો રાજમદ નાશ પામ્યો અને તે જ્ઞાનેશ્વર મહારાજનાં ચરણોમાં પડયા. જ્ઞાનેશ્વર મહારાજે તેમના મસ્તક ઉપર હાથ મૂકીને તેમને કૃતાર્થ કર્યા. ત્યારથી સીતાબાઈ અને રામરાજા બન્ને હરિભજનમાં રંગાઈ ગયાં. સીતાબાઇએ સાહસ તો ઘણુ જ ભારે કર્યું, પણ તેથી તેના પતિની આંખો ઉઘડી ગઇ અને તે સદ્ગુરુની કૃપાને પાત્ર થઇ પત્નીસહિત પરમગતિને પ્રાપ્ત થયા.

એક વાર હમેશાં બ્રહ્માનંદમાંજ મગ્ન રહેનાર મહાત્મા નામદેવ અને જ્ઞાનદેવ બન્ને વાતચીત કરતા કરતા રસ્તે ચાલતા હતા. નામદેવનું ચિત્ત પાંડુરંગમાં લાગેલું હતું અને એમને એજ લગની લાગી હતી કે, પંઢરપુર પહોંચીને ક્યારે ભગવાનને ભેટું. નામદેવરાયની આવી પરમ

વ્યાકુળતા જોઇને જ્ઞાનદેવ મનોમન અત્યંત પ્રસન્ન થતા હતા. આ એકનિષ્ઠ ભક્તિ જોઇને તેમને આનંદની ગલીપચી થતી હતી. નારદના ભક્તિસૂત્રમાં ભક્તિનું જે આ લક્ષણ બતાવવામાં આવ્યું છે 'तदर्पिताखिलाचारता तद्विस्मरणे परमव्याकुलता' તે નામદેવરાયને અક્ષરશઃ લાગુ પડે છે. તેમણે શરીર, વાણી તથા મનના બધા વ્યાપાર ભગવાન વિઠ્ઠલદેવને સમર્પણ કર્યા હતા અને તે તેમના વિસ્મરણ—અર્થાત્ વિયોગથી પરમ વ્યાકુળ થતા હતા. જ્ઞાનેશ્વર મહારાજને તેમણે કહ્યું કે, તેમના વિયોગથી 'હૃદયના ટુકડે ટુકડા થઇ રહ્યા છે.' જ્ઞાનેશ્વર મહારાજે તેમને ઘણું ઘણું સમજાવ્યા કે—

"જેને માટે તમારો આ પ્રેમ છે, તે તમારા હૃદયમાં આવીને બેઠેલા છે, તમે વારંવાર આમ ઉદાસ શા માટે થાઓ છો? હે ભક્તરાજ! સાવધાન થઇને વિચારો; તમારો નિજાનંદ તમારીજ પાસે છે. ભેદ-ભ્રમ ત્યજીને જુઓ, તમારા વિઠ્ઠલ વ્યાપક છે, સર્વદર્શી છે, સર્વકાળ સર્વગત અને સંપૂર્ણ છે. તેમને આવવા જવાનું હોતું નથી. તે તમારી અંદર છે, તમે તેમની અંદર મનને નિશ્ચયમાં સ્થિર કરીને આનો અનુભવ કરો."

આ યથાર્થ જ્ઞાન તો થયું, પરંતુ 'પંઢરી નિવાસ જીવન મારા!'ની ધૂન તો ચાલુજ રહી. જ્ઞાનેશ્વર મહારાજ નામદેવની વાતોથી અત્યંત પ્રસન્ન થતા હતા. મહારાજ પોતે પૂર્ણાનંદસ્વરૂપ હતા, છતાં નામદેવની એકદેશી પરંતુ પરાકાષ્ઠાની અસીમ ભક્તિ જોઇને પરમ પ્રસન્ન થતા હતા. 'પ્રેમમૂર્તિ' નામદેવને તેમણે જિજ્ઞાસાપૂર્વક કહ્યું: "સારી રીતે ભજનવિધિ કેમ કરીને પાર પડાય, મન-બુદ્ધિ સાત્વિક શી રીતે થાય, નિર્વિકાર ધ્યાન કેવી રીતે થાય–એ બધું સર્વાંગ સહિત મને બતાવો."

એટલે નામદેવે જવાબ આપ્યો–"હું બહુશ્રુત નથી, જ્ઞાની નથી, હું તો વૈષ્ણવોનો દુર્બળ દાસ છું. મારું એવું

મહાભાગ્ય ક્યાંથી કે મને કંઈક જ્ઞાન થાય! હું અજ્ઞાન છું એટલા માટે શ્રીભગવાને મને આપને હાથ સોંપ્યો છે. હું આપને શું કહી શકું, પરંતુ આપની આજ્ઞા થઇ છે તેથી ભગવાન જે કંઇ કહેવડાવશે તે હું કહું છુ." જ્ઞાનેશ્વરે કહ્યું કે "કહો, અને મનને નિઃશંક કરીને ભેદદષ્ટિ નહિ રાખતાં પોતાનો સુખાનુભવજ કહો." ત્યારે નામદેવ કહેવા લાગ્યા—

"મને નામ–સંકીર્તન સારૂં લાગે છે, બાકી બધું ફોગટ છે. નમન એ તો ગુણદોષ તરફ દુર્લક્ષ કરનારી નમ્રતાનું સ્વરૂપ છે અને તેમાંજ આનંદ પ્રગટ થાય છે. સમસ્ત વિશ્વમાં મારા વિઠ્ઠલનાં દર્શન થાય અને ઈંટ ઉપર જે સમચરણ શોભી રહ્યા છે, તેમનું હૃદયમાં અખંડ સ્મરણ થાય ત્યારેજ નિર્વિકાર ધ્યાન થયું કહેવાય. એવી અવસ્થામાં, કંજુસ જેમ પોતાના રોજગારમાંજ એકચિત્ત રહે છે અને રાત–દહાડો નફાનુંજ ધ્યાન રાખ્યા કરે છે, અથવા કીડો જેમ ભ્રમરનુ ધ્યાન કરે છે, તેજ પ્રમાણે સંપૂર્ણ ભાવપૂર્વક એક વિઠ્ઠલનુંજ ધ્યાન થાય છે, સર્વ ભૂતોમાં તેમનુંજ રૂપ પ્રગટ થાય છે. રજસ્ અને તમોગુણથી ભિન્ન, સૌથી નિરાળો પ્રેમકલાનો ભોગ તેજ ભક્તિ છે. પ્રેમથી એકાંતમાં ગોવિંદનું ભજન કરો; એના જેવી બીજી વિશ્રાંતિ નથી. શરીર, વાણી અને મન દ્વારા મારો એજ પ્રિય અનુભવ છે અને તે આપની સમક્ષ કહ્યો છે. તે પણ એજ ઉદાર સર્વજ્ઞ પાંડુરંગેજ કહેવડાવ્યો."

આ સાંભળીને જ્ઞાનેશ્વર મહારાજ સુખથી રોમાંચિત થયા અને તેમને ઇચ્છા થઇ કે 'મારા નામાની (નામદેવની) વાતો હમેશાં સાંભળતો રહું.' કવિ, આત્મજ્ઞાની, વિરક્ત, જીવન્મુક્ત, પાઠક, સાધક, ગ્રંથકાર ગમે તે હો, પરંતુ નામદેવના બાલપણમાં જે અપાર સુખ છે, જ્ઞાનેશ્વર મહારાજે અત્યંત પ્રેમથી કહ્યું કે 'તે સુખનો કલ્પાંતે પણ અંત નથી. સંતો એને દીર્ઘ દૃષ્ટિથી વિચારે.' બધા સંતોએ

ભક્તિસુખમાં લવલીન થઈને ' પુંડલીક વરદે હરિ વિઠ્ઠલ' (પુંડરીકને વરદાન આપનારા ભગવાન શ્રીહરિ વિઠ્ઠલ )નો જયજયકાર કર્યો.

આ પ્રમાણે આનંદપૂર્વક માર્ગ કાપતા બધા સંતો તેરગાંવ પહોંચ્યા. અહીં ગોરોબા કુંભાર રહેતા હતા. ગોરોબાએ અત્યંત ભક્તિપૂર્વક સંતોનુ આતિથ્ય કર્યું. જ્યાં જ્યાં પડાવ થતો ત્યાં ત્યાં નામદેવનુ કીર્તન ચાલતું હતું. નામદેવની અનુપમ ભક્તિ અને પથ્થરને પણ પીગળાવનારો તેમનો પ્રેમ જોઈને સર્વે અતિશય આનંદ પામતા. નામદેવ હમેશાં પંઢરિનાથનાજ ધ્યાનમાં રહેતા હતા. પંઢરિનાથ તેમની સાથે બોલતા, ખેલતા અને તેમનું યોગક્ષેમ ચલાવતા હતા. નામદેવ પૂર્ણ સગુણે ભક્ત હતા. પરંતુ સર્વાત્મભાવનો બોધ હજુ તેમના અંતઃકરણમાં ઉદય પામ્યો નહોતો, તેમને હજુ સુધી સદ્‌ગુરુકૃપા પ્રાપ્ત થઈ નહોતી, હજી તેમને સાચું સ્વરૂપજ્ઞાન થયું નહોતું. ગુરુકૃપા વિના પૂર્ણજ્ઞાન થતું નથી. પ્રત્યક્ષ પાંડુરંગ ભગવાન નામદેવ સાથે બોલતા હતા, હવે તેમને ગુરુની શી જરૂર હતી ? નામદેવનો એજ ખ્યાલ હતો, અને કંઈક અભિમાન પણ હતું. આથી જ્ઞાનેશ્વર મહારાજ ઈચ્છતા હતા કે, તેમનો આ દોષ દૂર થાય, અને નામદેવને એવું સાચું જ્ઞાન થાય કે સગુણ-નિર્ગુણ, દશ્યાદશ્ય, વ્યક્તાવ્યક્ત-બધાં શ્રીહરિનાંજ સહજ સ્વરૂપ છે. જ્ઞાનેશ્વર મહારાજની આ ઇચ્છાને અનુકૂળ એક દિવસ એક મનોરંજક પ્રસંગ બન્યો. ગોરોબાને ત્યાં વાસણ બનાવવાનાં કેટલાંક ઓજાર હતાં. એમાં એક થાપી પણ હતી. એક દિવસ જ્યારે સૌ સંતો બેઠા હતા ત્યારે મુક્તાબાઈએ થાપી ઉપાડી અને ગોરોબાને પૂછ્યું:-' ગોરોબા કાકા ! આ શું છે ? ' ગોરોબાએ જવાબ આપ્યો કે ' એ થાપી છે. એ ઠોકવાથી કયા ઘડા કાચા છે અને કયા પાકા છે તે જણાઈ આવે છે.' આથી મુક્તાબાઈએ કહ્યું કે " બધાં મનુષ્યો પણ ઈશ્વરે નિર્માણ કરેલા ઘડાજ છે; આપ કહી શકશો કે એમાં કોણ

કાચું છે અને કોણ પાકું છે?" ગોરોબાએ કહ્યું-"હા." અને તરતજ તેઓ થાપી ઉપાડી તે પ્રત્યેકના માથા ઉપર ઠોકી ઠોકીને જોવા લાગ્યા. બધા સંતો મૌન ધરીને બેઠા હતા, કોઈ કંઈ ન બોલ્યું, સૌ છાનામાના તમાશો જોતા રહ્યા. પરંતુ જેવા ગોરોબા નામદેવ પાસે આવ્યા કે તરતજ નામદેવ ગુસ્સે થયા અને કહેવા લાગ્યા કે 'આ શું? અહીંથી દૂર હઠો. મારા માથા ઉપર જો થાપી મારશો તો બચ્ચાજી! એમ સમજી લેજો કે હું આ સંતોની પેઠે મૌન ધરીને બેસી નહિ રહું. ખબરદાર!' ગોરોબાએ જોયુ કે, એમના મિજાજમાં તો ભારે ગરમી છે. પરંતુ થાપી તો તેમના મસ્તક ઉપર પણ પડી અને ગોરોબાએ કહ્યું કે 'આ બધા ઘડાઓમાં આજ ઘડો કાચો છે.' આથી સૌ સંતો મોટેથી હસી પડયા. નામદેવને આમાં પોતાનું ઘણુંજ અપમાન થયેલુ લાગ્યું અને તેઓ અત્યંત દુઃખી થતા પંઢરપુર પાછા ફર્યા. તેમણે આ બધી હકીકત શ્રીપાંડુરંગને કહી અને ભગવાનના કહેવાથી તેમણે વિસોબા ખેચર પાસેથી ગુરૂપદેશ ગ્રહણ કર્યો. આ કથાનું તાત્પર્ય મોરોપંતની એક લોકપ્રસિદ્ધ આર્યામાં ઘણુંજ મરમ રીતે પ્રગટ થયુ છે. એ આર્યાનો આશય આ પ્રમાણે છેઃ-

"સદ્‌ગુરુના અનુગ્રહ વિના હરિને કોઈ ભક્ત પૂરેપુરા ઓળખી શકતો નથી. તે ગોરો (પાંડુરંગ) થાપીથી ઠોકી ઠોકીને સંતોને પરખ્યા કરે છે."

બધા ગોરોબા પાસેથી વિદાય થઈને આગળ વધ્યા અને શિવરાત્રિને દિવસે અવંઢિયા નાગનાથ પહોંચ્યા. ત્યાં નામદેવ કીર્તન માટે ઉભા થયા, ત્યારે હજારો શ્રોતાઓ હરિરંગમાં રંગાઈ ગયા હતા. તે સમય બ્રાહ્મણોને અભિષેક કરવાનો હતો. એમની અતિ પવિત્રતામાં આ વારકરીઓને લીધે અડચણ પડવા લાગી. આથી નામદેવે મંદિરની પાછળ કીર્તન શરૂ કર્યું, ત્યારે કહે છે કે એવો ચમત્કાર થયો કે, ભગવાન ભૂતનાથ-શંકરે બ્રાહ્મણોના તરફ પીઠ

ફેરવી અને મુખ નામદેવરાય તરફ કર્યું ! હજુ પણ ત્યાં નંદિકેશ્વર શંકર સામા નહિ, પણ પાછળની તરફ છે. આ વાતનું તાત્પર્ય એટલુંજ છે કે, ભગવાન કેવળ પૂજાસામગ્રી, મંત્રતંત્ર કે કર્મને વશ નથી, પરંતુ નામદેવ જેવા અનન્ય ભક્તની ભક્તિથીજ સર્વથા વશ થાય છે. ભગવાને પોતેજ કહ્યું છે કે "હું પૂજા-વિધિથી કોઇને પ્રાપ્ત થતો નથી." (જ્ઞાનેશ્વરી ૯-૩૯૭) ભગવાન ભક્તિને વશ થાય છે, બાહ્ય દેખાવ અથવા આડંબરમાં ફસાતા નથી. વેદ, યજ્ઞ, અધ્યયન, દાન, સત્ક્રિયા, ઉગ્ર તપ ઈત્યાદિ સાધનોથી ન જોઇ શકાતું શ્રીહરિનું એ વિશ્વરૂપ પરમ ભક્ત અર્જુને જોયું. વળી એવું પણ નથી કે, સાધન વ્યર્થ છે અથવા વેદ, યજ્ઞ, અધ્યયન, દાન, સત્ક્રિયા, ઉગ્ર તપ વગેરે સાધનોનો ત્યાગ કરવો જોઇએ. એટલુંજ નહિ, પરંતુ ભગવાનજ ગીતા (અ० ૧૮-૫) માં પોતાનો આ નિશ્ચય બતાવે છે કે—"यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत्" એથી "સ્વાધિકાર પ્રમાણે એ યજ્ઞ-દાનાદિ તપોનુ અનુષ્ઠાન કરવુંજ જોઇએ. (જ્ઞાનેશ્વરી ૧૮-૫૩) આ યજ્ઞ-દાનાદિ સાધન ચિત્તશુદ્ધિ-પૂર્વક પાવન કરનારાં છે તેથી તેનો ત્યાગ ઉચિત નથી, છતાં ભક્તિ અને પ્રેમ વિના આ સાધનો પણ નકામાં થઈ જાય છે-અર્થાત્ હરિભક્તિ વિના એકલાં એ સાધનો વડે હરિનો સાક્ષાત્કાર નથી થઇ શકતો. વૈદિક વિદ્વાન્ બ્રાહ્મણો અભિષેક કરી રહ્યા છે અને ભગવાન તે તરફ પીઠ ફેરવી દે તથા નામદેવના ભક્તિભરપૂર હૃદયમાંથી નીકળનારી 'પ્રેમામૃતની ધારા'ને ભગવાન પોતે સંમુખ થઇને ધારણ કરે તે એ પ્રેમી ચિત્તચોરને માટે સર્વથા યોગ્યજ છે.

જ્ઞાનેશ્વર મહારાજ તીર્થયાત્રા કરતા કરતા સાતપુડા પર્વત પર પહોંચ્યા. ત્યાં હરપાલ નામનો કોઈ ભીલ રહેતો હતો. તે પંઢરીનો વારકરી અને વિઠ્ઠલનો મહાન્ ભક્ત હતો. તેનો એવો નિયમ હતો કે, જે કોઇ વિઠ્ઠલ-રખુમાઇનું ભજન કરે અથવા તેમનું નામ જપે તેને તે જવા દેતો અને બીજાઓને લૂંટી લેતો હતો. તેણે જ્ઞાનેશ્વર વગેરે સંતોનું

અત્યંત આદર અને પ્રેમપૂર્વક સ્વાગત કર્યું. 'શબરી'ના આ વંશજનો આ શુદ્ધ પ્રેમ જોઇને જ્ઞાનેશ્વર મહારાજે તેના ઉપર પણ અનુગ્રહ કર્યો અને તે ભીલ હાથમાં ધનુષ્ય-બાણ લઇને તેમને ધાર સ્થાન સુધી પહોંચાડી આવ્યો. ધારમાં કમલાકર ભટ્ટ નામના બ્રાહ્મણને ઘેર આ સઘળા સંતો ઉતર્યા. એ વખતે કમલાકર ભટ્ટના પુત્ર ગોપાળને સાપ કરડવાથી તેઓ મૃત્યુ પામ્યા હતા. જ્ઞાનેશ્વર મહારાજે તેમને જીવાડયા. ત્યાં બે દિવસ રહીને તેઓ ઉજ્જન ગયા. ત્યાં વીરમંગલ* નામે કોઇ પ્રસિદ્ધ જ્યોતિષી રહેતા

---

* એ વીરમંગલની વાત ઘણી મજાની છે. તેઓ ઉજ્જનના દરબારના જ્યોતિષી હતા રાજાનો પોતાનો તેમના ઉપર અત્યત પ્રેમ હતો અને લોકોમા પણ સારી ખ્યાતિ હતી. તે રાજા પરમાર-વંશનો બીજો ભોજ (સંવત ૧૩૩૭ થી ૧૩૬૭) અત્યંત વિચારશીલ, સદાચારી અને પાપભીરુ હતો. છતા એક દિવસ શિકારે જતા જતા એક ધોબણ ઉપર તેમની દૃષ્ટિ પડી તે લાવણ્યવતી હતી અને તેને ઋતુપ્રાપ્તિનો ચોથો દિવસ હતો. રાજાએ વિવેકથી પોતાના મનને વશ કર્યું. તેમ છતા પણ પોતાના ચિત્તમા કુવાસના ઉત્પન્ન થઇ એ વાતનું તેમને અત્યત દુઃખ થયું. આર્યોનું આર્ય મન અનાર્ય વસ્તુ ઉપર ભૂલથી પણ મોહિત થતુ નથી. કણ્વ મુનિના આશ્રમમાં જ્યાર રાજા દુષ્યતે શકુંતલાને જોઇ ત્યારે જોતાજ તેનું મન મોહિત થઇ ગયું. તે સમયે તે આર્ય નૃપતિએ ઘણા અભિમાનપૂર્વક કહ્યુ હતુ કે—

असंशयं क्षत्रपरिग्रहक्षमा यदार्यमस्यामभिलाषी मे मनः।
सतां हि सन्देहपदेषुवस्तुषु प्रमाणमन्तः करणप्रवृत्तयः॥
(અભિજ્ઞાન શાકુન્તલ)

"મારૂં આર્ય મન આની ઇચ્છા કરે છે, તેથી મારી સાથે વિવાહ-સબધ કરવા યોગ્ય કોઈ ક્ષત્રિય કુળમાજ એનો જન્મ થયો હશે." રાજા દુષ્યતનો આ આર્ય વિચારજ જાણે મનમા ઉદય પામવાથી તે પાપભીરુ ભોજરાજા મનોમન ઘણા ખિન્ન થયા. રાજાએ વીરમગલ જ્યોતિષીને પૂછ્યુ કે "હું જ્યારે શિકારે જતો હતો ત્યારે મારા મનમા કઇ વાત આવી હતી તે આપ મારા ગ્રહ જોઇને બતાવો; તો દરબારમાથી આપને જે આશ્રય મળે છે, તે બધ કરવામા વશે." વીરમગલે સાત દિવસની મહેતલ માગી. રોજીનો આશ્રય બધ થવાના ભયથી બિચારા પડિતજી ગભરાઈ ગયા. સાતમે દિવસે

હતા. તેમને પહેલાં કોઈ વખતે રામાનંદે કહી રાખ્યું હતું કે "તમે અહીંજ રહો, અહીં સાત વર્ષ પછી જ્ઞાનેશ્વર નામના સત્પુરુષ આવશે અને તે તમારો ઉદ્ધાર કરશે."

તે પ્રમાણે વીરમંગલ માત્ર દૂધ ઉપરજ રહીને ત્યાં સાત વર્ષ રહ્યા. સાત વર્ષ પછી જ્યારે જ્ઞાનેશ્વર મહારાજ ઉજ્જન પધાર્યા, ત્યારે વીરમંગલ તેમનો સત્કાર કરવા ગયા અને ગદ્ગદ્ થઇને તેમનાં ચરણોમાં પડયા. મહારાજે તેમને આત્મજ્ઞાન આપીને કૃતાર્થ કર્યા. "શ્રી ગુરુ મહારાજનાં દર્શન પછી નહિ થાય તેથી આ દેહ હમણાં ગુરુ-ચરણોમાં સમર્પણ કરું છું." આમ કહીને વીરમંગળે જ્ઞાનેશ્વર મહારાજનાં ચરણોમાં મસ્તક મૂકીને તેજ ક્ષણે ત્યાંજ દેહત્યાગ કર્યો. મહારાજે સ્વહસ્તે તેમને સમાધિ આપી અને તેમના ઉપર શિવલિંગની સ્થાપના કરી. આ શિવલિંગ મંગલેશ્વર નામથી પ્રસિદ્ધ છે. આ સ્થાન આજે ઉજ્જન નગરની બહાર સાંદીપન ઋષિના આશ્રમની પાસે બતાવવામાં આવે છે.

આ પછી જ્ઞાનેશ્વર મહારાજ પ્રયાગરાજ ગયા. ત્યાં ત્રિવેણી સંગમમાં સ્નાન કરીને તથા ભારદ્વાજ આશ્રમનાં દર્શન કરીને કાશી ગયા. કાશીમાં આ વખતે મણિકર્ણિકા ઘાટ ઉપર મુદ્ગલાચાર્ય કોઈ મહાન્ યજ્ઞ કરતા હતા. આથી કાશીમાં વૈદિક, શાસ્ત્રી, પૌરાણિક વગેરે વિદ્વાન બ્રાહ્મણોનો ઘણો મોટો સમુદાય એકત્ર થયો હતો, અને

---

અકસ્માત્ એક વેશ્યા સાથે તેમને મેળાપ થઈ ગયો. તેમની ચિંતાનું કારણ જાણીને તે વેશ્યાએ તેમને વિગતવાર જવાબ આપ્યો! તે સાંભળીને જ્યોતિષીએ રાજાને ધોબીની સ્ત્રીના દર્શનના પ્રસંગનું સ્મરણ કરાવ્યું. જ્યોતિષી પર જે સંકટ આવ્યું હતું, તે આ રીતે ટળી ગયું. જ્યોતિષીએ વારંવાર પૂછવાથી તે વેશ્યાએ કહ્યું—"હું કાશીના રામાનંદની શિષ્યા છું, આ સામર્થ્ય એમનોજ પ્રસાદ છે." જ્યોતિષી પછી રામાનંદ પાસે ગયા. તેમણે તેમને કહ્યું કે, સાત વર્ષ પછી જ્ઞાનેશ્વર તમને દર્શન દેશે અને તેમની પાસેથી તમને સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થશે."—મૂળલેખક

એ વખતે અગ્રપૂજા કોની કરવી એ બાબતમાં ઝગડો પડયો. આ ઝગડાનો કંઈ નિર્ણય થઇ શકતો નહોતો. આખરે મુદ્દ્‌ગલાચાર્યે એક ઉપાય કર્યો.

એક હાથણુ લાવીને તેની સૂંઢમાં એક પુષ્પમાળા આપી અને નક્કી કર્યું કે, આ હાથણુ જેના ગળામાં માળા પહેરાવે તેની અગ્રપૂજા કરવી. મોટા મોટા પંડિતોમાંથી દરેક જણુ એમજ ઇચ્છતો હતો કે, આ સન્માન મનેજ મળે. પરંતુ હાથણે એ માળા જેમને એની જરા પણુ ઇચ્છા નહોતી તે જ્ઞાનેશ્વર મહારાજના ગળામાં પહેરાવી. આ પુષ્પમાળા અચાનક જ્ઞાનેશ્વર મહારાજના ગળામાં આવી પડી ત્યારે સર્વ સંતોએ 'પુંડલીક વરદે હરિ વિઠ્ઠલ'નો એવો જયઘોષ કર્યો કે કાશીક્ષેત્રમાં એજ ઘોષ ગૂંજી ઉઠયો ! જે સાચા શ્રેષ્ઠ છે તેઓ સર્વત્ર શ્રેષ્ઠ મનાય છે, એમાં કંઇ આશ્ચર્ય નથી. સૂર્યબિંબ નાનું દેખાતું હોય તો પણુ તેનો પ્રકાશ સર્વત્ર ફેલાય છે, તેજ પ્રમાણે જ્ઞાનેશ્વર મહારાજ ઉંમર અને કદમાં નાના હોવા છતાં પણુ તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં વિશ્વવંદ્ય થયા. જે પહેલા છે, તે ગમે ત્યાં જાય તો પણ પહેલાજ રહેવાના. સિંહનુ બાળક અસંખ્ય પશુઓના સમુદાયમાં પણુ રાજાજ ગણાશે. આકાશમાંના તારાઓ વચ્ચે અધ્યક્ષનુ સ્થાન હંમેશથી ચંદ્રનુજ છે. તેજ પ્રમાણે, સમસ્ત દૈવી સંપત્તિના છવ્વીસ ગુણુ જેમની આગળ હાથ જોડીને ઉભા રહેતા હતા, તે 'જ્ઞાનીરાજ ગુરુ મહારાજ' જ્ઞાનેશ્વર મહારાજે વિભૂતિયોગનું વર્ણન કરતા કરતાં (જ્ઞાનેશ્વરી અ૦ ૧૦–૩૧૧) કહ્યું છે કે– 'તેમને ઓળખવા હોય તો તેમની ઓળખાણુ એજ છે કે સમસ્ત જગત મસ્તક નમાવીને તેમની આજ્ઞા માને છે. એવા જે છે, તેઓજ મારા અવતાર છે.' મહારાજની આ ઉક્તિની સત્યતા, ખરી રીતે જોતાં તો મને તેમનીજ અંદર જણાય છે. જેમની આજ્ઞા મસ્તકે ચઢાવવા માટે સમસ્ત સંસાર ઉત્કંઠિત થાય છે, તે શ્રીહરિનો અવતાર છે. મહારાજને અગ્રપૂજાની કઇ અભિલાષા હતી ? એ તો કાશી-

વાસીઓનું મહાભાગ્ય હતું કે, તેમને જ્ઞાનેશ્વર મહારાજનાં ચરણોનાં દર્શન પ્રાપ્ત થયાં. યજ્ઞનો પુરોડાશ શ્રીકાશી વિશ્વનાથે જ્ઞાનેશ્વર મહારાજને હાથે લીધો. મણિકર્ણિકા ઘાટ ઉપર એક દિવસ શ્રીગુરુ દત્તદેવ, મત્સ્યેંદ્રનાથ અને ગોરક્ષનાથે શ્રીનિવૃત્તિ અને જ્ઞાનેશ્વરાદિને દર્શન દીધાં તથા નામદેવાદિ ભક્તોએ પણ તે સમયનો તે અપૂર્વ આનંદ જોયો. વિશ્વરૂપ ભગવાનને અખંડરૂપે મનમાં ધારણ કરીને અથવા સ્વયં તે રૂપને પ્રાપ્ત થઇને જે ત્રિભુવનમાં ખેલ્યા કરે છે, તેમના દર્શન-સંવાદનો આનંદ આવો હોય છેઃ—

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥

(ગીતા. ૧૦-૯)

નામદેવે દિલ્હીમાં એક મરી ગયેલી ગાયમાં પ્રાણ મૂકીને ફરીથી ઉઠાડી, એ વાત મહીપતિ બુવાએ ભક્તવિજયમાં કહી છે. તીર્થયાત્રા કરતાં કરતાં આપણા આ સંતો હસ્તિનાપુર-દિલ્હી પહોંચ્યા. કરતાલ, મૃદંગ અને વીણા વગાડતાં વગાડતાં કીર્તનરંગમાં નાચનારા એ મહારાષ્ટ્રીય સંતોને જ્યારે ત્યાંના હિંદુઓએ જોયા ત્યારે તેમને ઘણોજ આનંદ થયો. પરંતુ સમસ્ત નગરમાં ચાલતા આ નામ-સંકીર્તનથી દિલ્હપતિનો મિજાજ ગયો. તે સમયે (સંવત ૧૩૪૯-૫૦ ની લગભગમાં) જલાલુદ્દીન ખિલજી દિલ્હીના તખ્ત ઉપર હતો અને તેનો ભત્રીજો અલ્લાઉદ્દીન ખિલજી દિલ્હીનો મુખ્ય સુબેદાર હતો. એજ અલ્લાઉદ્દીન ખિલજીએ આગળ જતાં મહારાષ્ટ્રના દેવગિરિ રાજ્યનો નાશ કર્યો. આ વખતે મુસલમાનોનુ રાજ્ય દિલ્હીમાં સારી રીતે સ્થપાઇ ચૂક્યુ હતું અને હવે તેમના હાથપગ સમસ્ત હિંદુસ્થાનમાં ફેલાવા લાગ્યા હતા. એવા સમયમાં આપણા આ સંતો દિલ્હી પહોંચ્યા અને તેમણે પોતાના નામ-સંકીર્તનથી હિન્દુ પ્રજાના અંતઃકરણમાં સ્વધર્મપ્રેમને જાગ્રત કર્યો. પરંતુ ત્યાંના સ્થિતિચુસ્ત યવનોને આ શી રીતે સારૂં લાગે? એક દિવસ નામદેવ કીર્તન કરતા હતા, શ્રોતાઓ

એ રંગમાં તલ્લીન થઇ જઇ ચિત્રવત્ મુગ્ધ બનીને ભક્તિ-રસામૃતનું પાન કરતા હતા, એ સમયે અકસ્માત્ ત્યાં બાદશાહની સ્વારી આવી પહોંચી. એ સમુદાયની વચમાં આવીને તેમણે ત્યાં એક ગાયની હત્યા કરી અને નામદેવ-ને કહ્યું કે, આ નકામું શું ગાઇ રહ્યો છે? તારૂં આ કીર્તન હું ત્યારેજ સાચું માનું કે તું આ ગાયને જીવતી કરે અને નહિ તો હું આ તલવાર વડે તારી પણ ગરદન ઉડાવી દઇશ. આ બધું જોઇ સાંભળીને બધાં નર-નારીઓ અત્યંત દુઃખી થયાં, કથામાં જ્યાં ભક્તિરસની વૃષ્ટિ થતી હતી ત્યાં હવે ભય અને દુઃખના અંગારા વરસવા લાગ્યા. નામદેવે ભગ-વાનને પ્રાર્થના કરી. ગાયનું મસ્તક ઉપાડીને પોતાની જાંઘ ઉપર મૂક્યું અને ભગવાનને પોકારવા લાગ્યા—

"ભગવન્! જલદી આવો. નામાને ગ્રસી લેવા માટે કાળ આવી પહોંચ્યો છે." જળ વિના વ્યાકુળ થઇને તર-ફડતી માછલીના જેવો તરફડાટ એ કરુણ શબ્દોમાં સાંભ-ળીને તત્કાળ નામદેવના હૃદયભુવનમાં ચક્રપાણિ ભગવાન પ્રગટ થયા.

પછી નામદેવના સ્પર્શમાત્રથી તે ગાય ઉઠીને ઉભી થઇ, સમસ્ત સંકટ દૂર થઇ ગયું. જ્ઞાનેશ્વર મહારાજે નામદેવની પીઠ થાબડી અને ભક્તિયોગનું સામર્થ્ય જોઇને બધા સજ્જનો પરમ આનંદ પામ્યા.

જ્ઞાનેશ્વર મહારાજ કાશીમાં પંચક્રોશી કરીને ગયા, અયોધ્યા, ગોકુળ, વૃંદાવન, દ્વારકા, ગિરનાર વગેરે તીર્થોમાં ભ્રમણ કરતા કરતા મારવાડ પહોંચ્યા. મારવાડમાં જળનો દુકાળ રહે છે એ તો જાણીતી વાત છે. એક દિવસ લગભગ મધ્યાહ્નસમયે સંતોને ઘણી તરસ લાગી રસ્તામાં એક કૂવો તો મળ્યો, પરંતુ તે ઉંડો હતો, અને દોરી-લોટો પણ પાસે નહોતો. હવે ત્યાં શું થાય! પ્રાણ કેવી રીતે બચે? જ્ઞાનેશ્વર મહારાજ યોગી તો હતાજ તેમણે તે અવસરે લઘિમા સિદ્ધિનો× આધાર લઇને-અર્થાત્ અણુ જેટલો દેહ

× યોગશાસ્ત્રમાં અઢાર સિદ્ધિઓનું વર્ણન છે, જેમાંની આઠ

ધારણ કરીને 'કૂવામાં ઉતરીને પાણી પીધું.' પોતાની તરસ છીપાવીને નામદેવને કહ્યું: 'તમને પણ જળ લાવી દઉં છું' પરંતુ બીજાના હાથનું પાણી પીવું તેમને પસંદ નહોતું. તેથી તેમણે એ વાત સ્વીકારી નહિ. બધા દેહોમાં રહેનારા મારા આત્મારૂપ વિઠ્ઠલને શું મારી કંઇજ ચિંતા નથી? એમ વિચારીને નામદેવે પાંડુરંગનું ધ્યાન કર્યું અને તેમણે સ્તુતિ કરવા માંડી:–

"ભગવન્! તમેજ મારા ઇષ્ટ છો, તમેજ મિત્ર, બંધુ અને સગા છો, તમારા સિવાય હું બીજા કોઈને જાણતો નથી. પંઢરિનાથ! હવે આવો. મારે માટે જલદી દોડી આવો! હે નાથ! તમે કૃપાળુ છો. મારો અંત કેમ જોઇ રહ્યા છો? જન્મથી તો મને તમે પાળ્યો–પોષ્યો, હવે અંતે છોડી દેશો તો એને માટે કોને શરમાવું પડશે? તમે તો મારા સર્વસ્વ છો અને હું તો તમારો લાડકવાયો છું."

આ પ્રમાણે ગદ્ગદ્ થતાં થતાં નામદેવે ભગવાનને પોકાર્યા. કોઇ અકિંચન પણ હઠ લઈને અને ગળગળો થઈને તેને પોકારે તો જે આર્ત્તબંધુ મનના જેટલી ઝડપ-થી ચાલ્યા આવે છે, તે ભક્તનો પોકાર સાંભળતાં કેમ પ્રગટ ન થાય? જ્ઞાનેશ્વરના જોતાંજ 'તે કૂવામાં એટલા જોસથી પાણી ભરાઇ ગયું કે જાણે કલ્પાન્તકારી સાગરનો કોપ ન થયો હોય!' કૂવો પાણીથી ભરાઇ ગયો અને પાણી ઉભરાઈને બહાર વહેવા લાગ્યું! નામદેવે ભક્તિના બળથી ભગવાનને કેવા ઋણી બનાવી દીધા છે, એ જ્ઞાનેશ્વરાદિ સંતોએ જોયું અને તેમને અત્યંત આનંદ થયો તથા સૌને

---

મહાસિદ્ધિઓ કે જેઓ ભગવત્સ્વરૂપાકાર થયેલા હોય છે તે મહાત્મા-ઓની સાથે સ્વાભાવિક રૂપેજ રહે છે. ગૌણ સિદ્ધિઓ સત્ત્વગુણના ઉત્કર્ષથી પ્રાપ્ત થાય છે. અણિમા, લઘિમા વગેરે મહાસિદ્ધિઓ છે. લઘિમાનો અર્થ શરીરનું લઘુ (હલકું અથવા પરમાણું જેટલું નાનું) થવું. એ સિદ્ધિઓનું વિવરણ શ્રીમદ્ભાગવત–એકાદશ સ્કંધના ૧૫ મા અધ્યાયમાં આપેલું છે અને તેના ઉપર એકનાથ મહારાજની જે ટીકા છે તે સમજવા જેવી છે.—મૂળલેખક

ચાંગદેવનું અનુપમ સૌન્દર્ય, તેમની સ્વાભાવિક સિદ્ધિઓ અને તેમનું દિવ્ય તેજ જોઇને તે સમયના લોકો એમજ માનતા હતા કે, ચાંગદેવના રૂપે મરુદ્‌ગણોજ આ પૃથ્વી ઉપર અવતરેલા છે. તપશ્ચર્યા વડે તેજઃપુંજ બનેલા તેમના શરીરને જોઇનેજ લોકો એમને 'ચાંગદેવ (સારા યાને શ્રેષ્ઠ દેવ)' કહેવા લાગ્યા હતા. ચાંગદેવ શંકરના ઉપાસક હતા. શંકરના પ્રસાદથી તેમને અનેક વિદ્યા-કળાઓ પ્રાપ્ત થઈ હતી. શ્રુતિ, ન્યાય, વ્યાકરણ, જ્યોતિષ, રસવિદ્યા, નાડીજ્ઞાન, ધનુર્વિદ્યા, કામશાસ્ત્ર, ગાયનકલા વગેરેમાં ચાંગદેવ નિપુણ હતા. આ સિવાય પરકાયાપ્રવેશ, બીજાઓના મનની વાત જાણવી, વસ્તુમાત્રની પરીક્ષા કરવી, પાણી ઉપર ચાલવું વગેરે વાતો તેમને મન સ્વાભાવિકજ હતી. તેમણે વજ્રાસન સિદ્ધ કરીને ષટ્‌ચક્રનું ભેદન કર્યું હતું. ચાંગદેવ આટલા બધા સમર્થ હતા, પરંતુ મહીપતિ બુવાએ કહ્યું છે તેમ 'ચૌદે વિદ્યા અને ચોસઠે કળાઓ ભલેને કોઇને પ્રાપ્ત થયેલી હોય, પરંતુ જો તેનામાં પ્રેમકળા ન હોય તો તેના વિના આ બધી વિદ્યા અને કળાઓ વિકળા થઇ જાય છે.' એ પ્રેમકલા ઉત્પન્ન કરનાર કોઇ મહામંત્રવાળો હજુસુધી ચાંગદેવને મળ્યો નહોતો, આથી ચાંગદેવ હજુસુધી સિદ્ધિઓમાં ગોથાં ખાતા હતા-વિવિધ પ્રકારના ચમત્કાર બતાવવા, શિષ્ય-શાખા વધારવી અને જેનાથી પ્રેમકળા ઉત્પન્ન થાય છે, તેનાથી તદ્દન ઉલટી રીતે અહંકારનુંજ પોષણ કરવામાં ચાંગદેવની ઉંમરનાં ૧૪૦૦ વર્ષ વીતી ગયાં ! આ અવધિમાં તેમણે અનેકોની અનેક મનોકામનાઓ પૂર્ણ કરી હતી. ચાંગદેવનો સિદ્ધાશ્રમ તાપીતટે હતો અને ત્યાં દર્શનાર્થીઓની ભીડ હમેશાં રહ્યાજ કરતી હતી. આંધળાઓને આંખો આવતી, બહેરા સાંભળવા લાગતા, કોઢી લોકોના કોઢ દૂર થતા, વંધ્યા સ્ત્રીઓને [illegible] ઉત્સવ અનેક ચમત્કાર ચાંગદેવ યોગ[illegible]તપોતાને સ્થાને; અને આ કારણે લોકોનાં ટોળેટોળાં તેમ[illegible]નાં ભાઇ-[illegible]આવતાં હતાં. સો સો વર્ષે જ્યારે કાળ

તેમને લેવા આવતો ત્યારે તે પોતાના પ્રાણને બ્રહ્માંડમાં પહોંચાડતા અને દશ દિવસપર્યંત ત્યાંજ બેઠા રહેતા હતા ! આ પ્રમાણે ચૌદ વાર તેમણે યોગબળ દ્વારા કાળને પાછો વાળ્યો હતો ! ચાંગદેવ અંતરિક્ષમાં અદ્ધર બેસીને પણ અનેક વ્યવસાય કરતા હતા !

ચાંગદેવનું 'ચાંગા વટેશ્વર' નામ નીચેના પ્રસંગપરથી પડયું છેઃ—ખાનદેશમાં તાપી નદીને કિનારે ચર્મચક્ષુ બંધ કરી અંધ બનીને તેઓ તપ કરતા હતા, ત્યારે વરુણ–ગામના બે વેપારીઓ દરિદ્રતાના માર્યા ત્યાં જઇ પહોંચ્યા અને ચાંગદેવની સેવા કરવા લાગ્યા. બજારને દિવસે તેઓ ચાંગદેવને પોતાને ત્યાં લઇ જતા. આથી તેમના માલનું વેચાણ વધ્યું અને નફો પણ ઘણો મળવા લાગ્યો. આમ કરતાં થોડાક દિવસોમાં તેઓ ધનાઢ્ય બની ગયા. પુષ્કળ દ્રવ્ય એકઠું થયું, ત્યારે ગુરુસેવાથી તેમનું ચિત્ત દૂર થવા લાગ્યું, ગુરુસેવામાં આળસ થવા લાગ્યું, ઉપેક્ષા પણ થવા લાગી. ખરેખર, સકામ ભક્તિ એવીજ હોય છે, હંમેશાં ટકનારી નથી હોતી ! આવી ભક્તિને ભક્તિ નહિ કહેતાં 'સોદો' કહીએ તો વધારે યોગ્ય ગણાશે. કોઇ ઐહિક કામનાથી ભગવાન અથવા ગુરુની જે ભક્તિ કરવામાં આવે છે, તે સદા અખંડ ચાલુ રહેતી નથી. કારણ કે જે કામનાથી તે ભક્તિ કરવામાં આવે છે, તે પૂર્ણ થતાંજ આવા ભકતોને માટે ભગવાન અથવા ગુરુનું કંઇ પ્રયોજન રહેતું નથી ! નિષ્કામ પ્રેમ એ કોઇ જુદીજ ચીજ છે. જ્યારે વરુણ ગામના એ વેપારીઓના હાથમાં પૂરતું ધન આવી ગયું, ત્યારે તેઓ ચાંગદેવની ઉપેક્ષા કરવા લાગ્યા. દંભથી તેમણે એક દેવમંદિર બનાવરાવ્યું અને ત્યાં અત્યંત ઠાઠમાઠથી ભગવાનને નામે ઉત્સવાદિ કરવાનું શરૂ કર્યું. આ કામમાં લોકો તેમને ધર્માત્મા કહે એજ દાનત હતી, ધર્મબુદ્ધિ વિશેષ નહોતી. એ બિચારાઓને ભલા શી ખબર કે આ ધર્મધ્વજીપણું મોક્ષ તરફ લઇ જનાર નહિ, પરંતુ નરકના દ્વાર પાસે લઇ જનાર હોય છે. તેઓ

ધનથી મદાંધ થયા હતા, અને પરિણામે તેમણે ચાંગદેવની અવગણના કરી. એક દિવસ નિત્યક્રમ અનુસાર પાર્થિવ પૂજા કરવા માટે ચાંગદેવે એક પાર્થિવ લિંગ તૈયાર કરવાનું એ વેપારીઓને કહ્યું. તેમણે વિચાર્યું કે, આંધળો કંઇ દેખતો નથી, એટલે કિનારાની રેતી એકઠી કરી અને તેના ઉપર ચાંગદેવની ઘીની વાડકી ઉંધી વાળીને રાખી; એજ જાણે પાર્થિવ લિંગ બન્યું. એ ચાંગદેવના હાથમાં મૂકીને તેમણે કહ્યુ કે 'મહારાજ! આની પૂજા કરો.' ચાગદેવે આંતર્દૃષ્ટિથી શિષ્યોનુ આ કપટ જાણી લીધું, છતાં પોતાની ઉત્કટ શિવભક્તિને અનુરૂપ તેમણે તેજ વાડકીરૂપી શિવલિંગનું વિધિપૂર્વક પૂજન કર્યું. પૂજા પછી જ્યારે ચાંગદેવ ભોજન કરવા બેઠા, ત્યારે તેમણે શિષ્યો પાસે ઘીની વાડકી માગી. ત્યારે આ વેપારી શિષ્યો વાડકી ધોવા નદીકિનારે ગયા, શિવલિંગ ઉપર જે બિલિપત્ર અને ફૂલ ચઢેલાં હતાં તે જલદી જલદી દૂર કર્યાં અને વાડકી કાઢવા પ્રયત્ન કર્યો, પરંતુ તેમણે જોયું તો વાડકી તે પાર્થિવ લિંગમાં ઘણીજ નીચે દટાઈ ગઇ છે. આ ચમત્કાર જોઇને તેઓ ભયચકિત થયા અને ચાંગદેવને શરણે આવીને ક્ષમા માગવા લાગ્યા. ચાંગદેવે ઉદારતાપૂર્વક તેમને ક્ષમા આપી અને પોતાની તપોભૂમિ તરફ ચાલી નીકળ્યા. 'ભક્ત લીલામૃત'માં આ કથા કહીને મહીપતિ બુવા આગળ ઘાલતાં કહે છે કે 'ચાંગાની ભક્તિથી વાડકીના ભગવાન બની ગયા. ત્યારે ચાંગાનું વટેશ્વર નામ પડયું છે.' આ પ્રમાણે વાટી (વાડકી)–ઈશ્વર–વટેશ્વર–એ વટેશ્વરના–અર્થાત્ શંકરના ભક્ત જાણીને ચાંગદેવને લોકો 'ચાંગા વટેશ્વર' કહેવા લાગ્યા.

ચાંગા–વટેશ્વર સૂતાં–જાગતાં, ઉઠતાં–બેસતાં, કર્મ કરતાં કે વિશ્રામ કરતાં–કોઇ પણ સમયે–ક્ષણ વાર પણ શંકરને ભૂલ્યા નહોતા. શંકર ભગવાનની તેમણે અનહદ ભક્તિ કરી. આ ભક્તિના પ્રતાપથીજ વિષ્ણુસ્વરૂપ જ્ઞાનેશ્વર મહારાજનો તેમના ઉપર અનુગ્રહ થયો અને તેઓ મોક્ષ-પ્રસાદના અધિકારી થયા.

જ્ઞાનેશ્વર મહારાજે પૈઠણમાં પાડાની પાસે વેદમંત્ર બોલાવ્યા, એ કૌતુકભરી વાત જોતજોતામાં જળમાંનાં તેલનાં ટીપાંની પેઠે સર્વત્ર ફેલાઇ ગઇ. 'પ્રસન્ન રાઘવ'ના કર્તા જયદેવ કવિએ જેમ કહ્યું છે કે—

वार्ता च कौतुकवती विमला च विद्या
लोकोत्तरः परिमलश्च कुरङ्गनाभेः ॥
तैलस्य बिन्दुरिव वारिणि दुर्निवारं
एतत् त्रयं प्रसरति स्वयमेव भूमौ ॥१॥

અર્થાત્ "કૌતુકવાળી વાર્તા, વિમલ વિદ્યા, કુરંગનાભ (મૃગ)ની કસ્તૂરીની ગંધ—એ ત્રણે જળમાં તેલનાં બિંદુઓની પેઠે અટકયા સિવાય આપોઆપજ સર્વત્ર ફેલાઇ જાય છે."

પૈઠણથી નીકળેલો એક બ્રાહ્મણ યાત્રી યાત્રા કરતાં કરતાં નદી—નાવ—સંયોગથી ચાંગદેવના આશ્રમે પહોંચ્યો. ચાંગદેવના તેજઃપુંજ શરીરનાં દર્શન કરી તથા ત્યાં યાત્રીઓનો અત્યંત મેળો જોઇને બ્રાહ્મણને બહુ નવાઇ લાગી. જ્ઞાનેશ્વર મહારાજના યોગસામર્થ્યની હકીકતની પણ તેને ખબર હતી. ચાંગદેવ સમક્ષ તેના મુખમાંથી આ વાત નીકળી પડી: 'પૈઠણમાં થોડા સમય ઉપર આળંદીના જ્ઞાનેશ્વરે પાડા પાસે વેદમંત્ર બોલાવ્યા, તે સમયે હું ત્યાંજ હતો. તે પ્રસંગ 'न भूतो न भविष्यति' જેવો હતો. આવું યોગબળ બીજા કોઇનામાં પણ હોઇ શકે નહિ.' આથી ચાંગદેવે તે બ્રાહ્મણને જ્ઞાનેશ્વર મહારાજની બધી હકીકત પૂછી. તેણે પણ વિઠ્ઠલ પંતના જન્મથી શુદ્ધિપત્ર સુધીની બધી હકીકત અત્યંત પ્રેમથી કહી સંભળાવી. સાંભળીને ચાંગદેવને અહંકારમાં વિજળીનો આંચકો લાગ્યો. તેના હૃદયાકાશમાં આ ધ્વનિ ઉઠયો કે 'કાળને છેતરીને તું ચૌદસો વર્ષ જીવ્યો તો ખરો અને તેં સિદ્ધિઓ પણ ઘણી દેખાડી, પરંતુ આવું સામર્થ્ય તારામાં નથી.' ચાંગદેવે તરત પ્રાણાયામ કર્યા ને ચિત્તને એકાગ્ર કરીને બેસી ગયા.

સૂક્ષ્મ માર્ગથી તે જોવા લાગ્યા કે બ્રહ્માંડભુવનમાં શું થઈ રહ્યું છે. તેમણે જોયું તો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર આળંદીમાં અવતર્યા છે. ચાંગદેવને ઘણો આનંદ થયો અને તેમણે જ્ઞાનેશ્વરનાં દર્શન કરવા જવાની ઇચ્છા દર્શાવી.

ચાંગદેવને મસ્તકે અહંકારનુ ભૂત સવાર હતું, પરંતુ આ ભૂત સામાન્ય રીતે સુશીલ હતું. અહંકાર મનુષ્યના સદ્ગુણોને ઢાંકી દે છે, પરંતુ તેનો સમૂળો નાશ કરતો નથી. જ્યાં કોઇ વધારે યોગ્યતાવાળા પુરુષ મળે અને તેણે અહંકારનો એ પરદો દૂર કર્યો કે તરતજ તેનુ સ્વાભાવિક મનોહર સ્વરૂપ પ્રગટ થઈજ જાય છે. ચાંગદેવને પોતાનાં ચરણ પૂજાવવાની અને શિષ્યો ઉપર હુકમ ચલાવવાની ટેવ પડી ગઇ હતી. તેમણે કદી સ્વપ્નમાં પણ નહિ ધાર્યું હોય કે તેમના કરતાં કોઇ શ્રેષ્ઠ પુરુષ સંસારમાં હોઇ શકે છે. વેલણ જેમ નમતું નથી અથવા પથ્થર જેમ પીગળતો નથી, તેવોજ તેમનો સ્વભાવ અક્કડ બની ગયો હતો! સારા ગુરુ શિષ્યને સુધારે છે અને સારા શિષ્યો ગુરુને પણ સુધારી દે છે, તેજ પ્રમાણે કાચા ગુરુ શિષ્યોને બગાડે છે અને કાચા શિષ્યો પણ ગુરુને બગાડે છે. આ સર્વ પ્રકારનાં દૃષ્ટાંત સંસારમાં મળે છે. ચાંગદેવના અહંકારને તેમના શિષ્યોએ વધારી મૂકયો હતો. જ્ઞાનેશ્વર મહારાજનાં દર્શન કરવા જવાની ઇચ્છા ચાંગદેવને થઇ. પરંતુ તેમના શિષ્યોએ તેમને સમજાવ્યું કે "બીજાઓની કીર્તિ સાંભળીને પોતાના સ્થાનેથી બીજે જવું એ સ્થાનભ્રષ્ટ થવા જેવું, પોતાની મહત્તા ઓછી કરવા જેવું અને હલકા પડવાનું કામ છે." આ મંત્ર તેમના કાનમાં ફૂંકીને શિષ્યોએ પછી તેમની અત્યંત સ્તુતિ કરી. સ્તુતિને સ્વાભાવિક વશ થનારા, પોતાને સર્વ કંઇ સમજનારા ચાંગદેવ પર એ મંત્રે અમર કરી. જે સાત્વિક અંકુર તેના હૃદયમાં આ હતા તે તરતજ બળીને ભસ્મ થઈ ગયા. ચાંગદેવે જ્ઞાનેશ્વર મહારાજનાં દર્શન કરવા જવાનો વિચાર ત્યજી દીધો અને વિચાર્યું કે, શિષ્ય દ્વારા એક પત્ર તેમની પાસે

મોકલવો; પરંતુ પત્ર લખવામાં પણ અહંભાવ આડો આવ્યો. જ્ઞાનેશ્વર મહારાજને કેવી રીતે સંબોધન કરવું એજ તેના સમજ્યામાં આવતું નહોતું. જો તેમને 'ચિરંજીવ' લખવામાં આવે તો જે પોતાનાથી આટલા મોટા હોવાને કારણે પૂજ્ય છે, તેમનું અપમાન કરવા જેવું થાય છે. તે ખરાબર નથી; અને જો 'તીર્થરૂપ' લખે તો ૧૪૦૦ વર્ષની ઉંમરના અત્યંત વૃદ્ધ ૧૪ વર્ષના બાળકને આમ લખે, તો એ પણ બરાબર નથી અને વળી એ પોતાનુંજ મહત્ત્વ ઘટાડવા જેવું છે. આથી પત્રમાં કંઇ પણ ન લખવું–અર્થાત્ કંઇ સંદેશો પણ ન લખવો, માત્ર કોરો કાગળજ મોકલવો એજ ચાંગદેવે નક્કી કર્યું; અને શિષ્યોને કહ્યું કે, આ કાગળ એમને આપી આવો, ચારે ભાઇ-બહેનોને મારા નમસ્કાર કહેજો અને ગુપ્ત રીતે ખબર લાવો કે, જ્ઞાનેશ્વર કોની ઉપાસના કરે છે, તેમણે કેટલુ અધ્યયન કરીને ક્યાં ક્યાં સાધન કર્યાં છે, તેમનું યોગક્ષેમ કેવી રીતે ચાલે છે, કેવાં કેવાં તપ કર્યાં છે ઇ૦ શિષ્યો તે કોરો કાગળ લઈ આળંદી પહોંચ્યા. તે સમયે ચારે ભાઈ-બહેનો વાર્તાલાપ કરતાં હતાં. તે બ્રાહ્મણશિષ્યોને જોતાંજ જ્ઞાનેશ્વર મહારાજે તેમને પૂછયું કે "શું ચાંગદેવે મારી પાસે કોરોજ કાગળ મોકલ્યો છે?" આ સાંભળીને ચાંગદેવના શિષ્યો અત્યંત ચકિત થયા. તેમણે જાણ્યુ કે, અહીં તો કંઈ અજબ વાત છે! તેમણે 'મહારાજ! આપ બીજાઓના હૃદયની બધી હકીકત જાણનારા જ્ઞાનેશ્વર છો' એમ કહીને મહારાજને દંડવત્ કર્યા અને તે કોરો કાગળ તેમની સામે મૂક્યો. મુક્તાબાઇએ સ્વાભાવિક બાળસ્વભાવથી તે કાગળ ઉપાડી લીધો અને કહ્યું કે 'શું ચૌદસો વર્ષ તપ કરવા છતાં પણ હજી કોરાજ રહી ગયા?' આથી બધા હસી પડયા અને નિવૃત્તિનાથે ગંભીરતાપૂર્વક ચાંગદેવનુ બધું ચરિત્ર ત્યાંના સૌને સંભળાવ્યુ. વળી જ્ઞાનેશ્વર મહારાજને કહ્યું કે "સિદ્ધપણાના અભિમાનમાં અટકી પડેલા તથા અભિમાનથી પૂરેપુરા ઘેરાઈ ગયેલા અને બ્રહ્મજ્ઞાનની બાબતમાં તદ્દન કોરા

એવા આ ચાંગદેવને તમે એવો સારો પત્ર લખો કે તેમના અંતઃકરણને કંઇક બોધ થાય." ગુરુની આજ્ઞા થતાંજ જ્ઞાનેશ્વર મહારાજે ચાંગદેવને ૬૫ ઓવીઓનો એક પત્ર લખ્યો. તે પત્ર 'ચાંગદેવ પાસષ્ઠી' નામે પ્રસિદ્ધ છે.

## ચાંગદેવ પાસષ્ઠીનો ભાવાર્થ

'ચાંગદેવ પાસષ્ઠી'ની એ પાંસઠ ઓવીઓમાં જ્ઞાનેશ્વર મહારાજે ચાંગદેવને 'तत्त्वमसि' એ મહાવાક્યનો ઉપદેશ આપ્યો છે. આપણે અહીં સંક્ષેપમાં એ જોઇએ—

સ્વસ્તિ શ્રીવટેશુ જો લપોનિ જગદાભાસુ,
દાવી મગ ગ્રાસુ, પ્રગટલા કરી. ૧

અર્થાત્ શ્રીવટેશ (શિવ) કે જેઓ પોતે ગુપ્ત રહીને અખિલ વિશ્વને પ્રકાશિત કરે છે અને જે પ્રગટ થઇને અખિલ વિશ્વનો ગ્રાસ કરે છે–અર્થાત્ જેના અદર્શનમાં જગત દેખાય છે અને દર્શનમાં જગતનો લોપ થાય છે, તેમનું હમેશાં કલ્યાણ થાઓ.

પ્રગટે તંવ તંવ ન દિસે, લપે તંવ તંવ આભાસે,
પ્રગટ ના લપાલા અસે, ન ખોમતા જો. ૨

અર્થાત્ આત્મસ્વરૂપનો જેમ જેમ ઉદય થાય છે, તેમ તેમ નામરૂપાત્મક જગતનો લોપ થાય છે અને તેનું જ્ઞાન જેમ જેમ ઢંકાઇ જાય છે, તેમ તેમ નામરૂપાત્મક પ્રપંચ સત્ય પ્રતીત થાય છે. તો શું પ્રગટ થવું અને છુપાવું એ પણ આત્મસ્વરૂપના ધર્મ છે? ના, તેઓ પ્રગટ પણ નથી અને છુપાયેલા પણ નથી. વળી પ્રગટ થવાના અથવા છુપાવાના ધર્મથી તે કોઈ પણ રીતે લોપાતા નથી. આત્મસ્વરૂપ નિર્ધર્મ સ્વયંસિદ્ધ છે. બુદ્ધિમાં દેહાહંકારાદિ પ્રપંચનો ઉદય થાય છે, ત્યારે સ્વરૂપજ્ઞાન ઢંકાઇ જાય છે. ∴ બુદ્ધિમાં સ્વરૂપજ્ઞાનનો ઉદય થવાથી દેહ–અહંકાર વગેરે પ્રપંચ આપોઆપજ અદશ્ય થઇ જાય છે. એજ આશય છે. સ્વરૂપ અને જગતના છુપાવાના અને પ્રગટ

થવાના ખેલમાં એમ જણાય છે કે, જાણે આ બન્ને એક-બીજાથી ભિન્ન હોય તેથી બતાવતાજ નથી એમ નથી, નામ-રૂપાત્મક જગત અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન નથી, તદ્રૂપજ છે.

સોનેં સોનેપણા ઉણેં ન ચેતાંચિ ઝાલેં લેણેં;
તેંવિ ન વેંચતાં જગ હોણેં, અંગે જયા. ૪

અર્થાત્ સોનાના સોનાપણામાં કંઇ પણ કસર અથવા ઉણપ ન આવતાં જેમ તેનો અલંકાર બની શકે છે, તેજ પ્રમાણે પરબ્રહ્મના પૂર્ણત્વમાં કંઇ ઓછપ આવતી નથી અને તેજ જગત બની જાય છે. એ પહેલી ચાર ઓવી-ઓમાં જે સિદ્ધાંત બતાવ્યો છે, તેનેજ દૃષ્ટાંત વગેરે આપીને આગળની ઓવીઓમાં સમજાવ્યો છે. તરંગો–લહરિઓ-રૂપી વસ્ત્રો ખોલ્યા વિનાજ જળ ખુલ્લુંજ છે–અર્થાત્ લહેરોનું અંગરખું પહેરેલો સમુદ્ર તે અંગરખું ઉતાર્યા વિના, લહેરો અને સમુદ્ર મળીને જેમ જળજ છે, તેજ પ્રમાણે જગત આત્માથી ભિન્ન નથી. જગત અને આત્મા મળીને આત્માજ છે. (૫) પરમાત્માએજ વિશ્વરૂપ ધારણ કર્યું છે, વિશ્વ-સ્ફૂર્તિથી તે ઢંકાઇ જતું નથી. (૬) કળાઓના આવરણથી જેમ ચંદ્ર ઢંકાઇ જતો નથી અથવા અગ્નિ દીપકરૂપમાં આવીને તેનાથી ભિન્ન થતો નથી. (૭) તેજ પ્રમાણે જ્ઞાન-રૂપ આત્મા અવિદ્યાના નિમિત્તે દૃશ્ય અને દ્રષ્ટાના રૂપમાં વિરાજે છે, તો પણ આત્માપણામાં ભેદ થતો નથી અને સ્વતઃસિદ્ધ આત્મા જેમનો તેમજ રહે છે. (૮) જેમ કોઇ વસ્ત્ર હોય, તે કહેવાય છે તો વસ્ત્ર, પરંતુ સૂતર સિવાય બીજું કંઇ પણ નથી. (૯) એજ પ્રમાણે દૃશ્ય–દ્રષ્ટારૂપમાં જ્ઞાનરૂપ આત્મસ્વરૂપ એકજ છે. (૧૦) અલંકાર અને સોનું અથવા અવયવ અને અવયવી (૧૧) ના સમાન ગાયોપાધિ શિવથી જડ પૃથ્વી સુધી અનેક પદાર્થો જણાય છે તોપણ એક સંવિદ્ (આત્મા, પરમાત્મા, જ્ઞાન ગમે તે કહો)

ચિત્ર, ગોળ અને તેની મીઠાશ, વસ્ત્ર અને તેનુ પોત વગેરે દષ્ટાંતોથી પણ એજ સિદ્ધ થાય છે કે, સંવિદ્ અને વિશ્વ-સ્ફૂર્તિ અથવા આત્મા અને જગત જુદાં જુદાં નથી, પરંતુ આત્માજ જગતરૂપે પોતાનીજ સમક્ષ હાજર થયો છે. (૧૩ થી ૧૬) પ્રતિબિંબને લીધે બિંબને બિંબત્વ પ્રાપ્ત થાય છે, એજ પ્રમાણે જગત દશ્ય થવાથી આત્માને દ્રષ્ટાપણું પ્રાપ્ત થાય છે. (૧૭) તાત્પર્ય કે—

આપણાચિ આપુલા પોટીં, આપણયા દશ્ય દાવિત ઉઠી,
દ્રષ્ટા દશ્ય દર્શન ત્રિપુટી, માંડ તે હે. ૧૮

અર્થાત્ પોતેજ પોતાના પેટમાં પોતાની મેળે પોતા-નેજ દશ્ય બનાવીને બતાવે છે. દ્રષ્ટા, દશ્ય અને દર્શનની ત્રિપુટી આ રીતે જણાય છે અને પછી જુઓ કે—

દશ્ય જેથવાં નાહીં તેથવાં દષ્ટિ ઘેઊનિ અસે કાઈ?
આણિ દશ્યેવીણ કાંહીં દ્રષ્ટત્વ અસે? ૨૩

અર્થાત્ જ્યારે દશ્ય નથી, ત્યારે દષ્ટિ પણ કંઇ નથી. દશ્ય વિના દષ્ટત્વ ક્યાંથી ? દશ્યને લીધેજ દ્રષ્ટા અને દર્શન છે, દશ્યત્વજ જ્યારે નથી રહ્યુ ત્યારે દ્રષ્ટા અને દર્શન ક્યાં રહ્યાં ? તાત્પર્ય કે—

એકાચિ ઝાલીતી હોતી, તિન્હી ગેલિયા એકચિ વ્યક્તિ.
તરી તિન્હી ભ્રાન્તિ, એક પણ સાચ.

અર્થાત્ એકનાજ ત્રણ થયા—ત્રિપુટી થઇ. ત્રિપુટીના ગયા પછી એકનો એકજ રહ્યો, ત્યારે ત્રિપુટી ભ્રાંતિ છે અને એકત્વજ સત્ય છે. દર્પણમાં મુખ જોતા પહેલાં અને પછી મુખની જગાએ મુખજ રહે છે, ત્યારે મુખ દર્પણમાં જોતાં—પ્રતિબિંબ ભિન્ન દેખાવા છતા પણ મોં સિવાય ત્યાં બીજું છેજ શુ ? (૨૬) તેજ પ્રમાણે જગતની ઉત્પત્તિ પહેલાં તેમજ લય પછી જ્યારે આત્માજ રહે છે, ત્યારે જગતના ભાસ^નાઆપ^જાના સમયે પણ આત્મા સિવાય બીજું શુ હે રૂપ અને(૨૮) વીણા, મૃદગાદિ વાદ્યો સિવાય

પણ, ધ્વનિ અને કાષ્ઠાદિ પદાર્થો વિના પણ જેમ અગ્નિ સામાન્યપણે છે, તેજ પ્રમાણે દૃશ્યાદિ ત્રિપુટી વિના આત્મા પોતાની સત્તાથી રહે છેજ. (૨૯) તે પરમાત્મસત્તાનું કોઇ નામ રાખી શકાતું નથી, તેને કોઇ સાધનથી જાણી શકાતો નથી, પરંતુ તે છે એમાં કંઇ શંકા નથી. (૩૦) હે ચાંગદેવ ! એ વટેશ સાથે તો મૌન રહીનેજ બોલવું જોઇએ અને કંઇ પણ ન હોવા છતાં પણ સર્વ કંઇ બનવું જોઇએ– અર્થાત્ મોટા બનીને નહિ, પણ સ્વાભાવિક રીતેજ રહેવું જોઇએ. (૩૩) બોધ યાને આત્મજ્ઞાનનો એ આશ્રય–આધાર છે. (૩૪) તે નિરુપાધિ છે, એકરસ અને કેવળ છે. તે પરમાત્મસ્વરૂપ વટેશના તમે પુત્ર છો. કપૂરની ચક્તી જેમ કપૂરનો અંશ છે, તેજ પ્રમાણે તમે તેના અંશ છો. હવે ચાંગદેવ ! મારી ને તમારી વચ્ચે આત્માનુ જે ઐકય છે, તેનો સંવાદ સાંભળો. તમારો–મારો સંવાદ ડાબા હાથના જમણા હાથને મળવા જેવો છે. (૩૪)—

બોલેંચિ બોલ ઐકિજે સ્વાદેંચિં સ્વાદ ચાખિજે,
કાં ઉજિવડેં દેખિજે ઉજીડા જેંવિ. ૩૯
સોનિયા વરકલ સોનેં જૈસા, કાં મુખ મુખા હો આરિસા,
તુજમજ સંવાદ તૈસા, ચક્રપાણિ. ૪૦

અર્થાત્ શબ્દ વડે શબ્દ સાંભળવો, સ્વાદથી સ્વાદ ચાખવો, પ્રકાશથી પ્રકાશને જોવો, સોનાને સોના વડેજ કસવું, મુખજ મુખનું દર્પણ હોય એવોજ તમારો અને મારો સંવાદ છે.

સખયા ! તુજેની ઉદ્દેશેં લેટાવયા જીવ ઉલ્લાસે,
કીં સિદ્ધભેટી વિસકુસે ઐંસિયા મિહેં. ૪૨

અર્થાત્ વહાલા મિત્ર ! તમને મળવા માટે જીવમાં અત્યંત ઉલ્લાસ છે; પરંતુ આત્મરૂપથી તમે ને હું એકજ છીએ, તેથી મારૂં ને તમારૂં મળવું એ તો સહજ સિદ્ધજ છે. વ્યવહાર પ્રમાણે જો આજ મળવું હોય તો શંકા થાય છે કે, રખેને એ મિલનમાં કોઇ અગવડ ન આવે ! તમારાં

દર્શન કરવાની ઇચ્છા થાય છે, તો મન આત્મસ્વરૂપ તરફ દોડે છે. એથી દર્શનવ્યવહારજ સમાપ્ત થઇ જાય છે. (૪૩) કંઇક કરવું, બોલવું, કલ્પવું અથવા ના કરવું, ના બોલવું કે ના કલ્પવું એ બન્નેય વાતો તમારા સ્વરૂપમાં નથી રહેતી. (૪૪) બીજું ગમે તેમ હો, પણ તમારા સ્વરૂપમાં મારૂં હુંપણું રાખવાનું પણ મારાથી બનતું નથી. (૪૫) જે નીમક સમુદ્રનું ઉંડાણુ તપાસવા ગયું તે પોતાના આપોપાને ખોઇ બેઠું. (૪૬) તેજ રીતે તમે જે આત્મસ્વરૂપ છો, તે જોવા જતાં હુજ રહ્યો નહિ! અને 'જ્યારે હું ચાલ્યો ગયો, ત્યારે તું ક્યાંથી રહે?' (૪૭) ચાંગદેવ! 'હું ને તું વિનાનું જે મારૂં અને તમારૂં મિલન છે' તે તો છેજ. (૫૨) આ વિચાર દૃઢ કરો અને 'પોતાની જાતને સમજો'—અર્થાત્ પોતાનું સ્વસ્વરૂપ જુઓ. ચાંગદેવ! તને બીજી બે ઓવીઓમાંજ તાત્પર્ય બતાવું છું તે સાંભળ—

જ્ઞાનદેવ મ્હણે નામરૂપેં, વિણ તુઝેં સાચ આહે આપણપેં,
તેં સ્વાનંદજીવનપેં સુખિયા હોઈં. ૫૯
ચાંગયા પુઢતપુઢતી, ઘરા આલિયા જ્ઞાનસંપત્તિ,
વેદ્યવેદકત્વહી અતીતીં પદીં બૈસેં. ૬૦

અર્થાત્ જ્ઞાનેશ્વર કહે છે કે 'હે ચાંગદેવ! તમારૂં સત્યસ્વરૂપ નામ-રૂપાતીત છે; તે સ્વાનંદામૃતનુ સેવન કરીને સુખી થાઓ! ચાંગદેવ! તમને ફરી ફરીથી કહું છું કે, આત્મજ્ઞાનરૂપ ઐશ્વર્ય તમારે ઘેર આવ્યું છે. તેથી વેદ્ય (જાણવાનો વિષય) અને વેદક (જ્ઞાતા)નું ઉભયભાવાતીત જે નિજપદ છે, તેના ઉપર તમે વિરાજમાન થાઓ.'

આટલો બોધ આપીને ઉપસંહારમાં જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, આત્માનુભવનું આ રસપ્રદ ભોજન મારી નિવૃત્તિ માતાએ મને આપ્યું છે. (૬૧) આ પત્રરૂપી ગ્રંથની ફળશ્રુતિ મહારાજ બતાવે છે—

એવં જ્ઞાનદેવ ચક્રપાણી ઐસે, દોન્હી ડોલસ આરિસે,
પરસ્પર પાહતાં કૈસે મુકલે જોા! ૬૨

અર્થાત્ વક્તા અને શ્રોતા બન્ને એકબીજાને માટે આંખોવાળાં દર્પણ થયાં: એકબીજાને એવા જોવા લાગ્યા કે બન્ને મુક્ત થઇ ગયા.

આજ ફળ ગ્રંથના વાચકોને પણ પ્રાપ્ત થશે.

તિયેપરી જોઈયા, દર્પણ કરીલ ઓવિયા,
તો આત્મા એવઢિયા, મિળેલ સુખા. ૬૩

અર્થાત્ તેજ પ્રમાણે એ ઓવીઓને જે પોતાનું દર્પણ બનાવશે, તે પણ આત્મવત્ મહાન સુખને પ્રાપ્ત થશે.

આ પ્રમાણેનો મહાજ્ઞાનથી ભરપૂર એ પાંસઠ ઓવીઓનો પત્ર ચાંગદેવના શિષ્યોએ ચાંગદેવના હાથમાં આપ્યો. આત્મજ્ઞાન શું છે, એની કંઇજ ખબર ચાંગદેવને નહોતી. એથી આ પત્ર વાંચીને તેમને કંઇ જ્ઞાન થયું નહિ. તેમણે ઘણાજ ઠાઠમાઠપૂર્વક જઇને જ્ઞાનેશ્વરને મળવાનો નિશ્ચય કર્યો. કહે છે કે, ચાંગદેવે પોતાના ૧૪૦૦ શિષ્યોને સાથે લીધા હતા. પોતે પીળા રંગના સિંહ ઉપર સ્વાર થઇને હાથમાં સાપનો ચાબુક લઇને તૈયાર થયા અને જ્ઞાનેશ્વર મહારાજને મળવા ચાલ્યા. સિંહના શરીર ઉપરના એ કાળા ડાઘ, એનાં એ ભયંકર જડબાં, એની એ બહાર નીકળેલી લાલ લાલ જીભ અને શિકારનાં હાડકાંને કડાકડ તોડવા કડકડી રહેલા એ મજબૂત દાંત—આ ભયંકર દશ્ય જોઇને જોનારાઓનાં રૂવાં ઉભાં થતાં હતાં. આવા ભયંકર ઘાતકી પશુની પીઠ ઉપર સ્વાભાવિક લીલાથી વિરાજમાન ચાંગદેવની ભવ્ય ભીષણ મૂર્તિ, તેમના મસ્તક ઉપરની એ જટા, તેમનાં લાલ નેત્ર, ગળામાં પહેરેલી રુદ્રાક્ષની માળા, એક હાથમાં ત્રિશૂળ અને બીજા હાથમાં સાપનો ચાબૂક—આ દશ્ય જોઇને કાળને પણ ગમ ખાઈ જવી પડી હશે ! આવા ઠાઠમાઠવાળી ચાંગદેવની સવારી આળંદી સુધી જઇ પહોંચી. તેમના શિષ્યોએ આગળ જઇને જ્ઞાનેશ્વરને ખબર આપ્યા. તે સમયે જ્ઞાનેશ્વર મહારાજ નિવૃત્તિનાથની સાથે પોતાના

ઘરના* ઓટલા ઉપર બેઠાબેઠા સુખપૂર્વક વાતચીત કરતા હતા. તેમની પાસેજ સોપાનદેવ અને મુક્તાબાઈ પણ તડકો ખાતાં બેઠાં હતાં. નિવૃત્તિનાથે કહ્યું કે, ચાંગદેવ જેવા મોટા મહંત મળવા આવે છે, તો આપણે પણ તેમને લેવા માટે એક માઇલ સુધી જવું જોઇએ. અને તરતજ જ્ઞાનેશ્વર મહારાજે જડ ઓટલાને ચાલવાની આજ્ઞા આપી. 'ચાલ' કહેતાંજ તે ઓટલો ચેતન પ્રાણીની પેઠે ઝડપથી ચાલવા લાગ્યો. સામે સિંહ ઉપર સવાર થયેલા ચાંગદેવ આવતા હતા અને આ બાજુથી આપણા બાલસંતો ઓટલા ઉપર બેસીને તેમને લેવા માટે જતા હતા. આ દ્રશ્ય જે આંખોએ જોયું હશે, તે આંખો આનંદાશ્ચર્યથી ભીની થઇ હશે ! એક બાજુથી ૧૪૦૦ વર્ષનો વૃદ્ધ તપસ્વી યોગનું સમસ્ત ઐશ્વર્ય ધારણ કરીને સિંહ ઉપર સવાર થઇને દોડતા આવે છે અને બીજી બાજુ લગભગ ૧૪ વર્ષની ઉંમરવાળા, પરંતુ પોતાના આત્મજ્ઞાનની સહજ સ્થિતિમાં રંગાયલી ચાર બાલ બ્રહ્મમૂર્તિ જડ ઓટલાને ચલાવતી તેમના સત્કાર માટે જાય છે ! આ અપૂર્વ દ્રશ્ય જોઇને આકાશમાંનાં દેવ-દેવીઓને પણ અત્યંત કુતૂહલ થયું હશે ! યોગવિદ્યા અને આત્મવિદ્યાના પરસ્પરના બળાબળનો નિર્ણય ફરી એક વાર શ્રી સિદ્ધેશ્વર સમક્ષ આળંદીના મેદાનમાં થવાનો હતો. શ્રેષ્ઠ કોણ—જ્ઞાની, ભક્ત કે યોગી ? એજ એ પ્રશ્ન સંસાર સમક્ષ આજે ઉકેલાવાનો હતો. ચાંગદેવ કેવળ યોગી હતા અને તેમણે પણ સંસારને યોગસિદ્ધિના ચમત્કાર બતાવ્યા હતા. બન્નેની વચ્ચે જે અંતર હતું તે અહંકારનું હતું. ચાંગદેવ અહંકારથી ફૂલાઇ ગયેલા હતા અને જ્ઞાનદેવના દેહાદિ ક્ષુદ્ર અહંકારની તો શી વાત કરવી, 'अहं ब्रह्मास्मि' ના પરમ અહંકારને પણ પી ગયા હતા. ચાંગદેવ વિદ્વાન, તપસ્વી અને યોગી હતા; પરંતુ જે સ્વરૂપાનુભવની સાથે

---

* આ ઘરની જમીન આળંદીમાં જ્ઞાનેશ્વરના દેવાલયથી ૧૦–૧૫ ઘર દૂર છે. ત્યાં હવે ખેતર છે અને બહાર એક તુલસીનું વૃંદાવન છે.
—મૂળલેખક

અહંકાર વગેરે બધા વિકારો નાશ પામી જાય છે, તે સ્વરૂપાનુભવ–આત્માનુભવ નહિ હોવાથી અહંકારી બની ગયા હતા. જ્ઞાનેશ્વરે 'ચાંગદેવ પાસષ્ઠી' વાળો પત્ર ચાંગદેવ પાસે મોકલ્યો, પરંતુ અહંકારથી તે તેમાંથી કંઇ બોધ ગ્રહણ કરી શક્યા નહિ. સદ્વૈદ્યનું કામ રોગીનો રોગ દૂર કરવાનું છે અને પછીજ પૌષ્ટિક અન્ન આપીને બળવાન બનાવવાનું છે. તે પ્રમાણે ચાંગદેવનો અહંકાર પહેલાં દૂર કરીને તે પછીજ તેને આત્મજ્ઞાન કરાવવાનું ચાંગદેવના ગુરુનું કામ હતું. જ્યાં સુધી અહંકાર નાશ પામતો નથી, ત્યાં સુધી આત્મજ્ઞાન ગળે ઉતરતું નથી અને અહંકારને મારનાર ગુરુજ હોય છે! અને ગુરુ પણ એજ હોય છે કે જે શિષ્યમાં જે જે ગુણ હોય તે તે ગુણોમાં તો ગુરુ હોયજ. વળી તે સાથે સ્વાત્મદાન સમર્થ પણ હોય. આવા સમર્થ ગુરુ ચાંગદેવના સદ્ભાગ્યથી તેમની પાસે ચાલ્યા આવતા હતા. ન તો ચાંગદેવ કેવળ યોગી આગળ નમી પડે તેવા હતા કે ન તો કેવળ આત્મજ્ઞાની સમર્થ ગુરુને શરણે પણ તેઓ જઇ શકે તેમ હતા. તેમને યોગવિદ્યામાં જીતે અને વળી આત્મજ્ઞાન કરાવવામાં પણ સમર્થ હોય તેવા ગુરુની તેમને જરૂર હતી. પરમેશ્વરે આવાજ ગુરુને તેમની પાસે મોકલ્યા. સિંહની પીઠ ઉપર સવાર થયેલા અને હાથમાં ચાબુકવાળા ચાંગદેવ પૂણ ઠોળ–દમામથી જ્ઞાનદેવને મળવા આવ્યા, પરંતુ જ્યારે તેમણે જોયું કે જડ ઓટલો સામેથી ચાલ્યો આવે છે અને જ્ઞાનદેવ પોતાનાં ભાઇ–બહેનોની સાથે તેના ઉપર બેઠા બેઠા આનંદપૂર્વક વાતો કરી રહ્યા છે, ત્યારે તો તેમને અત્યંત આશ્ચર્ય થયું અને પછી ધીરે ધીરે તેમનો અહંકાર ગળવા લાગ્યો. સિંહ અને સાપ જેવાં ભયંકર પ્રાણીઓ ઉપર તેઓ અમલ ચલાવી શકતા હતા, પરંતુ જડ વસ્તુ પર હુકમ ચલાવવાની કળા તેમનામાં નહોતી. સિંહ અને સાપ સચેતન પ્રાણી છે, તેઓમાં મન, બુદ્ધિ અને ઇચ્છાશક્તિ છે. આથી પોતાની ઇચ્છાશક્તિને અત્યંત પ્રબળ કરીને સિંહ જેવા ક્રૂર પશુને

પણ પોતાને વશ કરવાં એ અસંભવિત નથી; પરંતુ નિર્જીવ જડ માટી અને પથ્થરના બનેલા ઓટલાને ચલાવવો એ યોગની શક્તિથી પણ પર છે. આવી શક્તિ ચાંગદેવમાં નહોતી. અને તેમણે પોતાની નજરે જોયું કે, એ શક્તિ જ્ઞાનેશ્વરમાં છે. આથી તેમનો અહંકાર ઉતરી ગયો, તેઓ હતાશ અને બળહીન બની ગયા. હવે ચાંગદેવના શરીરમાં પોતાનું કંઈ ચાલતું નથી એમ જાણીને તેણે ચાંગદેવના હૃદયમાંથી પોતાના ડેરાતંબુ ઉઠાવ્યા. ચાંગદેવનું હૃદય કોમળ થયું. રજસ્-તમસ્‌થી દબાયેલો સત્વગુણ હવે જોર કરીને ઉપર આવ્યો અને રજસ્-તમસ્ દૂર ચાલ્યા ગયા. સત્વગુણના સ્વાભાવિક ધર્મ તેમના તન, મન અને પ્રાણમાં પ્રગટ થયા. તેમનાં નેત્ર નિર્મળ થઈ ગયાં. નેત્રોમાંથી પ્રેમાશ્રુની ધારાઓ વહેવા લાગી, શરીર રોમાંચિત થયું, કંઠ રૂંધાઇ ગયો. લાગ્યું કે જાણે વિશ્વબ્રહ્માંડના આ પંચભૌતિક વિસ્તારને ફેલાવનારા સ્વયં પરમાત્માજ સામેથી આવે છે અને જ્યારે જ્ઞાનેશ્વર મહારાજ અત્યંત નજીક આવી પહોંચ્યા, ત્યારે ચાંગદેનો દેહ, કે જેમાંથી દેહભાવ નીકળી ગયો હતો, સિંહની પીઠ ઉપરથી નીચે ઢળી પડયો અને તદ્દન નજીક આવીને ઓટલા હેઠળ પડયો! જ્ઞાનેશ્વર મહારાજ સાક્ષાત્ વિષ્ણુ ભગવાનના અવતાર હતા. તેમનાં દર્શન પામીને કોઇ સાચા ભક્તનો દેહભાવ રહીજ શકે તેમ નહોતું. આથી ચાંગદેવના અંતઃકરણનું રૂપાંતર થઇ ગયું. હવે ચાંગદેવ પહેલાંના ચાંગદેવ રહ્યા નહિ. યોગી ચાંગદેવ હવે ભક્ત બની ગયા હતા. જ્ઞાનેશ્વર મહારાજ ઓટલા ઉપરથી નીચે ઉતર્યા. તેમણે ચાંગદેવના શરીર અને આંખો ઉપર પોતાનો હાથ ફેરવ્યો. શ્રીગુરુના હસ્તકમળનો સ્પર્શ થતાં ચાંગદેવના હૃદયાકાશમાં જ્ઞાનસૂર્યનો ઉદય થયો. ચાંગદેવના હૃદયમાં જ્ઞાનદેવ આવીને બેસી ગયા.

ધુળિયાની 'સત્કાર્યોત્તેજક સભા' સમર્થ શ્રીરામદાસ સ્વામી અને તેમના સંપ્રદાયના સંતો તથા કવિઓના ગ્રંથો પ્રસિદ્ધ કરવાનું સત્કાર્ય કેટલાંય વર્ષોથી બરા-

બર કરી રહી છે. આ સભાએ 'દાસ વિશ્રામ ધામ' નામનો સમર્થના ચરિત્ર સંબંધે જે ગ્રંથ પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે તેના સત્તરમા અધ્યાયમાં જ્ઞાનેશ્વર મહારાજનું ચરિત્ર આવે છે. એમાં ચાંગદેવ અને જ્ઞાનદેવના સંવાદનું એક ઘણુજ સુંદર પદ મારા મિત્ર શંકરરાવ દેવે મને બતાવ્યું હતું. આ પદનો અનુવાદ અત્રે આપીએ છીએ.

(મૂળ મરાઠી પદ્યમાં છે તેનો અહીં સંવાદરૂપમાં ગદ્યાનુવાદ આપવામાં આવે છે.)

**ચાંગદેવ**—નાના બાળક! જલદી આવ. આ મહત્તા તને કયાંથી પ્રાપ્ત થઈ? તું તો નાનકડા બાળક જેવો જણાય છે!

**જ્ઞાનદેવ**—બ્રહ્મ શું નાનો-મોટો પણ હોય છે?

**ચાંગદેવ**—બ્રહ્મ શું છે તે તું જાણે છે?

**જ્ઞાનદેવ**—ઘટ ઘટમાં તો તે ભરેલો છે. એમાં ભેદ કયાંથી? એજ વાત ચારે વેદ કહે છે.

**ચાંગદેવ**—તારો ભેદભાવ કેવી રીતે નાશ પામ્યો?

**જ્ઞાનદેવ**—સદ્‌ગુરુએ જ્ઞાન આપવાથી.

**ચાંગદેવ**—મારા મિત્ર, જ્ઞાન કેવું હોય છે?

**જ્ઞાનદેવ**—રે ગાંડા! આત્મસ્વરૂપમાં જોઇ લે.

**ચાંગદેવ**—નાનકડો બાળક ને આટલો બુદ્ધિમાન?

**જ્ઞાનદેવ**—આવડા મોટા થઇને આવી નાની વાત?

**ચાંગદેવ**—શું મારૂં મન નાનું થઇ ગયું છે?

**જ્ઞાનદેવ**—અજ્ઞાનથી ગર્વ આવી ગયો છે!

**ચાંગદેવ**—આ ગર્વ કેવી રીતે નીકળશે?

**જ્ઞાનદેવ**—સદ્‌ગુરુનું દાસત્વ કર.

**ચાંગદેવ**—સદ્‌ગુરુની કૃપા શું તનેજ પ્રાપ્ત થઇ છે?

**જ્ઞાનદેવ**—તે તો ભૂતમાત્રમાં ભરેલી છે અને તેમ

છતાં બાકી છે.

ચાંગદેવ—ત્યારે બીજાઓને (પ્રાપ્ત થતી નથી તેમને) યમરાજ કેમ ખેંચીને લઈ જાય છે?

જ્ઞાનદેવ—તેઓ અવિશ્વાસમાં ડૂબેલા છે તેથી.

ચાંગદેવ—શું વિશ્વાસ એજ સાર વસ્તુ છે?

જ્ઞાનદેવ—પુરાણોનો તો એજ નિશ્ચય છે.

ચાંગદેવ—જો હું સદ્‌ગુરુને શરણે ન જાઉં તો?

જ્ઞાનદેવ—તો ચોરાશીના ચક્કરમાં પડશો!

ચાંગદેવ—વૃદ્ધ થયા પછી ભક્તિ કરૂં તો?

જ્ઞાનદેવ—પરંતુ આયુષ્ય શું તારી આજ્ઞા માનશે?

ચાંગદેવ—ઠીક, તો ભજન કયે વખતે કરવું જોઇએ?

જ્ઞાનદેવ—સોઽહં મંત્રમાં કંઇ બંધન નથી.

ચાંગદેવ—જપ કયે દિવસે કયા મુહૂર્તમાં કરવા જોઇએ?

જ્ઞાનદેવ—એમાં દિવસ અને રાતનો કંઈ મેળ નથી.

ચાંગદેવ—આ રીતે ઓ બાળક! બતાવ તો ખરો કે, કેટલા લોકો તર્યા?

જ્ઞાનદેવ—ઓ તદ્દન ગમાર! એની કંઇ ગણત્રીજ નથી, તું તો જવાબ ઉપર જવાબ આપતો જાય છે; જે કોઈ ન કહે તેવી વાતો કહ્યે જાય છે! ચૂપ રહે, નહિ તો દંડાથી ખબર લઇશ, તારૂં બધું અજ્ઞાન ભગાડી દઇશ. મારો ને તારો બહુ વાદ થયો. પાંચે બાળકોએ ભારે કોલાહલ મચાવ્યો!

ચાંગદેવ—પાંચ બાળક કોનાં?

જ્ઞાનદેવ—આત્મારામ મિત્રમાં.

ચાંગદેવ—શું આ બધો ખેલ એનોજ છે?

જ્ઞાનદેવ—હા, ખેલ ખેલતો છતો પણ તે અળગો છે.

**ચાંગદેવ**—આ ખેલ તેં કેવી રીતે જાણ્યો ?

**જ્ઞાનદેવ**—નિવૃત્તિદેવનો પ્રસાદ ફળ્યો !

ચાંગદેવનો ગર્વજ્વર ઉતર્યો અને તે જ્ઞાનેશ્વર મહારાજનો સત્સંગ કરવા લાગ્યા. ચારે ભાઈ-બહેન તેમના ઉપર અત્યંત પ્રેમ કરવા લાગ્યાં. સત્સંગનું એવું પરિણામ આવ્યું કે તેમનું મન અંતર્મુખ થઇ ગયું. હરિપાઠમાં કહ્યું છે કે—

"યોગ-યાગ-વિધિથી કોઇને સિદ્ધિ મળતી નથી. એ નકામી ઉપાધિઓ અને દંભ-ધર્મ છે. એ તો નક્કીજ છે કે, ભાવ વિના દેવદર્શન થતાં નથી. ગુરુ વિના અનુભવની વાત કેવી રીતે સમજાય ? તપ વિના ભગવાન, દાન વિના લાભ, એકાંત પ્રેમ વિના હિત કોણ બતાવી શકે ? જ્ઞાનદેવ કહે છે કે—સર્વ દૃષ્ટાંત એજ બતાવે છે કે, સંતોનો સંગજ તરણોપાય છે."

જ્ઞાનેશ્વર મહારાજનો આ ઉપદેશ તેમને બરાબર સમજાઇ ગયો. અને તે બીજી બધી ઉપાધિઓ તજીને તેમનાંજ ચરણોમાં રહીને તેમની પૂર્ણ કૃપાની રાહ જોવા લાગ્યા. જ્ઞાનેશ્વરાદિ ભાઇ-બહેન પૂર્ણ બ્રહ્મનિષ્ઠ હોવા છતાં પણ સગુણોપાસક હતાં. અખંડ હરિ-ભજન, નામસ્મરણ અને કથા-કીર્તનમાં પોતાનો સમય ગાળીને જગતને આત્મોદ્ધારનો માર્ગ બતાવતાં હતાં. ચાંગદેવે આ માર્ગ પકડયો અને તે પણ નામરંગમાં રંગાઈ ગયા. તેમના શિષ્ય થોડાક સમયસુધી તેમની સાથે હતા. એમને ભારે આશ્ચર્ય થતું હતું કે, અમારા ગુરુ ગુરુપણું છોડીને જ્ઞાનેશ્વરના શિષ્ય બની ગયા ! ચાંગદેવનું મન પણ શિષ્યોની ઉપાધિથી હવે ઉપરામ થઇ ગયું હતું. તેમના મનની આવી સ્થિતિ જોઇને જ્ઞાનેશ્વર મહારાજે એક એવો ઉપાય શોધી કાઢયો કે તેથી બધા શિષ્યો ત્યાંથી ભાગી ગયા. ચાંગદેવ ઘણી વાર જ્ઞાનેશ્વર મહારાજને પ્રાર્થના કર્યા કરતા હતા, કે '.પાંસઠી 'નો અર્થ મને સમજાવો; પરંતુ મહારાજ

'હજુ સમય આવ્યો નથી,' એમ વિચારીને લંબાવ્યે જતા હતા. એક વાર ચાંગદેવ બહુજ પાછળ પડયા (હઠ પકડી) ત્યારે મહારાજે કહ્યુ કે "પાંસઠીનો અર્થ તો હું તમને સમજાવીશ, પરંતુ તેને માટે પહેલાં એક જીવતું બલિદાન આપવું પડશે." ચાંગદેવે પોતાના શિષ્યોને પૂછ્યુ કે "તમારામાંથી કોઈ તૈયાર છે કે જે મારે ખાતર પોતાનુ બલિદાન દે ? જો કોઇ તૈયાર હોય તો તે સવારે મારી પાસે આવે." આ સાંભળતાંજ શિષ્યોના પ્રાણ ઉડી ગયા. ગુરુને ખાતર પોતાના પ્રાણદાન દેનારો શિષ્ય એ ભોજન ભટ્ટોમાં કયાંથી મળે ? સંતોની સાથે રહેનારાઓને કબીર સાહેબ કહે છે કે, એકસાથે ત્રણ લાભ થાય છે—(૧) લોકો ચરણ પૂજે છે, (૨) ઉત્તમ ભોજન મળે છે અને (૩) અંતે વૈકુંઠલોકની પ્રાપ્તિ થાય છે—

> સંત મિલનકે તીન ગુન હરકોઈ લાગે પૉવ,
> ખાનેકો મિષ્ટાન્ન મિલે આખિર વૈકુંઠહિ જૉવ.

વૈકુંઠ તો કોઇકજ પામે છે, પરંતુ સંતો સાથે રહેવાથી મિષ્ટાન્ન તો બધાજ ચેલાઓને મળે છે. ચાંગદેવની પાસે આવા ભોજનના સાથીદાર શિષ્યો ભેગા થયા હતા, પરંતુ ચાંગદેવની આ વાત સાંભળીને એકેએકે તેઓ બધા અગિયારા ગણી ગયા. એક પણ શિષ્ય પાસે રહ્યો નહિ. જ્ઞાનેશ્વર મહારાજે એવો ઉપાય કર્યો કે ચૌદસો શિષ્યોમાંથી એક પણ રહ્યો નહિ, અને આ રીતે ચાંગદેવના બધા પાશ છેદાઈ ગયા. કામ વખતે એક પણ શિષ્ય કામ ન આવ્યો એ જોઇને ચાંગદેવે જ્ઞાનદેવને કહ્યુ કે—

> તનુમન આણી સિદ્ધીચેં ધન, યાંસહિત આલોં શરણ,
> અસત્ય અસેલ હેં વચન, તરી અંતઃકરણ જાણતસાં.
> (ભક્તલીલામૃત, અ० ૫-૧૫૦)

અર્થાત્ "તન, મન અને સિદ્ધિઓના સંપૂર્ણ ધન સાથે હું આપને શરણે આવ્યો છું. આ વચન અસત્ય હોય તો આપ અંતઃકરણને જાણો છો."

ચાંગદેવે કહ્યું કે "બીજાની શી જરૂર છે? હું મારા જીવનું બલિદાન આપું છું." ચાંગદેવના મુખેથી આ વચન સાંભળતાંજ જ્ઞાનેશ્વર મહારાજે કહ્યું: "મેં પણ કોઈ બીજું બલિદાન નહોતું માગ્યું, તમારા જીવનું બલિદાન આપો એટલે પાંસઠીનો અર્થ તમારા સમજવામાં આવશે; એજ મારો આશય છે. જે જીવભાવ છોડી દેશે, તેજ પાંસઠીનો અર્થ જાણશે અને પોતાના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરશે. હવે તરતજ મુક્તાબાઈ તમને પાંસઠીનો અર્થ સમજાવશે, કેમકે તમારા ગુરુ થવાનું માન એનેજ છે."

આ પછી એક દિવસ મુક્તાબાઈ પોતાની સહજ સ્થિતિમાં–અર્થાત્ નગ્ન સ્થિતિમાં સ્નાન કરતી હતી ત્યારે અચાનક ચાંગદેવ ત્યાં જઇ પહોંચ્યા. મુક્તાબાઇને જોતાંજ તે શરમિંદા થઇને મસ્તક નીચું નમાવી સંકોચાઇને ત્યાંથી જવા લાગ્યા. આ જોતાંજ મુક્તાબાઇએ કહ્યું 'ફટ ભુંડા!' આ શબ્દ સાંભળીને ચાંગદેવ ચાલ્યા ગયા! મુક્તાબાઈ જ્યારે સ્નાન કરી રહ્યાં ત્યારે ચાંગદેવે તેને પૂછ્યું: "મારા વર્તનમાં શું કોઈ ભૂલ થઈ કે આપે મને 'ફટ ભુંડા' એવું કહ્યું?" આનો મુક્તાબાઇએ જવાબ આપ્યો કે—

જરી ગુરુકૃપા અસતી તુજવરી, તરી વિકાર ન યેવાં અંતરીં.
ભિંતીશ કોનાડે તૈશિયા પરી, માનૂની પુઢેં યે તાસી. ૨૦૯
જનીં વનીં હિંડતાં ગાય, વસ્ત્રે નેસત અસતી કાય.
ત્યા પશૂ એશીચ મી પાહે, તુજ કાં નયે પ્રત્યયા! ૨૧૦
(ભક્તવિજય–અધ્યાય ૨૨)

અર્થાત્ "જો તારા ઉપર ગુરુકૃપા થઇ હોત તો તારામાં આવો વિકાર ન થાત. દિવાલમાં જેમ તાકાં હોય છે, એમ જાણીને તું સામે આવત. લોકોમાં અને વનમાં ગાયો ફરે છે તે શું કપડાં પહેરીને ફરે છે? એ પશુ જેવીજ મને જોવાનો અનુભવ તને કેમ નથી થતો?"

આ ઉત્તર સાંભળીને ચાંગદેવ મનોમન ઘણાજ શરમાયા અને તેમની બુદ્ધિ ઉપર બ્રહ્માંડને પી ગયેલાં મુક્તા-

બાઈની વાસ્તવિક યોગ્યતાનો પ્રકાશ પડયો તથા પોતાની વૃત્તિના આ સંકોચ ઉપર તેને અત્યંત ખેદ થયો. તેમણે જાણ્યું કે, આ ચારે ભાઈ-બહેન પૂર્ણત્વને પામેલાં છે અને હું ઘણીજ નીચી પાયરી પર ઉભેલો છું. હવે ગુરુકૃપાનું મહત્ત્વ પણ તેમના સમજવામાં આવ્યું. જ્ઞાનેશ્વર મહારાજની આજ્ઞાથી મુક્તાબાઈએ ચાંગદેવને મહાવાકયનો ઉપદેશ કરીને કૃતાર્થ કર્યા તથા પાંસડીનો અર્થ સમજાવીને તેમને સ્વાનંદસામ્રાજ્ય પદે બેસાડી દીધા. પરિણામે ચાંગદેવ જીવનમુક્તની દશાનો આનંદ ભોગવવા લાગ્યા. મુક્તાબાઈએ ચાંગદેવને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપીને અદ્વૈતભક્તિસુખના અધિકારી બનાવ્યા. આ વાતના અનેક ઉલ્લેખ મુક્તાબાઈ અને ચાંગદેવના અભંગોમાં મળે છે. જે વડ નીચે ચાંગદેવને જ્ઞાન પ્રાપ્ત થયું, તે વડના ઝાડને 'વિશ્રાંતિ વડ' કહે છે. આ વૃક્ષ નગરપરિક્રમાના રસ્તા પર છે. ચાંગદેવ જેવા વૃદ્ધ અને જડ યોગીને જે મુક્તાબાઈએ આત્મજ્ઞાન આપ્યું તે તો હજી જુવાનીને ઉંબરે પગ મૂકતી હતી! આવી ઉમરમાં એનો આવો વિષય-વૈરાગ્ય, સમચિત્તત્વ, સ્થિતપ્રજ્ઞપણું અને અખંડ બ્રહ્મસ્થિતિનું ધ્યાન કરવાથી 'न प्रभातरलं ज्योतिरदेति वसुधातलात्' આ કાળિદાસની ઉક્તિનું સ્મરણ થઇ આવતાં એજ નિશ્ચય થાય છે કે, આ ગુણ દૈવી વિભૂતિઓમાંજ હોય છે. મુક્તાબાઈના અભંગોમાં જ્યાં-ત્યાં ચાંગદેવને (બેટા ચાંગા) કહ્યા છે. મુક્તાબાઈએ ચાંગદેવને બોધ આપ્યો તેનાં પણ ચિહ્નો એ અભંગોમાં મળે છે. તેમણે પોતે એક સ્થળે કહ્યું પણ છે કે "મુક્તા માતાએ હાથ વડે નેત્રોમાં અંજન આંજ્યું અને ચાંગાએ નિધાન(પરમાત્મા)નો ઉપદેશ પ્રાપ્ત કર્યો." ચાંગાને પારણામાં પોઢાડીને મુક્તા માતા ગીત ગાય છે—

(૧)

નિર્ગુણની ડાળીએ પારણું બાંધ્યું. ત્યાં મુક્તાબાઈનો પુત્ર સૂઇ ગયો. સૂઈ જા, સૂઇ જા, મારા બાળ! હવે હઠ, ન કર, લે હું અનાહત તાળી વગાડું છું. ત્યાં નથી તો

નિદ્રા, નથી તો જાગૃતિ, ઉન્મનીના ભોગમાં લક્ષ્યને ભેદીને નિશ્ચિંતપણે સૂવાનું છે. પારણું તૈયાર કરીને પવનની દોરીથી મનને તેમાં બાંધી નિઃસંશય થઇને પ્રાપ્ત કરી લો. એકવીસ હજાર ને છસો વાર હમેશાં જે (અજપા જપ) ચાલી રહ્યો છે, તેને પણ પોતાની દૃષ્ટિમાં સ્થિર કરો. અહીં નથી તો નિદ્રા, નથી તો જાગૃતિ; અહીં સૂવાનું કેવું? મુક્તાબાઇ કહે છે, ચાંગિયા! હવે તો પાર ઉતરવાનું છે.

(૨)

તે સગુણ પણ નથી, નિર્ગુણ પણ નથી; તે શબ્દાતીત છે. ત્યાં મારા વહાલા પુત્ર, તું સૂઈ જા. આ પારણું હૃદયકમળમાં બાંધ્યું છે, તેની પાસે મુક્તા માતા બેઠી બેઠી હાલરડાં ગાય છે શાંતિ, ક્ષમા, વિદેહ ઇત્યાદિ કહીને તેનું વર્ણન કરે છે, તેનું નામ પાડે છે, પણ તે તો અદ્વૈત છે. વટેશ્વરસૂત ચાંગા અવધૂત છે, મુક્તા માતા તેને જ્ઞાનદૃષ્ટિથી શાંતિ આપે છે.

(૩)

ભાવપૂર્વક ભક્તિ કરીને વૈરાગ્ય મેળવશો તો બ્રહ્મ સુખ પામશો. જ્ઞાનતત્ત્વમા બેસીને વિચાર કરો કે નિર્ગુણમાં નિરામય આકાર છે. મારા ચાંગિયા! જ્ઞાનવટેશ્વરને પકડી લે. મુક્તાઇ તને હૃદયપૂર્વક આ બોધ આપે છે.

"ચાલ, ચાલ, આગળ ને આગળ ચાલ, ઓ જીવ! નહિ તો ગોથા ખાઇશ. માયાનદીની આ ભરતીમા તું તણાઇ જઇશ ભવનદીનું પાણી વહાલો ભારે વેગથી ખેંચે છે અને મોટા મોટા સમર્થોને પણ ઉપાડીને નીચે ફેંકે છે. સંસાર ક્ષણભંગુર છે, એનો કંઇ ભરોસો નથી. આ દુર્લભ નરદેહ જ્યારે છૂટી જશે ત્યારે પાછળથી પસ્તાશો. મુક્તાબાઇ કહે છે કે, મારા પુત્ર ચાંગા! આંતરિક વાત તને બતાવું છું; તું સદ્‌ગુરુનાં ચરણ પકડ, એજ તને પાર ઉતારશે.



## समाधिप्रकरण

" દિગંબર ઈશ્વરની એ વિભૂતિઓ ચાલી ગઈ, સંસારમાં હવે તેની કીર્તિજ રહી છે આ કાનથી વૈરાગ્યની જે વાતો સાંભળી, તે સંભળાવનાર હવે કોઇ નહિ મળે. લોકો જ્ઞાન બતાવશે, લક્ષણુ પણુ બતાવશે; પરંતુ નિવૃત્તિનું સાધન હતું તે નહિ મળે. પરબ્રહ્મને આ આંખો વડે બતાવી દઇશ એમ કહેનારા તો મળશે, પરંતુ જ્ઞાનદેવની પાસે જે યુક્તિ હતી તે કોઇની પાસે નહિ મળે. અર્થ સમજાવશે, પરમાર્થ બતાવશે, પરંતુ સોપાનનું એકાંત ક્યાંય મળશે નહિ. સુંદર નિષ્કામ યોગી ચાંગદેવ પણુ કેશવસ્વરૂપમાં રંગાઇ ગયા શું કહું ! કંઈ કહેવા જેવું નથી ! મુક્તાબાઇ ! તારી વાત તારીજ સાથે ચાલી ગઈ ! "—**શ્રી નામદેવરાય**

શ્રી જ્ઞાનેશ્વર મહારાજે આળંદીમાં શાકે ૧૨૧૮ (સંવત ૧૩૫૩) દુર્મુખ નામના સંવત્સરમાં માગશર વદી ૧૩ ને ગુરુવારને દિવસે બપોરે સમાધિ લીધી અને એ પછી એક બે વર્ષમાંજ સોપાનદેવ, ચાંગદેવ, મુક્તાબાઇ અને નિવૃત્તિનાથ પણુ સમાધિસ્થ થયા. શ્રી જ્ઞાનેશ્વર મહારાજ પરમયોગી હતા અને જગતના ઉદ્ધારનું જે મહાન કાર્ય તેમણે ૨૨ વર્ષની જીંદગીમાં કર્યું, તેજ આગળ પણુ અનેક શતાબ્દીઓ સુધી તેમનીજ પ્રેરણાથી ચાલ્યા કરે, એજ ઈશ્વરી સંકેત હશે; અને એજ કારણે તેમણે જે સમાધિ લીધી તે જીવતાંજ લીધી. તેમની સમાધિનું અત્યંત રસિક વર્ણન નામદેવરાયે સમાધિના અભંગોમાં કર્યું છે. આ સિવાય ઉદ્ધવ ચિદ્ઘનકૃત ભક્તકથામૃતસાર, ગદ્દીપતિકૃત સંત-લીલામૃત, નરહરિ ભાનુકૃત ભક્તકથામૃત, નિરંજન માધવકૃત જ્ઞાનેશ્વરવિજય વગેરે અનેક ગ્રંથોમાં સમાધિનું

વર્ણન છે. પરંતુ નામદેવરાય હમેશાં જ્ઞાનેશ્વર મહારાજના સત્સંગમાં રહેનારા પ્રેમી ભક્ત હતા. અને તેમણે જે આ દિવ્ય પ્રસંગનું મનોહર વર્ણન કર્યું છે, તે આંખોએ જોઈને કર્યું છે. આથી અમે અહીં આ પ્રસંગનું વર્ણન કરવામાં એજ અભંગોનો આધાર લીધો છે. જ્ઞાનેશ્વર મહારાજના સમકાલીન વિસોબા ખેચર, નામદેવ, જનાબાઈ, જનમિત્ર, ચોખોબા વગેરે સંતોએ જ્ઞાનેશ્વર મહારાજની સમાધિનો સમય 'શાકે ૧૨૧૮ દુર્મુખ નામ સંવત્સર માગશર વદી ૧૩ ગુરુવારને મધ્યાહ્નજ' આપ્યો છે અને જ્ઞાનેશ્વર મંડળના આ સંત તે સમયે જાતે હાજર હતા; તેથી આ સમય બાબતમાં કંઈ સંદેહ રહેતો નથી. એમના પછીના સમયના એકનાથ, ઉદ્ધવ ચિદ્‌ઘન વગેરે સંતો અને કવિઓએ પણ એજ સમય માન્યો છે. આ પ્રમાણે જ્ઞાનેશ્વર મહારાજની સમાધિનો બરાબર સમય મળી આવ્યો છે, એ આપણું મહદ્‌ભાગ્યજ સમજવું જોઇએ. જ્ઞાનેશ્વર મહારાજના પોતાનાજ પત્રમાં આ સમય આપેલો છે.×

શાકે ૧૧૯૭ (સંવત ૧૩૩૨) ભાદરવા વદી આઠમે જ્ઞાનેશ્વર મહારાજનો જન્મ થયો અને શાકે ૧૨૧૮ માગશર વદી ૧૩ ને દિવસે તેઓ સમાધિસ્થ થયા—અર્થાત સમાધિકાળમાં જન્મથી તેમને ૨૧ વર્ષ, ૩ માસ, ૫ દિવસ પૂરા થયા હતા. જ્ઞાનેશ્વરી જેવો અનુપમ ગ્રંથ એમણે પોતાની ૧૫ વર્ષની વયે લખ્યો ! જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ, યોગવાસિષ્ઠ ટીકા, પાસષ્ઠી ( પાંસઠી ) અને હરિપાઠ વગેરેના સેંકડો અભંગ તેમણે રચ્યા અને આ બધું તેમણે ૨૧ વર્ષની ઉંમરમાંજ કર્યું. ચાંગદેવ જેવા તપોબળથી ૧૪૦૦ વર્ષ જીવેલા યોગનિષ્ઠને તેમણે પોતાનાં ચરણોમાં લીધો, પાડાને મુખે વેદ બોલાવ્યા, જડ ભીંતને ચલાવી—આવા આવા અલૌકિક ચમત્કાર જેમણે સહજ લીલાથી

× એ દિવસે અંગ્રેજી તા. ૨૫મી ઓક્ટોબર સને ૧૨૯૬ હતી.
—મૂળલેખક

બતાવ્યા, જે સમસ્ત સમકાલીન સંતોને માટે પરમ વંદનીય થયા, જેમનો મહિમા એકનાથ–તુકારામથી માંડીને સઘળા સત્પુરુષો ગાતા આવ્યા છે, ૬૦૦ વર્ષથી જેમની કીર્તિ આ રીતે ગવાઇ રહી છે અને જે અખિલ સંતસમાજના શિરોમણિરૂપે શોભે છે, તે જ્ઞાનેશ્વર મહારાજને વિષ્ણુના અવતાર કહ્યા છે તે યથાર્થજ છે. જ્ઞાનેશ્વર મહારાજના અવતારચરિત્ર વિષે લખતાં મોરો પંતે તેમને શ્રીવિષ્ણુના 'અગિયારમા અવતાર' કહ્યા છે. નામદેવ, તેમના ઘરનાં માણસો, જનાબાઇ, વિસોબા ખેચર, સાંવતા માલી, ગોરા અને રાકા કુંભાર, જનમિત્ર ચોખામેલા, બંકા મહાર, ચાંગદેવ, નરહરિ સોની અને જ્ઞાનેશ્વરનાં પોતાનાં ભાઈબહેનોએ જ્ઞાનેશ્વર સંબંધી પ્રેમપૂર્ણ, આદરયુક્ત અને હૃદયના ઊંડાણમાંથી જે ઉદ્ગાર પ્રગટ કર્યા છે, તે જોતાં જણાય છે કે, એ બધા મહાત્મા જ્ઞાનેશ્વરને પોતાના પ્રત્યક્ષ આત્માજ માનતા હતા, એ બધાના એકત્ર પ્રેમની જાણે તેઓ પ્રતિમા હતા, એમના ઉત્સાહ, આનંદ અને પ્રીતિના જાણે ભંડાર હતા, આ બધા ભક્તો, એમજ માનતા કે, અમે બધા અવયવો છીએ અને જ્ઞાનેશ્વર અમારા અવયવોમાં રહેલા આત્મા છે. જ્ઞાનેશ્વરની સાથે તેમનો ભાવ અને વ્યવહાર એવોજ નિરતિશય પ્રેમનો હતો. એમાંથી પ્રત્યેક સ્વયંપૂર્ણ હતો, પૂર્ણ ભક્ત હતો, પ્રત્યેકને પ્રાપ્તવ્ય પ્રાપ્ત થઈ ચૂક્યું હતું. પ્રત્યેક 'પરાગતિ'ને પહોંચી ચૂક્યા હતા. આવા પૂર્ણ પુરુષોના પણ પૂર્ણ પ્રેમના પૂર્ણ નિધાન આપણા જ્ઞાનેશ્વર મહારાજ હતા. જો આપણે કહીએ કે, જ્ઞાનેશ્વર મહારાજ સૂર્ય હતા, તો આ બીજા સંતોને નક્ષત્રોની ઉપમા આપવાનો દોષ થશે, તેથી અમે કહીએ છીએ કે, આ બધા સંતો સૂર્ય હતા અને જ્ઞાનેશ્વર તેમની અંદરના પ્રકાશ હતા! તેઓ સૂર્યોના સૂર્ય હતા. તેઓ તેમના આનંદના આનંદ, ચૈતન્યના ચૈતન્ય અને પ્રેમના પ્રેમ હતા. જ્ઞાનેશ્વરની તેજોમયી મૂર્તિ તેમની બધી ઇંદ્રિયોને આનંદ આપીને તેમને જ્યાંના ત્યાં સ્ટ-

કાવી દેતી હતી. જ્ઞાનેશ્વરનાં વચનરૂપ મોતી તેમની ઇંદ્રિયોના અલંકાર હતાં. સ્ત્રી–પુરુષનું ભાન ભૂલીને તેઓ તેમને 'જ્ઞાનાબાઇ માતા' કહીને આલિંગન કરતા હતા.

વિવેકસાગર સખા માઝા જ્ઞાનેશ્વર,
મરોનિયાં જાવે બા માઝયા પોટા યાવેં. ૨
ઐસેં કરી ગા માઝયા ભાવા, સખ્યા માઝયા ભાવા.
સખ્યા માઝયા જ્ઞાનદેવા,
જાઇન ઓવાલુનિ મ્હણે જન્મોજન્મીં જની.

આ પ્રકારનાં પ્રેમગીત જ્ઞાનેશ્વરના પ્રેમભર્યા મંજુલ ધ્વનિથી ગાતાં ગાતાં નામદેવનાં જના (જનાબાઇ) આનંદથી નાચ્યા કરતા હતા.

શ્રી જ્ઞાનરાજેં કેલા ઉપકાર, માર્ગ હા નિર્ધાર દાખવીલા.

આ પ્રમાણેના ઉદ્‌ગાર સેના નાઈના મુખમાંથી અનાયાસેજ નીકળી પડતા અને તે સાંભળીને ભાવિકોનાં અંતઃકરણ કૃતજ્ઞ પ્રેમથી નૃત્ય કરવા લાગતાં.

સખા માઝા જ્ઞાનેશ્વર, સંત જનાંચેં માહેર.

આમ કહેતાં કહેતાં બ્રહ્મરસનું અખંડ પાન કરનારા પરમ ભક્ત પણ જ્ઞાનેશ્વરના દિવ્ય ગુણો ઉપર મુગ્ધ થઈ જતા હતા. જ્ઞાનેશ્વરની સાથે રહેનારા ભક્તોનો તેમના ઉપર એવો અનુપમ પ્રેમ હતો. જ્ઞાનેશ્વરનાં દર્શન માટે હજારો મનુષ્યો એકઠાં થતાં અને સંતોનો આ વિલક્ષણ પ્રેમ જોઇને તેઓ પોતાનાં નેત્રોની કૃતાર્થતા અનુભવતા. જ્ઞાનેશ્વરનાં ચરણોમાં પોતાનું મસ્તક મૂકીને હજારો જીવ કૃતાર્થ થઈ ગયા. તેમનાં દિવ્ય દર્શન જેમને પ્રાપ્ત થયાં, તેમનાં સઘળાં પાપ ભસ્મ થઇ ગયાં. તેમના મુખમાંથી નીકળતી સરસ્વતીના પ્રવાહમાં જેઓ નાહ્યાં તેમનાં પાપ, તાપ ને દીનતા નાશ પામી ગયાં. જ્ઞાનદેવે સમાધિવાળા અભંગોમાં કહ્યું છે કે—

જો જો દિવસ ઉગવલા તો તો જ્ઞાનદેવેં સફલ કેલા,

અર્થાત્ જે જે દિવસ ઉગ્યો તેને જ્ઞાનદેવે સફળ કર્યો. એમના અવતારની બધી ક્ષણો જગતના ઉદ્ધારના કાર્યમાં ખર્ચાઈ. પછી જ્યારે લોકોની ઉપાધિ ઘણીજ વધી ત્યારે તેમણે જીવતાંજ સમાધિ લેવાનો વિચાર કર્યો.

શાકે ૧૨૧૮ ના કારતક સુદ દશમે નિત્યની પેઠે સ્થળે સ્થળેથી આવેલા સંતો પંઢરપુરમાં ભેગા થયા હતા. આષાઢી અને કાર્તિકી એકાદશીની યાત્રા પુંડલીકના સમયથીજ ચાલી આવી હતી. પંઢરીના ચોરાશીના શિલાલેખ પરથી સાબિત થાય છે કે, જ્ઞાનદેવ–નામદેવની પહેલાંથીજ આ યાત્રા ચાલ્યા કરતી હતી. અસ્તુ. નામદેવરાય અને તેમના સાથી પંઢરપુરમાંજ હતા. ચોખા મેલા મંગલવેઢાથી આવ્યા. વિસોબા ખેચર ઓંઢિયા નાગનાથથી આવ્યા. આજ પ્રમાણે ગોરાકુંભાર, જગમિત્ર, સેના નાઈ વગેરે સંતો પોતપોતાને સ્થાનેથી સંઘ સાથે નામઘોષ કરતા કરતા પંઢરપુર પહોંચ્યા. આળંદીથી નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ, મુક્તાબાઈ અને ચાંગદેવ પણ આવી ગયા. જ્ઞાનેશ્વર મહારાજે વિધિપૂર્વક ચંદ્રભાગામાં સ્નાન કર્યું, પુંડલીકનાં દર્શન કર્યાં અને શ્રીવિઠ્ઠલ–રુક્મિણીનાં દર્શન કરવા મંદિરમાં ગયા. સઘળા સંતો એમને માન આપતા હતા અને તેમનાં દર્શન માટે હજારો મનુષ્યોનાં ટોળાં તેમની પાછળ દોડયા કરતાં હતાં. દેહની ઉપાધિથી તે કયારનાયે મુક્ત થઇ ગયા હતા. ચારે મુક્તિઓ તેમનાં ચરણોમાં આળોટ્યા કરતી હતી. પરંતુ તેમની લૌકિક ઉપાધિ વધી—તેમની પાસે કોઇ પુત્ર માગતું, કોઇ દ્રવ્ય માગતું, કોઈ સ્રી માગતું વગેરે. અને આ ઉપાધિને લીધે હવે તેમને સમાધિ લેવાનુંજ યોગ્ય લાગ્યું અને તેમણે પોતાની આ ઇચ્છા સૌ સંતો સમક્ષ ભગવાનને જણાવી. જ્ઞાનેશ્વર, નામદેવ વગેરે પરમ ભક્તોને હાજર જોઇ ભગવાનને પણ પ્રત્યક્ષ પ્રગટ થવાની ઈચ્છા થઈ. ભગવાન મારે–તમારે માટે અપ્રગટ છે, પરંતુ 'ज्ञानी तु आत्मैव मे मतम्' આ ભગવાનના વચન અનુસાર તદ્રૂપ જે જ્ઞાની સંત છે તેમનાથી તે અપ્રગટ

કેવી રીતે રહી શકે ? કોઇ પણ પોતાને માટે પોતે અગટગટ રહી શકતા નથી. ભગવાન અને ભક્ત એકજ હોય છે, પરંતુ પ્રેમસુખને માટે તે બે બને છે. એકત્વમાં ભોગ નથી, તેથી ભક્તિનો આનંદ ભોગવવા માટે ભગવાનજ ભક્ત બને છે. સોનું અને અલંકાર મળીને જેમ એક સુવર્ણજ છે, ચંદ્ર અને ચાંદની જેમ એક ચંદ્રજ છે, કપૂર અને સુગંધ જેમ એક કપૂરજ છે, અથવા ગળપણ અને ખાંડ જેમ એકજ છે, તેજ પ્રમાણે ભગવાન અને ભક્ત એક ભગવાનજ છે ! હું અને તમે એકબીજાને જોઇએ છીએ, એકબીજા સાથે વાત કરીએ છીએ, એકબીજાની સોબતનું સુખ પ્રાપ્ત કરીએ છીએ, ભગવાન અને ભકતોનો એવોજ પરસ્પર સંબંધ છે. નામદેવ વગેરે ભક્તોની આગળ જ્ઞાનેશ્વરે સમાધિ લેવાનો પોતાનો વિચાર જ્યારે પાંડુરંગ ભગવાનને જણાવ્યો, ત્યારે ભગવાન પણ પ્રગટ થયા અને બોલ્યાઃ ' હે જ્ઞાનના સાગર મારા વહાલા ! તું પ્રત્યક્ષ જ્ઞાનમૂર્તિ છે. તે જીવોને માટે પદપદાન્તરો દ્વારા સ્વાનુભવ સુલભ કરી દીધો છે. અને એથી તું મારી પૂર્ણ કૃપાને પાત્ર થયો છે. હે જ્ઞાનચક્રવર્તી ! તમારી ઇચ્છા પૂર્ણ થશે.' આ પ્રમાણે કહીને ભગવાન તેમને ભેટયા. નામદેવ સામેજ હતા. જ્ઞાનેશ્વર મહારાજ ' જ્ઞાનાંજન ' સમાધિ લેશે એમ જાણીને તેમને અત્યંત દુઃખ થયું. બધા સંતો દુઃખી થયા, જ્ઞાનેશ્વર મહારાજનો વિયોગ થશે, યોગાભ્યાસથી જેમના હાથ-પગનાં તળિયાં અને નેત્રો રાતા કમળની પેઠે શોભા આપતાં હતાં, તેમની તે દિવ્ય મૂર્તિ હવે વારંવાર નેત્રો સમક્ષ નહિ આવે, એમ વિચારીને સંતો રોવા લાગ્યા, તેમનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. અસ્તુ. દશમને દિવસે જ્ઞાનદેવે પ્રસ્થાન કર્યું. એકાદશીએ જાગરણ થયું, બારશે ક્ષીરપતિનો મહોત્સવ કર્યો, તેરશને દિવસે રુક્મિણી માતાએ પોતેજ પોતાને હાથે જ્ઞાનદેવને પાંચ પકવાનોનું ભોજન કરાવ્યું અને ભગવાને તેમને વરદાન દીધું કે, કાર્તિક સુદી અગિયારશે પંઢરપુરમાં જેવો મહો-

ત્સવ થાય છે. તેવોજ મહોત્સવ માગશર વદી અગિયારશે તમારે માટે આળંદીમાં થયા કરશે. સુદ અગિયારશ મારી અને વદ અગિયારશ તમારી.' સંતોએ આનંદથી જયધ્વનિ કર્યો અને સૌ લોકો ભગવાન સાથે આળંદી ગયા.

પછી સમાધિનો સમારંભ થયો તેનું અત્યંત ચિત્ત-વેધક વર્ણન નામદેવે કર્યું છે. આ વર્ણન મૂળ મરાઠીમાંજ વાચવા યોગ્ય છે. મહીપતિ, નિરંજન માધવ વગેરે કવિઓએ નામદેવનાજ આધારે અને તેમનીજ પદ્ધતિ પ્રમાણે વર્ણન કર્યું છે. પરંતુ નામદેવની વાણીમાં જે પ્રેમરસ છે તે અલૌકિક છે. સમાધિ પ્રકરણના સંબંધમાં નામદેવના ૨૫૦ થી વધારે અભંગ છે. આળંદી ક્ષેત્રનો પ્રાચીન મહિમા, જ્ઞાનેશ્વર પ્રત્યે ભગવાનનો અને ભકતોનો–ખાસ કરીને નામદેવનો–અત્યંત પ્રેમ, સમાધિના પ્રસંગમાં જ્ઞાનેશ્વરના વિયોગથી બધાનાં અંતઃકરણોની વિહ્વળતા અને તે પ્રસંગનુ ઉદ્દાત્ત તેમજ ગભીર સ્વરૂપ વગેરે બાબતોની ઠીક ઠીક કલ્પના, નામદેવના સ્વાનુભવ અને પ્રેમ–રસથી ભરેલા અભંગોને ભક્તિભાવથી વાંચ્યા વિના થઇ શકે તેમ નથી. જ્ઞાનેશ્વર મહારાજને સમાધિ આપવા માટે પંઢરપુરથી વિઠ્ઠલ ભગવાન ને રુકિમણી માતા પોતે આવ્યાં. જ્ઞાનેશ્વર અને નામદેવની સાથે વખતોવખત તેમને વાર્તાલાપ થયો; પરંતુ આ વાતની એ લોકો કલ્પના પણ નહિ કરી શકે, કે જે નામદેવની ભૂમિકા ઉપર ઉભા રહેવાનું તો દૂર રહ્યું પરતુ તેવી કલ્પના પણ કરી શકતા નથી! વિઠ્ઠલ–રખુમાઇ પ્રેમને વશ થઇને સંતોને ઘેર પડયાં રહે છે. ભક્તને ભગવાન સિવાય કોઈ આશરો નથી અને ભગવાનને પણ ભક્તના વિના એક પળવાર પણ કળ વળતી નથી! ભક્ત–ભગવાનના આ પરસ્પર પ્રેમને પોતે ભક્ત બનીને અનુભવ કર્યા સિવાય કોઇ પણ જાણી શકતો નથી. અહીં તર્કનું કંઇ કામ નથી. તર્ક અહીં પાંગળો બની જાય છે. સંશય અને કુતર્કથી જેનુ હૃદય શુષ્ક થઇ ગયું છે, તેને આનો સ્વાદ મળતો નથી. કુતર્ક અને સંશયથી ગ્રસ્ત મનુષ્ય

અભાગી હોય છે. પ્રેમામૃત એમને ગળે ઉતરતું નથી. એનું કારણ એજ છે કે, તેને સંશયરૂપી રાહુ ગ્રસી રહ્યો હોય છે. પરમાર્થ-સાધનમાં સંશય એ મોટું વિઘ્ન છે.

મ્હણઉનિ સંશયાહૂનિ થોર આણિક નાહીં પાપ ઘોર,
હા વિનાશાચી વાગુર પ્રાણિયાચી. ૨૦૩
જે અજ્ઞાનાચેં ગદદ પડેં, તેં હા બહુવસ મનીં વાઢે,
મ્હણૌનિ સર્વથા માર્ગ મોડે, વિશ્વાસાચા. ૨૦૫
(જ્ઞાનેશ્વરી અધ્યાય ૪)

અર્થાત્ સંશયથી અધિક ભયંકર બીજું કોઇ પાપ નથી; એ પ્રાણીઓને પકડીને મારનારી જાળ છે. જ્યારે અજ્ઞાનનો પડદો પડે છે, ત્યારે આ સંશય મનમાં વધતો જાય છે. આથી વિશ્વાસનો માર્ગજ નાશ પામી જાય છે.

આ સમયે એવોજ અજ્ઞાનનો ગાઢ અંધકાર છવાયેલો છે અને એથી વિશ્વાસનો માર્ગ છૂટી ગયો છે અને એજ કારણે નામદેવ સરખા સાધુ પુરુષોનાં વચનો ઉપર પણ અનેક વિદ્વાનોને અશ્રદ્ધા થાય છે! તર્કકુશળ વિદ્વાન હાથી બનીને પોતાનાજ મસ્તક ઉપર ધૂળ ઉડાડે છે અને ભાવિક શ્રદ્ધાળુ પ્રેમી પુરુષ કીડી બનીને ખાંડ ખાય છે, એ તો સંસારમાં સર્વત્ર દેખાય છે. તુકારામ જેવાઓને પણ કહેવું પડયું છે કે, 'તર્ક કરનારાઓની સોબત તજી દો, નહિ તો સાચેજ ડૂબી જશો.' આથી સર્વ પ્રકારના સંશય અને કુતર્ક ત્યજી દઇ સંતોનાં વચનો ઉપર પૂરો વિશ્વાસ રાખો અને તેમનેજ પગલે ચાલીને પોતાનું કલ્યાણ સમજો.

અસ્તુ. ભગવાન અને ભક્ત આળંદીમાં આવ્યા અને ઇન્દ્રાયણીમાં સ્નાન કરીને ભક્તોએ નામમંત્રની ધૂન લગાવીને શ્રી વિઠ્ઠલની પ્રત્યક્ષ મૂર્તિનું પૂજન કર્યું. આળંદીમાં ભજન-કીર્તનની ધૂમ મચી. કહ્યું છે કે 'કીર્તન દ્વારા જ્ઞાનેશ્વરે જગતનો ઉદ્ધાર કર્યો.' આ પ્રમાણે જ્ઞાનેશ્વર મહારાજના બતાવેલા માર્ગ ઉપર ચાલનારા સંતોએ કીર્તનનો

રંગ ફેલાવી દીધો અને નામ–સંકીર્તનથી પંઢરપુરનેજ આળંદીમાં લઇ આવ્યા. ભગવાને આળંદીનું મહત્ત્વ નામદેવને બતાવ્યું–'આ પુરાતન પંચક્રોશીમાં પ્રાચીન કાળમાં અનેક ઋષિમુનિઓએ તપ કર્યું છે. એ શિવક્ષેત્ર છે. જ્ઞાનેશ્વરની સમાધિને માટે એ યોગ્ય સ્થાન છે. જ્ઞાનેશ્વરની સમાધિથી આ ક્ષેત્રનો મહિમા વળી વિશેષ વધશે.' ભગવાન અને ભક્ત શ્રીસિદ્ધેશ્વર શંકરની પાસે ગયા. સોપાનદેવ પાંડુરંગનાં ચરણોમાં વળગી પડયા અને ભગવાને તેમનુ સમાધાન કર્યું. નિવૃત્તિનાથ ઉન્મની અવસ્થામાં હતા, ત્યાં સાત જન્મ તેમની બેઠક હતી. તે તેજ ક્ષણે પલટાઇ ગઇ અને તેમણે ભગવાનની મૂર્તિને જોઈ. જ્ઞાનદેવે ગુરુનાં ચરણોમાં પોતાનુ મન તલ્લીન કર્યું અને સોપાનદેવને પ્રેમથી ભેટયા. ભગવાન શ્રીવિઠ્ઠલે જ્ઞાનેશ્વરને કહ્યું: 'હવે સમાધિ લેવા માટે બેસી જાઓ.' તે સમયે—

દેવઋષિગણ સકલ, જય–જયકાર ધ્વનિ મંજુલ,
સ્તુતિ સ્તોત્રેં સકલ, નક્ષત્રાદિ ગાતી.

અર્થાત્ 'સર્વ દેવતાઓ અને ઋષિઓ મંજુલ જય જય–ધ્વનિ કરવા લાગ્યા અને નક્ષત્રાદિ સર્વ જ્યોતિઓ સાથેનુ જગત સ્તુતિ–સ્તોત્ર ગાવા લાગ્યું.' બધા એકત્ર થયેલા ભાગવત પુરુષો આનંદથી ડોલવા લાગ્યા; ભગવાન કૃતકૃત્ય થયા, પરંતુ નામદેવ—

નામા અસે શોકાકુલિત, ચરણીં રત વિઠ્ઠલાચ્યા.

અર્થાત્ નામદેવ 'શોકાકુળ' હતા અને 'શ્રીવિઠ્ઠલનાં ચરણોમાં રત હતા.' જ્ઞાનદેવ જેવું રત્ન હવે નહિ મળે, એમ કહીને નામદેવ અત્યંત દુઃખી થયા.

ભગવાને રુક્મિણી માતાને કહ્યું–'દેવિ! આ નેત્રોથી આજ એક યોગી જોયા. ત્રણે લોકને માટે એજ સંજીવન જ્ઞાનસ્વરૂપ છે. ધન્ય છે એ લોકો, કે જેમણે આ પૃથ્વી ઉપર તેમને જોઇને પોતાનાં નેત્ર સફળ કર્યાં. જેમણે આ

પ્રમાણે કર્યું', તેઓ આનંદથી નાચતા નાચતા વૈકુંઠભુવનમાં આપોઆપજ ચાલ્યા આવશે. જેઓ આ સ્થાનની યાત્રા કરશે તેઓ પોતાનાં બધાં ગોત્રનો ઉદ્ધાર કરશે. એમનાં દર્શનથી સર્વ કુળ પવિત્ર થશે. આ અલંકાપુરી શિવપીઠ છે, અહીં પહેલાં નીલકંઠ નિવાસ કરતા હતા. બ્રહ્માદિએ આજ સ્થાને મહાન તપ કર્યું છે. પ્રાણીઓનાં પાપ-તાપ હરવા માટે પંઢરપુર કરતાં આ ક્ષેત્ર વધારે સુગમ છે. કોપથી કલિકાળ કોપાયમાન થશે તોપણ અલંકાપુરી ઉપર તેનો અમલ નહિ ચાલે.' ભગવાન જ્યારે આ પ્રમાણે કહેતા હતા, ત્યારે રુક્મિણી માતા પ્રેમથી ગદ્‌ગદ્ થઇ રહ્યાં હતાં. તેમણે કહ્યું કે 'એ માતાની કૂખ ધન્ય છે, કે જેણે જ્ઞાનદેવને જન્મ દીધો.' નામદેવ કહે છે કે 'મારા સ્વામીએ બધા સંતોના સમાગમ વચ્ચે અલંકાપુરીમાં આ (ઉપરોક્ત) વચન કહ્યાં."

જ્ઞાનેશ્વર હવે સમાધિમાં બેસવા જતા હતા, તેવામાં સંતો રુદન કરવા લાગ્યા. સંતો જ્ઞાની હતા એમાં શંકાજ શી? જ્ઞાનેશ્વર મહારાજના મુખેથી તેમણે વેદાંત પણ સાંભળ્યું હતું કે, આ કેવળ માયાનો દેખાવ છે, નહિ તો જે તત્ત્વ વસ્તુ છે તે અવિનાશી છે.' છતાં નેત્રો ... જે સગુણ મૂર્તિ રમ્યા કરતી હતી, તે ...ઉ ...તા નામદેવ માટે દૃષ્ટિથી દૂર થવાનો પ્રસંગ ...વિયોગને લીધે અનાથ ... ઓગળી ગયું. નામદેવ ...ટયા કરે છે, તેજ પ્રમાણે જ્ઞાન... લાગ્યા, તેમના શો...થેલાં સોપાન અને મુક્તા ધ્રૂસકે ધ્રૂસકે હવે જ્ઞાનદેવ,...

...નાં ચરણો ...મ્હાં માતાપિતા નિત્ય જ્ઞાનેશ્વર,
ચરણો ... નાહીં આતાં થાર વિશ્રાન્તીસી.

નામદે... અર્થાત્ અમારાં માતાપિતા જ્ઞાનેશ્વર હતા અને હવે ગયી... ...રે માટે વિશ્રામનું કોઇ આશ્રયસ્થાન રહ્યું નહિ.

સ્વરૂ...

ભક્તિ ભગવાન પાંડુરંગે સૌને સાંત્વના આપી અને જ્ઞાન... ...ની પ્રશંસા કરી—

"તમારી વૈખરી ધન્ય છે કે તમે બાવીસ વર્ષની આ નાનકડી ઉંમરમાં તમારા જીવનદ્વારા જગતનો ઉદ્ધાર કર્યો."

"જે જે દિવસ ઉગ્યો, તે જ્ઞાનેશ્વરે સફળ કર્યો; એવાં પદ વગેરે કહ્યાં, કે જેથી આત્મારામને સંતોષ થયો."

"અગાઉ અસંખ્ય ભક્ત થઇ ચૂક્યા છે, અને હવે પછી પણ થશે; પરંતુ અસંખ્ય જીવ-જંતુઓનો ઉદ્ધાર કરવાનું કામ તો જ્ઞાનેશ્વરજ કરી ગયા."

આ પ્રમાણે શ્રી પંઢરિનાથે જ્ઞાનેશ્વર મહારાજના બાવીસ વર્ષના દશ્ય ચરિત્રને ગૌરવશાળી કર્યું. ધન્ય છે એ જ્ઞાનેશ્વર, નિવૃત્તિનાથ, સોપાનદેવ અને મુક્તાબાઇને જન્મ આપનારાં માતા-પિતા અને તેમના સત્સંગનું મહાસુખ મેળવનાર નામદેવાદિ ભક્તરાજ! ધન્ય છે તેમનું કુળ! ધન્ય છે એ આળંદી ક્ષેત્ર! ધન્ય છે એ મરાઠી ભાષા અને આવાં નરરત્નોને ઉત્પન્ન કરનાર મહારાષ્ટ્ર ભૂમિ! અને ધન્ય છે આવી મહારાષ્ટ્રભૂમિને ધારણ કરનારી ભારતભૂમિ!

પહેલેથીજ પુષ્કળ હતો, તેમાં વળી જ્ઞાનેશ્વરના પુણ્ય ચરિત્ર અને ખાસ કરીને તેમની સમાધિથી આ સ્થાનનું માહાત્મ્ય ઘણુંજ વધી ગયું. આળંદીમાં ઇન્દ્રાયણી (इन्द्रस्य अयनं यस्यां–અર્થાત્ જેને તટે ઇન્દ્રની તપોભૂમિ છે) નદી છે અને તેને તટે શ્રી સિદ્ધેશ્વરનું પ્રાચીન સ્થાન છે. ત્યાં સિદ્ધેશ્વરની ડાબી બાજુએ અજાનવૃક્ષની છાયામાં બે ખંડની ગુફા જ્ઞાનેશ્વરે તૈયાર કરાવી હતી, એજ ગુફામાં સમાધિ લેવા તેઓ તૈયાર થયા. નામદેવે પોતાના પુત્રો પાસે તે સ્વચ્છ સ્થાન વળી વિશેષ સ્વચ્છ કરાવ્યું. એકાદશીએ સૌએ હરિ–જાગરણ કર્યું, નામદેવનું હરિ–કીર્તન થયું; બીજે દિવસે દ્વાદશીનાં પારણાં થયાં. બારરો બપોર સુધી ભોજન ચાલતું હતું. પીપળાના ચબૂતરા ઉપર જ્ઞાનદેવે ભક્તો સાથે પારણું કર્યું. ત્રીજે પહોરે કેન્દૂરના ભગવદ્ભક્ત કાન્હૂ પાઠક પોતાના પરિવાર સહિત જ્ઞાનેશ્વર મહારાજનાં દર્શને આવ્યા. સૌ સંતોના આગ્રહથી તેમણેજ 'ખિરાપત'નું કીર્તન કર્યું. ત્યારથી આ અધિકાર કેન્દુરકરના કુળમાંજ ચાલ્યો આવે છે. તેરશને દિવસે તુલસીદલ અને બિલીપત્રો બિછાવીને જ્ઞાનેશ્વર મહારાજનું આસન તૈયાર કરવામાં આવ્યુ. ગુફાને બારણે પથ્થરની બનાવેલી પોઠિયાની મૂર્તિ હતી, તે દૂર કરવામાં આવી એટલે શિલાદ્વાર ઉઘડયું. પછી—

"જ્ઞાનેશ્વર સમાધિમાં બેસી ગયા. સામે અજાન–વૃક્ષ છે. ડાબી બાજુએ સુવર્ણ સમાન અશ્વત્થ (પીપળાનું) વૃક્ષ શોભી રહ્યું છે. ઉત્તરદ્વારની સામે નિવૃત્તિનાથ, સોપાનદેવ, વિસોબા ખેચર, નામદેવ અને મુક્તાબાઇ વિરાજમાન છે. સમાધિમાં બેઠેલા જ્ઞાનદેવ ભગવાન તરફ જુએ છે અને ભગવાન કહે છે કે–" જ્યાં સુધી સૂર્ય, ચંદ્ર અને તારાઓ છે, જ્યાં સુધી આ ભૂમંડળ અને સમુદ્રજળ છે, ત્યાં સુધી તમારી આ સમાધિ નિરંતર સ્થિર રહો; પછી યોગ્ય સમયે મારા હૃદયમાં આવીને નિવાસ કરો." આમ કહીને ભગવાને ભક્તોને માટે કહ્યું–" જે કોઇ 'જ્ઞાન-

દેવ' ના નામનો જપ કરશે તે જ્ઞાન પામશે."

આ પછી શ્રીવિઠ્ઠલે પોતે જ્ઞાનેશ્વરના ભાવાર્થદીપિકા, અમૃતાનુભવ અને યોગવાસિષ્ઠ ગ્રંથોની સ્તુતિ કરી. તે પછી જ્ઞાનેશ્વર મહારાજે ૧૦૮ ઓવીઓમાં છેલ્લી વાર 'નમન' કર્યું. પછી સૌએ તેમનો જયજયકાર કર્યો. એ જય-ઘોષની સાથે જ્ઞાનેશ્વર મહારાજ સમાધિ તરફ જવા ઉઠ્યા. સૌએ તેમને વંદન કર્યા. ભગવાને તેમના લલાટે કેસરનુ ચંદન કરીને ગળામાં પુષ્પહાર પહેરાવ્યો, નામદેવ વાછ-રડાની પેઠે તરફડવા લાગ્યા. સમાધિસ્થાનની પરિક્રમા કરીને જ્યારે તેઓ અંદર પ્રવેશ કરવા લાગ્યા, ત્યારે ભગવાને પોતે તેમનો હાથ પોતાના હાથમાં લીધો અને 'સંસારને ખાતર તમે ઘણાં ઘણાં કષ્ટ ઉઠાવ્યાં છે' એમ કહેતા કહેતા અત્યંત પ્રેમથી તેમને અંદર લઇ ગયા. સૌએ તેમના નામનો જયઘોષ કરીને દશે દિશાઓ ગજાવી મૂકી. બધા તેમના ગુણ ગાવા લાગ્યા. નામદેવે કહ્યું:- "એમણે જડ-મૂઢ જનોને અનુભવની નૌકા ઉપર બેસાડી-ને પાર પહોંચાડી દીધા" અર્થાત્ તેમણે ગ્રંથ લખીને લોકોનો ઉદ્ધાર કર્યો એ તો કર્યોજ, પરંતુ તેનાથી પણ વિશેષ વાત તો એ કરી કે, તેમણે સ્વાનુભવની નૌકા દ્વારા જડ-મૂઢ જનોને ભવભયની પાર પહોચાડી દીધા. તેમનો એક હાથ શ્રીવિઠ્ઠલ ભગવાનના હાથમાં હતો અને બીજો હાથ નિવૃત્તિનાથના હાથમાં હતો. અને આ રીતે શ્રીગુરુ અને ભગવાને મળીને તેમને સમાધિ-આસન પર બેસા-ડયા. જ્ઞાનદેવે કહ્યુ કે 'ભગવન્! આપે મને સુખી કર્યો હવે હમેશાં ચરણકમળમા રાખો.' ત્રણ વાર હાથ જોડીને જ્ઞાનદેવે નેત્રો બંધ કર્યા. શ્રીજ્ઞાનેશ્વર મહારાજની સમાધિ-ની મૂર્તિનુ મુખ ઉત્તર તરફ છે સમાધિમાં ઉત્તરાભિમુખ થઇને તેઓ પદ્માસન ઉપર બેઠા હતા, એ વાત પ્રસિદ્ધ છે અને જ્ઞાનેશ્વરીમાં તેમણે પહેલેથીજ એનો ઉલ્લેખ-નિર્દેશ કરી રાખ્યો હતો આઠમા અધ્યાયમાં સર્વત્ર તેમણે આજ વિષયનુ પ્રતિપાદન કર્યું છે. સગુણ મૂર્તિપ્રત્યેના પ્રેમ

ને લીધે અન્ય સંતો તેમની સમાધિથી ઘણા દુઃખી થયા. પરંતુ જ્ઞાનેશ્વર મહારાજ પોતેજ પૂર્ણાનંદરૂપ હતા. નામદેવે તેમની સમાધિનું એટલું વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે. પરંતુ ક્યાંય એક વાક્ય પણ એવું નથી, કે જે વડે એવું અનુમાન કરી શકાય કે સમાધિસમયે જ્ઞાનેશ્વર મહારાજનું ચિત્ત સહેજ પણ ડામાડોળ–અસ્થિર થયું હોય. બધી વૃત્તિઓને તેઓ કાબુમાં લઇ ચૂકયા હતા. હર્ષશોકાદિ વિકાર તેમની પાસે આવીજ શકતા નહોતા. શબ્દ જ્યાં રોકાઇ જાય છે, વિચાર થાકી જાય છે, પ્રણવનું જે મૂળ છે, યોગવૃક્ષનું જે ફળ છે, આનંદનું જે ચૈતન્ય અને આકારનો જે સામો કિનારો છે, જે બંધ–મોક્ષનું નિર્વાણ અને પરાથી પણ પરતું શુદ્ધ તેજસ્વરૂપ છે, તેજ જે થઇ ગયા હતા, તેમને માટે જાગ્રત અવસ્થામાં સમાધિમાં જવું એ કઇ મોટી વાત હતી ! જેમની જાગૃતિજ સમાધિ હતી, તેમને બીજી સમાધિનું પ્રયોજન શું હતું ? પરલોકલાલન–તત્પર શ્રીજ્ઞાનેશ્વર મહારાજની સમાધિ એ તો માત્ર લોકશિક્ષણની એક લીલા હતી. ચારે દેહ, ચારે વાચા અને તેમની ચારે અવસ્થાઓ પરમાર્થરૂપજ હતી. તેઓ નિત્ય મુક્ત હતા. સમસ્ત જીવનપર્યંત મનુષ્યને જે લગની રહ્યા કરે છે, તેજ તેને અંતકાળે સૂઝે છે. સમસ્ત જીવન જે વૃત્તિશૂન્ય યોગેશ્વરનું ઐશ્વર્ય ભોગવી રહ્યા હતા, તેમને સમાધિકાળે વૃત્તિક્ષોભની પીડા કેમ થવા લાગે ? ભોક્તાપણાની કલ્પનાજ જ્યાં હોતી નથી, તે નિરતિશય આનંદ ભોગવતા ભોગવતા તેઓ સમાધિમાં બેઠા.

બાહેર પદ્માસન રચુની, ઉત્તરાભિમુખ બૈસોની,
જીવીં સુખ સૂની, કર્મયોગાચેં. ૯૨
આણ મિનલેનિ મના ધર્મે, સ્વરૂપ પ્રાસિયેનિ પ્રેમેં,
આપોઆપે સંભ્રમેં, મિલવાયા. ૯૩
(જ્ઞાનેશ્વરી અધ્યાય ૮)

અર્થાત્ "બહાર પદ્માસન પર બેસીને ઉત્તર તરફ મોં રાખી કર્મયોગનું સંપૂર્ણ સુખ હૃદયમાં ધારણ કરીને, આ-

દેવ' ના નામનો જપ કરશે તે જ્ઞાન પામશે."

આ પછી શ્રીવિઠ્ઠલે પોતે જ્ઞાનેશ્વરના ભાવાર્થદીપિકા, અમૃતાનુભવ અને યોગવાસિષ્ઠ ગ્રંથોની સ્તુતિ કરી. તે પછી જ્ઞાનેશ્વર મહારાજે ૧૦૮ ઓવીઓમાં છેલ્લી વાર 'નમન' કર્યું. પછી સૌએ તેમનો જયજયકાર કર્યો. એ જયઘોષની સાથે જ્ઞાનેશ્વર મહારાજ સમાધિ તરફ જવા ઉઠ્યા. સૌએ તેમને વંદન કર્યાં. ભગવાને તેમના લલાટે કેસરનું ચંદન કરીને ગળામાં પુષ્પહાર પહેરાવ્યો, નામદેવ વાછરડાની પેઠે તરફડવા લાગ્યા. સમાધિસ્થાનની પરિક્રમા કરીને જ્યારે તેઓ અંદર પ્રવેશ કરવા લાગ્યા, ત્યારે ભગવાને પોતે તેમનો હાથ પોતાના હાથમાં લીધો અને 'સંસારને ખાતર તમે ઘણાં ઘણાં કષ્ટ ઉઠાવ્યાં છે' એમ કહેતા કહેતા અત્યંત પ્રેમથી તેમને અંદર લઇ ગયા. સૌએ તેમના નામનો જયઘોષ કરીને દશે દિશાઓ ગજાવી મૂકી. બધા તેમના ગુણ ગાવા લાગ્યા. નામદેવે કહ્યું:- "એમણે જડ-મૂઢ જનોને અનુભવની નૌકા ઉપર બેસાડીને પાર પહોંચાડી દીધા." અર્થાત્ તેમણે ગ્રંથ લખીને લોકોનો ઉદ્ધાર કર્યો એ તો કર્યોજ, પરંતુ તેનાથી પણ વિશેષ વાત તો એ કરી કે, તેમણે સ્વાનુભવની નૌકા દ્વારા જડ-મૂઢ જનોને ભવભયની પાર પહોંચાડી દીધા. તેમનો એક હાથ શ્રીવિઠ્ઠલ ભગવાનના હાથમાં હતો અને બીજો હાથ નિવૃત્તિનાથના હાથમાં હતો. અને આ રીતે શ્રીગુરુ અને ભગવાને મળીને તેમને સમાધિ-આસન પર બેસાડયા. જ્ઞાનદેવે કહ્યું કે 'ભગવન્ ! આપે મને સુખી કર્યો. હવે હમેશાં ચરણકમળમાં રાખો.' ત્રણ વાર હાથ જોડીને જ્ઞાનદેવે નેત્રો બંધ કર્યાં. શ્રીજ્ઞાનેશ્વર મહારાજની સમાધિની મૂર્તિનું મુખ ઉત્તર તરફ છે. સમાધિમાં ઉત્તરાભિમુખ થઇને તેઓ પદ્માસન ઉપર બેઠા હતા, એ વાત પ્રસિદ્ધ છે અને જ્ઞાનેશ્વરીમાં તેમણે પહેલેથીજ એનો ઉલ્લેખ-નિર્દેશ કરી રાખ્યો હતો. આઠમા અધ્યાયમાં સર્વત્ર તેમણે આજ વિષયનું પ્રતિપાદન કર્યું છે. સગુણ મૂર્તિપ્રત્યેના પ્રેમ-

ને લીધે અન્ય સંતો તેમની સમાધિથી ઘણા દુઃખી થયા. પરંતુ જ્ઞાનેશ્વર મહારાજ પોતેજ પૂર્ણાનંદરૂપ હતા. નામદેવે તેમની સમાધિનું એટલું વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે. પરંતુ ક્યાંય એક વાક્ય પણ એવું નથી, કે જે વડે એવું અનુમાન કરી શકાય કે સમાધિસમયે જ્ઞાનેશ્વર મહારાજનું ચિત્ત સહેજ પણ ડામાડોળ–અસ્થિર થયું હોય. બધી વૃત્તિઓને તેઓ કાબુમાં લઇ ચૂક્યા હતા. હર્ષશોકાદિ વિકાર તેમની પાસે આવીજ શકતા નહોતા. શબ્દ જ્યાં રોકાઇ જાય છે, વિચાર થાકી જાય છે, પ્રણવનું જે મૂળ છે, યોગવૃક્ષનું જે ફળ છે, આનંદનું જે ચૈતન્ય અને આકારનો જે સામો કિનારો છે, જે બંધ–મોક્ષનું નિર્વાણ અને પરાથી પણ પરનું શુદ્ધ તેજસ્વરૂપ છે, તેજ જે થઇ ગયા હતા, તેમને માટે જાગ્રત અવસ્થામાં સમાધિમાં જવું એ કઇ મોટી વાત હતી ! જેમની જાગૃતિજ સમાધિ હતી, તેમને બીજી સમાધિનું પ્રયોજન શું હતું ? પરલોકલાલન–તત્પર શ્રીજ્ઞાનેશ્વર મહારાજની સમાધિ એ તો માત્ર લોકશિક્ષણની એક લીલા હતી. ચારે દેહ, ચારે વાચા અને તેમની ચારે અવસ્થાઓ પરમાર્થરૂપજ હતી. તેઓ નિત્ય મુક્ત હતા. સમસ્ત જીવનપર્યંત મનુષ્યને જે લગની રહ્યા કરે છે, તેજ તેને અંતકાળે સૂઝે છે. સમસ્ત જીવન જે વૃત્તિશૂન્ય યોગેશ્વરનું ઐશ્વર્ય ભોગવી રહ્યા હતા, તેમને સમાધિકાળે વૃત્તિક્ષોભની પીડા કેમ થવા લાગે ? ભોક્તાપણાની કલ્પનાજ જ્યાં હોતી નથી, તે નિરતિશય આનંદ ભોગવતા ભોગવતા તેઓ સમાધિમાં બેઠા.

બાહેર પદ્માસન રચુની, ઉત્તરાભિમુખ બૈસોની,
જીવીં સુખ મૂની, કર્મયોગાચેં. ૯૨
આંત મિનલેનિ મનો ધર્મે, સ્વરૂપ પ્રાપ્તિચેનિ પ્રેમેં,
આપેઆપ સંભ્રમેં, મિલવાયા. ૯૩
(જ્ઞાનેશ્વરી અધ્યાય ૮)

અર્થાત્ " બહાર પદ્માસન પર બેસીને ઉત્તર તરફ મોં રાખી કર્મયોગનું સંપૂર્ણ સુખ હૃદયમાં ધારણ કરીને, આ-

સ્વરૂપની પ્રાપ્તિના પ્રેમથી, સ્વાભાવિકપણેજ તેમાં મળી જવાની ઉત્કંઠાથી " જ્ઞાનેશ્વર મહારાજ સમાધિમાં બેઠા. ભગવાન અને નિવૃત્તિનાથ બહાર આવ્યા તેમજ સમાધિ ઉપર શિલા મૂકવામાં આવી. બધા સંતોએ સમાધિ ઉપર પુષ્પો ચઢાવ્યાં. નામદેવે ઘણુજ પ્રેમથી પૂજા કરી. નવ દિવસ સંતોએ સમાધિ પાસે શ્રીસિદ્ધલિંગ સમક્ષ કીર્તન-મહોત્સવ કર્યો. માગશર સુદી દશમે ભોજનસમારંભ થયો. તેરશને દિવસે સૌ સંતો પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. અને શ્રીજ્ઞાનેશ્વર બ્રહ્મજ્ઞાનથી અક્ષય સુખ પામ્યા. જ્ઞાનેશ્વર મહારાજની સમાધિનો મહોત્સવ દર વર્ષે આળંદીમાં થાય છે. તુકારામ મહારાજ પછી આ ઉત્સવમાં કંઈક શિથિલતા આવી ગઈ હતી, પરંતુ હૈબતરાવ બુવાએ ફરીથી તે ભારે ઉત્સાહપૂર્વક ચલાવ્યો.

જ્ઞાનેશ્વર મહારાજે સમાધિ લીધા પછી એક વર્ષની અંદરજ સોપાનદેવ, ચાંગદેવ, મુક્તાબાઇ અને નિવૃત્તિનાથે એકે એકે પોતાનુ અવતાર-કાર્ય સમાપ્ત કર્યું. જ્ઞાનેશ્વર મહારાજનો વિયોગ થયો ત્યારથી આ સંતો ઘણે ભાગે તીર્થયાત્રાજ કર્યા કરતા હતા અને પરસ્પરના સત્સંગમાં બ્રહ્મસુખ અનુભવતા વિચારતા હતા. સૌથી પહેલાં સોપાનદેવે શરીર છોડવાનો નિશ્ચય કર્યો. સિંહગઢ અથવા કૌંડિણ્યગઢ પૂનાથી તેર માઇલ દૂર છે. તેની તળેટીમાં એક પ્રાચીન મંદિર છે. ત્યાં થોડોક સમય તેઓ રહ્યા. તે પછી ઇન્દ્રનીલ પર્વત-અર્થાત્ પુરંદરગઢની પાસે કહ્‌હાડના સંવત્સર ( સાસવડ ) ગામમાં આવ્યા અને ત્યાં પોષ વદી તેરશે નામ-સંકીર્તન કરતાં કરતાં સોપાનદેવે શરીર છોડયું. થોડાક સમય ત્યાં રહીને સંતમંડળી ફરતી ફરતી પુણ્યસ્તંભ ઉર્ફે પુણતાંબે સ્થાનમાં પહોંચી. જ્ઞાનદેવ પછી સોપાનદેવને આટલા જલદી સમાધિસ્થ થયેલા જોઇને આ નાશવાન શરીર ઉપરથી મુક્તાબાઇનો જીવ ઉઠી ગયો અને તેમણે વિચાર્યું કે ' હવે મારે માટે પણ રસ્તો ખુલ્લો થયો છે. ' મુક્તાબાઈની આ સ્થિતિ જોઇને ચાંગદેવે વળી

વધુ ઉતાવળ કરી. પુણુતાંબે સ્થાન ગોદાવરીને તટે છે, પ્રાચીન તીર્થસ્થાન છે, તેથી ચાંગદેવે ત્યાંજ શરીર છોડવાનો નિશ્ચય કર્યો. ચાંગદેવે જ્યારે સમાધિ લેવાનો નિશ્ચય કર્યો ત્યારે તે સમયના તેમના ઉદ્ગાર નામદેવ પ્રગટ કરે છેઃ

"ચૌદસો વર્ષ શરીરનું જતન કર્યું, પરંતુ મારૂં અજ્ઞાન દૂર થયું નહિ. અહંકારે મારૂં ઘર છિન્નભિન્ન કરી નાખ્યું, સ્વામીની સેવામાં મેં ચોરના જેવું વર્તન રાખ્યું. હું આળંદીમાં આવ્યો, ત્યારે અભિમાન લઈનેજ આવ્યો હતો. પરંતુ મુક્તાબાઈએ મારૂં અજ્ઞાન દૂર કર્યું."

× × × ×

"જ્યારે મુક્તાબાઈને દયા આવી ત્યારે તેમણે મને દશે દિશાઓમાં પોતાનું સ્વરૂપ બતાવ્યું. આગળ પાછળ સર્વત્ર સદ્ગુરુએ સ્વરૂપમય કરી દીધું ત્યારે મારૂં અભિમાન દૂર થયું. એમના ઉપકાર હું ક્યાં સુધી ગાઉં ? તેમણે ભગવાનની સાથે યોગમેળાપ કરાવી દીધો. ઉઠો સંતજનો, ચાલો, હવે ગૌતમીમાં સ્નાન કરીએ."

ફાગણ વદી અગિયારશે હરિજાગરણ અને બારશે હરિકીર્તન થયા પછી તેરશને દિવસે ચાંગદેવે સમાધિ લીધી. સંતોએ સમાધિ ઉપર તુલસીપત્ર અને પુષ્પ ચઢાવ્યાં. પુણુતાંબેમાં પાંચ દિવસ ઉત્સવ કરીને આ લોકો ત્યાંથી ચાલ્યા. નિવૃત્તિરાજે કહ્યુંઃ 'ચાલો, હવે જ્યાં જ્ઞાનેશ્વરી પૂરી થઈ હતી, તે મહાલયા ક્ષેત્રમાં જઈએ.' તે પ્રમાણે બધાજ નેવાસે સ્થાનમાં આવ્યા. ત્યાં જ્ઞાનેશ્વરનું સ્મરણ કરીને તેઓ સૌ અત્યંત વિહ્વળ થયા.

નેવાસેમાં રહેતાં નામદેવે નિવૃત્તિનાથને પ્રાર્થના કરી કે 'આપણે જ્યારે આટલે સુધી આવ્યા છીએ ત્યારે એક વાર આપની જન્મભૂમિ આપેગાંવનાં પણ દર્શન કરી લઈએ. ત્યાં આપના વડદાદા ત્ર્યંબક પંતની સમાધિ છે, તેનાં પણ અનાયાસેજ દર્શન થશે.' નિવૃત્તિનાથે નામદેવ

તથા બીજા બધાની એજ ઇચ્છા જાણીને 'તથાસ્તુ' કહ્યું અને સૌ આપેગાંવ પહોંચ્યા. પોતાના પૂર્વજોની એ જન્મભૂમિનાં દર્શન કરી નિવૃત્તિનાથ અને મુક્તાબાઇને અત્યંત દુઃખ થયું. નામદેવ આનુ વર્ણન આ પ્રમાણે કરે છે—

"નિવૃત્તિ અને મુક્તાઇએ જ્યારે તે સ્થાન નેત્રો વડે જોયુ ત્યારે તેમનુ હૃદય અગાઉના બનાવો યાદ આવવાથી ભરાઈ આવ્યુ અને કહેવા લાગ્યાં કે "જ્યારે અમારાં માતપિતા અમને છોડીને અહીંથી ચાલ્યા ગયાં, ત્યારે અમે હે પાંડુરંગ! નાનાં હતાં, બહુજ નાનાં હતાં. નિવૃત્તિ અને જ્ઞાનેશ્વર ભિક્ષા માગી લાવતા અને સોપાન મુક્તાબાઇને સંભાળતા હતા. હે પ્રભુ! તમારીજ દયાથી અમારા એ દિવસો વીત્યા, પરંતુ અમ મુનિઓનો એ મેળો હવે રહ્યો નથી! એમ વિચારીને (નામદેવ કહે છે કે) તેમનુ મન અત્યંત વ્યાકુળ થયું. હે પાંડુરંગ! એમને શાંતિ આપો."

આપેગાંવમાં આવ્યા પછી મુક્તાબાઇને પોતાનું બાળપણુ યાદ આવ્યુ. 'બાળપણુમાંજ અમારાં મા-બાપ અમને છોડીને ચાલ્યાં ગયાં! ત્યારે નિવૃત્તિ અને જ્ઞાનેશ્વર ભિક્ષા માટે બહાર જતા અને સોપાનભાઇ મને જમાડતા-સંભાળતા હતા. આજે એ દિવસો યાદ આવે છે, પરંતુ હવે જ્ઞાનેશ્વર નથી, સોપાનભાઈ પણુ હવે રહ્યા નથી! અમારૂં ઘર-અમારો માળોજ વિખાઈ ગયો છે! એ બધી વાતો વિચારતા-વિચારતાં મુક્તાબાઇનુ ગળું ભરાઇ આવ્યુ, તેમની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. જ્ઞાનેશ્વરાદિ ભાઇબહેનની તે માતૃભૂમિને વૈષ્ણવોએ અત્યંત માન આપ્યુ.' કેટલાક દિવસ ત્યાં રહીને તેઓ વેરૂલના ઘૃષ્ણેશ્વરનાં દર્શન કરવા ગયા. વેરૂલની સંપૂર્ણ યાત્રા થઈ. આપેગાંવથી નીકળ્યા ત્યારથી મુક્તાબાઇના મનમાં કંઇક બીજાજ વિચાર આવવા લાગ્યા. નામદેવ કહે છે કે—

"મુક્તાબાઇ ઘણા ઉદાસ થઈ ગયાં અને વિચારવા

લાગ્યાં કે, હવે આ શરીર રાખવાનું કંઇ કામ નથી. તેમણે અન્નજળ તજી દીધું. નિવૃત્તિરાજ આથી વ્યાકુળ થઇ ગયા.”

નિવૃત્તિરાજ જાણી ગયા કે, મુક્તાબાઈ આ શરીરને હવે ઘણો સમય રાખશે નહિ. તેઓ બધા રસ્તે ચાલતાં તેમને વચમાં લઇને ચાલતા હતા. તેમની ચિત્તવૃત્તિ નિજ-સ્વરૂપમાં નિમગ્ન થઇ ગઇ. તેમને દેહનું ભાન રહ્યું નહિ. આજ અવસ્થામાં તેમને સાથે લઇને બધા તાપી-કિનારે આવ્યા. વૈશાખ મહિનો હતો, દિવસે ઘણો આકરો તાપ પડતો હતો. આ ગરમી દિવસે દિવસે વધતીજ જતી હતી. આ બધાંના આવવાથી તાપીને કિનારે સંતોનો મેળોજ લાગ્યો હતો. બન્ને કિનારે વાવટા વાવટા ને વાવટાજ જણાતા હતા. વૃક્ષો ફળોથી લચી પડતાં હતાં. જ્યાં ત્યાં ફ્રો અને દર્ભની હરિયાળી છવાઇ હતી, નાનાં-મોટાં આમ્રાદિ વૃક્ષો ઉપર બેસીને પક્ષીઓ વસંત-સમીર (પવન)-થી મસ્ત થઇને ગાતાં હતા અને મોર થનગન થનગન નૃત્ય કરતા હતા. ભિન્ન ભિન્ન પ્રકારનાં કમળો અને તેના ઉપર ગુંજારવ કરનાર ભમરાઓને જોઇને વૈષ્ણવો ઘણાજ પ્રસન્ન થતા હતા.

ધન્ય મહત્ નગર ધન્ય સોમેશ્વર, ધન્ય તાપી તીર યોગિયાંચે.

આ ધન્ય ભાવથી સંતજનો તે એકાંત સ્થાનમાં ફરીથી ગયાં. મહત્ નગર અર્થાત્ માણેગાંવ એદલાબાદથી બે માઇલ છે. તે સ્થાનમા રહેતાં રહેતાં એક દિવસ એકાંતમાં નિવૃત્તિનાથે મુક્તાબાઇને તેમના બ્રહ્મભાવનુ સ્મરણુ કરાવ્યું; ત્યારે મુક્તાબાઇએ કહ્યુ—“આવવા-જવાનુ ક્યાં છે! આ બધુંજ આત્મસ્વરૂપ છે, ઓ સ્વામીજી!”

ઉદય આણિ અસ્ત નાહીં સ્વરૂપાસીં,
ઐસેં મુનિ ઋષિ જાણતાતી. ૧
આમ્હીં કધીં આલો સ્વરૂપ સોડૂની,
જાવેં પાલટોની જેથિલ તેથેં. ૨
અંતર બાહેર સ્વામીચેં સ્વરૂપ,
સ્વયેં નન્દાદીપ ઉજલલા. ૩

આમ કહેતાં કહેતાં જ્યારે મુક્તાબાઈ સ્વસ્વરૂપમાં લીન થતાં હતાં, ત્યારે આકાશમાં વાદળ ગરજવા લાગ્યાં અને ઘણા જોરથી વીજળી ચમકવા લાગી તથા કડાકા થવા લાગ્યા. આ વખતે મુક્તાબાઇ સહજ-સ્વરૂપમાં મળી ગયાં. પિંડમાંજ પિંડને આત્મરૂપ કરીને મુક્તાબાઈ જ્યાંનાં ત્યાં સદેહે અદૃશ્ય થઇ ગયાં—

એક પ્રહર ઝાલા પ્રકાશ ત્રિભુવનીં,
જેવ્હાં નિરંજની ગુપ્ત ઝાલી.

અર્થાત્ "એક પહોર સુધી ત્રણે ભુવન ઝગમગી રહ્યાં હતાં એવે વખતે મુક્તાબાઇ નિરંજનમાં અદૃશ્ય થઇ ગયાં." તે દિવસ જેઠ વદી બારશનો હતો. આ આંખોથી તેમના બાહ્યસ્વરૂપને હમણાંજ જોયું હતું ને જોતજોતામાંજ તે અંતર્ધાન થઇ ગયાં; એથી સૌ સંતોનું ચિત્ત અત્યંત વ્યાકુળ થયું.

હોતી ઐસી નાહીં ઝાલી મુક્તાબાઈ,
સંત ઠાયીં ઠાયીં સ્ફુન્દતાતી.

તે સ્થાન અત્યંત રમણીય હતું, તેથી સઘળા સંતો વળી ત્યાં એક માસ વધારે રહ્યા. મુક્તાબાઇ જ્યાં અદૃશ્ય થયાં, ત્યાંથી બે માઈલ દૂર તેમનું દેવાલય છે. ચારે ભાઈ-બહેનમાં નિવૃત્તિનાથ સૌથી મોટા હતા, તેઓ બધાની પાછળ ગયા. વારકરી સંત-ભક્તો તેમના સર્વથા નિવૃત્ત ચિત્તને તાલ, મૃદંગાદિ વગાડીને, ગાયનાદિ તથા ગીતાર્થના નિરૂપણ દ્વારા રાજી કરવાનો પ્રયત્ન કરતા હતા. છતાં—

જ્ઞાનરાજે આમુચે નિવવિલે ઊલે,
આતાં ઐસેં બોલે કોણ નાહીં. ૧
ઐકાવા હા અર્થ મુક્તાબાઈચ્યા મુખીં,
આતાં ઐસી સખી નાહીં કોણી. ૨
અવિટ બોલણેં બોલાવેં અનાદિ,
જેં ગુહ્ય વેદીં સાંપડેના. ૩
કીર્તિ આણિ વૈરાગ્ય કેલેં સામ્રાજ્ય,
ગુરુત્વાસી લાજ નાહીં આલી. ૪

નાશિવંત શરીર કેલેં અવિનાશ,
ઘડવિલા વિલાસ આધ્યાત્મીચા. ૫
અવિટ બોલણીં આઠવતી મનીં,
આતાં ત્રિભુવનીં દિસે નાત. ૬

* * * *

જેષ્ઠાચ્યાહી આધીં કનિષ્ઠાચેં જાણેં, કેલે નારાયણેં ઉફરાટેં.

ઉફરાટે ફાર કલલેં માઝેં મની,
વલચણીચેં પાણી આઢયા આલેં!

* * * *

અર્થાત્ જ્ઞાનરાજે મારાં નેત્રોને જે સુખ આપ્યું તેવુંજ રમાડી રમાડીને સુખ આપનાર હવે કોઇ રહ્યું નથી. અર્થ તો મુક્તાબાઇના મુખેથીજ સાંભળવા જેવા હતા; અને હવે કોઇ એવી બહેન નથી રહી, કે જે અનાદિ વેદોમાં પણ ન મળે એવી મધુર વાત કહે. એ ભાઇ-બહેને કીર્તિ અને વૈરાગ્યનું સામ્રાજ્ય ભોગવ્યું-અધ્યાત્મવિલાસ દ્વારા નાશવાન શરીરને અવિનાશી બનાવી દીધું. તેમની મધુર વાતો યાદ આવે છે, પરંતુ તેઓ તો હવે ત્રિભુવનમાંથી અંતર્ધાન થઈ ગયાં. × × × મોટાઓની પહેલાં નાનાં ચાલ્યાં જાય, એ કેવી ઉલટી રીતિ નારાયણે ચલાવી-ઉલટી ગંગા વહાવી!

આ ઉદ્ગાર શ્રી નિવૃત્તિનાથના મુખેથી સાંભળીને નામદેવાદિ સંતોએ જાણ્યુ કે, હવે આ પણ વધારે દિવસના સાથી નથી. જ્ઞાનેશ્વરની સાથે રહેતાંરહેતાં જે આનંદ તેમણે મેળવ્યો હતો તેનું સ્મરણ કરતાં કરતાં તેમણે કહ્યું કે-

દેહા આધીં ગેલા પ્રાણ માઝા.

અર્થાત્ દેહ છૂટતા પહેલાં મારા પ્રાણ ચાલ્યા ગયા! ત્યારે સઘળા સંતોનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યાં. નિવૃત્તિનાથને ગહિનીનાથે જે રહસ્ય બતાવ્યું હતું તે તેમણે પોતાનાં બધાં ભાઇ-બહેન તથા ચાંગદેવ અને વિસોબા ખેચર વગેરેને વહેંચી દીધું હતું. નિવૃત્તિનાથ બધા સંતો

સાથે પાછા ફર્યા અને રસ્તામાં સપ્તશૃંગી પર્વતની પરિક્રમા કરીને તથા દેવીનાં દર્શન કરીને ત્ર્યંબકેશ્વર આવ્યા અને ત્યાં તેમણે અષાઢ વદી બારશને દિવસે શરીર છોડયું. નિવૃત્તિનાથનું ચાલ્યા જવું એ કેવું હતું એ સંબંધી નામદેવ કહે છે કે–

"સૂર્યાસ્ત થઇ ગયો અને અંધકાર છવાઇ ગયો. યોગેશ્વર નિવૃત્તિરાજ અસ્તાચલ તરફ ચાલ્યા ગયા! એ વિભૂતિઓ ચાલી ગઇ, એ અનાદિ અવતાર ચાલ્યા ગયા. ભગવન્! હવે રહી રહીને એમની યાદ આવે છે. હવે ધીરજ રહેતી નથી, કંઠ રૂંધાઈ જાય છે."

ત્ર્યંબકેશ્વર ક્ષેત્રમાં થોડો સમય રહીને નામદેવ પોતાનાં બાળબચ્ચાં સાથે પંઢરપુર ગયા અને બીજા સંતો પોતપોતાને સ્થાને ગયા. સવત ૧૩૫૩ ના માગશર માસથી સંવત ૧૩૫૪ના અષાઢ મહિના સુધી લાગલાગટ આઠ મહિના આ સંતો એકસાથે રહેતા રહેતા પરસ્પર સત્સંગ અને પ્રેમના સ્વર્ગીય સુખની આપ–લે કરતા હતા. અને માગશરમાં જ્ઞાનેશ્વર મહારાજે સમાધિ લીધી, તે પછી પોષ માસમા સોપાનદેવે, ફાગણ માસમાં ચાંગદેવે, જેઠમાં મુક્તાબાઈએ અને અષાઢમાં નિવૃત્તિનાથે આ લોકની યાત્રા સમાપ્ત કરી. આ પ્રમાણે કુલ આઠ મહિનાની અંદર આ પાંચ મહાપુરુષો આ ક્ષણભંગુર મૃત્યુલોક છોડીને ચાલ્યા ગયા અને પરબ્રહ્મમાં મળી ગયા.

આ યોગીઓ તો ચાલ્યાજ ગયા, પરંતુ તેમની સ્મૃતિ-સમાધિઓ રહી ગઇ છે. આ સમાધિ–સ્થાનોમા મોટી મોટી યાત્રાઓ થાય છે. જ્ઞાનેશ્વર મહારાજે માગશર વદી તેરશે સમાધિ લીધી અને હજુ સુધી એકાદશીએ થનારી યાત્રા આ તેરશને દિવસે તેમના સમાધિ–મહોત્સવનો સમારંભ જોઇને તથા કીર્તન અને કાંદોની લીલા કરીને નિવૃત્ત થાય છે. સોપાનદેવે પોષ વદી તેરશે શરીર છોડયું, પરંતુ આ નિમિત્તે થનારી યાત્રા સાસવડમાં વૈશાખ સુદી પડવાને

દિવસે થાય છે. ચાંગદેવ સમાધિસ્થ થયા ફાગણ વદી તેરશે અને તેજ દિવસે તાપીતટે ચાંગદેવના જન્મસ્થાન 'ચાંગદેવ' ગામમાં તે નિમિત્તે યાત્રા થાય છે. મુક્તાબાઇ જેઠ વદી બારશે અંતર્ધાન થયાં અને તેજ દિવસે તેમના અદૃશ્ય થવાના સ્થાનમાં—અર્થાત્ એદલાબાદમાં એક મોટો મેળો ભરાય છે, અને ભજન-કીર્તન વગેરેનો ઘણો આનંદ થાય છે. નિવૃત્તિનાથ અષાઢ વદી બારશે સમાધિસ્થ થયા, પરંતુ તેમના સમાધિઉત્સવની યાત્રા મહા વદી અગિયારશે થાય છે. આ પ્રમાણે જ્ઞાનદેવ, મુક્તાબાઇ અને ચાંગદેવની તિથિઓનું પાલન તો બરાબર થાય છે, પરંતુ સોપાનદેવ અને નિવૃત્તિનાથની યાત્રાઓ સમાધિને દિવસે નથી થતી, આગળપાછળ થાય છે. આનું કારણ એ છે કે, વારકરીઓએ યાત્રાની સગવડ જોઇને તે પ્રમાણે આ દિવસ નક્કી કર્યા છે. અષાઢ વદમાં જો નિવૃત્તિનાથની સમાધિની યાત્રા કરવામાં આવે તો અષાઢી એકાદશીથી પંઢરપુરની યાત્રાને માટે ફરીથી બહાર નીકળવું ઘણુંજ કઠણ થાય છે, કેમકે એને માટે પૂરા પંદર દિવસનો પણ અવકાશ રહેતો નથી. અને પછી અષાઢ વદી અગિયારશે ત્ર્યંબકેશ્વરમાં જળનો અભાવ રહે છે. આ કારણોથી વારકરીઓએ અહીંની યાત્રા મહા મહિનામાં કરવાની પ્રથા પાડી છે. સોપાનદેવની યાત્રાના સંબંધમાં પણ એવુંજ છે. સોપાનદેવને વારકરીઓ—યાત્રાળુઓ ઘણાજ પ્રેમથી સોપાન કાકા અથવા માત્ર કાકા કહીને બોલાવે છે. અસ્તુ. આ પ્રમાણે જ્ઞાનેશ્વર પંચાયતન લગભગ આઠજ મહિનામાં અદૃશ્ય થયું, છતાં તેમના પ્રત્યે મહારાષ્ટ્રનો પ્રેમ આજે પણ પહેલાંના જેવોજ તાજો છે.

જ્ઞાનેશ્વર મહારાજ પછી જે તેમના સમકાલીન સંતો સમાધિસ્થ થયા, તેમનો અનુક્રમ આ પ્રમાણે છે—

(૧) **વિસોબા ખેચર**—સમાધિસ્થ થયા સંવત ૧૩૬૬, સૌમ્ય નામનો સંવત્સર, શ્રાવણ સુદી અગિયારશ.

(૨) **નરહરિ સોની**—સમાધિસ્થ થયા સંવત ૧૩૭૦

પ્રમાથિ નામનો સંવત્સર, ફાગણ વદી પડવો.

(૩) બંકા મહાર—સમાધિસ્થ થયા સંવત ૧૩૭૫, કાળયુકત સંવત્સર, મહા સુદી પૂર્ણિમા.

(૪) જન મિત્ર—સમાધિસ્થ થયા સંવત ૧૩૮૭, કાર્તિક સુદી ૧૧.

(૫) ચોખા મેલા—સમાધિસ્થ થયા ૧૩૯૫, બહુધાન્ય સંવત્સર, જેઠ વદ પાંચમ.

(૬) નામદેવ—સમાધિસ્થ થયા સંવત ૧૪૦૭, વિકૃત નામનો સંવત્સર, શ્રાવણ વદી ૧૩.

જ્ઞાનદેવ વગેરે ભાઇ-બહેન આ લોકમાં બહુજ થોડો સમય પ્રકાશીને ચાલ્યા ગયાં. નિવૃત્તિનાથ સૌથી પહેલાં જન્મ્યા અને સૌના પછીથી સમાધિસ્થ થયા. સમાધિસમયે તેમની ઉંમર ૨૪ વર્ષની હતી ! બીજા સંતો દીર્ઘાયુ હતા. એ ઉપર આપેલા સમાધિકાળથી જણાશે. નામદેવરાય સૌથી વધારે દીર્ઘાયુ હતા. સમાધિને સમયે તેમની ઉંમર ૮૦ વર્ષની હતી–અર્થાત્ જ્ઞાનેશ્વરની સમાધિ પછી પૂરાં ૫૪ વર્ષ નામદેવરાય જીવ્યા હતા; પરંતુ આ પ્રમાણે જોવુ એ તો દેહદષ્ટિએ જોવાનુ છે ! યથાર્થમા બ્રહ્મનિષ્ઠોનુ આવરદાજ શુ ? દિશા અને કાળથી જે પર–જે ચિન્મય સ્વરૂપ છે, તે સ્વરૂપને જે પામી ગયા તે સંતો પણ દિશા–કાળથી પરજ છે ! વળી દિશા અને કાળની ગતિ ત્યા કેવી ? તેથી મરણ માટે ઉત્તરાયણ અને શુક્લપક્ષનાં વખાણ અને દક્ષિણાયન અને કૃષ્ણપક્ષનાં અવખાણનો વિચાર અહીં રહેતો નથી. જે મરણનેજ મારીને અમર બની રહે છે, તેમને વળી મરવુ શુ અને કેવુ ? તેઓ મરતા પહેલાજ મરીને અજર–અમર થઇને રહે છે. જ્ઞાનેશ્વર મહારાજે પોતેજ કહ્યુ છે કે—

"બ્રહ્મનિષ્ઠ પુરુષોના શરીરનું નામ–ઉપનામ કંઇજ રહેતું નથી, તેથી ક્યારે અને કેવી રીતે તેનો લય થાય

છે એ માત્ર જોવાનુંજ રહે છે. આથી માર્ગ શોધવાનુંજ શું પ્રયોજન છે? કોઈ ક્યાંયથી ક્યાંય જતું હોય ત્યારે ને! આવી તો વાતજ નથી રહેતી; કેમકે દેશ–કાળાદિ-સર્વ કંઇ તે પોતેજ બની જાય છે. ઘડો ફૂટયા પછી ઘટાકાશને સીધો રસ્તો મળે તોજ શું તે મહાકાશને પામે છે, નહિ તો શું નથી પામતો? જ્યાં પૂર્ણ જ્ઞાન છે, ત્યાં રસ્તાનો કોઇજ ઝઘડો નથી. સોઽહં જ્ઞાનને પામેલા યોગીઓને માટે કંઇ હરકત નથી. ગમે તે સમય હો, ભલેને દેહ રહો કે જાઓ, તેનાથી અબાધ બ્રહ્મભાવમાં કંઇ અગવડ પડતી નથી." (જ્ઞાનેશ્વરી અધ્યાય ૮)

જ્ઞાનેશ્વરાદિ ભાઈ–બહેનના સમાધિસ્થ થયા પછી નામદેવને માટે જીવવું ભારરૂપ થઇ ગયું. થોડાં વર્ષ તેઓ તેમના સત્સંગમાં રહ્યા. આથી વારંવાર તેમનીજ મૂર્તિઓ તેમનાં નેત્રો આગળ આવી આવીને જાણે અદૃશ્ય થઇ જતી હતી. એક વાર નામદેવ ભગવાન આગળ હઠ લઇને બેઠા કે, જ્ઞાનેશ્વર જીવિત સમાધિ લઈને બેઠા છે તોપણ તેમનાં દર્શન માટે મારો જીવ વ્યાકુળ થઇ રહ્યો છે; તેથી જે રીતે બને તે રીતે મને તેમની દિવ્ય મૂર્તિનાં દર્શન કરાવો, હું ધરાઇને તેમને જોઈ તો લઉં." નામદેવ જેવા લાડીલા ભક્તની હઠ ભગવાન પૂરી ન કરે તો બીજું કોણ કરે? ભગવાને તેમને ઘણુંયે સમજાવ્યા કે જે તારો આત્મા છે, તેજ જ્ઞાનેશ્વર છે અને તેજ હું છું. પરંતુ આથી નામદેવરાયને સંતોષ થયો નહિ. તેમણે ભગવાનને કહ્યું કે, આ બ્રહ્મજ્ઞાન તમે તમારી પાસેજ રાખીને આવજો. મને તો મારા જીવનનો આધાર મેળવી આપો. કોઈ પણ રીતે આ હઠ નામદેવે છોડી નહિ. એ પ્રસંગ કેવો પ્રેમરસથી ભરપૂર છે! નામદેવ અને ભગવાનનો એ પરમ સુખદાયક સંવાદ આપણે પણ સાંભળીએ—

"નામદેવ કહે છે કે, હે ભગવન્! આ સંસારમાં આ આંખોને શું જ્ઞાનદેવનાં દર્શન ફરીથી થશે? જ્ઞાનનો વિયોગ

થવાથી હૃદયરોગ લાગુ પડયો, તેથી હે ભગવન્ ! એવું કરો કે ફરીથી મેળાપ થાય. ભગવન્ ! આજ સમયે મને મારા જ્ઞાનદેવનાં દર્શન કરાવો. તેમના વિના મારો જીવ તરફડી રહ્યો છે. સંત છોડીને ચાલ્યા ગયા, સખા દૂર ચાલ્યા ગયા, હવે આ પંઢરપુરમાં કેમ કરીને રહું ?"

* * * *

"જ્ઞાનદેવ મારા સુખના સરોવર હતા, તેમાં માછલી બનીને હું નિશ્ચિંતપણે વિચરતો હતો. દુર્દૈવરૂપી તાપથી તે જળ સૂકાઇ ગયું. હે રઘુવીર ! હવે કૃપાવૃષ્ટિ કરો, જ્ઞાનદેવ વિના આ પ્રાણ વ્યાકુળ થઇ રહ્યા છે. ભગવન્! આપ તો જગજીવન છો."

* * * *

"આમ કહેતાં કહેતાં નામદેવનાં નેત્રોમાં અશ્રુ ભરાઈ આવ્યાં અને તેઓ ભગવાન આગળ ધરતીપર ઢળી પડયા."

* * * *

"ભગવાન કહે છે કે, નામદેવ ! જો, જ્ઞાનદેવ તો હુંજ છું, જ્ઞાનદેવ અને હું બે નથી. જ્ઞાનદેવ તો મારો આત્મા છે. મારામા તારૂ મન રાખ. આ વ્યાકુળતા તજી દે, દ્વૈતને તોડી નાખ, અરે નામા ! સમજી લે, બરાબર સમજી લે."

* * * *

"જ્ઞાનેશ્વર આત્મરૂપ છે. તેજ જ્ઞાનનો સાગર છે જ્ઞાનદેવમાં દૃઢ ભાવ ધારણ કર એટલે તું પોતેજ જ્ઞાનદેવ બની જશે "

* * * *

આ નિર્ગુણ–બોધ તે પ્રેમમય સગુણ ભકતને સમજાયો નહિ; તેઓ તો 'મને મારા જ્ઞાનેશ્વર આપો' એજ રટન કરવા લાગ્યા.

"નામદેવે કહ્યું કે, ભગવન્ ! આ બ્રહ્મજ્ઞાન આપની

પાસેજ રાખો. આપ આપની માયામાં છુપાઇ રહો છો અને જ્ઞાન ભાવનાની ઓટમાં રહે છે. અમને એ જ્ઞાનની પરવા નથી, અમને તો સંત-મિલનજ વહાલું છે. સંતોને મળવાથી પ્રેમ ઉભરાઇ આવે છે અને પ્રેમથી ભગવાન મળવા જોઇએ. નામદેવમાં જે કંઇ હોય તો તે પ્રેમજ છે, પરંતુ તેનો રસ્તો બધો રોકી રાખ્યો છે."

* * * *

"મને ભક્તિરસ-પ્રેમજ આપો, આ પ્રેમ આપીને જન્મ આપો. જો પ્રેમ હાથમાં આવી જાય તો હું જ્યાં રહું ત્યાંજ પંઢરી છે. જ્ઞાનદેવને મેળવી આપો, કેવળ જ્ઞાનજ બતાવો નહિ. ત્યારે જગન્માતા ભગવાનને કહે છે કે, નામદેવને ના પાડો નહિ. આપના કીર્તનરંગમાં રંગાઇને નાચનાર ભક્ત તો આ નામદેવજ છે. કીર્તનમાં એના સિવાય બીજું કોણ નાચશે ? એની ઇચ્છા પૂર્ણ કરો."

નામદેવનો પક્ષ લઇને જ્યારે જગન્માતા પોતેજ ઉભાં થયાં, ત્યારે પછી શું પૂછવાનું હોય ! ભગવાનને નામદેવની હઠ પૂરી કરવીજ પડી. જ્ઞાનેશ્વર મહારાજનાં એ સાક્ષાત્ દર્શન નામદેવને પ્રાપ્ત થયાં.

"આ નેત્રોથી જ્યારે જ્ઞાનદેવનું દર્શન થયું ત્યારે નામદેવને અત્યંત આનંદ થયો. નામદેવે તેમનાં ચરણો પકડી લીધાં અને કહ્યું: 'આપ તો સદ્‌ગુરુરાજ બની ગયા. મારો તિરસ્કાર ન કરો, મને દૂર ન કરો. હે નાથ ! હવે મને છોડીને કયાંયે જાઓ નહિ, હું તો આપનું બાળકજ છું.'"

નામદેવ પ્રત્યે જ્ઞાનેશ્વરનો પ્રેમ પણ ઉભરાઇ આવ્યો—

"વહાલા હરિના દાસ ઉદાસ નામદેવ ! હૃષીકેશ ઉપર તમારી અત્યંત પ્રીતિ છે. હરિના દાસોમાં તમે ન્યારાજ ગણાશો. નામદેવ ! તમે પ્રેમની પ્રતિમા છો. તમે વિઠ્ઠલ ભગવાનના લાડકવાયા છો, અમારી સૌની ઉપર તમારી અત્યંત કૃપા છે."

વિસ્તારપૂર્વક વર્ણન કરીને તેમણે કેટલીક સિદ્ધિઓ વિષે પોતાનો મત પણ સ્પષ્ટ પ્રગટ કર્યો છે. તેમણે કહ્યું છે કે—

"ત્યારે તે સમુદ્રપારનું દૃશ્ય પણ જોઈ લે છે, સ્વર્ગનો નાદ પણ સાંભળી લે છે અને કીડીના મનની સ્થિતિ પણ જાણી લે છે. આકાશમાં ઉડે છે, પાણી ઉપર ચાલે છે; પરંતુ જળનો સ્પર્શ પગને થવા દેતા નથી આવી આવી અનેક સિદ્ધિઓ પ્રસંગવશાત્ પ્રાપ્ત થાય છે."

આવી અનેક સિદ્ધિઓ જ્ઞાનેશ્વર મહારાજનાં ચરણોમાં આળોટયા કરતી હતી, છતા જગદુદ્ધારનો જે સીધો માર્ગ તેમણે બતાવ્યો. તેમાં યોગ અથવા સિદ્ધિઓને કંઇ પ્રધાનતા આપવામાં આવી નથી. યોગબળથી ચૌદસો વર્ષ જીવેલા ચાંગદેવને આત્મપ્રાપ્તિ થઈ નહોતી. આ ઉદાહરણ તેમની સમક્ષ હાજરજ હતું. આ પ્રકારની એકદેશી યોગશક્તિથી પરમાર્થની ખાસ સાધના થતી નથી. એક સ્થળે તેમણે પણ કહ્યું છે કે 'યોગ–યાગ વિધિથી કોઈ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી; નાહક ઉપાધિ અને દંભ વધે છે.' યોગશાસ્ત્ર જૂઠું નથી, સિદ્ધિઓ પણ જૂઠી નથી, પરંતુ આત્મપ્રાપ્તિની સાધનામાં તેનો કંઇ ઉપયોગ નથી, ઉલટી તે વિઘ્નરૂપજ છે. ભાગવત ધર્મમાં યોગસિદ્ધિનું પ્રાધાન્ય નથી. યોગની ક્રિયાઓથી ભગવાન મળતા નથી. શ્રીમદ્ ભાગવતના અગિયારમા સ્કંધના પંદરમા અધ્યાયમાં સિદ્ધિઓનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે, પરંતુ આ વર્ણનના અંતમાં (શ્લોક ૩૨–૩૫) એમ દર્શાવ્યું છે કે, 'જિતેન્દ્રિય અને ભગવદ્ધ્યાનમાંજ નિમગ્ન રહેતા પુરુષને માટે કોઈ પણ સિદ્ધિ દુર્લભ નથી. છતાં જે ઉત્તમ યોગ (અર્થાત્ જીવ અને પરમાત્માનો યોગ યાને મિલન)નો અભ્યાસ કરનારા છે, તેમને માટે આ સિદ્ધિઓ અંતરાયરૂપ છે, અને તેથી તેમની ઇચ્છા ન કરવી જોઇએ. જે ભગવાનની સાથે તન્મય થઈ જવા ઈચ્છે છે તેમને માટે તો આ સિદ્ધિઓ નકામો વખત ગુમાવનારી હોય છે;

એથી સર્વ સિદ્ધિઓના સ્વામી, યોગ, જ્ઞાન અને મોક્ષના ભંડાર જે સ્વયં શ્રીહરિ છે તેમને શરણે અનન્ય ભાવથી જવું જોઇએ."

अन्तरायान् वदन्त्येता युञ्जतो योगमुत्तमम् ।

આ ભાગવતવચન પ્રમાણેજ સંતોનો અનુભવ છે. આ સંબંધી એકનાથ મહારાજ કહે છે કે—

"મારૂં સ્વરૂપ શુદ્ધ અદ્વૈત છે. ત્યાં સિદ્ધિઓના જે મનોરથ છે તે બધા માત્ર લોકરંજન માટે છે; તેમાં કોઈ પરમાર્થ નથી. નિષ્કામ થઇને મારૂં ભજન કરવાથી હું તરત પ્રાપ્ત થાઉં છું. અહીં જો સિદ્ધિઓમાં મન લાગી જશે, તો હું પ્રાપ્ત થનાર નથી. બધા યોગોનો ભંડાર, વેદાંતનું ધામ અને સિદ્ધિઓનો પરમ સાર તો ભગવાનની આચાર સહિત ભક્તિ છે."

યોગ, કર્મ, વેદાન્ત (જ્ઞાન)થી જે ભગવાન પ્રાપ્ત થાય છે, તેમના પ્રત્યે અનન્ય પ્રેમ, તેમનાજ અખંડ નામ-સ્મરણમાં તલ્લીનતા અને સર્વત્ર સર્વ પ્રાણી–પદાર્થોમાં ભગવદ્‌ભાવજ મુખ્ય ભાગવતધર્મ છે અને એનો ઉપદેશ ગૈનીનાથે નિવૃત્તિનાથને અને નિવૃત્તિનાથે જ્ઞાનેશ્વર મહા-રાજને આપ્યો. બધા નાથ કેવળ યોગી હતા અને જ્ઞાન તથા ભક્તિ સાથે તેમને કંઈ પણ સંબંધ નહોતો, એમ કહેવું એ ભારે સાહસ ગણાય અને સર્વથા સત્ય પણ નથી; છતાં એટલું તો સ્પષ્ટજ છે કે, પહેલાંના નાથ યોગ-નેજ જેમ મુખ્ય અંગ માનતા હતા, તેજ પ્રમાણે નિવૃ-ત્તિનાથ અને તેમના શિષ્ય તથા શિષ્યોના શિષ્ય મુખ્યત્વે ભક્તિ અને નામસ્મરણમાંજ માનતા હતા. યોગ–પ્રક્રિયા બધાને માટે સુગમ પણ નથી, કોઈ વિરલ શિષ્યજ આ માર્ગે ચાલી શકવા શક્તિવાન હોય છે, જ્યારે ભક્તિમાર્ગ-માં એવું નથી. જ્ઞાની–અજ્ઞાની, ભણેલો–અભણ, નાનો–મોટો, પુણ્યાત્મા ને પાપાત્મા, પ્રજ્ઞાવાન અને મૂઢ–બધાને માટે એ તારનાર છે. ભગવાને ગીતામાં અર્જુનને અને ભાગવ-

"નિવૃત્તિને ગૈનીદેવે સંપૂર્ણ ઉપદેશ આપ્યો અને ગુહ્ય-ભાવ ગોરખનાથે બતાવ્યો." અસ્તુ. જે રામકૃષ્ણ મંત્ર નિવૃત્તિનાથને મળ્યો, તેજ તેમણે પોતાના શિષ્યો દ્વારા સંસારને આપ્યો છે. નામસ્મરણ સિવાય ઉદ્ધારનો બીજો કોઇ માર્ગ નથી.

રામકૃષ્ણ મંત્ર જનાસી ઉદ્ધાર, આણીક સાચાર માર્ગ નાહીં.

આ પ્રમાણે તેમણે પોતાના અનેક પ્રેમપૂર્ણ અભંગો-માં કહ્યું છે—શ્રીનિવૃત્તિનાથના ઉપદેશાનુસાર જ્ઞાનેશ્વર વગેરે શિષ્યો અત્યંત આનંદથી નાચતા નાચતા ને ગાતા ગાતા પંઢરપુરની યાત્રા કરે છે અને વિઠ્ઠલનુ નામસંકી-ર્તન કરે છે. આ જોઇને તેમને અત્યંત હર્ષ થતો હતો. એક અભંગમાં તેમણે કહ્યુ છે કે—

"સોપાનની રમત, જ્ઞાનદેવનો સ્વાનંદ, મુક્તાઇનો ભાવ—બધુ વિઠ્ઠલરાજજ છે. તેમનાં કરતાળ અને મૃદંગ-માંથી વિઠ્ઠલનુ નામજ નીકળે છે. ખેચરનો પ્રેમ પણ શ્રી-વિઠ્ઠલ ઉપરજ છે. નિવૃત્તિનાથ જ્ઞાનદેવને કહે છે કે, પુંડ-લીકની સાથે હરિ રમ્યા કરે છે."

આ ભાઇ-બહેન કેવી રીતે ઉત્કટ પ્રેમથી અખંડ નામ-જપ કર્યા કરતાં હતાં કે—

"પુષ્પોની સુગંધ ઉપર મોહિત થઇને ભમરો જેમ ઇંદ્રિયોનો માર્ગ ભૂલી જાય છે, તેજ પ્રમાણે આ સંતો વિઠ્ઠલના ધ્યાનથી તૃપ્ત થઇને નિત્ય હરિચરણોમાં એકાંત ગાળે છે. તેમને નથી તો દિવસની ખબર રહેતી કે નથી તો રાતની, અખંડ હરિ-ચિંતનમાજ પડયા રહે છે. હરિમાં લીન થઇને પ્રેમ-કલ્લોલ (લહરિઓ)નો અનુભવ કરતા, હરિના રાજહંસ બનીને અમૃતપાન કરે છે. વિઠ્ઠલ નામનો ંડ ઘોષ કરતા કરતા નામપુષ્પોથીજ હરિનું પૂજન કરે નિવૃત્તિ એજ એકાંતમાં તલ્લીન થઇ ગયા અને હરિના સંગથી સંસાર પ્રત્યે મૌન બની ગયા."

નિવૃત્તિનાથે દધિકાંદીના અભંગોમાં, તે સમયના સંતો કેવી રીતે એકત્ર થઇને પ્રેમપૂર્વક વિઠ્ઠલ નામના કોળિયાનું સેવન કરતા હતા તેનું વર્ણન કર્યું છે. સર્વત્ર નિવૃત્તિનાથે આજ વર્ણન કરેલું છે કે, વિશ્વરૂપમાં ભગવાનજ સમાયેલા છે, સર્વ ભૂતોમાં ભગવાનજ વિરાજી રહ્યા છે, આજ ભાવ ચિત્તમાં રાખીને 'રામ–કૃષ્ણ–હરિ નામ' મંત્રનો અખંડ ઘોષ કરો; નિંદા અને છળ શાંતિપૂર્વક સહન કરતા હરિગુણ ગાઓ; નામસ્મરણ સિવાય ઉદ્ધારનો બીજો કોઇ માર્ગ નથી; સદાચારથી રહો અને 'હરિ હરિ' કહો એજ એકમાત્ર ઉપાય છે. આ ઉપદેશ એમણે બધાને આપ્યો; પરંતુ જ્ઞાનેશ્વર મહારાજે ગુરુકૃપાના પૂર્ણ પાત્ર બનીને તે સંપૂર્ણ ઉપદેશ જીવનમાં ઉતાર્યો અને તેને સોગણો કરીને સંસારને આપ્યો. જ્ઞાનેશ્વર મહારાજને આ પ્રમાણે નિવૃત્તિનાથ પાસેથી શ્રીકૃષ્ણની ઉપાસનાનું રહસ્ય પ્રાપ્ત થયું. જે શ્રીગુરુએ અમૂલ્ય બ્રહ્મબોધ કરાવ્યો, વિશ્વાત્મભાવ જગાડી દીધો, નામામૃતનું પાન કરાવ્યું, ગીતા–ભાષ્ય કરવાની પ્રેરણા આપી અને સૌથી વધારે તો જ્ઞાનેશ્વર નામને સાર્થક કર્યું તે શ્રીસદ્‌ગુરુ પ્રત્યે એ શિષ્યોત્તમનો કેવો ભાવ હતો તે હવે જોઇએ.

શ્રીજ્ઞાનેશ્વર મહારાજના ચરિત્રમાં 'ગુરુભક્તિ'નું ઘણું માહાત્મ્ય છે. જ્ઞાનેશ્વરી ગ્રંથ તેમણે નેવાસેમાં નિવૃત્તિનાથની સામેજ કહ્યો અને નિવૃત્તિનાથના પ્રસાદથીજ તેમને પૂર્ણ બ્રહ્માનુભવ પ્રાપ્ત થયો હતો. આ કારણથી જ્ઞાનેશ્વરીમાં જેટલાં મંગળાચરણ છે, તે બધાં ગુરુ–ભક્તિના અમૃતરસથી ભરપૂર છે. ગુરુપ્રસાદથીજ પૂર્ણ બોધ થયો અને મારો ઉદ્ધાર થયો, એજ એમનો અનુભવ હતો; અને તેમણે વારંવાર એજ કહ્યું છે કે, 'શ્રીગુરુના પ્રસાદ વિના આત્મપ્રાપ્તિનાં અન્ય સર્વ સાધનો વ્યર્થ છે અને ગુરુનો પ્રસાદજ એક એવું સાધન છે કે એના વડેજ અન્ય સર્વ સાધનો સિદ્ધ થાય છે.

ગૃહત્યાગ, ભસ્મધારણ, જટા–ભાર, જપ, તપ, અનુષ્ઠાન, યજ્ઞ, દાન, વેદ–શાસ્ત્રાધ્યયન વગેરે સાધન છે; પરંતુ સદ્ગુરુના હસ્તકમળનો જ્યાં સુધી મસ્તકે સ્પર્શ થતો નથી, ત્યાં સુધી સુખ–શાંતિ મળી શકતાં નથી. વળી આગળ ચાલતાં એજ બતાવે છે—

કાં સાંડિસી ગૃહાશ્રમ, કાં સાંડિસી ક્રિયાકર્મ;
કાસયા સાંડિસી કુલીંચે ધર્મ, આહે તેં વર્મ વેગલેંચી. ૧
ભસ્મ ઉધલણ જટાભારૂ, અથવા ઉદ્દાસ દિગંબરૂ;
ન ધરી લોકાંચા આધારૂ, આહે તો વિચારૂ વેગલાચી. ૨
જપ તપ અનુષ્ઠાન, ક્રિયાકર્મ યજ્ઞદાન;
કાસયા ઇંદ્રિયાં બંધન, આહે તેં નિધાન વેગલેંચી. ૩
વેદશાસ્ત્ર જાણીતલેં, આગમીં પૂર્ણ જ્ઞાન ઝાલેં;
પુરાણમાત્ર ધાંડોલિલેં આહે તેં રાહિલેં વેગલેંચિ. ૪
શબ્દબ્રહ્મેં હોસી આગલા, મ્હણસી ન ભિયે કલિકાલા;
બોધેંવીણ સુખ સોહલા, આહે તો જીવ્હાલા વેગલાચી. ૫
યાકારણેં શ્રીગુરુનાથુ જંવ મસ્તકીં નઠેવી હાતે;
નિવૃત્તિદાસ અસેથ વિનવિતુ, તંવ નિવાંતુ કેવિં હોય? ૬

અર્થાત્ ગૃહસ્થાશ્રમ શા માટે છોડી દો છો, ક્રિયાકર્મ છોડવાનું શું કામ છે? કુલધર્મ પણ શા માટે છોડો છો? (એ છોડવાથી શું થશે?) જે વાત છે તે તો કંઈ જુદીજ છે. ભસ્મ ચોળવાથી, જટાનો ભાર વધારવાથી, ઉદાસી અને દિગંબરવેશ ધારણ કરવાથી શુ થવાનું છે? સંસારના લોકોને પોતાનો આધાર ના બતાવો, કારણકે ત્યાંનો જે વિચાર છે તે તો કઇ જુદોજ છે. જપ, તપ, અનુષ્ઠાન, ક્રિયા, કર્મ, યજ્ઞ, દાન, ઇંદ્રિયદમન વગેરે શા માટે? તે નિધાન–ભંડાર તો કંઈક જુદોજ છે. વેદશાસ્ત્ર જાણ્યાં, વેદનું પૂરૂં જ્ઞાન થઇ ગયું, સઘળાં પુરાણોને તપાસી લીધાં; પરંતુ જે વાત રહી ગઈ તે તો કંઇ જુદીજ છે. શબ્દબ્રહ્મનો પરિચય પામી લેશો એટલે કહેશો કે, કળિકાળનો હવે મને કંઈ ભય નથી; પરંતુ બોધ વિના આ

બધું શા કામમાં આવશે ? તે જીવનો જે આનંદ છે તે તો કંઇ જુદોજ છે. તેથી નિવૃત્તિદાસ (જ્ઞાનેશ્વર)ની એજ વિનંતિ છે કે, જ્યાં સુધી શ્રીસદ્ગુરુનાથ મસ્તક ઉપર હાથ ન મૂકે, ત્યાં સુધી એ શાંતિસુખ શી રીતે મળશે ?

આગળ ચાલતાં વળી નિવૃત્તિના ધર્મનું કેવું સુંદર વર્ણન કરે છે—

"હે ઈશ્વર ! તમે મને ભુલાવામાં નાખ્યો હતો, એથી દૃષ્ટિ ઉપર પડદો પડયો હતો, વિષય-ગ્રંથિઓમાં હું બંધાયેલો હતો અને તેથી વિહ્વળ થઇ રહ્યો હતો. દૃષ્ટિ એવી અંધ થઈ ગઇ હતી કે આ કાળ મને ગળી જવા ઇચ્છતો હતો; પરંતુ દૈવયોગથી એકાએક કૃપાળુ નિવૃત્તિનાથ મળી ગયા. નિવૃત્તિનો ધર્મ જાગ્યો, તેથી પડદો ચીરાઈ ગયો, જ્ઞાનનો આત્મબોધ થયો, બધું વિજ્ઞાનરૂપ બની ગયું. સદ્ગુરુરૂપ માતાએ ત્રણે લોકમાં વિશ્વરૂપ જોવાની અદ્વૈત ભાવની દિવ્ય દૃષ્ટિ આપી, એથી કયાંય પણ દ્વૈત રહ્યું નહિ. ઉપદેશ નિજબ્રહ્મ થયો, જ્ઞાનાંજનની છાયા થઇ; ચિદ્રૂપ દીપકને જોયો, ત્યાં તન, મન બધું શાંત થઇ ગયું. આ જે દાન તેમણે આપ્યું, તેનોજ સ્વાદ સૌથી મધુર છે. હવે દેહદૃષ્ટિ ચાલી ગઇ, દેહજ વિલીન થઇ ગયો અને વિદેહવૃત્તિ સ્ફુરી, વિજ્ઞાન પ્રકટ થયું, જ્ઞેય-જ્ઞાતા અદૃશ્ય થઈ ગયાં, દૃશ્ય તદાકાર થઈ રહ્યું, મમતા સમાપ્ત થઈ ગઇ. પ્રપંચ કંઇજ રહ્યો નહિ, એકાકારવૃત્તિ થઈ, હું ને મારૂં કયાંયે રહ્યું નહિ..........., સદ્ગુરુના બોધથી ઉપરતિ વૈરાગ્ય પ્રાપ્ત થયો, ત્યાં પ્રકૃતિનો સંચાર હતો, ધર્મમાર્ગ ઉપર ચાલવા માટેની શુદ્ધ પંથની લાકડી તેમણે હાથમાં આપી. ઋષિ-મુનિ જે વેદ-માર્ગથી ગયા, તેજ માર્ગે હું પણ ચાલ્યો; વિષયાંધને આ બધું દેખાતું નથી, તેથી સ્પષ્ટ કરીને કહ્યું છે..........."

સર્વ ભૂત-પ્રાણીઓમાં શ્રીહરિને જુઓ, એ બતાવીને જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, સદ્ગુરુ શ્રીનિવૃત્તિનાથે

"રામ–કૃષ્ણ મંત્ર વડે મારાં બધાં અંગોનું પ્રોક્ષણ કર્યું ત્યારે સર્વત્ર હરિનું રૂપ દેખાવા લાગ્યું."

## જ્ઞાનેશ્વરીમાં ગુરુભક્તિનો ઉલ્લેખ

જ્ઞાનેશ્વરીમાં શ્રીનિવૃત્તિનાથના સંબંધમાં જ્ઞાનેશ્વર મહારાજના જે અત્યંત પ્રેમ, નિષ્ઠા અને આદરભર્યા ઉદ્‌ગાર છે, તેનો હવે સંક્ષેપમાં વિચાર કરીએ. જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ તથા અભંગોમાં તેમની અપાર ગુરુભક્તિ જ્યાં ત્યાં પ્રગટ થયેલી છે. શ્રીગુરુની સગુણ મૂર્તિ હમેશાં પાસે અને સામેજ હતી અને તેના દ્વારા તેમને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયુ હતું. આ સગુણ રૂપ અને નિર્ગુણ બ્રહ્મજ્ઞાનનું તાદાત્મ્ય એમનામાં એટલું પૂર્ણ થયું હતું કે એ ગુરુ-સ્તવનવાળા અભંગોમાં કયાંક શ્રીનિવૃત્તિનાથની સગુણ મૂર્તિને સંબોધીને, કયાંક ગુરુગમ્ય બ્રહ્મ–વસ્તુને સંબોધન કરીને તથા કયાંક સ્વાનંદમય આત્મારામને સંબોધીને તેમણે ગુરુની સ્તુતિ કરેલી છે. તેમની અપૂર્વ ગુરુભક્તિનાં હું પામર શાં વખાણ કરી શકું ? એ વિષે તો તેમનીજ વાણીમાં આપણે શ્રદ્ધાપૂર્વક પ્રેમથી સાંભળીએ અને સદ્‌ગુરુનાં ચરણોમાં અનન્ય ભાવથી એજ પ્રાર્થના કરીએ કે ગુરુભક્તિનો આ મધુર અનુભવ આપણને પણ પ્રાપ્ત થાય.

(૧) જ્ઞાનેશ્વરીના ઉપોદ્‌ઘાતમાં મહારાજ ગુરુનું આ પ્રમાણે ચિંતન કરે છે—

"સદ્‌ગુરુ મારા હૃદયમાં છે, કે જેમની કૃપાથી હું સંસારસાગરને પાર કરી ગયો. એટલે તેમનું સ્થાન વિવેક-થી પણ ઉપર છે. સદ્‌ગુરુ મને એવા મળ્યા કે જેમ કોઈનાં નેત્રોમાં એવું અંજન પ્રાપ્ત થાય કે જેનાથી તેની દૃષ્ટિ ખુલી જાય અને પછી ગમે ત્યાંનું ગુપ્ત ધન સામે દેખાય. અથવા કહો કે જેનાથી સર્વ પ્રકારના મનોરથો સિદ્ધ થાય છે એવો ચિંતામણિજ હાથ લાગી ગયો. જ્ઞાનદેવ કહે છે કે, શ્રી નિવૃત્તિનાથ એવાજ પૂર્ણકામ છે. તેથી જે સમજુ

છે તેણે ગુરુનું ભજન કરવું જોઈએ, તેનાથીજ કોઇ પણ કૃતકાર્ય થઇ શકે છે, જેમ મૂળને સિંચવાથી ડાળ–પાંખડાં આપોઆપજ પ્રફુલ્લિત થાય છે........"

આ નમનમાં તેમણે જેમ કહ્યું છે કે, હું પૂર્ણકામ થયો, સંસારસાગરને તરી ગયો, તેજ પ્રમાણે સત્તરમા અધ્યાયમાં તેમણે કહ્યું છે કે—

તૈસા તુઝિયા પ્રણતીં મી પૂર્ણ ઝાલોં શ્રીનિવૃત્તિ.

અર્થાત્ હે નિવૃત્તિનાથ! તમને પ્રણામ કરીને હું પૂર્ણ થઈ ગયો.

એક અભંગમાં તેઓ કહે છે કે 'પીઠ ઉપર જ્યારે શ્રીગુરુ પોતેજ છે તો પછી બીજાની શી વાત? જે પોતે રાજકન્યા છે તેને ભીખ માગવાનું શું કામ? તેને તો જે ઇચ્છે તે મળે. કલ્પતરુની નીચે બેઠેલાને વળી ઉણપ શાની? (જ્ઞાનદેવ કહે છે કે) હું તરી ગયો, ગુરુકૃપાથી હું સાચેજ તરી ગયો.'

(૨) પછી છઠ્ઠા અધ્યાયની શરૂઆતમાં કહે છે કે—

"શોધવા છતાં જે બુદ્ધિને પ્રાપ્ત થતું નથી પરંતુ ઇન્દ્રિયોને ન દેખાતાં જે મળે છે, તેને હું શ્રીનિવૃત્તિદીપકના પ્રકાશમાં જોઇશ. જે આંખો વડે નથી જોઈ શકાતો, તે જો અતીન્દ્રિય જ્ઞાન પ્રાપ્ત થયેલું હોય તો આંખો વિનાજ દેખાય છે. પરંતુ જો સદ્ગુરુની કૃપા થઈ જાય તો શું થઈ શકતું નથી? તેથી જ્ઞાનદેવ કહે છે કે, સદ્ગુરુનો મહિમા અપાર છે. આથી હું અનિર્વાચ્યને વાણીમાં લઇ આવીશ, અરૂપનું રૂપ જોઇશ, જે અતીન્દ્રિય છે, તેને ઇન્દ્રિયો દ્વારા ભોગ ભોગવાવીશ."

અતીન્દ્રિયપરી ભોગવીન, ઇંદ્રિયા કરવીં. ૩૬

આજ અધ્યાયને અંતે મહારાજ કહે છે કે "શ્રીનિવૃત્તિનાથને જ્ઞાનબીજ વાવવું હતું. તેને અનુકૂળ સામગ્રી

પણ એકત્ર થઈ ગઈ આપ શ્રોતા, હુ વક્તા અને શ્રીગુરુ મહારાજ પ્રેરણા કરનારા સત્વગુણની વૃષ્ટિથી ત્રિવિધ તાપ વહી ગયા અને આપ શ્રોતાઓની ચિત્તવૃત્તિઓ વિમલ થઈ ગઈ આમ છતા વળી અવધાનનો સુવર્ણ સ યોગ હોવાથી શ્રીનિવૃત્તિનાથને જ્ઞાનબીજ વાવવાની ઉત્ક ઠા થઈ. તે બીજ વાવવા માટે તેમણે અતિપ્રેમપૂર્વ ક વક્તા મને બનાવ્યો અને મારા મસ્તકપર હાથ મૂકી તે જ્ઞાનબીજ મારામા વાવ્યુ ”

દશમા અધ્યાયની શરૂઆતમા તેમણે પોતાના 'આ રાધ્યલિ ગ' શ્રી સદ્ગુરુનાથનુ ઘણુજ સુદર સ્તવન કર્યું છે-

નમો વિશદબોધવિદગ્ધા, વિદ્યારવિન્દપ્રબોધા,
પરા પ્રમેય પ્રમદા, વિલાસિયા. ૧
નમો સંસારતમસૂર્યા, અપરિમિત પરમવીર્યા,
તરુણતરતુર્યા, લાલનલીલા. ૨
નમો જગદખિલપાલના, મંગલમણિનિધાના,
સજ્જનવનચંદના, આરાધ્યલિંગા. ૩

અર્થાત્ વિમળ આત્મજ્ઞાન આપવામા અતિ ચતુર, બ્રહ્મવિદ્યારૂપી કમળનો વિકાસ કરનારા એવા પરાવાણીના અર્થરૂપ સ્ત્રીની સાથે વિલાસ કરનારને નમસ્કાર હો

સ સારરૂપી અ ધકારના સૂર્ય, અપરિમિત પરમ વીર્ય-વાળા, તુર્યાવસ્થારૂપી તરુણીની સાથે ખેલનારાએવા એ લીલા કરનારને નમસ્કાર હો

અખિલ જગતનુ પાલન કરનારા કલ્યાણરૂપ મ ગલ-મણિઓના ભ ડાર, સજ્જનોના વનના ચ દન એવા આરાધ્ય મૂર્તિને નમસ્કાર હો, નમસ્કાર હો

વળી આગળ ગુરુના મહિમાના વખાણ કરે છે—

જી દૈવિકી ઉદાર વાચા, જ ઉદ્દેશ દે 'નાભિ' કરાચા,
તે નનન્સ સુધાબ્ધીચા, થાઉ લાસે. ૭

અર્થાત્ “ શ્રીસદ્ગુરુ પોતાની ઉદાર દૈવી વાણીથી

'અભય' દાન આપે છે ત્યારે નવ રસોના અમૃતસાગરનો પાર પામી શકાય છે."

હે અસો દિઠીં જયાવરિ ઝલંકે, કી હા પદ્માકાર માથાં પારૂખે,
તો જીવચિ પરી ઠુકે, મહેશેશી'. ૯

અર્થાત્ "બીજું તો શું, જેના ઉપર શ્રીસદ્‌ગુરુની કૃપાદૃષ્ટિ થાય છે અથવા જેના મસ્તકને તેમનો વરદ હસ્ત-સ્પર્શ થાય છે, તે જીવ હોય તોપણ શિવસ્થિતિને પામે છે."

(૪) બારમા (ભકિતયોગવાળા) અધ્યાયના મંગળા-ચરણમાં મહારાજે સદ્‌ગુરુની કૃપાદૃષ્ટિનું સ્તવન કર્યું છે. તેમાં પણ પોતાના યોગાનુભવનો ઉલ્લેખ કરીને વરદાન માગ્યું છે. અહીં સાચેજ આનંદની વૃષ્ટિ કરી દીધી છેઃ—

"હે શુદ્ધ! હે ઉદાર! હે પ્રસિદ્ધ! હે અખંડ આનંદ વરસાવનારા! તમારો જય થાઓ, જય થાઓ. વિષયની ભયંકર નાગચૂડમાં જે સપડાઈ જાય છે, તે ઉઠીજ શકતો નથી; પરંતુ તારી કૃપાદૃષ્ટિ વડે વિષયનાગ પણ ઝેર વિનાનો થઈ જાય છે, જો તમે પ્રસાદ-રસની લહેરો ઉત્પન્ન કરતા કરતા મહાપ્રવાહની સાથે આવતા હો તો પછી તાપ કોને તપાવી શકે, શોક કોને બાળી શકે?"

શ્રીસદ્‌ગુરુ પાસે મહારાજ શું માગે છે?—

"હે માતા! મારા આ ગ્રંથમાં નવ રસના સાગર ભરી દો, એને ઉત્તમ રત્નોનો ભંડાર બનાવી દો અને ભાવા-ર્થોના પર્વતો ઉત્પન્ન કરી દો. (૧૧) હે માતા! મને એવો બનાવી દો, કે જ્યાં ત્યાં હું શ્રીકૃષ્ણનાં ગુણગાન કરૂં અને શ્રોતા શ્રવણરાજ્ય પર બેસીને સાંભળે. (૧૫) મરાઠી ભાષા-રૂપ નગરમાં બ્રહ્મવિદ્યાની સમૃદ્ધિ કરો અને એવું કરો કે આની આપ-લે સૌને સુખકર થાય."

(૫) તેરમા અધ્યાયના જ્ઞાનલક્ષણ પ્રસંગમાં '**आचार्योपासनम्**' પદ ઉપર મહારાજ બહુ ખીલ્યા છે. '**आचार्योपासनम्**' શબ્દ વાણીમાંથી નીકળતાંજ તેમની ગુરુભકિત

ઉભરાઇ આવી અને અંતઃકરણનો બંધ તોડીને અખંડ વક્તૃત્વદ્વારા વહેવા લાગી. તે પ્રસંગની બાણુ ઓવીઓ છે, ને તે તેમના શ્રીમુખેથી અનાયાસેજ નીકળી પડી છે. ગુરુસેવાને તેમણે ' દુઃખી જીવને બ્રહ્મસ્વરૂપ કરનારી સમસ્ત સૌભાગ્યોની જન્મભૂમિ ' કહી છે અને પછી કહ્યું છે કે, ગુરુભકત કેવી રીતે ગુરુભક્તિમાં તલ્લીન થઇ જાય છે, કેવી રીતે તે ગુરુનું સ્મરણ કરે છે, કેવી રીતે ધ્યાન કરે છે, કેવી રીતે ચરણસેવા કરે છે, ગુરુને સર્વસ્વ અર્પણ કરીને પોતાના ઉત્કટ પ્રેમ દ્વારા કેવી રીતે ગુરુપૂજનનાં સર્વ સાધન પોતેજ બની જાય છે, કેવી રીતે ગુરુનું દાસત્વ કરે છે અને કેવી રીતે ગુરુના ગુણગાનમાં રંગાઇ જાય છે ! મહારાજ પોતે પરમ ગુરુભક્ત હતા. એજ અત્યુત્કટ ગુરુભક્તિનો પરમ રસ આ વર્ણનમાં ભરપૂર છે. વર્ણન એટલુ સરસ છે કે મૂળ અને તે પણ વારંવાર વાંચવાથીજ તેનો આનંદ લઇ શકાય છે. શ્રીસદ્‌ગુરુ જો દૂર દેશમાં હોય તો તેમનાં દર્શન કરવા અથવા તેમની વાર્તા સાંભળવા માટે સાચો ભકત શિષ્ય કેવો ઉત્સુક થાય છે, એ પ્રસંગમાં તેઓ કહે છે કે—

" ગુરુનુ સ્થાન જે દેશમાં હોય છે, તેજ દેશ તેના હૃદયમાં રહે છે, જેમ વિરહિણી પોતાના હૃદયમાં પ્રાણપતિનુ ચિંતન કર્યા કરે છે. (૩૭૫) તે તરફથી જે પવનલહરિ આવે છે તેને પણ તે આલિંગન કરે છે અને કહે છે કે ' ગુરુદેવ ! હવે પધારો અને આ ઘર પવિત્ર કરો ! (૩૭૬) (ગુરુની આજ્ઞાથીજ જે શિષ્ય પોતાના ગામ અને ઘરમાં રહે છે, ગુરુની આજ્ઞા વિના જે એમને છોડીને જઇ શકતો નથી, તે કહે છે કે (ગુરુ-આજ્ઞાનુ) આ બંધન કયારે છૂટશે અને ગુરુસ્વામીનાં દર્શન કયારે થશે ! (આ વિયોગ તો હવે સહ્યો જતો નથી) એક એક પળ યુગથી પણ વિશેષ જણાય છે. (૩૭૯) ! "

હૃદયશુદ્ધિના પરમપવિત્ર દેશમાં—આનંદના દેવાલય-

માં શ્રીગુરુની મૂર્તિપર તેઓ ધ્યાનામૃતનો અભિષેક કરે છે:—

"કદી ગુરુને પોતાની ભક્તિના બળથી માતા બનાવી દે છે, અને પછી સ્તનપાનના આનંદનો અનુભવ કરતો માતાના વક્ષસ્થળ ઉપર બાળકની પેઠે આળોટે છે. (૩૯૬) અથવા ચૈતન્યવૃક્ષની નીચે ગુરુને કામધેનુ બનાવીને તેના સ્તનોમાં વળગીને પોતેજ વાછરડો બની જાય છે. (૩૯૭) અથવા કોઇ વાર વળી એજ ધ્યાનમાં મગ્ન થાય છે કે ગુરુકૃપાના સ્નેહજળમાં હું મત્સ્ય બનીને તરી રહ્યો છું. (૩૯૮) અને કોઈ વાર ગુરુને ભવસમુદ્રમાં પોતે તરીને શિષ્યને તારનારા તરણુતારણ સમજીને તેમની કમરે વળગી પડે છે." (૪૦૧)

આ શ્રીસદ્ગુરુના ધ્યાનનો અંતર્ભોગ થયો. આવીજ બ્રહ્મસેવા છે અને ગુરુભક્તની એવી ઉત્કંઠા રહે છે કે, હુંજ ગુરુનો સમસ્ત પરિવાર બનીને તેમની સેવા કરૂં. શ્રીગુરુનું હું ભવન બનું, દ્વાર હું બનું, દ્વારપાળ હું બનું, છત્ર અને છત્રધારી પણ હુંજ બનું, શ્રીગુરુ પર ચામર ધરનારો, દીપક બતાવનારો અને તાંબુલ આપનારો પણ હુંજ બનું—

"ગુરુનું આસન, વસ્ત્ર, અલંકાર ચંદનાદિ ઉપચાર હુંજ બનીશ. (૪૨૧) હુંજ રસોઇ બનાવીને ગુરુનો થાળ પીરસીશ, હુંજ પથારી સાફ કરીને બિછાવીશ અને પછી હુંજ તેમનાં ચરણો દબાવીશ. (૪૨૪) શ્રીગુરુનાં નેત્ર સ્નેહશી જે જે રૂપને જુએ તે તે બધાં રૂપ હું બનીશ. (૪૨૮) તેમની રસનાને—જીભને જે જે રસ ગમે તે બધા રસ હું બનીશ. અને ગંધ બનીને હું શ્રીગુરુના તન અને મનની સમસ્ત સેવા મારા હાથેજ કરીશ." (૪૩૦)

જ્યાં સુધી જીવું છું, ત્યાં સુધી તો આ પ્રમાણે શ્રીગુરુની સેવા કરીશજ, પરંતુ મરવા છતાંયે શ્રીગુરુનાં ચરણોથી અલગ નહિ રહું—

**ધયે શરીરાચી માતી, મેલવીન તિયે ક્ષિતી.**

જેથ શ્રી ચરણુ ઉભે હાતી શ્રીગુરુચે. ૪૩૨
માઝા સ્વામી કવતિકે' સ્પર્શત જીયે ઉદકે'
તેથ લયા નેઈલિ નિકે' આપી' આપ. ૪૩૩

અર્થાત્ "જે ભૂમિ ઉપર મારા સદ્ગુરુનાં શ્રીચરણ પડયાં હશે, ત્યાંજ હું આ શરીર મેળવી દઇશ. (૪૩૨) મારા સ્વામી પોતાના આનંદમાં જે જળનો સ્પર્શ કરશે, તેજ જળમાં હું મારા શરીરનો રસ મેળવી દઈશ.(૪૩૩)

ગુરુભક્તની ગુરુનિષ્ઠા કેટલી અસીમ હોય છે તે આગળ બતાવે છે—

"તે ગુરુની સેવા કરવામાં પોતાના શરીરને સૂકવી નાખે છે અને ગુરુના પ્રેમથી પુષ્ટ થાય છે; વળી તે ગુરુની આજ્ઞાનું જાણે નિવાસ–સ્થાન બની જાય છે. (૪૩૩) તે ગુરુના કુળથી કુળવાન બને છે, ગુરુબંધુઓના સૌજન્યથી સુજન થાય છે, ગુરુસેવાનુંજ તેને એકમાત્ર વ્યસન હોય છે. (૪૪૪) ગુરુસંપ્રદાયનો ધર્મજ તેનો વર્ણાશ્રમ ધર્મ અને ગુરુસેવા એજ તેનું નિત્યકર્મ બને છે. (૪૪૫) ગુરુજ તીર્થ, ગુરુજ દેવતા, ગુરુજ માતા અને ગુરુજ તેના પિતા થાય છે; ગુરુની સેવા સિવાય બીજો કોઈ માર્ગ તે જોતો નથી. (૪૪૬) શ્રીગુરુનું દ્વારજ તેનું સર્વસ્વ–સાર બને છે અને જે બીજા સેવકો હોય છે, તેમને તે સહોદર બંધુઓની પેઠે ચાહે છે. (૪૪૭) તેના મુખમાં ગુરુ નામનોજ મંત્ર હોય છે. ગુરુવાક્ય વિના તે બીજા કોઈ શાસ્ત્રનો સ્પર્શ પણ કરતો નથી. (૪૪૮) શ્રીગુરુચરણ ગમે તેવા જળનો સ્પર્શ કરે, તો તે જળમાં ત્રણે લોકનાં તીર્થોની યાત્રા કરી લે છે. (૪૪૯) શ્રીગુરુ જ્યારે ચાલે છે, ત્યારે તેમના ચાલવાથી પગ પાછળ જે ધૂળ ઉડે છે તેને પણ તે કૈવલ્યસુખ અપાવનાર જાણીને પ્રેમથી ગ્રહણ કરે છે.(૪૫૧)

ગુરુભક્તિનો આટલો બધો મહિમા! 'आचार्योपासनम्' નું પદ કયાં અને તેનો આટલો બધો વિસ્તાર કયાં! આ વાત તો કંઇ પ્રસંગ બહારની થઇ, એવી શંકા શ્રોતા-

ઓના મનમાં ઉઠવા સંભવ છે. તેથી મહારાજ કહે છે કે "ગુરુસેવામાં હું હાથથી લાચાર છું, ભજનપ્રસંગે હું અંધ છું, પરિચર્યામાં લંગડો છું, ગુરુનાં ગુણગાનમાં હું ગુંગણો (અને ગુંગણોજ આ બધું કહી રહ્યો છે!) તથા આળસુ છું, તથાપિ ગુરુસેવા મને અત્યંત પ્રિય છે. (૪૫૮)

(૬) ચૌદમા અધ્યાયમાં શ્રીગુરુના વ્યાપક સ્વરૂપનું સ્તવન (૧–૧૫) કરીને આગળ (૧૬–૩૦) ગુરુપ્રસાદની યાચના કરી છે.

જયજય આચાર્યા, સમસ્ત સુરવર્યા,
પ્રજ્ઞા પ્રભાત સૂર્યા, સુખોદયા. ૧
જયજય સર્વ વિસાંવયા, સોહંભાવ સુહાવયા,
નાનાલોક હેલાવયા, સમુદ્રા તૂં. ૨
આઇકેં ગા આર્તબન્ધૂ નિરંતર કારુણ્યસિન્ધૂ,
વિશદ વિદ્યાવધૂ, વલ્લભાજી. ૩

આમાં ગુરુને સર્વ દેવતાઓથી શ્રેષ્ઠ, પ્રજ્ઞા–પ્રભાતના સૂર્ય, સર્વના વિશ્રાન્તિસ્થાન, સોહંભાવ ઉદય કરાવનારા, વિવિધ લોકોને હલાવનારા સમુદ્ર, કરુણાસિન્ધુ, બ્રહ્મવિદ્યારૂપી વધૂના વલ્લભ કહીને સ્તુતિ કરી છે. વળી કહ્યું છે કે પૃથ્વી, રવિ, ચંદ્ર, અનિલ, વાયુ વગેરેના પ્રકાશક અને પ્રેરક આપજ છો, આપનાં દર્શન નથી થતાં ત્યાં સુધીજ વેદોની વાણી છે. ઇત્યાદિ પ્રકારે પરમ પુરુષરૂપ શ્રીસદ્ગુરુની સ્તુતિ કરીને જ્ઞાનેશ્વર મહારાજ આગળ કહે છે કે—

અગા વિશ્વૈકધામા, તુઝા પ્રસાદ ચંદ્રમા,
કરૂં મજ પૂર્ણિમા, સ્ફૂર્તીચી જી. ૨૩
જી અવલોકિલિયાં, માતેં ઉન્મેષ સાગરી ભરતેં,
વોસંડેલ સ્ફૂર્તીતેં, રસવૃત્તીચેં. ૨૪

અર્થાત્ "હે અખિલ વિશ્વના પરમધામ! તારો પ્રસાદ ચંદ્ર મને પોતાની પૂર્ણિમા બનાવી દે, કે જે જ્ઞાનસ્ફૂર્તિની પૂર્ણિમા છે. (૨૩) પૂર્ણ કળાની પૂર્ણ છટા જોઇને મારી અંદર ઉન્મેષ–સાગર ઉભરાઇ આવશે, અને નવ રસ

સ્ફૂર્તિમાન થઇને બહાર વહેવા લાગશે.” (૨૪)

જ્ઞાનેશ્વર મહારાજનું આ ભાષણ સાંભળીને સદ્‌ગુરુ નિવૃત્તિનાથ બોલ્યા—‘સ્તુતિ કરતાંકરતાં દ્વૈતમત સ્થાપો નહિ, પરંતુ ગ્રંથનો અર્થ સ્પષ્ટ કરીને બતાવો.’ જ્ઞાનેશ્વર મહારાજે ઉત્તર આપ્યો:–“ હું આજ આજ્ઞાની રાહ જોતો હતો; ‘ પરંતુ આ મેં કર્યું અથવા મારાથી થઈ ગયુ ’ એવું કંઈ પણ નથી. આમ કહીને જ્ઞાનેશ્વર મહારાજે ગ્રંથકર્તૃત્વનો બધો ભાર શ્રીસદ્‌ગુરુનાં ચરણોમાં મૂકયો અને પછી ગ્રંથ કહેવા લાગ્યા. આ પ્રસંગે પહેલી પંદર ઓવીઓમાં તેમણે ગુરુની સ્તુતિ કરી છે, અને તે પછીની પંદર ઓવીઓમાં વરયાચના અને ગુરુશિષ્યનો સંવાદ છે. એ બધી ઓવીઓનો એક સાથે વિચાર કરવાથી જણાય છે કે, સામે બેઠેલા સદ્‌ગુરુ શ્રીનિવૃત્તિનાથની સગુણ મૂર્તિ તથા વિશ્વાત્મક પરાત્પર પુરુષોત્તમ પરમાત્મા બન્નેનું પૂર્ણ ઐકય શ્રીજ્ઞાનેશ્વર મહારાજના અંતઃકરણમાં થઇ ચૂકયુ હતું.

‘ સગુણ નિર્ગુણ એક ગોવિન્દરે. ’

* * * *

સાકાર નિરાકાર વસ્તુ સદ્‌ગુરુ આમુચા,
તેણેં યા દેહાચા કેલા ઉદ્ધાર્ રે.

અર્થાત્ “ સગુણ–નિર્ગુણ બન્ને એક ગોવિંદ શ્રીહરિજ છે.’ × × × ‘ સાકાર–નિરાકાર આત્મા જે કંઇ છે તે મારા સદ્‌ગુરુજ છે. તેમણેજ આ દેહનો ઉદ્ધાર કર્યો છે.’ જ્ઞાનેશ્વર મહારાજનો આજ સિદ્ધાંત હતો. સગુણ નિર્ગુણની એકતા અને સ્વરૂપભેદ બતાવતાં બારમા અધ્યાયમાં (પચીસમી ઓવીમાં) તેમણે કહ્યું છે કે–‘સો તોલા સોનું જે કસોટીએ કસાયું હોય તેજ કસોટી ઉપર તે સોનામાંથી એક રતી સોનુ જુદું કાઢીને કસવામાં આવે છતાં રૂપ વ્યાપક હોય અથવા એકદેશી હોય તોપણ વાત તો એકજ છે.’ ગુરુ નામના ‘નિવૃત્તિ’ પદથી તે શ્રીગુરુ નિવૃત્તિનાથ તથા નિર્ગુણ પરબ્રહ્મ બન્નેનો એક સાથે અનુભવ કરતા

હતા. 'અમૃતાનુભવ' ગ્રંથ (૨-૬૧)માં તેમણે એમ પણ કહ્યું છે કે, શિષ્ય અને ગુરુનાથ એ બન્ને શબ્દોનો અર્થ બન્ને જગાએ શ્રીસદ્ગુરુજ છે.

મ્હણૌનિ શિષ્ય આણિ ગુરુનાથુ, યા દોની શબ્દાંચા અર્થુ,
શ્રીગુરુચિ પરિ હોતુ, દોહો ઠાયીં.

તાત્પર્ય કે, પરબ્રહ્મ પરમાત્મા, બ્રહ્મબોધક સદ્ગુરુ અને બોધેચ્છુ સત્ શિષ્ય, એ ત્રણેની અંદર એકતાનો જે તંતુ છે, જે પૂર્ણ એકત્વ છે, તે એકત્વ અને એકતાના આસન ઉપરજ બેસીને જે જોશે તેજ શ્રીજ્ઞાનેશ્વરીના શ્રી-ગુરુસ્તવનના રહસ્યને સારી રીતે સમજી શકશે. ઉપાસ્ય અને ઉપાસકમાં જ્યારે કોઈ ભેદ ન રહ્યો તો પછી ઉપાસના રહીજ ક્યાં!—આવી શંકા દ્વૈતવાદી પંડિતો ઉઠાવ્યા કરે છે. પરંતુ જ્ઞાનેશ્વર મહારાજે પોતાના ગ્રંથમાં સ્થળે સ્થળે આનું સમાધાન કર્યું છે. અને એકનાથ તુકારામાદિ સંતોએ પણ સર્વત્ર અભેદ-ભક્તિજ ગાયેલી છે. અઢારમા અધ્યાયની ૧૧૫૧મી ઓવીમાં મહારાજ કહે છે કે—

અદ્વૈતીં ભક્તિ આહે, હેં અનુભવાચિ જોગેં, નવ્હે,
બોલા ઐસેં.

અર્થાત્ અદ્વૈતમાં ભક્તિ છે, એ અનુભવની વાત છે, બોલવાની નથી. અમૃતાનુભવના નવમા પ્રકરણમાં આ વાત સમજાવવા માટે ઘણુંજ સુદર દૃષ્ટાંત આપેલું છે. પર્વતની ગુફામાં એક શિવાલય છે. ત્યાં જોઇએ છીએ તો એકજ પથ્થરમાં દેવતા, દેવાલય અને દેવભક્ત બધાજ છે.

દેવ દઉળ પરિવારૂ, કીજે કોરૂનિ ડોંગરૂ.
તૈસા ભક્તિચા વેવ્હારૂ કાં નવ્હાવા? ૪૧

અર્થાત્ દેવતા, દેવાલય અને પરિવાર જેમ એકજ પહાડમાંથી ખોદવામાં આવે છે, તેજ પ્રમાણે ભક્તિનો વ્ય-વહાર પણ એકત્વમાં કેમ ન થઈ શકે? થઇ શકે અને અવ-શ્ય થઇ શકે. 'शिवो भूत्वा शिवं यजेत्'નો ભાવાર્થ પણ

થશે, એટલે એએક ઓવીઓજ અહીં આપીને સમાપ્ત કરીએ છીએ—

માવળવીત, વિશ્વાભાસ, નવલ ઉદયલા ચંડાંશ,
અદ્વયાબ્જિની વિકાસ, વંદૂ આતાં. ૧
જો અવિદ્યારાતી રૂસોનિયાં, ગિળી જ્ઞાનાજ્ઞાન ચાંદણિયા,
તો સુદિન કરી જ્ઞાનિયા, સ્વબોધાચા. ૨

શ્રીસદ્‌ગુરુને સૂર્યની ઉપમા આપીને કહે છે કે—"વિશ્વાભાસનો નાશ કરનાર, અદ્વૈતજ્ઞાનરૂપી કમલિનીનો વિકાસ કરનારા નવલ સૂર્યને હવે વંદન કરે છે. જે અવિદ્યારૂપી રાત્રિને દૂર કરીને જ્ઞાન અને અજ્ઞાન બન્ને તારાઓને ગળી જાય છે તેમજ જે જ્ઞાની જનોને માટે આત્મબોધનો સારો દિવસ ઉગાડે છે;" તે સદ્‌ગુરુરૂપ સૂર્યના વિષયમાં આગળ કહે છે કે બુદ્ધિ અને બોધના ચક્રવાકોની જોડી લેહનદીને કિનારે વિયોગને પામે છે. બન્ને એકબીજાથી વિખૂટાં પડે છે અને બે કિનારે બન્ને ચીસો પાડે છે. ચિદાકાશમાં પ્રકાશમાન આ સૂર્યનો ઉદય થવાથી આ બન્ને વિયોગીઓ પાછાં મળે છે અને ઐક્યનો આનંદ પ્રાપ્ત થાય છે—

તયા ચક્રવાકાંચેં મિથુન, સામરસ્યાચેં સમાધાન,
ભોગવી જો ચિદ્‌ગગન, ભુવનદિવા. ૬

તે સદ્‌ગુરુ એવા છે કે "તે બુદ્ધિ–બોધ (જ્ઞાન)રૂપી ચક્રવાકોની જોડીને ચિદ્‌ગગનમાં ભુવનદીપ થઈને સમરસ અર્થાત્ ઐક્યનું સમાધાન પ્રાપ્ત કરાવે છે." આમ કહીને આગળ આ પ્રમાણે નમન કરે છે—

"અહોરાત્ર અર્થાત્ જ્ઞાનાજ્ઞાનથી પર જે જ્ઞાનસૂર્ય છે, તેને કોઈ પણ જોવા ઇચ્છે તો કેવી રીતે, જુએ? તેને માટે પ્રકાશ્ય (જોવાયોગ્ય) કંઇ પણ નથી. તે પોતેજ પ્રકાશક છે. એવા એ ચિત્સૂર્ય શ્રીનિવૃત્તિનાથને મારા વાર વાર પ્રણામ છે."

(૯) ૧૭મા અધ્યાયના મંગળાચરણમાં ૧૮ ઓવીઓ છે. એમાં-'આરાધ્યલિંગ શ્રીગુરુરાજ'નુંજ સ્તવન છે.

વિશ્વવિકાસિત મુદ્રા, જયા સોડવી તુઝી યોગનિદ્રા.
તયા નમોજી ગણેંદ્રા, શ્રીગુરુરાયા. ૧
ત્રિગુણ ત્રિપુરીં વેઢિલા, જીવત્વદુર્ગીં આડિલા,
તો આત્મશંભૂને સોડવિલા, તુઝિયા સ્મૃતી. ૨

અર્થાત્ " હે ગુરુરાજ ! વિશ્વરૂપથી પ્રફુલ્લિત મુદ્રા, કે જે આપની યોગનિદ્રામાંથી નીકળે છે તે સર્વ ગણોના નાયક આપને મારા પ્રણામ છે."

"ત્રિગુણરૂપ ત્રિપુરથી ઘેરાયેલા અને જીવદશાના દુર્ગમાં કેદ થયેલા જીવને ( હે ગણેન્દ્ર ગુરુરાજ ) આપનાજ સ્મરણથી આત્મશંભુ મુક્ત કરે છે."

આપને આ પ્રમાણે પહેલાજ ગણેન્દ્ર કહ્યા છે. આથી લોકો આપને વક્રતુંડ કહેતાં પણ ચૂકશે નહિ. આપ વક્રતુંડ પણ છો, પણ કોને માટે ?

જે તુઝ્યા વિખીં મૂઢ, તયાં લાગીં તૂં વક્રતુંડ,
જ્ઞાનિયાંસી તરી અખંડ, ઉજૂચિ આહાસી. ૩

અર્થાત્ " જે આપની બાબતમાં મૂઢ છે, તેમને માટે આપ વાંકા મુખવાળા છો; પરંતુ જ્ઞાનીઓને માટે આપ હમેશાં સરલ સુમુખજ છો."

આપનાં દિવ્ય નેત્ર સૂક્ષ્મ છે, પરંતુ તેના ઉન્મેષ–નિમેષમાં (ખુલવા–બંધ થવામાં) વિશ્વની સૃષ્ટિ અને સંહાર થયા કરે છે. (૬)

હે સદ્‌ગુરુનાથ ! આપની સાથે જે સંબંધ બાંધે છે, તેનો સંસાર સાથેનો સંબંધ તૂટી જાય છે. આપના સ્વરૂપમાં મળતાંજ સંસાર છૂટી જાય છે. જે ધ્યાન પણ ભુલાવી દે છે ( ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની ત્રિપુટી ઉભી કરતો નથી ) તેની સાથે આપ સ્નેહ રાખો છો. આપને પોતાનાથી અલગ કરીનેજ જે આપને મેળવવાનો યત્ન કરે છે, તેનાથી આપ દૂરજ રહો છો. (૧૨)

આપ સહજસિદ્ધ છો, એવા આપને જે નથી જાણતો,

"અને જો હું આપને મા-બાપ કહીને પોકારું, તો એ પણ આપની યથાર્થ સ્તુતિ નહિ થાય, ઉલટું મારા બાળકપણાની ઉપાધિની આપને આભડછેટ લાગશે."

તાત્પર્ય કે—

સ્તુતિ કાંહી ન બોલણેં, પૂજા કાંહીં ન કરણેં,
સન્નિધિ કાંહીં ન હોણેં, તુઝયા ઠાયીં. ૨૫

અર્થાત્ "કંઇ ન બોલવું એજ આપની સ્તુતિ છે; કંઇ ન કરવું એજ આપની પૂજા છે અને કંઇ પણ ન હોવું એજ આપનું સાન્નિધ્ય છે."

જ્ઞાનેશ્વરીના ઉપસંહારમાં ગ્રંથકર્તૃત્વના અભિમાનનો ત્યાગ કરતાં કરતાં મહારાજ કહે છે કે—

"તે સર્વોપકારક સમર્થ સદ્‌ગુરુ શ્રી નિવૃત્તિનાથ મારામાં પ્રવેશીને સર્વ કર્મો કરી રહ્યા છે. આથી અનાયાસેજ સંસારને હું આ ગીતા મરાઠી ભાષા દ્વારા બતાવી રહ્યો છું, એમાં આશ્ચર્યજ શું છે! પર્વત ઉપર ગુરુ-(દ્રોણાચાર્ય)ની માટીની મૂર્તિ સ્થાપન કરીને તેમની સેવા કરનારા પારધિ(એકલવ્ય)એ ત્રણે લોકમાં ખ્યાતિ મેળવી હતી. ચંદન-સુખડની આસપાસનાં વૃક્ષો ચંદનમય બની જાય છે. વસિષ્ઠનું કાષાય વસ્ત્ર સૂર્ય નારાયણના તેજ સાથે પ્રતિસ્પર્ધા કરવા લાગ્યું. આ બધી વાતો તો પ્રસિદ્ધજ છે, પરંતુ વસિષ્ઠનુ કાષાય વસ્ત્ર તો નિર્જીવ હતું અને હું તો સજીવ છું, અને મારા સદ્‌ગુરુનાથ ધનવાન છે, કે જે માત્ર કૃપાકટાક્ષથી પોતાના પદ ઉપર બેસાડી લે છે. (૧૭૨૯-૧૭૩૩) આ પ્રમાણે ગુરુપરંપરાથી પ્રાપ્ત થયેલું સમાધિરૂપ ધન મારા પ્રભુએ ગ્રંથના રૂપમાં ગૂંથીને મને સોંપી દીધું; નહિ તો હું કંઇ શીખ્યો નથી, કંઇ ભણ્યો નથી, પ્રભુ સદ્‌ગુરુની સેવા પણ હું નથી જાણતો; આવો ગ્રંથ ભલા હું કેવી રીતે રચી શકું? પરંતુ સાચી વાત એ છે કે, સદ્‌ગુરુનાથે મને નિમિત્ત કરીને આ ગ્રંથને બહાને સંસારનું રક્ષણ કર્યું છે." (૧૭૬૪-૧૭૬૬)

## "અમૃતાનુભવ"માં ગુરુભક્તિનો ઉલ્લેખ

અમૃતાનુભવ ગ્રંથના બીજા અધ્યાયમાં સદ્ગુરુના વાચ્ય (સોપાધિક) અને લક્ષ્ય (નિરૂપાધિક બ્રહ્મ) સ્વરૂપને અનુલક્ષીને ઘણુંજ સુંદર વર્ણન કરેલું છે.

આતાં ઉપાય વન વસંતુ, જો આજ્ઞેચા અહેવ તંતુ,
અમૂર્તચિ પતિમૂર્ત, કારુણ્યાચા. ૧

અર્થાત્ સ્વસ્વરૂપાનુભવના શ્રવણ–મનનાદિ જે ઉપાયો બતાવ્યા છે, તે ઉપાયરૂપ વનને માટે સદ્ગુરુ વસંત સમાન છે; અર્થાત્ વસંતનું આગમન થતાંજ વન ફળ–ફૂલોથી સુસમૃદ્ધ થાય છે, તેજ પ્રમાણે શ્રવણ–મનનાદિ ઉપાયો સફળ થવાનો એકમાત્ર સંયોગ શ્રીસદ્ગુરુનો સમાગમજ છે. એજ બ્રહ્મવિદ્યાનું સૌભાગ્યસૂત્ર છે. તે અવ્યક્ત છે, પરંતુ કારુણ્યરૂપે મૂર્તિમાન છે."

મોડાનિ માયાકુંજરૂ, મુક્તમોતિયાચા વોગરૂ,
જેવવિતા સદ્ગુરુ, નિવૃત્તિ વંદૂ. ૨

અર્થાત્ "માયારૂપ હાથીને મારીને તેના ગંડસ્થળનાં મુક્ત (મોતી) (અર્થાત્ નિત્યમુક્ત આત્મભાવ)નું ભોજન કરાવનારા સદ્ગુરુ નિવૃત્તિનાથને હું વંદન કરૂં છું."

આ કામમાં અર્થાત્ બદ્ધને મુક્ત કરવામાં શ્રીસદ્ગુરુને ઘણાંજ કષ્ટ ઉઠાવવાં પડતાં હશે? તેનો જવાબ આપે છે. ના—

જયાચેનિ અપાંગપાતેં, બદ્ધ મોક્ષપણીં આતેં,
ભેટે જાણતયા જાણતે, જયાપાશીં. ૪
કૈવલ્ય કનકાચિયા દાના, જો ન કડસી થોરસાના,
દ્રષ્ટયા ચિયા દર્શના, પાઢાઊ જો. ૫

અર્થાત્ "કૈવલ્ય (મોક્ષ) રૂપ સુવર્ણ દાન કરતાં તે નાના મોટાનો ભેદ રાખતા નથી," કૈવલ્ય અર્થાત્ કેવળ, ચિન્માત્ર વસ્તુ, ગુણધર્મથી રહિત નિર્મલ નિરંજન વસ્તુ, સદ્ગુરુ એનુંજ દાન કરે છે–અર્થાત્ એનુંજ સ્મરણ કરાવે છે. 'તત્ત્વમસિ' ની યાદ આપે છે, વસ્તુરૂપ તો સહજ

સિદ્ધજ છે, સદ્ગુરુને માત્ર માર્ગદર્શક થવું પડે છે. 'દ્રષ્ટા તો આત્મારામ છે, સદ્ગુરુ તેના દર્શનના માર્ગદર્શક છે."

સદ્ગુરુને માત્ર માર્ગદર્શક કહ્યા, એથી કોઈ એમ ન માને કે સદ્ગુરુના સામર્થ્યનો મહિમા કંઇ ઓછો થયો છે.

> સામર્થ્યાચિનિ બિકેં, જો શિવાચેંહી ગુરુત્વજીંકે,
> આત્મા આત્મસુખ દેખેં; આરસા જયે. ૬

અર્થાત્ 'સદ્ગુરુનું સામર્થ્ય એટલું છે કે તે શિવજીના ગુરુત્વને પણ જીતી લે છે.' અવિદ્યાની ઉપાધિવાળો જીવ માયોપાધિ શિવને અધીન છે. પિંડના ચાલક જીવ છે, બ્રહ્માંડના ચાલક શિવ છે. આ પ્રમાણે જીવથી શિવ હમેશાં શ્રેષ્ઠ છે. પરંતુ શિવનું આ ગુરુત્વ જીવસાપેક્ષ છે, તેમ છતાં છે તો બન્નેય ઉપાધિમાં, કેવળ સદ્ગુરુજ ઉપાધિથી પર છે. આ કારણથી તેની દૃષ્ટિમા જીવ અને શિવ બન્ને એકસરખાંજ બદ્ધ છે. જેમ બે કેદી હોય, એકના પગમાં બેડીઓ પડી હોય અને બીજો માત્ર નજરબંધ હોય, પરંતુ સ્વતંત્ર મનુષ્યની દૃષ્ટિમાં બન્નેય કેદીજ છે, તેજ પ્રમાણે જીવ અને શિવ બન્નેય ઉપાધિવિશિષ્ટ હોવાથી બદ્ધજ છે, એમની બદ્ધતામાં જે ભાવ છે તે સદ્ગુરુની દૃષ્ટિમાં કંઈજ નથી. જીવાત્માના આત્મસુખને માટે સદ્ગુરુજ દર્પણ છે."

> જો ભેટલિયાચિ સવેં, પુરતિ ઉપાયાચે ધાંવે,
> પ્રવૃત્તિ ગંગા સ્થિરાવે, સાગરીં જયે. ૮

અર્થાત્ 'તેમનો મેળાપ થવાથી તે (સાધક) સાધનોથી પણ આગળ દોરે છે. અને પ્રવૃત્તિગંગા નિવૃત્તિના સાગરમાં મળીને સ્થિર થઇ જાય છે."

જેના અનવસરમા—અર્થાત્ કે અજ્ઞાનમાં—વિસ્મરણમાં જીવ દ્રષ્ટા બનીને જગતને દૃશ્ય બનાવી લે છે, અને જેની ભેટ થતાંજ અનેક નામરૂપાત્મક જગત અસ્ત પામી જાય છે, તેજ સદ્ગુરુનું સાચું સ્વરૂપ છે. તાત્પર્ય કે, આત્મસ્વરૂપમાં તન્મય થતાંજ દ્રષ્ટા, દૃશ્ય અને દર્શનની ત્રિપુટી અદૃશ્ય થઇ જાય છે. અને આત્મસ્વરૂપનું વિસ્મરણ થતાંજ

તે ત્રિપુટી પોતાનો વિસ્તાર ફેલાવે છે. સ્વરૂપ છે તો જગત નથી અને જગત છે તો સ્વરૂપ નથી. સ્વરૂપના લોપમાં જગત દશ્યમાન છે અને જગતના લોપમાં સ્વરૂપનો પ્રકાશ છે. ત્યારે આ લોપ અને પ્રકાશમાં શિષ્ય અને ગુરુનો પણ ભેદ કયાં રહ્યો?

એક પણ નવ્હે સુસાસ, મ્હણુનિ ગુરુ શિષ્યાચેં કરૂનિ મિસ.
પાહણેંચિ આપલી વાસ, પાહત અસે. ૧૩

" અર્થાત્ 'એકત્વમાં શ્રીસદ્ગુરુને કળ વળી નહિ તેથી તેમણે ગુરુ-શિષ્યનું આ બહાનું કાઢયું છે અને પોતેજ ગુરુ અને પોતેજ શિષ્ય બનીને આપજ આપને જોઇ રહ્યા છે !"

શિવે શિવા સદ્ગુરુ, તુજલા ગૂઢા કાય કરૂં ?
એકાહી નિર્ધાર ધરૂં, દેતાસી ના. ૩૭

અર્થાત્ "શિવ-શિવ ! દર્શન, નમન, સ્તવન એમાંથી કોઇના શ્રીવિષય આપ બનતા નથી. મન, બુદ્ધિ અને ઇંદ્રિયોને આપ છુપાવીને બેઠા છો, એથી આપના સ્વરૂપના વિષયમાં આપ મને કોઇ પણ નિશ્ચય કરવા દેતા નથી ! આપની સાથે પ્રેમ કર્યા સિવાય રહેવાતું નથી, અને જીવન લીધા વિના (જીવદશા નષ્ટ કર્યા વિના) આપ એ પ્રેમને રહેવા જ દેતા નથી !

નવમા અધ્યાયમા શ્રીગુરુના ઉપકાર યાદ કરીને પ્રેમમય અંતઃકરણથી કહે છે કે—

શિવ શિવા સમર્થા સ્વામી, કેવઢિયે આનંદભૂમિ.
ઘેપે દીજે એકેં આમ્હીં, ઐસેં કેલે. ૬૪
ચેતસિ મા ચેતવિલેં, નિદૈલેચિ મા નિદવિલે.
આમ્હીંચ આમ્હાં આણિલેં, નવલજી તુજેં. ૬૫

અર્થાત્ નિત્યપ્રેરક આત્મભાવને જગાડીને આત્મતત્વથી નિત્યનિવૃત્ત જે અવિદ્યા છે, તેની નિવૃત્તિ કરી અને મારોજ આત્મભાવ મને પ્રાપ્ત કરાવી દીધો. આ સમર્થ નિવૃત્તિનાથે મારા ઉપર કેટલો મહાન ઉપકાર કર્યો!



# ग्रंथविवेचन

म्हणोनि माझे नित्य नवे, श्वासोच्छ्वासही प्रबंध हो आवे.
श्रीगुरुकृपा काय नोहे, ज्ञानदेवो म्हणे.
( ज्ञानेश्वरी १८-१७३५ )

" આથી મારા નિત્ય નવા શ્વાસ-ઉચ્છ્વાસ પણ કાવ્યજ થવા લાગ્યા છે. જ્ઞાનદેવ કહે છે કે, શ્રીગુરુની કૃપાથી શું બની શકતું નથી ?"

શ્રીજ્ઞાનેશ્વર મહારાજનું ચરિત્રકથન તો આ ગ્રંથના આઠમા અધ્યાયમાંજ સમાપ્ત થઇ ગયું. તે પછી તેમના ચરિત્રની જે મુખ્ય વાત હતી, (અર્થાત્ ગુરુભક્તિ)તેનું તેનાજ પાછલા અધ્યાયમાં તેમનાંજ વચનોને આધારે વિવેચન કર્યું. હવે આ અધ્યાયમાં, જ્ઞાનેશ્વર મહારાજે જડ જીવોના ઉદ્ધાર માટે ગ્રંથરૂપે જે અક્ષય ધન સંચય કર્યું છે, તેનો કંઇક વિચાર કરીએ. સામાન્ય રીતે કોઇ પણ ગ્રંથકારના ચરિત્રમાં તેના ગ્રંથોનો વિચાર કરતાં તે ગ્રથોના ગુણદોષ-વિવેચનને માટે એક સ્વતંત્ર અધ્યાય લખવો પડે છે. પરંતુ આ સામાન્ય નિયમ જ્ઞાનેશ્વર મહારાજના ગ્રંથોની બાબતમાં ઘટાવી શકાતો નથી. મહાત્માઓના ગ્રથોમાં દોષ થતા નથી, તેથી એવા ગ્રંથોમાં દોષ શોધી કાઢવાનું બનીજ શકતું નથી; ગુણોનેજ બરાબર સમજી લેવા એટલા કઠણ છે કે કોઇ પણ પ્રાકૃત જીવની બુદ્ધિને માટે તે અસંભવિત છે. તેથી ગુણોનો યથોચિત આદર કરવાનું પણ બની શકતું નથી. એટલે આવા મહાત્માઓના ચરિત્રમાં ગુણદોષ-વિવેચનનો અધ્યાય ચરિત્રકાર લખીજ શકતો નથી. જ્ઞાનેશ્વર મહારાજના ગ્રંથોને યોગ્ય માન પણ અમે

શું આપી શકીએ ? જે પોતેજ સર્વ સદ્ગુણોની કસોટી બનીને ઉત્પન્ન થયા તેમને અથવા તેમના ગ્રંથોને કઈ કસોટી ઉપર કસવા ! તેમના ગ્રંથોમાં લોકોત્તર–અસામાન્ય પ્રેમ છે, પ્રસાદ છે, વક્તૃત્વ છે, દિવ્યત્વ છે, જડ જીવોના ઉદ્ધારની વિકળતા છે અને શું નથી ? અવતારી વિભૂતિના સર્વ ગુણ તેમની અંદર હતા, અને તેઓ તેમના ગ્રંથોમાં સર્વત્ર પ્રગટ થયા છે, ધર્મસંસ્થાપનાને માટે તેમનામાં ઉતરી આવેલા પરમાત્મવિભૂતિના સર્વ ગુણ તેમના ચરિત્રમાં અને તેમના ગ્રંથોમાં સ્પષ્ટ દેખાઇ આવે છે. તેમના ગ્રંથ તેમનાજ કથન પ્રમાણે બ્રહ્મરસથી ઓતપ્રોત ' આબાલસુબોધ ' અક્ષર છે—

તેણે આબાલ સુબોધેં, ઓવીયેચેનિ પ્રબંધેં,
બ્રહ્મરસ સુસ્વાદેં, અક્ષરેં ગુંફિલી.
( જ્ઞાનેશ્વરી ૧૮–૧૭૪૨ )

—અને સાચેજ, તેમના ગ્રંથો આબાલસુબોધ (બાળકને પણ સમજાય તેવા ) છે. લોકો કહે છે કે, જ્ઞાનેશ્વરીમાં ૫૬ ભાષાઓના શબ્દ છે અને એ અત્યંત ક્લિષ્ટ ગ્રંથ છે. પરંતુ અધ્યાત્મવિષયનું જેને કંઇ પણ જ્ઞાન છે અને જે પ્રેમી છે, તેને માટે જ્ઞાનેશ્વર મહારાજના ગ્રંથ કઠણ નથી. જ્ઞાનેશ્વરી હો કે અમૃતાનુભવ અથવા હરિપાઠ હો કે ચાંગદેવ પાસષ્ઠી અથવા તેમના સ્ફુટ અભંગ ભલેને હો–ક્યાંય પણ કોઈ પ્રકારની ક્લિષ્ટતા નથી. જેને વેદાન્ત અથવા અધ્યાત્મવિષયનો કંઇ પરિચયજ ન હોય અથવા સત્સંગથી જેનો આ વિષયમાં પ્રવેશજ ના થયો હોય, તે પરંપરાશૂન્ય મનુષ્યને માટે અવશ્યજ આ ગ્રંથ કઠણ લાગશે. આધુનિક શિક્ષણપદ્ધતિથી તથા પોતાના કુળના પારમાર્થિક આચાર–વિચારોનો સંસર્ગ છૂટી જવાથી પણ પરંપરાગત વિચારો તથા પ્રાચીન શબ્દો પણ આજે અપરિચિત થઇ ગયા છે. આમાં ગ્રંથોનો દોષ નથી, પરિસ્થિતિનો છે. જ્ઞાનેશ્વર મહારાજની વાણીમાં જે સરળતા, પ્રાસાદિકતા અને એકધારાપણું છે તે જોતાં તેમના ગ્રંથોને

ક્લિષ્ટ કહી શકાય નહિ આપણે સામાન્ય મનુષ્યો યોગની ક્રિયાઓ નથી જાણતા, એથી યોગ વિષેના સંકેતો-નિર્દેશોના અભંગ અથવા કુંડલિની વગેરે વર્ણનના પ્રસંગો, અનુભવ ન હોવાથી, સમજવા મુશ્કેલ લાગે છે તેજ પ્રમાણે તેમના ગ્રંથ છ સૈકા પહેલાના છે, એથી તેમાં વપરાયેલા અનેક શબ્દો આ સમયે પ્રચલિત નથી અને કેટલાક શબ્દો એવા પણ છે, કે જે ભિન્ન ભિન્ન પ્રાંતોની ભાષાઓમાં આજે પણ મળી આવે છે અધ્યાત્મનો વિચાર અને અનુભવ આ સમયે ઘણોજ દુર્લભ થઇ ગયો છે, તેથી તેમના ગ્રંથ વળી વધુ મુશ્કેલ જણાય છે, નહિ તો તેઓ 'આબાલસુબોધ' જ છે જ્ઞાનેશ્વરીમા પદ ભાષાઓ નહિ, બલ્કે એકજ સરળ સુલભ મરાઠી ભાષા છે.

જ્ઞાનેશ્વરીમાં મરાઠી ભાષા અને મહારાષ્ટ્ર દેશ વિષે પ્રેમ અને અભિમાનના અનેક ઉદ્‌ગાર છે.

'યે મહાઠિયેચિયા નગરી, બ્રહ્મવિદ્યેચા સુકાલ કરી.'
(અધ્યાય ૧૨-૧૬)

અર્થાત્ આ મરાઠી ભાષાની નગરીમા બ્રહ્મવિદ્યા એવી ભરી દો કે કંઇ ઉણપ ન રહે જ્ઞાનેશ્વરીના ઉપસંહારમા રાજા રામદેવરાય જાધવ (યાદવ)નો ઉલ્લેખ છે. ત્યા પણ 'ગોદાવરીચ્યા કુશી, મહારાષ્ટ્ર મંડલી' શબ્દ આવ્યા છે. છઠ્ઠા અધ્યાયની પ્રસ્તાવનામાં કહ્યુ છે કે 'મારા બોલ મરાઠી છે, પરંતુ અમૃતનો જય કરનારા રસપૂર્ણ અક્ષરો હુ એમા ભોગવીશ' (૬-૧૪)

વિભૂતિવિસ્તાર-યોગ બતાવતા મહારાજ બહુ પ્રેમથી કહે છે કે—

"દેશી ભાષા (મરાઠી ભાષા) નાગરી ભાષા હોવાથી એમા શાંતરને શૃંગારને જીતી લીધો છે અને મારી આ ઓવીઓ સાહિત્યશાસ્ત્રને માટે પણ અલંકાર થઈ છે મૂળ સંસ્કૃત શ્લોક અને તેના ઉપર મારી મરાઠી ઓવીઓ,

બન્નેને જો કોઇ સૂક્ષ્મ રીતે મેળવીને જોશે અને આશય ધ્યાનમાં રાખશે તો મૂળ કયું છે ને ભાષાંતર કયું છે, એ પણ તે સમજી શકશે નહિ. શરીરના અવયવોની સુંદરતાથી જેમ અવયવોજ આભૂષણોને માટે આભૂષણ બની જાય છે, અને કોઇ બતાવી શકતું નથી કે કોના વડે કોણ સુશોભિત છે* (અર્થાત્ કોની શોભાનું કોણ કારણ છે ), તેજ પ્રમાણે મરાઠી ભાષા અને સંસ્કૃત સમાન યોગ્યતાથી એકજ ભાવાર્થના સિંહાસને વિરાજે છે. ' (૪૨–૪૫ ) જ્ઞાનેશ્વરી ગીતા જે સહૃદય વાચકોએ વાંચી હશે, તેમને જ્ઞાનેશ્વર મહારાજના આ ઉદ્‌ગારોની યથાર્થતા વિશેષ બતાવવાની આવશ્યકતા નથી. વળી અગિયારમા અધ્યાયમાં મહારાજ કહે છે કે–' આ વિશ્વરૂપદર્શનના અધ્યાયમાં શાંત રસને ઘેર અદ્‌ભુત રસનું આગમન થયું છે. અને લગ્નના જાનૈયાઓની પેઠે બીજા રસોનું યથોચિત સન્માન કરવામાં આવ્યું છે. '

મરાઠી ભાષાના સામ્રાજ્યમાં શાન્ત રસને જ્ઞાનેશ્વર મહારાજે અભિષેક કરીને પ્રથમ સ્થાન આપ્યું છે, એ વાત ધ્યાનમાં રાખવા યોગ્ય છે. જ્ઞાનેશ્વર મહારાજે પુરોહિતરૂપે મહારાષ્ટ્રના સારસ્વત રાજ્યમાં શાંતરસનેજ રાજસિંહાસન પર બેસાડયો અને ત્યારથી ૬૦૦ વર્ષ થઇ ગયાં.

---

* આ વર્ણન વાચીને સંસ્કૃત જાણનારા વાચકોને કાલિદાસનું સ્મરણ થયા વિના રહેશે નહિ. આજ કલ્પના કુમારસંભવ અને વિક્રમોર્વશીય કાવ્યોમા બે વાર આવી ચૂકી છે. **अन्योन्यशोभाजननाद्‌बभुवं साधारणो भूषणभूष्यभावः'** ( **कुमारसंभवे** ) બીજો પ્રસંગ રઘુવંશનો પહેલો શ્લોક છેઃ ' **जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ** ' અને અમૃતાનુભવની પહેલી ઓવી છેઃ ' એશીં- ઇયેં નિરૂપાધિકેં જગાચી જીયેં જનકેં, તિયેં વન્દિલીં મિયા મૂલિકેં દેવો દેવી ' આ બન્ને અવતરણોમા કેટલું મનોહર સામ્ય છે ! જ્ઞાનેશ્વરે કાલિદાસના ગ્રંથ વાંચ્યા હતા કે નહિ, તેની ખબર નથી; પરંતુ તેમનામા કાલિદાસનો પણ અંતર્ભાવ હતો તેમાં શંકા નથી.

—મૂળલેખક

મહારાષ્ટ્રના સંત કવિઓએ શાંત રસના આ અગ્રમાનની રક્ષા કરી છે અને શાંત રસની છાયામાં ભક્તિ–જ્ઞાન–વૈરાગ્યે સમસ્ત મહારાષ્ટ્રમંડળને પોતાને અધીન રાખ્યો છે. અસ્તુ. મહારાજ વળી આગળ કહે છે કે—

"સંસ્કૃત ભાષાની દુર્લંઘ્ય દિવાલો તોડીને મારા શ્રીગુરુએ મરાઠી શબ્દો વડે આ સુગમ માર્ગ તૈયાર કર્યો છે. આ માર્ગે ચાલીને ગમે તે સદ્‌ભાવમાં સ્નાન કરી શકે છે અને વિશ્વરૂપ પ્રયાગ–માધવનાં દર્શન કરીને સંસારને તિલાંજલિ આપી શકે છે." તેરમા અધ્યાયમાં વળી કહે છે કે

"જે શૃંગાર સૌને અત્યંત પ્રિય છે, તેના મસ્તકે પગ રાખનારો શાંત રસ હવે હું પ્રગટ કરીશ. હવે હું એ નવલી પરમ પ્રિયા મરાઠી ભાષા બતાવીશ, કે જે ભાષા સાહિત્ય શીખવશે અને માધુર્યમાં અમૃતને પણ ફિક્કું પાડી દેશે. શાંત રસથી ભરપૂર સુધાકર સાથે મારી ઓવીઓ સ્પર્ધા કરશે અને રસરંગ રેલાવશે. તેથી તામસ પ્રકૃતિના પિશાચોના મનમાંથી પણ સાત્ત્વિક પ્રેમ ઝરવા લાગશે. શુદ્ધચિત્ત પુરુષને તો એનુ શ્રવણ કરતાંજ સમાધિ લાગી જશે. એવો સુરમ્ય વાગ્વિલાસ હવે શરૂ કરીએ. ગીતાર્થથી વિશ્વને ભરી દઇએ, સંસારને આનંદથી ઘેરી લઈએ. આથી વિવેકનું દારિદ્ર દૂર થશે, શ્રવણેંદ્રિય અને મનને ચૈતન્યની પ્રાપ્તિ થશે તેમજ જે ઇચ્છશે તે બ્રહ્મવિદ્યાની આ ખાણને મેળવી શકશે. આ નેત્રો પરમ તત્ત્વને જોઈ શકશે, સુખનો ઉદય થશે, આત્મજ્ઞાનની વૃષ્ટિમાં સઘળું વિશ્વ ડૂબી જશે. આ સર્વ કંઇ થશે. હું મારા ગ્રંથમાં માર્મિક શબ્દોનો પ્રયોગ કરીને પ્રત્યેક પદે ગીતાનો અર્થ પ્રગટ કરીશ અને ઉપમા વગેરેની રેલંછેલ વહાવીશ. આ બધું હું કરીશ. કારણ કે એટલી મોટી શક્તિ આપીને મારા ગુરુજીએ મને પૂર્ણ વિદ્યાવંત કરેલો છે." (૧૧૫૬–૧૧૬૬) અસ્તુ.

શ્રી જ્ઞાનેશ્વર મહારાજના ચાર ગ્રંથો પ્રસિદ્ધ છે–ભાવાર્થદીપિકા–અર્થાત્ જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ, હરિપાઠના

અભંગ અને ચાંગદેવ પાસષ્ઠી. આ સિવાય હાલમાં તેમના બીજા પણ સાતસો-આઠસો અભંગ મળ્યા છે. નામદેવે સમાધિવાળા અભંગોમાં યોગવાસિષ્ઠ પર જ્ઞાનેશ્વરની ટીકાનું નામ લીધું છે. પરંતુ આ ગ્રંથ હજુ સુધી ક્યાંય મળ્યો નથી.* જે જ્ઞાનેશ્વરીના કર્તા છે, તેજ અભંગોના છે. જ્ઞાનેશ્વરી કરતાં અભંગોની ભાષા સરળ છે, આથી થોડાક સમય પહેલાં એવો મત ચાલ્યો હતો કે, જ્ઞાનેશ્વર એકને બદલે બે થયા હશે. તે સમયે તેની પુષ્કળ ચર્ચા થઇ હતી. એ બધા ગ્રંથોને વારંવાર અને ઘણી સારી રીતે જોવાથી મને વિશ્વાસ બેસી ગયો છે કે, પૂર્વપરંપરાથી જે વાત આપણે માનતા આવ્યા છીએ તેજ બરાબર છે—અર્થાત્ કે જ્ઞાનેશ્વર અને અમૃતાનુભવ જેમની રચનાઓ છે તેમનાજ મુખેથી હરિપાઠ અને બીજા અભંગો નીકળ્યા છે. આ વિષે એવો આક્ષેપ કરવામાં આવે છે કે, હરિપાઠ તથા બીજા અભંગોની ભાષા જ્ઞાનેશ્વરીની ભાષા કરતાં ઘણી સરળ અને નવીન છે, તથા હરિપાઠ વગેરે અભંગોમાં પંઢરપુર અને વિઠ્ઠલનું માહાત્મ્ય અને પ્રેમમય વર્ણન છે, કે જે જ્ઞાનેશ્વરીમાં નામમાત્રનું પણ નથી. આ આક્ષેપ વિચારવા યોગ્ય છે, એમાં સંદેહ નથી. પરંતુ આ આક્ષેપોનો સમાધાનકારક ઉત્તર પણ આપી શકાય તેમ છે. ભાષાનો પ્રશ્ન અનેક શોધકોને ઘણોજ મહત્ત્વનો લાગે છે, અને આ મહત્ત્વનો પ્રશ્ન છે પણ ખરો; પરંતુ જ્ઞાનેશ્વર મહારાજના ગ્રંથની એક પણ મૂળ પ્રત આજસુધીમાં મળી નથી, તેથી આ વિષયમાં માત્ર તર્ક અને કલ્પના ઉપર આધાર રાખવો યોગ્ય નથી. જ્ઞાનેશ્વરીની ભાષા હરિપાઠાદિ અભંગો કરતાં કઠણ અને અધિક પ્રાચીન જણાય છે; પરંતુ આમાં એક વાત વિચારવા જેવી છે. જ્ઞાનેશ્વરી શ્રીએકનાથ મહારાજના સમયથીજ વિશેષ પ્રસિદ્ધ થઇ. આથી તેની ભાષાની અગ-

* જ્ઞાનેશ્વરકૃત યોગવસિષ્ઠના નામથી એક વાહિયાત જેવું પુસ્તક ધૂલિયાની સત્કાર્યોત્તેજક સભાએ પ્રસિદ્ધ કર્યું હતું. પરંતુ તે જ્ઞાનેશ્વરકૃત નથી, એ વાત સભાએ પાછળથી સ્વીકારી છે. —મૂળલેખક

મ્યતા તો જેમની તેમજ રહી ગઇ અને વળી જ્ઞાનેશ્વરી ગ્રંથ વિશેષ મોટો છે; હરિપાઠાદિ અભંગોની આ વાત નથી. આ અભંગો હજારો મનુષ્યોના નિત્યપાઠમાં ઉપયોગમાં આવ્યા છે, એટલે તેની ભાષા પણ નવીન બની ગઇ છે. હરિપાઠના અભંગ ભક્તિ–પ્રધાન, સુલભ અને સર્વ પ્રકારના લોકોને કંઠસ્થ હોવાથી તેમની ભાષા પણ બદલાતી ગઇ છે. ગ્રંથોની ભાષા જેટલી પોતાના મૂળરૂપને પકડીને રહે છે, તેટલી તે અભંગોની ભાષા રહી શકતી નથી, કે જે આબાલવૃદ્ધ, સ્ત્રી–પુરુષ સૌના નિત્યપાઠમાં રહ્યા કરે છે. જ્ઞાનેશ્વર મહારાજના સમયની જ્ઞાનેશ્વરી અને હરિપાઠાદિ અભંગ બન્નેની મૂળ પ્રતો જો આજે મળી શકે તો સંભવ છે કે, એ બન્નેની ભાષા એક જેવીજ મળે. પરંતુ જ્ઞાનેશ્વરી ઘણા સમય સુધી પોથીની અંદરજ રહી અને હરિપાઠ વગેરેની પેઠે તે સૌને કંઠસ્થ થાય તે કદી પણ સંભવિત નથી. આથી જ્ઞાનેશ્વરીનું પ્રાચીનત્વ અધિક સુરક્ષિત છે. આ તો ભાષા સંબંધી વાત થઇ, હવે ઉપાસ્યદેવના નામોલ્લેખની જે વાત આવે છે, તેનો વિચાર કરીએ.

જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવમાં પંઢરપુરના વિઠ્ઠલ ભગવાનનું નામ પણ નથી, કેવળ શ્રી ગુરુનોજ મહિમા વર્ણવેલો છે; એ પણ કંઇ સમજાવું મુશ્કેલ નથી. જ્ઞાનેશ્વર મહારાજે નેવાસેમાં શ્રીનિવૃત્તિ મહારાજ સમક્ષ જ્ઞાનેશ્વરી કહી અને જ્યારે મુકુંદરાજનું ઉદાહરણ આપીને શ્રીનિવૃત્તિનાથે જ્ઞાનેશ્વર મહારાજને સ્વતંત્ર ગ્રંથ રચવા કહ્યું, ત્યારે તેમણે અમૃતાનુભવની રચના કરી. જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવ ગ્રંથ સાક્ષાત્ શ્રીગુરુ નિવૃત્તિનાથની પ્રેરણાથી તેમનીજ સમક્ષ તૈયાર થયા. આથી તેમાં શ્રીગુરુના મહિમાનું વર્ણન થવું સ્વાભાવિક હતું; હરિપાઠની વાત એવી નથી. જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવ નેવાસેમાં સમાપ્ત કરીને થોડા સમય બાદ જ્ઞાનેશ્વર મહારાજ તીર્થયાત્રા માટે નીકળ્યા ને પંઢરપુર આવ્યા. પંઢરપુરમાં શ્રીવિઠ્ઠલમંદિરના જીર્ણોદ્ધારનું કાર્ય તે અરસામાંજ પૂરૂં થયું હતું તે

તેમણે જોયું. નામદેવાદિ વિઠ્ઠલભક્તોની વાતો સાંભળી અને જોઈ. આ પ્રમાણે તેમનો વિઠ્ઠલપ્રેમ જે તેમને પોતાની ઉપાસનાથી પ્રાપ્ત થયો હતો, તે બમણો થયો અને જ્ઞાની-અજ્ઞાની સૌને માટે રચેલા હરિપાઠમાં તેમણે સર્વ કોઇના પરમપ્રિય ઉપાસ્ય શ્રીવિઠ્ઠલ પ્રત્યેજ પોતાના પ્રેમોદ્‌ગાર પ્રગટ કર્યો છે. તાત્પર્ય કે, જ્ઞાનેશ્વર મહારાજના બે મુખ્ય ગ્રંથ શ્રીગુરુ આગળ રચાયા છે અને તે સમય સુધી તેમણે પંઢરપુરની યાત્રા અને નામ-સંકીર્તનમાં પોતે કદી સાથ આપ્યો નહોતો. આ કારણે એ બન્ને ગ્રંથોમાં તેમણે શ્રી-સદ્‌ગુરુના મહિમાનુંજ વર્ણન કર્યું છે અને હરિપાઠ (હરિ-પાઠના અભંગ વારકરીઓની સંધ્યાકર્મજ છે।) મુખ્યત્વે જેમને માટે રચવામાં આવ્યા છે, તેઓ વિઠ્ઠલના ઉપાસક હતા. આથી તેમાં શ્રીવિઠ્ઠલ ભગવાનનોજ મહિમા ગાયેલો છે. વાત એકજ છે. 'एकमेवाद्वितीयं ब्रह्म'સ્વરૂપ શ્રીગુરુ નિવૃત્તિનાથ થયા તો અને પંઢરપુરના ભગવાન શ્રીવિઠ્ઠલ થયા તો, જ્ઞાનેશ્વર મહારાજની ભાવનામાં બન્ને એકજ હતા, એમાં સંદેહજ શો છે ?

હવે સૌથી પહેલાં જ્ઞાનેશ્વરીનો જરા વિસ્તારપૂર્વક વિચાર કરીએ. જ્ઞાનેશ્વરી ગ્રંથ મરાઠી ભાષામાં જેમ કાળ-ક્રમથી પ્રથમ છે, તેજ પ્રમાણે યોગ્યતાના ક્રમથી પણ પ્રથમજ છે. ધર્મગ્રંથ કહો, કાવ્ય કહો, વ્યવહારનીતિનો ગ્રંથ કહો, કોઇ પણ દૃષ્ટિથી આ ગ્રંથ તરફ જુઓ, એના સિંહાસનને હલાવી શકનાર બીજો કોઈ ગ્રંથ રચાયો નથી. કોઇ તો જ્ઞાનેશ્વરીના સિદ્ધાંત અને વિષયપ્રતિપાદનની શૈલી જોઇનેજ ડોલવા લાગશે, કોઇ ભાષા-ગૌરવ અને ઉપમા-દૃષ્ટાંત વગેરેની યથાયોગ્ય યોજના જોઇને ઉછળી પડશે, કોઈ દૃષ્ટાંતો દ્વારા પ્રગટ થતા જ્ઞાનેશ્વર મહારાજના વ્યવહારજ્ઞાનને જોઇ ચકિત થશે, કોઇ મહારાજની અન-હદ ગુરુભક્તિ અને તેમની વાણીનો અદ્‌ભુત પ્રેમ જોઇને તેમાં રંગાઇ જશે, કોઇ કર્મ-જ્ઞાન-ઉપાસનાના સિદ્ધાંત, શાસ્ત્ર અને વ્યવહારનો સમન્વય જોઇને સંતુષ્ટ થશે. જે

કોઇ જે દૃષ્ટિથી જ્ઞાનેશ્વરીને જોવા ઇચ્છશે, તેમાં તેને પરમ સમાધાન પ્રાપ્ત થશે, તેમાં સંદેહ નથી. જ્ઞાનેશ્વરીનું અંતરંગ સંતજનોને સંતુષ્ટ કરશે અને ભાષાસૌષ્ઠવ રસિકોના ચિત્તને આનંદ આપશે. એનાં પદ અને અર્થ બન્નેય મધુર છે. જ્ઞાનેશ્વરીના વાચકોમાં કોઇ પદમાધુર્યના તો કોઇ વળી અર્થમાધુર્યના પણ ભોક્તા થશે. આ બે પ્રકારના વાચકોને ઉદ્દેશીને જાણે જ્ઞાનેશ્વર મહારાજે પોતેજ કહ્યું છે કે જ્ઞાનેશ્વરીમાં 'જે અધ્યાત્મશાસ્ત્ર છે, તેના અધિકારી તેઓજ છે કે જે અંતરંગ જાણે છે, બીજાઓ તો માત્ર વાણીનું ચાતુર્ય જોઇનેજ સુખી થશે.' (અ. ૧૮–૧૭૫૦) જ્ઞાનેશ્વરીમાં પરમાર્થ અને પ્રપંચ બન્ને બતાવ્યા છે. સિદ્ધાંતો દ્વારા પરમાર્થ અને દૃષ્ટાંતો દ્વારા પ્રપંચ શીખવ્યો છે. ઉપમા, રૂપક અને દૃષ્ટાંત દ્વારા મહારાજે વ્યવહાર–નીતિનું જ્ઞાન આપ્યુ છે. સુવર્ણના મણિ સુવર્ણના તંતુથીજ જેમ ગુંથાય, તેમજ અધ્યાત્મતંતુથી સાંસારિક પ્રપંચ એવી સુંદરતાથી ગૂંથેલો છે કે પ્રપંચ અને પરમાર્થ એકબીજાથી ભિન્ન કરીજ શકાતા નથી, આજ બોધ જ્ઞાનેશ્વરીના વાચકોને પ્રાપ્ત થાય છે. આ ગ્રંથ એટલો સર્વાંગપૂર્ણ છે કે વ્યવહારજ્ઞાન અને પરમાર્થ બન્નેને એકસાથે જાણવાને ઈચ્છનારાઓ માટે આજ એક ગ્રંથ પૂરતો છે. અસ્તુ.

જ્ઞાનેશ્વર મહારાજના સમયમાં સોનાનો દર ૧૫) ૧૫॥ અથવા વધારેમાં વધારે ૧૬) હતો. 'ત્રિમાલિક ધવલાર' અર્થાત્ ત્રણ ખંડનાં પાકાં, સાફ સુંદર મકાન હતાં, ઘાસની ઝૂંપડીઓ હતી, ચારે રસ્તાઓ ઉપર દુકાનો હતી; અન્નક્ષેત્ર હતાં; જાદુગર અને બહુરૂપી હતા; ટંકશાળ, સિક્કા અને ચામડાના નોટ, પીળાં ઘરેણાં, સોના અને મોતીનાં ઘરેણાં હતાં; મંદિર, મઠ, દીપમાળા, ટકોરખાનાં, સંન્યાસી, વાર–વિલાસવાસનાં સ્થળો અને દડાની રમતો હતી; આ પ્રમાણે તે સમયે દેશની પરિસ્થિતિ કેવી હતી એ જાણવા માટે જે જ્ઞાનેશ્વરી જોશે, તેને દેશની તે સમયની પરિસ્થિતિનું ઘણું ખરૂ જ્ઞાન મળશે. જ્ઞાનેશ્વરીમાં ખેતી, જ્યોતિષ, સૂપ-

શાસ્ત્ર, મૃગયા વગેરે સંબધી વિવિધ જ્ઞાન સ્થળે સ્થળે વેરાયલુ છે. જ્યોતિષશાસ્ત્રનો જે સિદ્ધાંત છે કે સૂર્ય વાસ્તવમાં ગતિમાન નથી પરંતુ પૃથ્વીના પરિભ્રમણને કારણે ચાલતો માલમ પડે છે તે સિદ્ધાંત—

આણિ ઉદો અસ્તાચેંનિ પ્રમાણેં;
જૈસે ન ચલતા સૂર્યાચેં ચાલણેં.

જ્ઞાનેશ્વરીમાં છે. સમુદ્રના જળથી વાદળ બને છે, વૃષ્ટિરૂપે તે પૃથ્વી ઉપર આવે છે, તેનાથી નદીઓ ભરાય છે, આ નદીઓ સમુદ્રમાં મળે છે અને સમુદ્રમાથી વળી વાદળ ઉત્પન્ન થાય છે. ભૌતિક—વિજ્ઞાનનો વરાળને લગતો જે આ સિદ્ધાત છે, તે જ્ઞાનેશ્વરીમાં આવે છે. ભૌતિક શાસ્ત્ર યા ઇતિહાસ અથવા ભાષાના વિદ્યાર્થીને પણ જ્ઞાનેશ્વરીના અધ્યયનથી ઘણુ જાણવાનુ મળે છે. જ્ઞાનેશ્વર મહારાજ જેવા યોગેશ્વર ભૌતિક શાસ્ત્રો ભણ્યા વિનાજ તેના સિદ્ધાતોને બરાબર જાણે છે સૂક્ષ્મમાં આસન લગાવીને જે બેસે છે, તે સ્થૂળને યથાયોગ્ય રીતે જાણે છે. તેને સ્થૂળનુ અધ્યયન કરવાની કઈ આવશ્યકતા નથી હોતી. આ પ્રમાણે કોઈ પણ દૃષ્ટિથી જ્ઞાનેશ્વરીનુ અધ્યયન કરશો તો સરવાળે તેનાથી લાભ થયા વિના રહેશે નહિ.

જ્ઞાનેશ્વરીની શુદ્ધ પ્રત શોધવાના અનેક પ્રયત્નો શ્રીએકનાથ મહારાજના સમયથી અત્યાર સુધીમા થયા છે. એમાં સૌથી વધારે યશસ્વી અને સર્વમાન્ય પ્રયત્ન શ્રી એકનાથ મહારાજનોજ થયો. એકનાથ મહારાજે જ્ઞાનેશ્વરીનુ સશોધન કર્યું અને પૈઠણમા જ્ઞાનેશ્વરી ઉપર પ્રવચન કરવાની પ્રથા ચાલુ કરી. એકનાથ મહારાજની પહેલાં પણ જ્ઞાનેશ્વરી મહારાષ્ટ્રમા હતી અને મહારાષ્ટ્રના લોકો તેને શ્રદ્ધાની નજરે જોતા પણ હતા, છતા જ્ઞાનેશ્વરીની વાસ્તવિક યોગ્યતા એકનાથ મહારાજે જ બતાવી અને તેનાથી તેનો વિશેષ રગ લગાડ્યો. તેમણેજ—

'વિશ્રાંતિચેં સ્થાન સંતાંચેં માહેર,

તેં યા ભૂમિવર અલંકાપૂર.'

—અર્થાત્ વિશ્રાન્તિનું સ્થાન અને સંતોનું પોતાનું નિવાસ-સ્થાન આ ભૂમિ ઉપર અલંકાપુર યાને આળંદીજ છે. એમ કહીને જ્ઞાનેશ્વર મહારાજની સમાધિ-ભૂમિ આળંદીનો મહિમા વધાર્યો. વળી તેમનાજ સમયથી આળંદીની યાત્રાનો પુષ્કળ પ્રચાર થયો અને જ્ઞાનેશ્વર મહારાજની બાબતમાં મહારાષ્ટ્રની અત્યંત પૂજ્યબુદ્ધિ બહુ વેગપૂર્વક વધવા લાગી. એકનાથ મહારાજ શાકે ૧૫૦૫ (સં૦ ૧૬૪૦) માં આળંદીની યાત્રા કરીને પાછા ફર્યા, ત્યારથી અનેક લોકો ત્યાંની યાત્રા કરવા લાગ્યા. યાત્રાળુઓની સંખ્યા દરવર્ષે વધતી જોઇને શાકે ૧૫૧૬માં (યાને એકનાથ મહારાજની યાત્રાના ૧૧ વર્ષ પછી) આંબેકર દેશપાંડેએ જ્ઞાનેશ્વર મહારાજની સમાધિપર સમાધિમંદિર બનાવરાવ્યું. તે સમાધિમંદિર આજે પણ તેવુંજ મોજુદ છે. કહે છે કે, તેની એક તરફની ભીંત પછીથી શ્રી તુકારામ મહારાજે સ્વહસ્તે બનાવી હતી. સમાધિની સામેનો ભવ્ય સભામંડપ શિંદે (સિંધિયા) સરકારના કારભારી રામચંદ્ર મલ્હારે શાકે ૧૬૮૨ (સંવત ૧૮૧૭)માં બનાવરાવ્યો હતો. એકનાથ મહારાજે જ્ઞાનેશ્વરીનું સંશોધન કરી તેના ઉપર પ્રવચન કરીને તથા આળંદીની યાત્રાને ખાસ પ્રોત્સાહન આપીને પોતાની જાતને જ્ઞાનેશ્વર મહારાજના ઋણથી મુક્ત કરી હતી. એકનાથને જ્ઞાનેશ્વરના અવતાર કહેવામાં આવે છે, તેથી તેમણે જે કંઈ સંશોધન કર્યું તે જ્ઞાનેશ્વર મહારાજે કરેલા સંશોધન જેવુંજ વિશ્વવંદ્ય થયું છે. કેટલાક વિદ્વાનોનો મત એવો છે કે, મૂળ જ્ઞાનેશ્વરીમાં કિમિયા સંબંધી થોડીક ઓવીઓ હતી, તેને એકનાથ મહારાજે એમાંથી કાઢી નાખી અને પોતાની કેટલીક ઓવીઓ એમાં જોડી દીધી, પરંતુ આ મત પ્રમાણભૂત નથી. એકનાથ મહારાજે જ્ઞાનેશ્વરીના 'પાઠાન્તરમા શુદ્ધ અબદ્ધ' થયેલા પાઠ પહેલાંની પેઠે સુસંગત કર્યા, મૂળ ઓવીઓમાં કોઇને રદ-બદલ ન કરી. જે એકનાથ મહારાજે જ્ઞાનેશ્વરીના

સંબંધમાં કહ્યું છે કે આ અમૃત પીરસેલો થાળ છે, એમાં પોતાની ઓવીઓ મેળવવી એ અમૃતમાં ક્ષાર મેળવવા જેવું છે, તેજ એકનાથ મહારાજ તેમાં પોતાની ઓવીઓ મેળવે એ અસંભવિત છે. જ્ઞાનેશ્વરીની કેટલીક ઓવીઓમાં કાળ-દોષથી થોડાક શબ્દો આમ તેમ થઇ ગયા હતા, તેમને એકનાથ મહારાજે બરાબર કર્યા. આ સંશોધન તેમણે કર્યું, પરંતુ પોતાની ઓવીઓ તેમાં મેળવી નહિ. આવોજ પ્રયત્ન એકનાથ પછી કાશીમાં રહેનારા, નગર જીલ્લાના રઘુનાથના શિષ્ય ભાસ્કર નામના માણસે કર્યો. તેમણે ૪૦૦ ઓવીઓનું એક સ્વતંત્ર પરિશિષ્ટ જ્ઞાનેશ્વરીમાં જોડયું છે. આ પરિશિષ્ટથી અનુમાન થઇ શકે છે કે, કયા કારણથી જ્ઞાનેશ્વરીમાં અશુદ્ધ પાઠ આવી ગયા છે. ભાસ્કર કહે છે કે "જ્ઞાનેશ્વરીના લેખકોને કયાંક કોઇ શબ્દનો અર્થ સમજાયો નથી, કયાંક શબ્દો ઉપર માત્રાઓ ઉડી ગઇ છે અને આ રીતે લેખકોના પ્રમાદથી કેટલીક ઓવીઓ અશુદ્ધ થઇ ગઇ છે. જ્ઞાનેશ્વરીની અનેક પ્રતો થઇ, બાળબુદ્ધિ લેખકોએ જે મનમાં આવ્યું તેજ લખ્યું અને આથી શબ્દો આમતેમ થઇ ગયા." પરંતુ ભાસ્કરે પણ એમ તો નથી કહ્યું કે કોઇએ પોતાની ઓવીઓ જ્ઞાનેશ્વરીમાં ભેળવી દીધી છે. એકનાથ મહારાજે પણ જ્ઞાનેશ્વરીની અનેક પ્રતો એકત્ર કરી હતી; અને જે ઓવીઓ જ્યાં 'પાઠાન્તરમાં અસંબદ્ધ' જણાઇ તેને તેમણે શુદ્ધ કરીને જ્ઞાનેશ્વરીની નવી પ્રત તૈયાર કરી. શ્રીએકનાથ મહારાજે સંશોધન કરેલી આજ પ્રતનો પાઠ મહારાષ્ટ્રમાં પ્રચલિત છે.

જ્ઞાનેશ્વરીના ઉપોદ્ઘાતના ઉપસંહારમાં જ્ઞાનેશ્વર મહારાજે મહાભારત અને મહાભારતના કર્તા મહર્ષિ વ્યાસ તથા ગીતાશાસ્ત્રની જે સ્તુતિ કરી છે તે ઘણીજ આનંદદાયક છે. મહાભારત 'સકળ કથાનું જન્મસ્થાન, સંતસજ્જનોનું કેવળ હૃદય અને સરસ્વતીનું લાવણ્ય-રત્નભંડાર છે, એટલુંજ નહિ પરંતુ વિશાળ વ્યાસ-બુદ્ધિ દ્વારા સાક્ષાત્ ભારતી (સરસ્વતી)જ ભારતરૂપે પ્રગટ થઇ છે અને તેથી

ગીતાશાસ્ત્ર સંસારને જીતવાનું શાસ્ત્ર છે. કહ્યુ છે કે, સાચચિ બોલાચેં નવ્હે હેં શાસ્ત્ર, પૈ સંસાર જીણતેં શસ્ત્ર. આત્મા અવતરવી તે મંત્ર, અક્ષરેં ઇયે. (અ૦ ૧૫-૫૧૭)

અર્થાત્ "સાચેજ આ વાણીનો વિલાસ કરવાનુ શાસ્ત્ર નથી; સંસારને જીતવાનુ શાસ્ત્ર છે. એના અક્ષરો એ મંત્રો છે, કે જેનાથી આત્માનો અવતાર થાય છે"

ગીતા સર્વ પ્રકારના મોહનો નાશ કરનારી જ્ઞાન-વેલી છે—

હેં બોલેં કાય ગીતા, હે માઝી ઉન્મેષલતા,
જાણે તો સમસ્તાં, મોહા મુકે. (અ૦ ૧૫-૫૮૩)
હેં ગીતાનામ વિખ્યાત, સર્વ વાઙ્મયાચેં મથિત,
આત્મા જેણે હસ્તગત, રત્ન હોય. (અ૦ ૧૮-૧૩૨૩)
કીં ગીતા હે સપ્તશતી, મંત્રપ્રતિપાદ્ય ભગવતી,
મોહમહિષા મુકતી, આનંદલી અસે. (૧૬૬૭)
કીં શ્લોકાક્ષર દ્રાક્ષલતા, માણ્ડવ જાલી આહે ગીતા,
સંસારપથશ્રાન્તા બિસંબાવયા. (૧૬૭૦)
કીં નિજકાન્તા આત્મયા, આવડી ગીતા મિલાવયા,
શ્લોક નવ્હતી બાહ્યા, પસર કાં જે. (૧૬૭૪)

અર્થાત્ "ગીતાની હું શી પ્રશંસા કરૂ! એ મારી જ્ઞાનવેલી છે. એને જે જાણે છે તે સમસ્ત મોહથી મુક્ત થાય છે. સમસ્ત વાઙ્મય (સાહિત્ય) અથવા વેદનુ મંથન કરીને ગીતાનુ નામ પ્રસિદ્ધ થયેલુ છે. એનાથી આત્મારૂપી રત્ન હાથ લાગે છે અથવા ગીતા સપ્તશતી મંત્રોથી પ્રતિપાદિત સાક્ષાત્ ભગવતીજ છે, કે જે મોહરૂપી મહિસાસુરને મુક્તિ આપીને આનંદ પામે છે. અથવા સંસારમાર્ગના થાકેલા મુસાફરોને વિશ્રામ આપવા માટે ગીતા શ્લોકાક્ષરરૂપી દ્રાક્ષોની લતાનો મંડપજ છે, અથવા એ શ્લોકો નથી, પોતાના પતિ આત્મારામને પ્રેમપૂર્વક મળવા માટે ગીતાએ પોતાના હાથ ફેલાવેલા છે.

ગીતાના સાતસો શ્લોકોમાં બધા એકબીજાથી વિશેષ

સરસ હોવાને લીધે, જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે કયો શ્લોક ઉત્તમ અને કયો શ્લોક કનિષ્ઠ, એનો કંઇ નિશ્ચય કરી શકાતો નથી. દીપકોમાં આગલા પાછલા શું ! સૂર્ય વળી મોટો કેવો કે નાનો કેવો ? અમૃતનો સમુદ્ર ઉંડો કે છછરો કેવો ? દીવો જેમ દીવોજ છે, તેમાં આગલા કે પાછલાનો કોઈ ભેદ નથી; સૂર્ય સૂર્યજ છે, તેમાં નાનો-મોટો કોઇ નથી; સમુદ્ર સમુદ્રજ છે, તે ઉંડો છે કે છછરો, એ પ્રશ્નજ ઉઠતો નથી; એજ પ્રમાણે ગીતાનો પ્રત્યેક શ્લોક ગીતાનો શ્લોક છે. ગીતાશાસ્ત્રની એક વિશેષતા એ છે કે, એમાં શ્રીકૃષ્ણજ વાચ્ય છે અને શ્રીકૃષ્ણજ વાચક છે એનુ "જે ફળ અર્થમાં છે, તેજ પાઠમાં છે." બીજા ગ્રંથોમાં જેમ "અર્થ એજ સાર છે અને શબ્દ વ્યર્થ છે" એવું આમાં નથી; કારણકે સમસ્ત ગીતા ભગવાનની વાઙ્મયી મૂર્તિ છે—

મ્હણોનિ મજ કાંહીં, સમર્થની આતાં વિષયનાહીં,
ગીતા જાણા હે વાઙ્મયી, શ્રીમૂર્તિ પ્રભૂચી. (૧૬૮૫)
શાસ્ત્ર વાચ્યેં અર્થેં ફલે, મગ આપણ માવલે,
તૈસે નવ્હે, હેં સગલેં, પરબ્રહ્મચિ. (૧૬૮૬)

અર્થાત્ "મારે સમર્થન કરવાનો હવે કોઇ વિષય રહી ગયો નથી; કેમકે સમજી લો કે, ગીતા શ્રી પ્રભુની વાઙ્મયી મૂર્તિ છે. કોઈ પણ શાસ્ત્ર વાચ્યાર્થરૂપ ફળ આપીને પોતે લુપ્ત થઇ જાય છે; પરંતુ ગીતામાં એવી વાત નથી; અહીં તો આ બધુજ (શબ્દ અને અર્થ) પરબ્રહ્મ છે."

ભગવાને અર્જુનને નિમિત્ત કરીને પરમાનંદ આટલો સુગમ કરી દીધો, તે તેમનો કેટલો મોટો અનુગ્રહ છે—

કૈસા વિશ્વાચિયા કૃપા, કરૂનિ મહાનંદા સોપા,
અર્જુનવ્યાજેં રૂપા, આણિલા દેવેં. (૧૬૮૭)
ચકોરાચેનિ નિમિત્તેં, તિન્હીં ભુવનેં સન્તપ્તેં,
નિવવિલીં કલાવન્તેં, ચન્દ્રેં જેવિં. (૧૬૮૮)

અર્થાત્ "જેમ કલાયુક્ત ચંદ્ર, ચકોરને નિમિત્તે

ગીતાશાસ્ત્ર સંસારને જીતવાનું શાસ્ત્ર છે. કહ્યું છે કે,
સાચચિ બોલાચેં નવ્હે હેં શાસ્ત્ર, પૈં સંસાર જિણતેં શસ્ત્ર.
આત્મા અવતરવી તે મંત્ર, અક્ષરેં ઇયે. (અ૦ ૧૫-૫૭૭)

અર્થાત્ "સાચેજ આ વાણીનો વિલાસ કરવાનું શાસ્ત્ર નથી; સંસારને જીતવાનું શાસ્ત્ર છે. એના અક્ષરો એ મંત્રો છે, કે જેનાથી આત્માનો અવતાર થાય છે."

ગીતા સર્વ પ્રકારના મોહનો નાશ કરનારી જ્ઞાનવેલી છે—

હેં બોલીં કાય ગીતા, હે માઝી ઉન્મેષલતા,
જાણે તો સમસ્તાં, મોહા સુકે. (અ૦ ૧૫-૫૮૩)
હેં ગીતાનામ વિખ્યાત, સર્વ વાઙ્મયાચેં મથિત,
આત્મા જેણેં હસ્તગત, રત્ન હોય. (અ૦ ૧૮-૧૩૨૩)
કીં ગીતા હે સપ્તશતી, મંત્રપ્રતિપાદ્ય ભગવતી,
.. મોહમહિષા મુકતી, આનંદલી અસે. (૧૬૬૭)
કીં શ્લોકાક્ષર દ્રાક્ષલતા, માણ્ડવ જાલી આહે ગીતા,
સંસારપથશ્રાન્તા બિસંબાવયા. (૧૬૭૦)
કીં નિજકાન્તા આત્મયા, આવડી ગીતા મિલાવયા,
શ્લોક નવ્હતી બાહ્યા, પસર કાં જો. (૧૬૭૪)

અર્થાત્ "ગીતાની હું શી પ્રશંસા કરૂં! એ મારી જ્ઞાનવેલી છે. એને જે જાણે છે તે સમસ્ત મોહથી મુક્ત થાય છે. સમસ્ત વાઙ્મય (સાહિત્ય) અથવા વેદનું મંથન કરીને ગીતાનું નામ પ્રસિદ્ધ થયેલું છે. એનાથી આત્મારૂપી રત્ન હાથ લાગે છે અથવા ગીતા સપ્તશતી મંત્રોથી પ્રતિપાદિત સાક્ષાત્ ભગવતીજ છે, કે જે મોહરૂપી મહિસાસુરને મુક્તિ આપીને આનંદ પામે છે. અથવા સંસારમાર્ગના થાકેલા મુસાફરોને વિશ્રામ આપવા માટે ગીતા શ્લોકાક્ષરરૂપી દ્રાક્ષોની લતાનો મંડપજ છે; અથવા એ શ્લોકો નથી, પોતાના પતિ આત્મારામને પ્રેમપૂર્વક મળવા માટે ગીતાએ પોતાના હાથ ફેલાવેલા છે.

ગીતાના સાતસો શ્લોકોમાં બધા એકબીજાથી વિશેષ

સરસ હોવાને લીધે, જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે કયો શ્લોક ઉત્તમ અને કયો શ્લોક કનિષ્ઠ, એનો કંઇ નિશ્ચય કરી શકાતો નથી. દીપકોમાં આગલા પાછલા શું ! સૂર્ય વળી મોટો કેવો કે નાનો કેવો ? અમૃતનો સમુદ્ર ઉંડો કે છછરો કેવો ? દીવો જેમ દીવોજ છે, તેમાં આગલા કે પાછલાનો કોઈ ભેદ નથી; સૂર્ય સૂર્યજ છે, તેમાં નાનો-મોટો કોઇ નથી; સમુદ્ર સમુદ્રજ છે, તે ઉંડો છે કે છછરો, એ પ્રશ્નજ ઉઠતો નથી; એજ પ્રમાણે ગીતાનો પ્રત્યેક શ્લોક ગીતાનો શ્લોક છે. ગીતાશાસ્ત્રની એક વિશેષતા એ છે કે, એમાં શ્રીકૃષ્ણજ વાચ્ય છે અને શ્રીકૃષ્ણજ વાચક છે એનું "જે ફળ અર્થમાં છે, તેજ પાઠમાં છે." બીજા ગ્રંથોમાં જેમ "અર્થ એજ સાર છે અને શબ્દ વ્યર્થ છે" એવું આમાં નથી; કારણકે સમસ્ત ગીતા ભગવાનની વાઙ્મયી મૂર્તિ છે—

> મ્હણોનિ મજ કાંહી, સમર્થનીં આતાં વિષયનાહીં,
> ગીતા જાણા હે વાઙ્મયી, શ્રીમૂર્તિ પ્રભૂચી. (૧૬૮૫)
> શાસ્ત્ર વાચ્યેં અર્થે ફ઼ળે, મગ આપણ માવળે,
> તૈસે નવ્હે, હેં સગળેં, પરબ્રહ્મચિ. (૧૬૮૬)

અર્થાત્ "મારે સમર્થન કરવાનો હવે કોઇ વિષય રહી ગયો નથી; કેમકે સમજી લો કે, ગીતા શ્રી પ્રભુની વાઙ્મયી મૂર્તિ છે. કોઇ પણ શાસ્ત્ર વાચ્યાર્થરૂપ ફળ આપી-ને પોતે લુપ્ત થઇ જાય છે; પરંતુ ગીતામાં એવી વાત નથી; અહીં તો આ બધુંજ (શબ્દ અને અર્થ) પરબ્રહ્મ છે."

ભગવાને અર્જુનને નિમિત્ત કરીને પરમાનંદ આટલો સુગમ કરી દીધો, તે તેમનો કેટલો મોટો અનુગ્રહ છે—

> કૈસા વિશ્વાચિયા કૃપા, કરૂનિ મહાનંદા સોપા,
> અર્જુનવ્યાજેં રૂપા, આણિલા દેવેં. (૧૬૮૭)
> ચકોરાચેનિ નિમિત્તેં, તિન્હી ભુવનેં સન્તપ્તેં,
> નિવવિલીં કલાવન્તેં, ચંદ્રેં જેવિં. (૧૬૮૮)

અર્થાત્ "જેમ કલાયુક્ત ચંદ્ર, ચકોરને નિમિત્તે

સંતાપ પામેલાં ત્રણે ભુવનોને શાંત કરે છે, તેમ ભગવાન અખિલ વિશ્વ ઉપર કૃપા કરીને અર્જુનને નિમિત્તે મહાનંદ સુગમ કરીને લઇ આવ્યા."

શ્રીકૃષ્ણાર્જુનનો આ સંવાદ જો વેદવ્યાસે ગ્રંથરૂપે પ્રગટ ન કર્યો હોત તો એ સંસારને કેવી રીતે પ્રાપ્ત થાત? આથી વિશ્વ ઉપર વ્યાસદેવનો આ મહાન ઉપકાર થયો.

મ્હણોનિ વ્યાસાચા હા થોર, વિશ્વાસિ જાલા ઉપકાર.

ગીતાની ભક્તિ કરનારાઓમાં કોઇ ગીતાનો અર્થ ન જાણતાં માત્ર પાઠજ કરશે, કોઇ અર્થનું જ્ઞાન પ્રાપ્ત કરી લેશે, કોઇ માત્ર શ્રવણજ કરશે, પરંતુ મોક્ષરૂપી પ્રાસાદમાં સૌને સમાન ગતિજ પ્રાપ્ત થશે.

સમર્થાચિયા-પંક્તિભોજનેં, તલિલ્યાવરિલ્યા એક પકવાન્નેં,
તેંવિ શ્રવણેં અર્થે પઠણેં, મોક્ષચિ લાભે. (અ૦ ૧૮-૮૪)

અર્થાત "કુલીન ધનવાનોને ત્યાં નાના મોટા, આપ્ત-આશ્રિત સૌને એકજ પ્રકારના પકવાન્ન પીરસવામાં આવે છે. તેજ પ્રમાણે અહીં શ્રવણ, અર્થ તેમજ પઠન સર્વદ્વારા મોક્ષજ પ્રાપ્ત થાય છે."

ઘણાં મોતી એકત્ર કરવામાં આવે છે ત્યારે તેનો એકાવલિ હાર બને છે, પરંતુ તેની શોભા તો એકજ હોય છે, અથવા ફુલોની માળામા ફૂલ અને દોરો બન્ને જુદાં હોવા છતાં પણ સુગંધ એકજ હોય છે, તેજ પ્રમાણે ગીતામાં ૧૮ અધ્યાય અને ૭૦૦ શ્લોક છે, તો પણ તે બધામાં ભગવાને એકજ વાત કહી છે—

સર્વત્ર 'एकमेवाद्वितीयं ब्रह्म' છે, બ્રહ્મ સિવાય બીજું કંઇ પણ નથી

દેવ બોલિલે એક, જેં દુજેં નાહીં.

અર્થાત્ "ભગવાને એકજ કહ્યુ છે અને તે બે નથી."

મહારાજે આગળ ચાલતાં કહ્યું છે કે "તે માર્ગને

છોડયા વિના" અર્થાત્ પૂર્ણ અદ્વૈતનો આશ્રય ગ્રહણ કરીને મેં આ ગ્રંથની રચના કરી છે. ગીતા અદ્વૈતનું પ્રતિપાદન કરે છે અને જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે, મારી જ્ઞાનેશ્વરીમાં અદ્વૈતનુંજ પ્રતિપાદન કર્યું છે. જ્ઞાનેશ્વરીમાં સર્વત્ર અદ્વૈતામૃતનીજ વૃષ્ટિ થઇ રહી છે. અધ્યાયસંગતિ, શ્લોકોના ભાવાર્થ અથવા શબ્દોના સ્પષ્ટાર્થ આપતાં આપતાં સર્વત્ર તેમનું આ ધ્યાન અખંડ રહ્યું છે. બધા અધ્યાયો અને શ્લોકોની સંગતિ તેમણે એવી ખુબીથી જોડી છે કે તેમનું "એવં જન્યજનકભાવે', અધ્યાય અધ્યાયાતેં પ્રસવે." (અર્થાત્ જન્યજનક ભાવથી એક અધ્યાયમાંથી બીજો અધ્યાય આપોઆપજ જન્મ પામે છે.) આ કથન યથાર્થ છે. શ્રીકૃષ્ણ, અર્જુન, ધૃતરાષ્ટ્ર અને સંજયના સ્વભાવોનુ એવું સૂક્ષ્મ ચિત્ર તેમણે તેમનાંજ વચનોનુ વિવેચન કરતાં દોર્યું છે કે, આવું સ્વભાવચિત્ર ગીતાની બીજી કોઇ પણ ટીકામાં મળી આવશે નહિ.

જ્ઞાનેશ્વરીમાં છેવટે તેમણે ગીતામાહાત્મ્ય બતાવતાં કહ્યું છે કે, ગીતાના ત્રીજા અધ્યાયમાં કર્મકાંડ છે, ચોથાથી અર્ધા બારમા અધ્યાયસુધી દેવતાકાંડ અને બારમાના મધ્યભાગથી પંદરમાની આખર સુધી જ્ઞાનકાંડ છે, આ પ્રમાણે ગીતામાં કર્મ, ઉપાસના ને જ્ઞાન ત્રણે કાંડ છે. આથી જ્ઞાનેશ્વર મહારાજે એને 'કાંડત્રયરૂપિણી' કહી છે અને કહ્યું છે કે, આ 'સંક્ષિપ્ત શ્રુતિ'જ છે; શ્રુતિની પેઠે ગીતા પણ મોક્ષફળ આપનારી છે, પરંતુ ઉદારતામાં એ શ્રુતિથી પણ શ્રેષ્ઠ છે. શ્રુતિનો અધિકાર ત્રણ વર્ણના લોકોને છે. સ્ત્રી-શૂદ્રાદિને તે શ્રુતિનો અધિકાર ન હોવાથી શ્રુતિ ઉપર કૃપણતાનું દોષારોપણ થઇ શકે છે. મહારાજે વેદોને 'કૃપણ' કહીને ગીતાને શ્રુતિથી શ્રેષ્ઠ કહી છે. વેદોનો મહિમા તો એટલે સુધી છે કે એ ભગવાનના નિઃશ્વાસ સાથે નીકળ્યા છે. (यस्य निःश्वसितं वेदाः) પરંતુ ગીતા તેમના સાક્ષાત્ શ્રીમુખેથી પ્રગટ થઇ છે,

હા ગીતાર્થ સાગર, જ્યા નિદ્રિતાચા ઘોર,
તો સ્વયે શ્રીસર્વેશ્વર, પ્રત્યક્ષ અનુવાદલા.
(અધ્યાય ૧–૭૨)

"આ ગીતાર્થસાગર જેની યોગનિદ્રાની અવસ્થા છે, તે સ્વયં શ્રીસર્વેશ્વરે પ્રત્યક્ષમાં ફરીથી કહ્યો છે."

એટલુંજ નહિ પણ—

બાપ બાપ ગ્રંથ ગીતા, જો વેદીં પ્રતિપાદ્ય દેવતા;
તો તો શ્રીકૃષ્ણ વક્તા, જીયે ગ્રંથીં.
(અધ્યાય ૧૧–૨૬)

"અહા! ગીતાગ્રંથ મહાન છે, મહાનથી પણ મહાન છે; કેમકે વેદોમાં જે પ્રતિપાદ્ય દેવતા છે (અર્થાત્ શ્રીકૃષ્ણ) તેજ આ ગ્રંથના વક્તા છે."

ગીતાની આ સ્તુતિથી સંભવ છે કે કોઇને એવો ભ્રમ થઇ જાય કે જ્ઞાનેશ્વર મહારાજ શ્રુતિને કંઇક ઉતરતી માને છે, પરંતુ એવું નથી. મહારાજે પોતેજ અન્યત્ર સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે શ્રુતિ માતા છે, તે 'અહિતમાંથી ઉગારી લે છે, હિતકારક વસ્તુસ્થિતિઓ આપીને આગળ વધારે છે; સંસારને માટે શ્રુતિથી વિશેષ બીજી કોઈ માતા નથી.' (અ ૧૬–૪૬૨) વેદોને તેમણે 'સંસારમાં એક-સરખા દયાળુ, હિતાહિત દેખાડનાર દીપક' (અ. ૧૬–૪૪૬) કહ્યા છે. આ રીતે જ્ઞાનેશ્વર મહારાજ એક તરફ શ્રુતિ માતાની આટલી અસીમ સ્તુતિ કરે છે અને બીજી બાજુ શ્રુતિને 'કૃપણ' કહીને ગીતાની ઉદારતાને વખાણે છે—ઉદારતામાં શ્રુતિથી ગીતાને ઉચ્ચ આસને બેસાડે છે. વળી એમ પણ કહે છે કે, વેદ તો ભગવાનના નિઃશ્વાસ છે અને ગીતા તેમના શ્રીમુખેથી નીકળેલી છે, તેથી શ્રુતિથી ગીતા શ્રેષ્ઠ છે! ત્યારે વાત શી છે, શ્રુતિ શ્રેષ્ઠ થઇ કે ગીતા? કેટલાક આધુનિક મતવાદીઓ એવા છે કે જે વેદો સિવાય કોઇ પણ ધર્મગ્રંથને—ગીતાને—પણ માનતા નથી અને ગીતામૃતનુ પાન કરવાથી વંચિત રહે છે. વળી કેટ-

લાક એવા પણ છે, કે જે શ્રુતિના અનધિકારી અથવા વેદાર્થ જાણવાને અસમર્થ હોવાથી કેવળ ગીતાનેજ માને છે. જે કેવળ નિર્ગુણવાદી છે, તેઓ કેવળ વેદોનેજ માને છે અને જે કેવળ ભક્તિમાર્ગી છે તેઓ કેવળ ગીતાનેજ માને છે! હાલમાં એ બન્ને મતવાદીઓનો ઝગડો સારી પેઠે વધેલો છે. કોઈ એક પક્ષ લઇને પક્ષાભિમાનથી ઉશ્કેરાઇ જનારા લોકો ગમે તેટલા ઝગડતા રહે, તેથી કંઈ પણ વળવાનું નથી. જ્ઞાનેશ્વર મહારાજ કેવી રીતે બન્ને પક્ષોનો સમન્વય કરે છે, એજ જોવા જેવું છે. મહાત્માઓના અવતાર શાંતિ–સુખની અભિવૃદ્ધિ માટે થાય છે, સઘળા પક્ષોને પોતાની અંદર મેળવી લઇને તેઓ બોલી શકે છે. કોઇ ખાસ પક્ષનું અભિમાન ધારણ કરનારા એકદેશી પંડિતો કરતાં શુદ્ધ સ્વરૂપનો અનુભવ પામેલા મહાત્મા જેમને માટે 'સર્વ પક્ષો પૂર્વપક્ષ હોય છે,' તે બધા પક્ષોને પોતાના હૃદય સાથે લગાડીને સમાન સત્ય પ્રતિપાદન કરે છે. તેમના ભાષણમાં કોઇનો કંઇ વિરોધ થતો નથી. તેમની મધુર વાણીમાંથી હમેશાં ત્રિકાલાબાધિત સત્યજ નીકળ્યા કરે છે. તેમનો અવતારજ સંસારમાં ફેલાયેલા વિરોધોને દૂર કરવા માટે થાય છે. આથી જે સૌને પ્રિય હોય તેવું સત્ય તેઓ પ્રગટ કર્યા કરે છે. વેદ અને ગીતા બંનેમાં પરસ્પર પૂર્ણ એકાત્મભાવ છે, એ બતાવવા માટે જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે 'વેદોમાં જે ઉણપ રહી ગઈ તેને દૂર કરવા માટે તેમજ સૌને માન્ય થવા માટે હું સમજું છું કે, ગીતારૂપે વેદજ પ્રગટયા છે. પહેલાં વેદોની જે નિંદા થઇ તેથી વેદ ડર્યા ને ગીતાના ઉદરમાં જઇ બેઠા. તેથી હવે વેદ સુંદર કીર્તિને પામ્યા છે.' (અ. ૧૮, ૧૪૫૯–૧૪૬૦)

મ્હણોનિ વેદાચી સુસેવ્યતા, તેચિ જાણ મૂર્ત ગીતા,
શ્રીકૃષ્ણે પંડસુતા ઉપદેશિલી.
(૧૮–૧૪૬૪)

અર્થાત્ "આથી વેદોનું જે સુલભ સેવન છે, તેનીજ મૂર્તિ ગીતા છે, જેનો શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ દીધો."

તે અમૃતરસની રસિક એવી પ્રેમરસમાં મત્ત થયેલી દૃષ્ટિ અર્જુનના મોહમાં એવી મગ્ન થઇ ગઈ કે ત્યાંથી નીકળવાનુંજ ભૂલી ગઇ.” (૫-૧૭૨)

અર્જુનના મોહમા મગ્ન થઇને તેના ઉપર સ્થિર થયેલી ભગવાનની સ્થિર દૃષ્ટિનું એવું સુંદર વર્ણન જ્ઞાનેશ્વરી સિવાય બીજે કયાંય મળશે નહિ. છઠ્ઠા અધ્યાયમાં ‘योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः’ આ વચન સાંભળતાંજ અર્જુન એટલો તન્મય થઇ ગયો કે શ્રીકૃષ્ણની વાણીજ બંધ થઇ ગઈ. શ્રીકૃષ્ણ પ્રસન્ન તો થયાજ, પરંતુ તેમને એ ખ્યાલ આવ્યો કે અર્જુન જો અત્યારથીજ સ્વ-સ્વરૂપ સાથે આટલો સમરસ થઇ જશે તો સખ્યભક્તિનું મારૂ સુખ છીનવાઇ જશે, તેથી શ્રીકૃષ્ણ અર્જુનને વ્યુત્થાન ઉપર લઈ આવ્યા. તે પ્રસંગમા ભગવાન કહે છે કે—

અહંભાવ યયાચા જાઈલ, મી તેથિ હાજરી હોઇલ;
તરી મગ કાય કીજેલ, એકલેયા. ૧૧૬

અર્થાત્ “જો આનો અહંભાવ ચાલ્યો ગયો, ને હું જે કંઇ છુ તેજ જો તે થઇ ગયો તો એકલો રહીને હું શું કરીશ ?”

ભગવાન કહે છે—“ પછી કોણ હશે કે જેને હુ ધરાઈ ધરાઇને આંખો વડે જોઉં, મોં વડે ધરાઇ ધરાઇને બોલુ અથવા જેને પ્રેમથી છાતીએ લગાવી લઉં ? (૧૧૭) બન્ને જો આ પ્રમાણે એકરૂપ થઈ ગયા તો મારા અંતઃકરણમાં જે અતિ ગુપ્ત પ્રેમની વાત છે તે હું કોને કહીશ ?”

અર્જુન પર શ્રીકૃષ્ણનો આ અસીમ પ્રેમ જોઇને જ્ઞાનેશ્વર મહારાજને, વૃદ્ધાવસ્થામાં પુત્ર પામેલી અને પોતાના એકના એક પુત્રને જોઇ જોઇને મો ચૂમી ચૂમીને વારંવાર તેને છાતી સરસો લગાડતી એવી વધ્યાનુ સ્મરણ થયું.

અર્જુનની સખ્યભક્તિનુ વર્ણન વળી આગળ જુઓ-

“આ પ્રમાણે અર્જુન શ્રેષ્ઠ, પુણ્યાત્મા, અત્યંત પવિત્ર

અને સંસારના ભક્તિરૂપ બીજનું ઉત્તમ ક્ષેત્ર હતા; તેથી તે શ્રીકૃપાના પાત્ર થયા. (૧૨૬) અથવા કહો કે આત્મનિવેદન ભક્તિની પહેલાં સખ્યભક્તિનું જે સિંહાસન છે, તે સિંહાસન ઉપર સ્થાપેલા દેવતાજ અર્જુન હતા. (૧૨૭) જુઓ કે, જે પતિવ્રતા સ્ત્રી પ્રીતિપૂર્વક પતિની સેવા કરે છે અને પતિ પણ જેનું સન્માન કરે છે, શું તે પતિવ્રતાની સ્તુતિ પતિથી પણ વધારે ન કરવી જોઇએ? (૧૨૯) તેજ પ્રમાણે મને એજ સારૂ લાગ્યુ કે અર્જુનનોજ મહિમા વધારે ગવાય; કેમકે ત્રિભુવનના સૌભાગ્યનું એ એકલાજ પાત્ર બન્યા છે. (૧૩૦) તેમનેજ માટે નિરાકારે આકાર ધારણ કર્યો, તેની ઇચ્છા જે પૂર્ણકામ છે તેજ કરે છે.

અર્જુનની સખ્યભક્તિનું આ અતિ સ્નેહભીનું વર્ણન વાંચીને કોણ એવો હશે કે જે સુખથી રોમાંચિત ન થાય?

દેવકી યા ઉદરીં વાહિલા, યશોદા સાયાસેં પાલિલા.
શેંખી ઉપેગા ગેલા, પાંડવાંસી. ૧૩૭

અર્થાત્ "શ્રીકૃષ્ણને દેવકીએ નવ માસ પોતાના ઉદરમાં રાખ્યા, યશોદાએ પાળ્યા-પોષ્યા, પરંતુ અંતે તેઓ કામ આવ્યા પાંડવોને."

શ્રીસદ્ગુરુને પ્રશ્ન પૂછવાની જે પ્રેમની રીત અર્જુનની હતી, જેમાં 'વિનયની સીમાનું ઉલ્લંઘન કર્યા સિવાય' ગુરુને ગમે તે પૂછી શકાય છે, તેની પણ જ્ઞાનેશ્વર મહારાજે અત્યંત મધુર પ્રશંસા કરી છે. (અધ્યાય ૭-૨૦૦-૨૦૨) અને શ્રીગુરુને પ્રશ્ન કરવામાં સાધકો આગળ અર્જુનનો આદર્શ રાખ્યો છે. નવમા અધ્યાયમાં અર્જુનની શ્રદ્ધાની સ્તુતિ કરીને ગુપ્ત રહસ્ય કોને બતાવવું જોઇએ એ કહ્યું છે. ભગવાન અર્જુનને કહે છે કે—

"હે સુજાણ—જ્ઞાની! સાંભળો, તમે ભક્તિનીજ મૂર્તિ છો. જે વાત બતાવવામાં આવે છે, તેની અવજ્ઞા કરવાનું તમે જાણતા નથી. (૯-૩૬)

માતાનાં સ્તનોમાં દૂધ હોય છે, પરંતુ તે સ્તનોને માટેજ મધુર નથી હોતું, એજ પ્રમાણે ભગવાનનુ રહસ્ય જો ભગવાનની પાસેજ રહ્યુ તો તેનાથી શો લાભ ? તેને ગ્રહણ કરનારૂ કોઇ બીજું હોવુંજ જોઇએ—

યા લાગીં સુમન આણી શુદ્ધમતી, જો અનિંદક અનન્ય ગતી.
યા ગોષ્યહી તયાપ્રતી, ચાવલિજે સુખેં. (૯–૪૦)

અર્થાત્ "જેનુ મન સુંદર હોય, બુદ્ધિ શુદ્ધ હોય, જે અનિંદક અને અનન્ય ગતિવાળું હોય તેને ગુપ્તમાં ગુપ્ત વાત પણ બેધડક કહેવી" આ ન્યાયથી ભગવાન શ્રીકૃષ્ણે પોતાના આ અનન્ય ભક્તને નવમા અધ્યાયમાં ગુપ્ત રાજ-વિદ્યા બતાવી છે. અર્જુને વિશ્વરૂપનુ દર્શન માગ્યું, માગવાની વાર હતી તરત ભગવાને 'पश्य मे पार्थ रूपाणि' કહેતાં કહેતાં તેને દર્શન દીધુ શિષ્યના પ્રશ્નનું તત્કાળ સમાધાન કરનારૂ આ ગુરુવ્રત જોઇને જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે 'વાછરડાને જોતાજ ગાય મોહને લીધે આકુળ-વ્યાકુળ થઇને ઉભી થાય છે, ત્યાર પછી આંચળ સાથે તેનુ મો લાગતા ભલા તે કદી દૂધ ચોરી શકે છે ? (અ ૧૧–૪૦) અર્જુન ઉપર ભગવાનનો એવોજ પ્રેમ હતો. 'હૃદયની એવી ગુપ્ત વાત જે ભગવાને શેષ નાગની દૃષ્ટિથી પણ છુપાવી રાખી, વેદોને પણ જેને માટે વંચિત રાખ્યા અને સાક્ષાત્ લક્ષ્મીને પણ જેનો પત્તો ન લાગવા દીધો' (અ ૧૧–૧૧૮) તે વાત અર્જુનને કહેતા કહેતા ભગવાને તેને બતાવી દીધી. અર્જુને કેવળ એક વિશ્વરૂપ જોવા ઇચ્છયું ત્યા તો શ્રીકૃષ્ણે 'સર્વ કંઇ વિશ્વમયજ કરી નાખ્યુ. જેમ કામી પુરુષ વારાંગનાના ઇશારા ઉપર ચાલે છે' તેજ પ્રમાણે ભગવાન અર્જુનના છંદ પ્રમાણે ચાલ્યા. મહારાજ બારે મોજથી કહે છે કે—

"ભણાવેલુ પક્ષી પણ આમ ન બોલે, પાળેલું પશુ પણ આટલુ અધીન ન થાય, પણ આ સૌભાગ્ય અર્જુનનેજ પ્રાપ્ત થયુ. (૧૭૦) તેમનાં નેત્ર સંપૂર્ણ બ્રહ્મનો ઉપભોગ

કરનારાં ભાગ્યશાળી થયાં. એ જે કંઇ કહે છે, તેજ ભગવાન કરે છે. (૧૭૧) એ ક્રોધ કરે છે તો તેઓ શાંત રહે છે, એ રૂઠે છે તો તેઓ મનાવે છે; અર્જુનની પાછળ ભગવાન આટલા ગાંડા થયા તે અતિઆશ્ચર્યની વાત છે." (૧૭૨)

ભગવાનના મુખમાંથી જે જે અક્ષરો નીકળતા હતા, તે તત્ક્ષણુજ અવિદ્યાનો અંધકાર દૂર કરી નાખતા હતા. મહારાજ કહે છે કે 'તેઓ અક્ષર નહોતા, બ્રહ્મસામ્રાજ્યના દીપક હતા, અર્જુનને માટે શ્રીકૃષ્ણુની ચિત્કલાના તે ઉજ્જવળ પ્રકાશ હતા.' (અ. ૧૧-૧૭૮) ભગવાનના મુખે જે અક્ષર નીકળતા તે અર્જુન અત્યંત ઉત્કંઠા તથા ધ્યાનપૂર્વક સાંભળતા હતા. કોઇ પણ મહત્ત્વનો પ્રસંગ નીકળતાંજ ભગવાન અર્જુનને કહેતા કે, સાવધાન થા, સર્વાંગને કાન બનાવીને સાંભળ. અને એ જોતા કે 'અવધાનજ અર્જુનાકાર થઇને પ્રગટ થયા છે' શ્રીકૃષ્ણુના મુખેથી જે અક્ષર નીકળતા તેને અર્જુન તરતજ અપનાવી લેતા. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે 'શ્રીકૃષ્ણોક્તિરૂપ સાગર માટે આ બીજા અગસ્ત્યજ મળ્યા.' (અ. ૧૫-૭૦)

ભગવાન જે કંઇ કહેતા-સમજાવતા, તે બધું તેઓ પોતાની ઇંદ્રિયોને કાન બનાવીને સાંભળતા. 'આવી શ્રવણુશક્તિ આટલી વિકસિત થઇ,' આવા શ્રોતા મળ્યા પછી ભગવાનના પેટમાં ભલા શું રહી શકે છે ? શ્રીકૃષ્ણુનું વકતૃત્વ અને અર્જુનનું અવધાન બન્ને વાતો અપૂર્વ છે. શ્રોતામાં અર્જુનના જેવી નિષ્ઠા અને અવધાન-ધારણાશક્તિ હોય તો પછી આત્મજ્ઞાન થવામાં વિલંબજ શો છે ?—

"જેમ આકાશમાં ઉદય પામેલો ચંદ્ર સાગરમાં પ્રતિબિંબિત થાય છે, તેમજ તે સંપૂર્ણ બોધ અર્જુનમાં પ્રતિબિંબિત થયો. (૧૫-૪૪૩) અથવા દર્પણુ જેવી સુસ્વચ્છ પારદર્શક ભીંત ઉપર સામેનું ચિત્ર જેમ અંકાઇ જાય છે, તેમજ તે સંપૂર્ણ બોધ અર્જુનમાં અને કૃષ્ણુમાં એક જેવો દેખાવા લાગ્યો." (૧૫-૧૪૪)

અર્જુનના મનમાં કોઇ વાર એ પ્રશ્ન ઉઠતો કે, હું વારંવાર પ્રશ્ન કર્યા કરૂં છું તો ક્યાંક ભગવાનને સારૂ ન લાગે એમ તો નહિ બનતું હોય ? આથી ભગવાન તેને નિઃશંક કરવા માટે પ્રેમથી કહે છે કે ' મને પણ બોલવું અત્યંત પ્રિય છે. ' પરંતુ કરૂં શું ? એવો પૂછનારોજ કોઇ મળતો નથી ને ! ( ૧૫–૪૪૮ ) એટલુજ નહિ, પરંતુ એવું પૂછનારો અર્જુન મળ્યો, એથી તે તેનાજ ગુણ ગાય છે—

"તમે મળ્યા અને આવી રીતે હૃદય ખોલીને પૂછવા આવ્યા છો એટલે મારો મનોરથ આજે પૂરો થયો. (૪૪૯) અદ્વૈત જ્ઞાનથી પણ પર જે મારો અનુભવાનંદભોગ છે તે તમે મને પૂછીને મને મારો તેજ અનુભવાનંદનો ભોગ અપાવી રહ્યા છો. ' ( ૪૫૦ )

કોઇ વાર ભગવાન અર્જુનને ' હુ વક્તા અને તમે શ્રોતા એ ભેદ કંઇ નથી, આપણે બન્ને એકજ અર્થ જોઇ રહ્યા છીએ. ' એમ કહીને તેને પ્રેમથી હૃદય સાથે લગાડી લેતા અને પછી પૂર્ણ એકાત્મભાવ થઈ જવાથી આ સંવાદ-સુખ સમાપ્ત થઇ જશે, એમ વિચારતાં પોતાના પ્રેમના વેગને પોતેજ રોકી દેતા ! આ પ્રસંગનુ અત્યંત મનોહર શબ્દચિત્ર જ્ઞાનેશ્વરીમાં ખેંચવામાં આવ્યું છે–' હોઠ બે હોય છે, પરતુ વાણી એકજ હોય છે, પગ બે હોય છે, પરંતુ ચાલ એકજ હોય છે, તેજ પ્રમાણે તમારૂં પૂછવું અને મારૂં બતાવવું છે. ( ૧૬–૪૫૪ ) આપણે બન્ને અહીં એકજ અર્થ જોનારા છીએ, પૂછનાર અને બતાવનાર એકજ છે. ( ૪૫૫ ) આમ કહેતાં કહેતાં ભગવાન મોહવશ થઇ ગયા અને અર્જુનને વળગી પડ્યા, પરંતુ તુરતજ તેઓ ભાનમાં આવીને બોલ્યા કે, આ બરાબર નથી. (૪૫૬) આપણે નર–નારાયણ છીએ, મારી અને આની અંદર કોઇ ભેદ નથી. પરંતુ મારો આવેગ મારામાં અટકી જાય છે."(૪૫૮)

આ વાત અર્જુનના ધ્યાનમાં આવી ગઇ એ જોઇને ભગવાન જો કદી મૌન ધારણ કરત તો અર્જુનથી પણ એ

સહન થઇ શકત નહિ. ભગવાન કહેતા ચાલે ને હું સાંભળતો ચાલું, એજ તેમની ઈચ્છા હતી અને ભગવાન પણ એજ ઇચ્છતા હતા.

"વાછરડો દૂધ પીને તૃપ્ત પણ થઇ જાય છે તો પણ તે ગાય ક્યાંક દૂર ચાલી જાય એમ ઇચ્છતો નથી. અનન્ય પ્રીતિનું આજ લક્ષણ છે. (૧૮–૭૮) તેઓ કામ વિના પણ બોલે, જોયેલું હોવા છતાં પણ તેને ફરીથી જુએ, ભોગથી ભોગ્ય વસ્તુનો રસ વધેજ છે." (૭૯)

બ્રહ્મજ્ઞાનનું પૂર્ણ રહસ્ય જ્યારે શ્રીકૃષ્ણે અર્જુનને બતાવ્યું, ત્યારે ભગવાન અને ભક્ત એક થઈ ગયા, બન્નેનાં હૃદય એકબીજામાં મળી ગયાં.

"હૃદય સાથે હૃદય મળ્યું, આ હૃદયમાં જે હતું તે તે હૃદયમાં ગયું, દ્વૈતને નષ્ટ કર્યા વિના અર્જુનને ભગવાને પોતાના જેવા બનાવી લીધા. (૧૮–૧૪૨૧) તે આલિંગન એવું થયું કે જેથી દીવો દીવાથી પ્રજ્વલિત થાય. દ્વૈતને તોડયા વિના ભગવાને અર્જુનને પોતાના સ્વરૂપમાં મેળવી લીધા." (૧૪૨૨)

શ્રીકૃષ્ણે શરણાગત ભક્ત અર્જુનને આલિંગન કર્યું અને શ્રોતા–વક્તા બન્નેજ સ્વાનંદસાગરમાં ડૂબી ગયા.

જ્ઞાનેશ્વર મહારાજે સ્થળે સ્થળે શ્રોતાઓને વિનંતિ કરી છે. આ વિનય–વિનંતિ આદરયુક્ત છે, તેમાં લાડકાપણાની વક્રતા પણ છે અને આત્મવિશ્વાસની સહજ સ્વાભાવિકતા પણ છે. નેવાસામાં સંત સજ્જનો આગળ તેમણે ગીતાની ટીકા કહેવાનું શરૂ કર્યું અને ત્યાંજ તે સમાપ્ત થઇ. શ્રોતાવૃંદમાં સદ્ગુરુ શ્રી નિવૃત્તિનાથ સામેજ વિરાજમાન હતા. બીજા પણ અનેક સાધુ–સંતો હાજર હતા. તેમણે વારંવાર શ્રોતાઓને જે પ્રાર્થના કરી છે, તેમાં વિનય અને આત્મવિશ્વાસનું અત્યંત મનોહર સંમિશ્રણ દેખાય છે. ગીતા કહેવાનો એવો ક્રમ હતો કે, મહારાજ

ગીતાનો શ્લોક વાંચતા અને તેના ઉપર પોતાની ઓવીઓ કહેતા જતા તથા સચ્ચિદાનંદ બુવા લખતા જતા હતા. શ્રોતાઓને તેમણે પહેલી પ્રાર્થના આ પ્રમાણે કરી છે—

અર્જુનની હારમાં બેસીને આ ગીતામૃતનું પાન કરવા યોગ્ય હોય તે સંતો આ તરફ ધ્યાન આપે. (૧–૬૨) આપનું હૃદય અત્યંત ઉંડું છે એમ જાણીને લાડપણાથી મેં આપનાં ચરણોમાં આ વિનંતિ કરી છે. (૬૩) બાળક તોતડી વાણીમાં બોલે છે, તોપણ માબાપનો એવો સ્વભાવ હોય છે કે તેનાથી તેઓ વળી વિશેષ પ્રસન્ન થાય છે."(૬૪)

મહારાજ વળી આગળ કહે છે કે "આપ સંતોએ એજ પ્રમાણે મને અપનાવ્યો છે." આથી હું ગીતાનો અર્થ રજુ કરવાનો પ્રયત્ન કરૂં છું. પરંતુ મારૂં આ કામ, ટીટોડી પોતાની ચાંચના માપથી સમુદ્રને માપવાનો પ્રયત્ન કરે એના જેવુંજ છે; છતાં શ્રીગુરુ અનુકૂળ છે અને સંતકૃપારૂપી દીપક ઉજ્જવળ છે, એજ વિશ્વાસે હું ગીતાભાષ્ય રચવા તત્પર થયો છું. એટલે એજ પ્રાર્થના છે કે "આમાં જે કંઈ ઉણપ હોય તે આપ પૂરી કરો અને જે વધારે હોય તે ત્યજી દો." (૮૦)

ચોથા અધ્યાયમાં 'આજ શ્રવણેન્દ્રિયોને માટે પ્રકાશ થયો એમ કહેવું જોઇએ, કેમકે તેમણે ગીતાનું સ્થાન લેયું.' એમ કહીને મહારાજ શ્રોતાઓને કહે છે કે 'સર્વ ઇન્દ્રિયો સાથે શ્રવણના ઘરમાં પ્રવેશ કરીને આ ગીતામાં કહેલા સંવાદનું સુખ ભોગવો.' છઠ્ઠા અધ્યાયની શરૂઆતમાં મહારાજ કહે છે કે, ઇન્દ્રિયોથી છુપાવીને કૈવલ્યરસનાં પકવાન્ન ખાનારા જે નિષ્કામ સાધુ પુરુષ છે, તેમનેજ માટે હું આ ગ્રંથ રચી રહ્યો છું. વિષયસુખમાં રચ્યા પચ્યા રહેનારા પ્રાકૃત મનુષ્યો આ ગ્રંથનો મર્મ સમજી શકશે નહિ. તેમને માટે બીજા અનેક ગ્રંથો છે! 'જે જ્ઞાની છે, તેમને માટે અહીં સ્થાન છે, અજ્ઞાનીઓનું ગામ બીજું છે.' શ્રોતાઓને જો બ્રહ્મસુખ ભોગવવાનો અધિકાર ન

હોય તો મહારાજ કહે છે કે, મારા ગ્રંથથી તેમને કંઇ લાભ થશે નહિ.

"જો આવો પ્રેમ હશે તો આ નિરૂપણ કામ આવશે; નહિ તો મૂંગા-બહેરાના જેવો વ્યવહાર થશે. (૬-૨૬) પરંતુ આ વાત હવે રહેવા દઇએ. શ્રોતાઓને સાવધાન કરવાની કંઇ આવશ્યકતા નથી; કેમકે તેઓ સ્વાભાવિકપણેજ નિષ્કામ હોવાને લીધે એના અધિકારી છેજ. (૨૭) કાગડા જેમ ચંદ્રને ઓળખતા નથી, તેજ પ્રમાણે સામાન્ય માણસો આ ગ્રંથને સમજી શકશે નહિ. ચંદ્રમાનાં અમૃતબિંદુઓનું ચકોરજ પાન કરી શકે છે." (૨૯)

શ્રોતા અથવા વાચક અધિકારી હશે, તોજ ગ્રંથનો ભાવ સમજી શકશે; નહિ તો વિષયાસક્ત જીવો તો માત્ર ભાષાગૌરવ, પદલાલિત્ય, ઉપમાચાતુર્ય વગેરેથીજ આનંદ પામશે. 'જ્ઞાનેશ્વરની વર્ણનશક્તિ અદ્ભુત છે! કેવી કેવી ઉપમાઓ આપી છે, કેવાં કેવાં દૃષ્ટાંત આપ્યાં છે અને વિષયપ્રતિપાદનની તેમની શૈલી પણ કેટલી વિલક્ષણ છે' વગેરે બાહ્ય અંગો જોઇનેજ સ્તુતિ કરનારા શ્રોતાઓ અથવા વાચકો અનેક મળશે. પરંતુ અંતરંગ જોનારાઓજ આના સાચા અધિકારી છે; બીજા સામાન્ય પુરુષો-વિદ્વાન, રસિક, શોધક, લેખક વગેરે-આ ગ્રંથનુ કેવળ વાક્ચાતુર્ય જોઇનેજ સુખી થયા કરે છે. અસ્તુ. નવમા અધ્યાયના ઉપોદ્ઘાતમાં ફરીથી તેમણે શ્રોતાઓને 'અનન્ય અવધાન (ધ્યાન)' દેવાની પ્રાર્થના કરી છે—

"અનન્ય ધ્યાન દેશો, તો સંપૂર્ણ સુખ પામશો. સ્પષ્ટ શબ્દોમાં મારી આ પ્રતિજ્ઞા સાંભળો." (૧)

આ જાહેરાત એમણે ગુરુકૃપાના જોર ઉપરજ કરેલી છે, પરંતુ આગળ ચાલતાં તરત વિનયી થઇને કહે છે કે—

"આપ સર્વજ્ઞોના આ સમાજમાં હું મારી મહત્તા ગાવા નથી ઇચ્છતો! પરંતુ આપ ધ્યાન આપો, એજ આપ

મહાનુભાવોને મારી પ્રાર્થના છે. ” (૨)

આથી આગળ મહારાજે જે કંઇ કહ્યું છે, તે અપૂર્વ વિનય અને લાડભર્યું જ ભાષણ છે અને ઉપર જે દુહાઈના ઉદ્ગાર છે, તે પણ મહારાજ કહે છે કે આપનીજ કૃપા છે. ' કારણ, માતા-પિતા આપ જેવા શ્રીમાન્ હોય તો જે લાડીલો છે, તેના લાડ પૂરા થશે અને જેમના જે મનોરથ હશે તે પણ પૂરા થશે. ' (૩)

આ બધું તો થયું. આપને સાવધાન થઈને સાંભળવાનુ પણ કહ્યું, પરંતુ મહારાજ કહે છે કે, મારામાં એટલી વકતૃત્વશક્તિ કયાંથી કે આપને તૃપ્ત કરી શકું ? આપ તો સ્વયંતૃપ્ત, નિષ્કામ અને સ્વસુખાનુભવી છો !

શું એમ પણ કઇ બન્યું છે કે ચંદ્રમાને કોઈ ઠંડક આપે, નાદને સંભળાવે, અલંકારને શણગારે ? પરિમલ કોની સુગંધ લેશે ? સમુદ્ર કયાં સ્નાન કરશે ? આકાશને પણ ધારણ કરી લે એવો અવકાશ કયાં છે ? એજ પ્રમાણે મારી પાસે એવુ વકતૃત્વ કયાં છે, કે જે આપને પણ રીઝવી શકે ? ( અધ્યાય ૯ )

“ છતાં શુ વિશ્વને પ્રગટ કરનારા ગભસ્તિની આરતી હાથની બનાવેલી દીવેટોથી ઉતારાતી નથી ? અથવા શુ અપાંપતિને અંજલિથી અર્ધ્ય અપાતા નથી ? ” ( ૧૩ ) બીજું હુ શું કહુ ?—

“ પ્રભુ ! આપ સાક્ષાત્ શંકરની મૂર્તિ છો અને હુ દીન છુ, ભક્તિપૂર્વક પૂજા કરનાર છુ. મારા બોલ જો ગંગાજળના માત્ર બિંદુ પણ હોય તો પણ આપ તેનો સ્વીકાર કરજો ” (૧૪) અથવા—

“ બાળક જો જમવા માટે પિતાની થાળી આગળ બેસી જાય અને બાપનેજ ખવડાવવા લાગે તો બાપ પણ બાળકને હાથે ખાવા માટે મો આગળ લાવે છે. ” (૧૫)

વાછરડું જ્યારે ગાયના પેટમા લાત મારે છે, ત્યારે ગાયના દૂધની ધારા વળી વિશેષ વેગથી વહી જાય છે, અથવા પોતાના પ્રિય જનના કોપથી જેમ પોતાના પ્રેમનો વેગ વળી વિશેષ વધે છે, તેજ પ્રમાણે મહારાજ કહે છે કે, મારા ભાષણથી આપનો દયાભાવ જાગી ઉઠયો છે, એ મને હવે ખબર પડી ગઇ. આપની દૃષ્ટિ જ્યારે પ્રેમામૃતની વૃષ્ટિ કરવા લાગે છે ત્યારે મારા ચિત્તમાં બધા અર્થ સ્ફુરી આવે છે અને નહિ તો આપનુ બેધ્યાન હોવાથી તે સ્ફૂર્તિ સુકાઇ જાય છે, તેથી મારી વિનતિ છે કે, આપ ધ્યાન આપો આપનુ અવધાન–ધ્યાન મળતાજ 'અર્થ શબ્દની રાહ જોવા લાગે છે, અભિપ્રાયમાંથી અભિપ્રાય નીકળી પડે છે અને બુદ્ધિ પર ભાવ નાચવા લાગે છે.'(૨૭) આથી ઉલટું, શ્રોતા જો દુશ્ચિત્ત (બેધ્યાન) હોય તો રસિક વાત પણ રસ વિનાની' બની જાય છે. તાત્પર્ય કે, શ્રોતાજ વક્તાના વક્તૃત્વના યથાર્થ પ્રેરક બને છે. 'ચંદ્રકાન્તમણિમાંથી રસનાં બિંદુ ટપકે છે, પરતુ આ કુશળતા ચંદ્રમાનીજ છે. તેથી વક્તા શ્રોતા હોવાથીજ વક્તા છે.'

આ પ્રમાણે મહારાજે શ્રોતાઓને વિનતિ કરી છે. બારમા અધ્યાયમા અત્યત પ્રેમથી મહારાજ શ્રોતાઓને પ્રાર્થના કરે છે કે—

“આ સારસ્વત (સરસ્વતીના પ્રસાદરૂપ) વૃક્ષ આપેજ રોપેલું છે, હવે અવધાનરૂપી (એકાગ્રતારૂપી) અમૃતથી એને સિંચીને વધારો.” (૧૯)





# જ્ઞાનેશ્વરીનાં બોધવચન

જ્ઞાનેશ્વરીમાંથી આગળ થોડાંક ચૂંટી કાઢેલા અવતરણો આપવામાં આવે છે, તે પરથી મનુષ્યમાત્રના ઉદ્ધારને માટે મહારાજે જે જ્ઞાન–દાન દીધું છે તે તેમનાજ પ્રાસાદિક શબ્દોમાં વાચકોને અનાયાસે પ્રાપ્ત થશે. એ બોધવચનોનો સંગ્રહ કરતાં મારે જે મુશ્કેલીની સામે થવું પડયુ, તેની હું શી વાત કહું ! જ્ઞાનેશ્વર મહારાજની આ ઓવીઓ તો રત્નમાળા છે અને બધી ઓવીઓ એક એકથી વિશેષ સરસ છે, એમાંથી કઈ પસંદ કરવી અને કઈ ના કરવી ? આ કામ ઘણુંજ કઠણુ હતું. જ્ઞાનેશ્વરીમાં અનેક ગુણ છે, પરતુ એક મહાદોષ પણ છે અને તે આ પ્રસંગે સામે આવ્યો. તે દોષ એજ કે, નીરસ અથવા અલ્પ રસવાળી ઓવીઓ મહારાજ રચીજ શકયા નથી, અને આ કારણથી મારા જેવા મનુષ્યને માટે સરસ ઓવીઓ ચૂંટવાનું કામ ઘણુંજ મુશ્કેલ બની ગયું ! કાળા અડદમાંથી કોઈ કાળા અને સફેદ વીણી કાઢવા માગે તો તે કેવી રીતે કરી શકે ? પરંતુ અડદની વાત તો એવી છે કે બધા અડદ કાળા હોય છે, તેથી કાળા–ધોળાને અલગ કરવાનો તેમાં કોઈ સવાલજ નથી, તેજ પ્રમાણે મોતી બધાં શ્વેત હોવાથી તેમાં કાળા–ધોળાનું કંઈ અળગાપણું બતાવી શકાતું નથી. આજ વાત જ્ઞાનેશ્વરીની ઓવીઓના સંબંધમાં છે. બધા પાણીદાર મોતી છે–કોને રાખવાં ને કોને અળગાં કરવાં ?

## ૧–મંગળાચરણ

ॐ નમઃ હે શ્રીઆદ્ય, વેદપ્રતિપાદ્ય, સ્વસંવેદ્ય આત્મ-

રૂપ ! આપને નમસ્કાર છે. (૧) ભગવન્ ! આપજ સકળ બુદ્ધિના પ્રકાશક ગણેશ છો. અને તે કેવા ? તે નિવૃત્તિદાસ (જ્ઞાનેશ્વર) બતાવે છે, સાંભળો. (૨) (આથી આગળની થોડીક ઓવીઓમાં ૐકારાકૃતિધારક શ્રીગણેશનું ઘણુંજ સુંદર સુબોધક વર્ણન છે. અસ્તુ) સંસારના મહાસાગરની પાર પહોંચાડનારા શ્રીસદ્ગુરુ તો મારા હૃદયમાં છે. તેથી વિવેકનો હુ આટલો બધો આદર કરૂ છું. (૨૨) (અ૦ ૧)

## ૨–નિત્યાનિત્ય–વિવેક

તમે કોણ છો, એ તો તમે જાણતાજ નથી, અને કૌરવોને માટે શોક કરી રહ્યા છો ! આ જોઇને મને રહી રહીને અત્યંત આશ્ચર્ય થાય છે. (૯૪) તમે એક મારનારા છો અને આ બધા લોકો મરનારા છે, એવો ભ્રમ આપના ચિત્તમાં કેમ આવવા દો છો ? (૯૯) આ બધું તો અનાદિ-સિદ્ધ છે, ઉત્પત્તિ અને નાશ સર્વ સ્વભાવથી આપોઆપજ થાય છે, તેથી તમે શોક શું કરવા કરો છો ? (૧૦૦) જે વિવેકી છે તેઓ મરવા–જીવવાનો શોક નથી કર્યા કરતા, કેમકે મરવું–જીવવું એ તો કેવળ ભ્રમ છે. (૧૦૧) ઉત્પન્ન થવું અને નાશ પામી જવું, એ તો માયાનો દેખાવ છે. જે વસ્તુ સાચેજ છે તે તો છેજ, તેનો વિનાશ થતો નથી, તે અવિનાશીજ છે. (૧૦૫) ઉપાધિમાં સર્વત્ર ગુપ્ત રૂપે ચૈતન્યજ ભરપૂર છે. તત્ત્વને જાણનારા જે સંત છે તેઓ તેનેજ અપનાવે છે. (૧૨૬) જળમાં દૂધ ભળેલુ હોય તો-પણ રાજહંસ દૂધ અને પાણી જુદાં જુદાં કરી દે છે. (૧૨૭) અથવા અગ્નિમાં તપાવીને સોની સોનામાંથી કચરો સાફ કરી શુદ્ધ સોનું કાઢી લે છે. (૧૨૮) તેજ પ્રમાણે સારા-સાર–વિચાર કરવાથી ઉપાધિ કંઇજ રહેતી નથી. પછી જ્ઞાની-ઓને માટે જે યથાર્થ તત્ત્વ છે, તેજ રહે છે. (૧૩૧) (અ૦ ૨)

## ૩–સ્થિતપ્રજ્ઞ

અનેક દુઃખો આવી પડવા છતાં પણ જેના ચિત્તમાં કોઇ ઉદ્વેગ થતો નથી અને જે સુખની ઇચ્છામાં પણ અટ-

કતો નથી, (૨૯૪) તેનામાં હે અર્જુન ! સ્વાભાવિકપણેજ કામ–ક્રોધ હોતા નથી અને ભય એ શુ ચીજ છે તે પણ તે જાણતો નથી. તે તો સર્વ રીતે પૂર્ણ છે. (૨૯૫) જે પૂર્ણ ચંદ્રની પેઠે સર્વત્ર સર્વદા એક જેવો પરિપૂર્ણ હોય છે, પ્રકાશ ફેલાવતી વખતે ચંદ્રની પેઠે નાના–મોટા અથવા ઉંચા કે નીચાનો કંઇ ભેદ પડતો નથી, (૨૯૭) એવીજ જેની અખંડ સમબુદ્ધિ હોય છે, પ્રાણીમાત્ર ઉપર જે દયાળુ રહે છે અને જેનુ ચિત્ત કદી પલટાતું નથી, (૨૯૮) જે કોઇ સારી ચીજ મળવાથી સુખને વશ થતો નથી અને અનિષ્ટ થતાં દુ:ખ અનુભવતો નથી, (૨૯૯) આ પ્રમાણે જે હર્ષ-શોકથી રહિત અને આત્મજ્ઞાનથી ભરપૂર હોય છે, તેનેજ સ્થિતપ્રજ્ઞ જાણો. (૩૦૦) સૂર્ય આકાશમાં છે, પોતાના તેજસ્વી કિરણોથી તે આ જગતનો સ્પર્શ કરે છે, પરંતુ આથી તેને કોઇ સંસર્ગદોષ નથી લાગતો. (૩૩૪) તેજ પ્રમાણે તે ઇન્દ્રિયાર્થોઓથી ઉદાસીન, આત્મરસથી અભિન્ન અને કામ–ક્રોધથી વિહીન હોય છે. (૩૩૪) પવન વિનાના સ્થાનનો દીવો જેમ સ્થિર, હાલ્યા–ચાલ્યા વિનાનો હોય છે, તેવીજ રીતે તે યોગયુક્ત પુરુષ સ્થિતપ્રજ્ઞ થાય છે. (૩૪૧) તે અહંકારને ભગાડીને, બધી કામનાઓને તજીને વિશ્વમાં વિશ્વ બનીને વિચરે છે (૩૬૭) (અધ્યાય ૨)

## ૪–સ્વધર્માનુષ્ઠાન

ઇચ્છા હોય છે ત્યાં સુધીજ ઉદ્યોગ પણ રહે છે, પરંતુ સંતોષ પ્રાપ્ત થતા ઉદ્યોગ પણ સમાપ્ત થઇ જાય છે. (૪૯) આથી જે કર્મ ઉચિત હોય અને પ્રસંગાનુસાર પ્રાપ્ત થાય તેને તમે હેતુરહિત–નિષ્કામ થઇને કરો. (૭૮) સ્વધર્માનુષ્ઠાન અખંડ યજ્ઞયાજન છે. આવું સ્વધર્માનુષ્ઠાન જે કરે છે, તેને કંઈ બંધન થતું નથી (૮૩) વર્ણાશ્રમ અનુસાર મેં તમારે માટે સ્વધર્મ બતાવ્યો છે, આ સ્વધર્મનું સેવન કરો, એથી સર્વ મનોરથો આપોઆપજ પૂર્ણ થશે. (૮૮) તમે દેવતાઓને પ્રસન્ન કરો અને દેવતાઓ તમને સંતુષ્ટ કરશે.

આથી પરસ્પર પ્રીતિ થશે, (૯૭) એટલે તમે જે કરવા ઇચ્છશો, તે કાર્ય આપોઆપજ સિદ્ધ થશે, અને તમારા મનમાં જે કંઇ ઇચ્છા થશે, તે પણ પૂર્ણ થશે. (૯૮) જે નિ-ષ્કામ બુદ્ધિથી યથા શક્તિવિહિત કર્માચરણ કરે છે, (૧૧૯) ગુરુ, ગોત્ર તેમજ અગ્નિનું પૂજન કરે છે, પ્રસંગાનુસાર બ્રાહ્મણોનો સત્કાર કરે છે (૧૨૦) અને આ બધાં યજ્ઞકર્મો દ્વારા યજ્ઞનારાયણને માટે યજ્ઞમાં હવન કરે છે તથા યજ્ઞ કર્યા પછી જે કંઈ શેષ રહે છે (૧૩૧) તે ઘેર લઇ જઇને, કુટુંબનાં સર્વ માણસોને આપીને પોતે ભક્ષણ કરે છે, તેના આવા યજ્ઞ-પ્રસાદના સેવનથીજ તેનાં સર્વ પાપો નાશ પામી જાય છે. (૧૨૨) તેથી સ્વધર્મથી પ્રાપ્ત કરેલા-નો સ્વધર્મમાંજ વિનિયોગ કરવો અને બાકી રહે તેનું પોતે સંતોષપૂર્વક સેવન કરવું. (૧૨૫) જે લોકો ઇન્દ્રિયોને વશ થઇને ઇન્દ્રિયોની રુચિ અનુસાર વિવિધ પ્રકારનાં પકવાન્ન તૈયાર કરાવે છે, તેઓ પાપી છે અને તેઓ પાપજ ભક્ષણ કરે છે. (૧૨૯) આ જેટલી સંપત્તિ છે એને હવન-દ્રવ્ય માનો અને ફરી એને સ્વધર્મ યજ્ઞ દ્વારા તે આદિપુરુષને સમર્પણ કરો. (૧૩૦) (અધ્યાય ૩)

### ૫-કામ-ક્રોધ

આ કામ-ક્રોધ અત્યંત ક્રૂર છે, તેમનામાં દયાનું નામ પણ નથી, તેમને કાળજ સમજો. (૨૪૦) એ જ્ઞાનભંડાર-ના સાપ, વિષયરૂપી કંદરાઓના વાઘ અને ભજનમાર્ગના ઘાતક છે. (૨૪૧) એ દેહરૂપી દુર્ગના પથ્થર અને ઇન્દ્રિય-ગ્રામના વૈરી છે, તેમણે સમસ્ત સંસારમાં અજ્ઞાનાદિરૂપે ધમાલ મચાવી મૂકી છે. (૨૪૨) એ જળમાં નહિ, પરંતુ જળ વિનાજ ડુબાડી દે છે, આગ વિનાજ બાળી નાખે છે, બોલ્યા વિનાજ પ્રાણીઓને ફસાવે છે. (૨૫૭) શસ્ત્ર વિના એ મારે છે, જ્ઞાનીઓના તો એ બ્રહ્મપાસ જાનજ લઇ લે છે. (૨૫૮) તેમણે સંતોષ-વનને કાપી નાખ્યું છે, ધૈર્યરૂપી દુર્ગો તોડી પાડયા છે અને આનંદના છોડ ઉખાડીને ફેંકી દીધા છે. (૨૫૨) (અધ્યાય ૨)

## ૬—ભગવદવતાર

'यदा यदा हि धर्मस्य' અને 'परित्राणाय साधूनाम्' એ શ્લોકો ઉપર ભાષ્ય રચતાં ભગવદ્ અવતારના સંબંધમાં મહારાજ કહે છે કે—

'જેટલા પણ ધર્મ છે, તે બધાનું યુગે યુગે હું રક્ષણ કરું છું, એજ પરંપરા આદિથી ચાલતી આવી છે. (૪૯) જ્યારે અધર્મ ધર્મને પછાડે છે, ત્યારે હું મારૂં અજત્વ એક બાજુએજ રાખી દઉં છું અને મારા અવ્યક્તપણાને ભૂલી જાઉં છું. (૫૦) તે સમયે જે મારા હોય છે, તેમનો પક્ષ લઇને, સાકાર થઇને અવતાર લઉં છું અને અજ્ઞાનના બધા અંધકારને ગળી જાઉ છું. (૫૧) અધર્મની મર્યાદા તોડી નાખું છું, દોષોને દૂર કરી દઉં છું અને સજ્જનોને હાથે આનંદનો ધ્વજ ફરકાવું છું. (૫૨) દૈત્યોના કુળનો સંહાર કરૂં છું, સાધુઓના માનની રક્ષા કરૂં છું, ધર્મ અને નીતિનો પરસ્પર વિવાહ કરાવી દઉં છું. (૫૩) ત્યારે આત્માનંદથી વિશ્વ ભરાઇ જાય છે, ધર્મજ સંસારમાં રાજ્ય કરે છે અને ભક્તજનોના સાત્વિક ભાવ ફૂલે-ફાલે છે. (૫૫) હે અર્જુન ! જ્યારે મારી મૂર્તિ પ્રગટ થાય છે, ત્યારે પાપોનો પર્વત દૂર થઇ જાય છે અને પુણ્યનો ઉદય થાય છે. (૫૬) (અધ્યાય ૪)

### ૭—જ્ઞાનયજ્ઞ

સર્વ યજ્ઞોમાં જ્ઞાનયજ્ઞ એજ અત્યંત શ્રેષ્ઠ છે. આ જ્ઞાન 'तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया' આ વચન અનુસાર જ્ઞાનીઓ પાસેથીજ પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવા દ્વારા પ્રાપ્ત કરવાનો હોય છે. મહારાજ કહે છે કે—

દ્રવ્યાદિ યજ્ઞ પણ યજ્ઞજ છે, પરંતુ જેમ નક્ષત્રોનો તેજોવૈભવ સૂર્યની બરાબરી કરી શકતો નથી તેમ, તે જ્ઞાનયજ્ઞની બરાબરી કરી શકતા નથી. (૧૫૯) તે જ્ઞાન શ્રેષ્ઠ છે અને તે પ્રાપ્ત કરવાની જો ઇચ્છા હોય તો સર્વ પ્રકારે

સંતોની સેવા કરો. (૧૬૫) તનમન અને જીવજાનથી તેમનાં ચરણો ગ્રહણ કરો અને અભિમાન છોડીને તેમનું દાસ્ય કરો. (૧૬૭) પછી જે જે જાણવાની ઇચ્છા હોય, તે તેઓ પૂછતાંજ બતાવી દેશે. તેનાથી અંતઃકરણને જ્ઞાન થશે અને મન કલ્પનારહિત થઇ જશે. (૧૬૮) (અધ્યાય ૪)

## ૮–જ્ઞાન–કર્મ–યોગ

પાંચમા અધ્યાયમાં સાંખ્ય–અર્થાત્ કર્મસંન્યાસ અને યોગ–અર્થાત્ કર્મયોગ બન્નેનેજ મોક્ષપ્રદ બતાવીને કર્મયોગના આચરણમાં સંન્યાસનાં પણ 'લક્ષણ આવી જાય છે' એમ કહીને તે લક્ષણોનું વર્ણન કર્યું છે—

જે ગયેલાનું સ્મરણ કરતો નથી, મળેલાની ઇચ્છા રાખતો નથી, અંતઃકરણમાં મેરુ જેમ અચળ રહે છે, (૧૯) વળી જેનું અંતઃકરણ 'હું–મારું' ઇ૦ ભૂલી જાય છે, તેજ નિરંતર સંન્યાસી છે. ( ૨૦ ) જેણે પોતાના મનને ભ્રમમાંથી બચાવી લીધું, ગુરુવાક્ય વડે ધોઇ નાખ્યું અને આત્મસ્વરૂપમાં જડી રાખ્યું, ( ૩૪ ) જે આત્મયોગમાંજ રહ્યો, કર્મફળથી જેનો જીવ ઉઠી ગયો, તેને ઘેર બેઠાંજ શાંતિ વરમાળા પહેરાવે છે. (૭૧) તે ફળત્યાગી આ નવ દ્વારવાળા દેહમાં રહીને પણ નથી રહેતો, સર્વ કંઇ કરવા છતાં પણ કંઇ નથી કરતો. (૭૫) જેમ સ્વયં સર્વેશ્વર છે, તેમને જોવામાં આવે તો તેઓ કંઇ કરતા નથી, પરંતુ ત્રણે લોકનો વિસ્તાર તેઓજ કરે છે. (૭૬) તે જગતના જીવમાં છે, પરંતુ કદી કોઇના થઇને રહેતા નથી, આ જગતજ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, તેની તેમને ખબર પણ રહેતી નથી. (૭૯) જેમ સરોવર સુકાઇ જવાથી પ્રતિબિંબ નાશ પામે છે તેમ, જે મનરૂપી પટ ઉપર આ સંસારચિત્ર અંકાય છે, તે પટજ ફાટી જાય છે. (૧૫૬) તેજ પ્રમાણે આ મનજ જ્યાં નથી રહેતું ત્યાં અહંભાવાદિ વિકાર ક્યાંથી રહે ? આથી જે બ્રહ્માનુભવને પામે છે તે શરીરથીજ બ્રહ્મ થાય છે. (૧૫૭) ( અધ્યાય ૫ )

જેનામાં આ લક્ષણ આવી જાય છે, તેનો સંસાર અને પરમાર્થ એક થાય છે. જે સાંખ્ય છે તેજ યોગ છે, પરમાર્થ એજ પ્રપંચ છે અને સંન્યાસ તેજ સંસાર છે. મહારાજ કહે છે કે 'જેણે સાંખ્ય અને યોગ બન્નેને અભેદરૂપે એક જાણ્યા તેણેજ સંસારમાં પ્રકાશ જોયો, તેણેજ પોતાના સ્વરૂપને જોયુ.' (૩૧) (અધ્યાય ૫)

## ૯–યોગાભ્યાસનું સ્થાન

યોગાભ્યાસનું સ્થાન કેવુ હોવુ જોઇએ? તે પવિત્ર સ્થળનુ અત્યંત સુંદર વર્ણન મહારાજે કર્યું છે—

"ત્યાં એવી વિશ્રાન્તિ મળે કે બેઠા પછી ઉઠવાની ઇચ્છાજ ન થાય અને તે સ્થાન એવું હોય કે જોતાંની સાથેજ વૈરાગ્ય બમણો થઇ જાય. (૧૬૪) તે સ્થાન એવું હોય કે યોગાભ્યાસ કરવાની ઇચ્છા આપોઆપજ ઉત્પન્ન થાય, ત્યાં હૃદયને અનુભવ વરે અને તે સ્થાનની રમણીયતા અખંડ રહે. (૧૬૬) તે સ્થાન એવું હોય કે જ્યા કોઇ પાખંડી પણ ભૂલ્યો ભટકયો પહોંચી જાય તો તેનામા પણ તપ કરવાની શ્રદ્ધા ઉપજે. (૧૬૭) તે સ્થાન એવુ હોય કે તેને જોતાંજ વિલાસી પુરુષ પણ સાર્વભૌમ રાજ્ય છોડીને ત્યા એકાંતવાસ કરવાની ઇચ્છા કરે (૧૭૦) તે સ્થાનમા એક બીજી સગવડ પણ હોવી જોઇએ. તે એ કે, ત્યાં સાધકોનીજ વસ્તી હોય, બીજા લોકોનો અવરજવર બહુ ન હોય. (૧૭૨) ત્યાં એવાં વૃક્ષો હોય, કે જે મૂળસહિત અમૃત સમાન મધુર હોય અને હમેશાં ફળતાં હોય. (૧૭૩) ત્યાં પગલે પગલે પાણી હોય અને તે સ્થાન એવું હોય કે વૃષ્ટિ ન હોવા છતાં પણ ત્યા શુદ્ધ સ્વચ્છ જળનાં ઝરણો ઝરતાં હોય (૧૭૪) ત્યાનો તાપ નરમ હોય અને ઠંડક હોય, વળી મંદ મંદ પવન હમેશાં વાતો હોય. (૧૭૫) ત્યાં એટલી શાંતિ હોય કે કોઇનોયે શબ્દ ન સંભળાય. વળી બહુ જાનવર પણ ન હોય તેમજ પોપટ અને ભમરાઓ પણ વધારે ન હોય. (૧૭૬) જળની પાસે

હંસ રહી શકતા હોય, બે–ચાર સારસ પણ વિચરતાં હોય અથવા ક્યાંક કોયલ પણ આવતી હોય. (૧૭૭) હમેશાં તો નહિ, પરંતુ કોઇ કોઈ વાર મોર પણ આવતા–જતા હોય તો અમે ના પાડીશું નહિ. (૧૭૮) પરંતુ સ્થાન અવશ્ય આવુંજ હોવું જોઇએ. આવા સ્થાનમાં કોઈ એકાંત મઠ યા શિવાલય હોય. (૧૭૯) (ઇ. અ. ૬)

## ૧૦–યોગસાધનનો અધિકાર

યોગસાધન બતાવતાં મહારાજે કુંડલિનીનું અત્યંત સુંદર વર્ણન કર્યું છે. આ પ્રસંગમાં અર્જુને આ પ્રશ્ન કર્યો હતો કે 'યોગસાધન ગમે તેનાથી સાધી શકાય છે કે તેને માટે કોઇ ખાસ યોગ્યતા અથવા અધિકાર હોવો જોઇએ ?' એનો જે ઉત્તર અપાયો છે તે સર્વ સાધકોએ ધ્યાનમાં રાખવા યોગ્ય છે—

"જેને યોગ્યતા કહેવામાં આવે છે તે પ્રાપ્ત કરવા ઉપર આધાર રાખે છે. કારણ કે યોગ્ય થઇને કરેલું કામ સફળ થાય છે. (૩૪૦) યોગ્યતા કોઇ એવી વસ્તુ નથી કે જે માગતાંજ મળી જાય અને તેની કંઇ ક્યાંય ખાણ પણ નથી. (૩૪૧) પળવાર માટે જે વૈરાગ્ય ધારણ કરે છે અને પછી જે દેહનાજ બંધનમાં ફસાઇ રહે છે, તે અવ્યવસ્થિત પુરુષ અધિકાર પ્રાપ્ત કરવા યોગ્ય નથી. (૩૪૨) જે અવ્યવસ્થિત છે, તેનામાં કંઈ યોગ્યતા નથી." (૩૪૪) (અ. ૬)

## ૧૧–ચંચળ મન

મનનું ચંચળપણું વગેરે ભાવો જુઓ—

"આ મન કેવું અને કેટલું મોટું છે, એ જોવામાં આવે તો તેનો કંઇ પત્તોજ લાગતો નથી. આમ તો એનો વ્યાપાર એટલો મોટો છે કે તેને માટે ત્રણે લોક પણ નાના છે. (૪૧૨) તેથી એમ કેમ બને (કે એ કાબુમાં આવી જાય) ? શું વાંદરો સમાધિ લગાવી શકશે ? અથવા ઝંઝાવાત માત્ર કહેવાથી થંભી જશે ? (૪૧૩) આ મન

એવું છે, કે જે બુદ્ધિને ભરમાવે છે, નિશ્ચયને ભુલાવે છે, ધૈર્યને થાપ આપીને છટકી જાય છે. (૪૧૪) એ વિવેકને ભરમાવે છે, સંતોષને સ્વાદ લગાડે છે અને મૌન બેસી રહીએ તો દશે દિશાઓમાં ફેરવે છે." (૪૧૫) (અ. ૬)

## ૧૨–મનના ગુણ

મન ચંચળ તો છેજ, પરંતુ અભ્યાસ અને વૈરાગ્યથી એને વશ કરી લીધા પછીજ એ તારનાર બની જાય છે. મનના ગુણ જુઓ—

"વૈરાગ્યની મદદથી જો આ મન અભ્યાસમાં જોડયું હોય તો થોડાક વખતે તે સ્થિર થશે. (૪૧૯) કારણ કે આ મનમાં એક વાત ઘણી સરસ છે. તે એ કે, જ્યાં તેને સ્વાદ લાગે છે ત્યાંજ તે લાગી જાય છે. તેથી તેને હમેશાં અનુભવસુખજ આપતા રહેવું જોઇએ." (૪૨૦) (અ. ૬)

## ૧૩–સુવર્ણસૂત્રમાં સુવર્ણમણિ

'मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव' આ શ્લોકાર્થ ઉપર મહારાજે બે અત્યંત માર્મિક ઓવીઓ રચેલી છે–

"થાય છે, દેખાય છે, નહિ જેવું થાય છે—આ જે કંઇ છે, તે બધું મારી અંદરજ છે. સૂત્ર જેમ મણિઓને ધારણ કરે છે, તેજ પ્રમાણે મેં આ વિશ્વને ધારણ કરેલું છે. (૩૧) જેમ સુવર્ણના મણિ બનાવીને તેને સુવર્ણના તંતુમાંજ પરોવવામાં આવે, તેજ પ્રમાણે આ જગત મેં અંદર–બહાર ધારણ કરેલું છે." (૩૨) (અ. ૭)

'મણિ સોનાના અને દોરો પણ સોનાનો' આ દૃષ્ટાંતથી જગત અને જગદીશ્વરનું અભેદપણું સૂચવ્યું છે.

## ૧૪–બ્રહ્મમાં માયા ક્યાંથી ?

બ્રહ્મમાં માયા કેવી રીતે ઉત્પન્ન થઇ—

"જળ ઉપર જ્યારે લીલ વધી જાય છે, ત્યારે તે જેમ

જળને ઢાંકી દે છે, અથવા નકામાં વાદળ પણ આકાશને છુપાવી દે છે; (૯૦) પરંતુ આ રહેવા દો, એ જુઓ કે આંખનો પડદો આંખમાં વધીને આંખનું જોવાનું કામ શું બંધ નથી કરી દેતો ? (૯૨) એજ પ્રમાણે મારાજ પ્રતિબિંબરૂપ ત્રિગુણાત્મક છાયા, પડદાની પેઠે મનેજ છુપાવીને રહેલી છે. (૯૩) આ કારણથી પ્રાણીઓ મને જાણતાં નથી. જેમ જળમાં ઉત્પન્ન થનારાં મોતી જળમાં જળરૂપ થઇને મળી જતાં નથી, તેજ પ્રમાણે પ્રાણીઓ મારાંજ હોવા છતાં મારાસ્વરૂપ નથી થતાં. (૯૪) (અધ્યાય ૭)

## ૧૫–મારી માયા

'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया' (૭–૧૪) આ શ્લોક ઉપર તથા 'इच्छा द्वेषसमुत्थेन' (૭–૨૭) ઇ૦ શ્લોકો પર મહારાજે અત્યંત સુંદર રૂપક રચ્યાં છે. માયા ઉપર નદીનું રૂપક એવું ઘટાવેલું છે કે તેનો ખરો આનંદ પ્રાપ્ત કરવા માટે તે મૂળ–અસલજ વાંચવું જોઇએ. માયામયી નદી તરીને પાર કોણ જાય છે ?

જે સંપૂર્ણ ભાવથી મને ભજે છે, તેજ આ નદીને અનાયાસે તરી પાર ઉતરે છે. તેનું તરીને પાર થઇ જવું એ પણ એવું છે કે તેઓ આ કિનારે ઉભા છે, જળમાં તેમણે પગ પણ મૂકયા નથી અને તરી ગયા–માયાજળજ સૂકાઇ ગયું ! (૯૭) (અધ્યાય ૭)

## ૧૬–જ્ઞાની ભકત

ચાર પ્રકારના ભક્તોમાં જ્ઞાની ભક્તજ ભગવાનને સૌથી વધારે પ્રિય હોય છે. આ વિષયમાં કહે છે કે—

"આમ તો તે શરીરનાં સર્વ કર્મ કરે છે, તેથી તે મને ભક્ત જેવોજ જણાય છે; પરંતુ અંતઃકરણના ધર્મથી તે મારા સ્વરૂપજ બની રહે છે. (૧૧૬) સંસારની એ રીત છે કે, દૂધની આશાથી લોકો ગાયને ખીલે બાંધી રાખે છે, પરંતુ વાછરડાનું બંધન જુઓ તો ખીલા વિના પણ

કેટલું મજબૂત હોય છે. (૧૨૦) કારણ કે તેના તન-મન-પ્રાણ બીજું કંઇજ જાણતા નથી, ગાયને જોતાં એટલુંજ જાણે છે કે, આ મારી માતા છે. (૧૨૧) વાછરડો આ પ્રમાણે અનન્ય ગતિવાળો થવાથી ગાયની પણ તેના ઉપર એવીજ પ્રીતિ થાય છે, તેથી ભગવાન લક્ષ્મીપતિએ જે. કંઇ સત્ય હતું તેજ કહી દીધું. (૧૨૨) હવે જેના અંતઃકરણની ગુફામાંથી નીકળેલી ગંગા મારામાં આવીને મળી તે હું જે છું તેજ છે. બસ, હું બીજું શું કહું?" (૧૨૫) (અ. ૭)

## ૧૭—સહજ સિદ્ધને માટે સાધન શું?

ભગવાન સહજ સિદ્ધ છે. તેમને એવા ન જોતાં સાધન કરવું એ કેવું છે?—

"જેમ કોઇ અમૃતના સાગરમાં ડૂબકી લગાવીને મોં બંધ કરી દે, અને મનથી ક્ષુદ્ર જળાશયોના જળનું સ્મરણ કરે! (૧૫૨) આમ કેમ? અમૃતના સાગરમાં ડૂબીને પણ કોઇ મરે શું કરવા? અમૃતમાં અમૃત થઇને કેમ ન રહે? (૧૫૩) એજ પ્રમાણે હે અર્જુન! ફળેચ્છાનું પાંજરૂ છોડીને, અનુભવની પાંખો વડે ઉડીને ચિદાકાશમાં સ્વામી બનીને કેમ ન રહે? (૧૫૪) તે આનંદનું માપ-તોલ કરવામાં શું છે? મને અવ્યક્તને વ્યક્ત માનવામાં શું છે? સિદ્ધ બનીને પણ કોઇ સાધનના ચકાવામાં પોતાને શામાટે થકવી દે? (૧૫૬) (અધ્યાય ૭)

## ૧૮—સદભ્યાસ

અભ્યાસયોગ શું છે? અભ્યાસ શાનો કરવો જોઇએ?—

નિરંતર સદભ્યાસ કરો, ચિત્તને પરમપુરુષને માર્ગે યોજી દો, પછી શરીર રહે કે ગમે તો જાય. (૮૨) (અ. ૮)

## ૧૯—પાસે હોવા છતાં પણ દૂર!

પરમાત્મા પાસે હોવા છતાં પણ શ્રદ્ધાહીન અને વિષયમાં રચ્યાંપચ્યાં રહેતાં પ્રાણીઓને માટે કેવી રીતે દૂર

થઇ ગયા છે, તે જુઓ—

"અરે જુઓ તો ખરા કે દૂધ કેટલું શુદ્ધ અને મધુર હોય છે અને વળી હોય છે પણ ચામડીના એક પડદાની અંદર તદ્દન નજીકજ; પણ તેનો અનાદર કરીને જળો અશુદ્ધ લોહીનુંજ સેવન કરે છે. (૫૭) અથવા ભ્રમર અને દેડકો એકજ સ્થાનમાં રહે છે તોપણ ભ્રમર પરાગનું સેવન કરે છે અને દેડકાને માટે કાદવજ બાકી રહે છે.(૫૮)

તૈસા હૃદયામધ્યેં મી રામ, અસતાં સર્વસુખાચા આરામ;
કાં ભ્રાન્તાસી કામ વિષયાં વરી. (અ૦ ૯–૬૦)

એજ પ્રમાણે સર્વ સુખોનું ધામ હું આત્મારામ હૃદયમાં રહું છું તોપણ જેઓ મૂર્ખ છે તેઓ વિષયોની ઇચ્છા કરે છે. (૬૦) (અધ્યાય ૯)

## ૨૦–मया ततमिदं सर्वम् ।

'मया ततमिदं सर्वम्' એ પદો ઉપર મહારાજની બે ઓવીઓ આગળ આપવામાં આવે છે, તે પરથી ઉત્તરોત્તર અધિકાધિક ઉત્તમ દૃષ્ટાંત આપવાની મહારાજની જે કુશળતા છે, તે વાચકોના ધ્યાનમાં આવી જશે—

આ સમસ્ત વિશ્વ શું મારાજ વિસ્તારનું નામ નથી ? જેમ દૂધ જામી જાય છે અને દહીં બને છે; (તેજ પ્રમાણે આ જગત મારોજ વિસ્તાર છે.) (૬૪) અથવા બીજજ જેમ વૃક્ષ બને છે અથવા સોનુંજ અલંકાર બને છે, તેજ પ્રમાણે આ જગત મારા એકલાનોજ વિસ્તાર છે. (૬૫) ( અ૦ ૯ )

અહીં મુખ્ય સિદ્ધાંત એજ બતાવવાનો છે કે "મારો જે વિસ્તાર છે તેજ આ જગત છે." આને માટે મહારાજે ત્રણ દૃષ્ટાંત આપ્યાં છેઃ–દૂધ અને દહીં, બી અને વૃક્ષ, તથા સોનું અને અલંકાર. આમાં પહેલા કરતાં બીજું અને બીજા કરતાં ત્રીજું દૃષ્ટાંત ઉત્તમ કોટિનું છે. 'મારો વિસ્તારજ જગત છે' યાને હુંજ જગત બન્યો છું. કેવી રીતે ? જેમ દૂધનું દહીં બને છે તેમ; પરંતુ દૂધ જ્યારે

દહીં બની ગયું ત્યારે તેમાં દૂધપણું નથી રહ્યું. આ રીતે આ દૃષ્ટાંતમાં કાર્ય–કારણની એકાત્મતા કેવળ શરૂઆતમાં છે, પછી નથી. આ ખામી છે. તેથી બીજું દૃષ્ટાંત બીજ અને વૃક્ષનું આપ્યું. એમાં શરૂઆતમાં અને અંતમાં કાર્ય-કારણની એકાત્મતા છે; કેમકે આરંભમાં બીજ છે અને અંતમાં પણ બીજજ છે. પરંતુ વચમાં પત્ર–પુષ્પ–ફળનું જે રૂપ છે તેમાં બીજત્વ જણાતું નથી. તેથી આમાં પણ આ કસર રહી તેથી ત્રીજું દૃષ્ટાંત આપે છે સુવર્ણ અને અલંકારનું. સુવર્ણ પહેલાં પણ સુવર્ણજ છે, અલંકાર બન્યા પછી પણ સુવર્ણ છે અને અલંકાર ઓગળી જાય તોપણ સોનુંજ રહે છે. તેજ પ્રમાણે જગત નિર્માણ થતા પહેલાં, તેના જગતરૂપમાં આવ્યા પછી તથા જગતનો પ્રલય થયા પછી પણ આદિ, મધ્ય ને અંત ત્રણે અવસ્થાઓમાં ભગવાન શ્રીહરિ જેમના તેમજ છે. ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય ત્રણે કાળમાં પરમાત્મા અખંડ, અવિચળ અને નિત્ય છે. ત્રીજું દૃષ્ટાંત ત્રિકાળદર્શક હોવાથી પૂર્ણ છે.

## ૨૧–નામસંકીર્તન

જ્ઞાનેશ્વરી ગીતાનો નવમો અધ્યાય વારકરી ભક્તોને અત્યંત પ્રિય છે. એમાં સર્વત્ર પરંતુ ખાસ રૂપે ચૌદમા, એકવીસમા તથા બત્રીસમા શ્લોકમાં જે ઓવીઓ છે, તેમાં મહારાજે ભક્તિમાર્ગનું જાણે કે સંપૂર્ણ રહસ્ય બતાવી દીધું છે. 'सततं कीर्तयन्तो माम्' આ શ્લોકના 'कीर्तयन्तः' પદ ઉપર મહારાજની ટીકા જુઓ—

કીર્તનના નૃત્યગાનથી પ્રાયશ્ચિત્તોનો વ્યવસાયજ નાબુદ થઇ ગયો, કેમકે આ કીર્તને એવું કર્યું કે ક્યાંય પાપનું નામ પણ ન રહ્યું. (૧૯૭) ત્યારે યમ કહેવા લાગ્યા કે, હવે કોનું શાસન કરવું, દમ કહેવા લાગ્યો કે કોને સજા કરવી, તીર્થ કહેવા લાગ્યાં કે શું ખાવું, કેમકે દોષ તો કામને માટે પણ ક્યાંય રહ્યાજ નથી. (૧૯૯) આ
... મારા નામસંકીર્તનથી વિશ્વનાં સમસ્ત દુઃખ નાશ

પામી જાય છે અને સમસ્ત વિશ્વમાં મહાસુખ ગૂજી ઉઠે છે. (૨૦૦) રાય અને રંક બન્ને એકસરખા બની જાય છે. નાના મોટામાં કોઇ ભેદ થતો નથી, જગત સતત આનંદનું નિવાસસ્થાન બની જાય છે. (૨૦૨) કદી એકાદ વાર વૈકુંઠ ધામમાં જવાની ઇચ્છા થઈ તો જોઇએ છીએ કે, સર્વત્ર વૈકુંઠજ વસેલુ છે. નામઘોષનો એવો મહિમા છે કે સમસ્ત વિશ્વજ ઝગમગી ઉઠે છે. (૨૦૩) (અને વળી હું વૈકુંઠમાં રહેતો નથી, ગમે તો હું સૂર્યબિંબમાં પણ કદી ન દેખાઉં, યોગીઓના મનમાંથી કદી નીકળી જાઉં, (૨૦૭) પરંતુ હે અર્જુન! જ્યાં લોકો મારુ નામસંકીર્તન કર્યા કરે છે, ત્યાં તો હું રહું છુંજ—જો ન દેખાઉં તોપણ મને ત્યાંજ શોધવો જોઇએ. (૨૦૮) મારૂ કીર્તન કરનારા જે મારાં ભક્ત છે, તેઓ કીર્તન-સુખથી પરમ સુખની પ્રાપ્તિ કરીને પોતાની અંદર પોતેજ નિમગ્ન થઇને દેશકાળને પણ ભૂલી જાય છે. (૨૦૯) અને કૃષ્ણ, વિષ્ણુ, હરિગોવિંદ—એ નામોનાંજ કાવ્યો અને નિબંધો રચીને અને તેમાજ સ્પષ્ટ આત્મચર્ચા કરતા કરતા અખંડ ગાન ગાયા કરે છે.

કૃષ્ણ વિષ્ણુ હરિ ગોવિંદ, યા નામાચે નિખિલ પ્રબંધ,
માજી આત્મચર્ચા વિશદ, ઉદ્દંડ ગાતી. ૨૧૦ (અ૦ ૯)

## ૨૨—यान्ति मद्याजिनोऽपि माम् ।

'यान्ति मद्याजिनोऽपि माम्' (અ ૯–૨૫) આ ચરણ પરની મધુરી ટીકાનુ માધુર્ય અનુભવો—

"જેની આંખોએ મનેજ જોયો, કાનોએ મનેજ સાંભળ્યો, મનથી મારા ઉપરજ પ્રેમ રાખ્યો, વાણીથી મારીજ સ્તુતિ કરી, (૩૫૯) જેમણે સર્વાંગ વડે સર્વત્ર મનેજ પ્રણામ કર્યા, દાન પુણ્ય વગેરે જે કંઈ કર્યું તે મારેજ માટે કર્યું, (૩૬૦) જેમણે મારુજ અધ્યયન કર્યું, જે અંદર-બહાર મારાથીજ પૂર્ણ તૃપ્ત થયા, જે મારે માટેજ જીવી રહ્યા. (૩૬૧) "હુ શ્રીહરિનુ આભૂષણ છું" એવો અહંકાર જે ધારણ કરે છે, જે સંસારમાં માત્ર મારાજ લોભથી

લોભાયલો છે, (૩૬૨) જે મારીજ કામનાના સકામ, મારાજ પ્રેમના સપ્રેમ, મારાજ ભુલાવામાં ભૂલેલા છે, જે મારા સિવાય બીજા લોકને જાણતા નથી; (૩૬૩) (તેઓ મને પ્રાપ્ત થાય છે.) અર્જુન ! જ્યાં સુધી મારામાં પોતાપણું ન થાય ત્યાં સુધી કોઇ રસ નથી; બાહ્ય ઉપચારો દ્વારા હું કોઇને મળતો નથી. (૩૬૭) તેથી મોટાઇ છોડી દે, તર્કવિતર્ક ભૂલી જાય અને સંસાર આગળ નાનો બને, ત્યારે હું પાસે રહું છું. (૩૭૮) (અધ્યાય ૯)

## ૨૩–ભક્તિનું રહસ્ય

મારી ભક્તિ વિના કોઈ જીવતો હોય તો એવા જીવતરમાં આગ લાગો. પૃથ્વી ઉપર પથ્થર શું ઓછા છે ? (૪૩૬) પાપોની છાયાથી જેમ સજ્જનો બચે છે, તેજ પ્રમાણે પુણ્ય અભક્તોથી દૂર ભાગે છે. (૪૩૭) જેની વાણી મારૂંજ નામ લે છે યા કીર્તન કરે છે, જેની દૃષ્ટિ મારૂંજ રૂપ જુએ છે, જેનું મન મારોજ સંકલ્પ કરે છે, (૪૪૫) જેના કાન મારા ગુણગાનથી ખાલી રહેતા નથી, મારી સેવાજ જેનાં બધાં અંગોનું આભૂષણ બને છે, (૪૪૬) તેઓ ગમે તો પાપયોનિ ભલેને હોય, તેઓ શ્રુત (ઘણું શ્રવણ કર્યું હોય તેવા) અને અધીત (જેમણે ઘણું અધ્યયન કર્યું હોય તેવા) ભલે ન હોય તોપણ તેઓ એટલા મહાન્ હોય છે કે મારી સાથે તેમની બરાબરી કરવામાં આવે તો તેઓ કોઈ રીતે ઓછા નહિ ઉતરે. (૪૪૯) ભક્તિ દ્વારાજ દૈત્યોએ દેવતાઓનુ મહત્ત્વ ઘટાડયું છે, મારૂં નૃસિંહત્વ તેમનીજ કીર્તિનું એક ભૂષણ છે. (૪૫૦) મન તેમજ બુદ્ધિમાં મારો પ્રેમ ભરતાંજ ઉત્તમતા તરી આવે છે અને સર્વજ્ઞતાની સામે પાર પહોંચે છે. (૪૫૫) તેથી કુળ, જાતિ, વર્ણથી કંઈ પણ આવતું કે જતું નથી, એક મારા પ્રત્યેનો ભાવજ સાર્થક થાય છે. (૪૫૬) તેજ પ્રમાણે ક્ષત્રિય, વૈશ્ય, સ્ત્રીઓ, શૂદ્ર અને અંત્યજ વગેરે જાતિઓ ત્યાં સુધી છે, કે જ્યાં સુધી તેઓ મને પ્રાપ્ત થઇ

નથી. (૪૫૭) તેથી હે અર્જુન ! વૈશ્ય, શૂદ્ર, સ્ત્રીઓ અને પાપયોનિવાળાઓ પણ મારી ભક્તિ કરીને મારા સ્થાનને પ્રાપ્ત થાય છે. (૪૭૪) (અધ્યાય ૯)

## ૨૪–ભક્તિયોગનાં લક્ષણ

જે આત્મજ્ઞાની જગદ્રૂપ એવા મને મનમાં બેસાડીને સુખથી ત્રિભુવનમાં વિહાર કરે છે (૧૧૭) અને જે કોઇ મળે છે તેને ભગવાનજ માને છે, તેનું આ ચરિત્ર એજ મારો ભક્તિયોગ છે. (૧૧૮) (અધ્યાય ૧૦)

## ૨૫–પુનરુક્તિની નવીનતા

વારંવાર એજ સિદ્ધાંતો અને વાતો ફરી ફરીને કહેવાથી જે પુનરુક્તિ દોષ થાય છે, તેનો બચાવ એક અત્યંત સુંદર ઓવીમાં કર્યો છે. કહે છે કે—

" સૂર્ય નિત્ય ઉદય પામે છે, એથી શું તે વાસી બની જાય છે ? અગ્નિ નિત્ય પ્રજ્વલિત થઇને શું મલિન થઇ જાય છે ? અથવા શું નિત્ય વહેતી ગંગાના જળને આભડછેટ લાગે છે ? " (અધ્યાય ૧૦–૨૦૨)

## ૨૬–અભ્યાસયોગ

દરરોજ નક્કી કરેલે વખતે ચિત્તને ઈશ્વરચિંતનમાં યોજવાથી ચિત્ત ધીરે ધીરે વિષયોમાંથી નીકળીને ચિદ્રૂપ બની જાય છે. આજ અભ્યાસયોગ દર્શાવતાં મહારાજ કહે છે કે—

" ઠીક, તો તમે એમ કરો કે આ આઠ પહોરમાંથી એક પળ તો મને આપો. (૧૦૫) આથી જે જે પળે મારૂ સુખ અનુભવશો, તેટલી પળો વિષયો પર ઘૃણા થશે. (૧૦૬) અને પછી પૂર્ણિમાથી જેમ ચંદ્રની કળા દિન પ્રતિદિન ઓછી થતી જાય છે, અને અમાસ આવતાં બંધ થઇ જાય છે, (૧૦૮) તેજ પ્રમાણે ચિત્ત ભોગમાંથી નીકળીને મારામાં આવતું જશે, અને અંતે હે અર્જુન ! તું 'હુંજ' બની

લોભાયલો છે, (૩૬૨) જે મારીજ કામનાના સકામ, મારાજ પ્રેમના સપ્રેમ, મારાજ ભુલાવામાં ભૂલેલા છે, જે મારા સિવાય બીજા લોકને જાણુતા નથી; (૩૬૩) (તેઓ મને પ્રાપ્ત થાય છે) અર્જુન ! જ્યાં સુધી મારામાં પોતાપણું ન થાય ત્યાં સુધી કોઇ રસ નથી; બાહ્ય ઉપચારો દ્વારા હું કોઇને મળતો નથી. (૩૬૭) તેથી મોટાઇ છોડી દે, તર્કવિતર્ક ભૂલી જાય અને સંસાર આગળ નાનો બને, ત્યારે હું પાસે રહું છું. (૩૭૮) (અધ્યાય ૯)

## ૨૩–ભક્તિનું રહસ્ય

મારી ભક્તિ વિના કોઈ જીવતો હોય તો એવા જીવતરમાં આગ લાગો. પૃથ્વી ઉપર પથ્થર શું ઓછા છે ? (૪૩૬) પાપોની છાયાથી જેમ સજ્જનો બચે છે, તેજ પ્રમાણે પુણ્ય અભક્તોથી દૂર ભાગે છે. (૪૩૭) જેની વાણી મારૂંજ નામ લે છે યા કીર્તન કરે છે, જેની દૃષ્ટિ મારૂંજ રૂપ જુએ છે, જેનું મન મારોજ સંકલ્પ કરે છે, (૪૪૫) જેના કાન મારા ગુણુગાનથી ખાલી રહેતા નથી, મારી સેવાજ જેનાં બધાં અંગોનું આભૂષણુ બને છે, (૪૪૬) તેઓ ગમે તો પાપયોનિ ભલેને હોય, તેઓ શ્રુત (ઘણું શ્રવણુ કર્યું હોય તેવા) અને અધીત (જેમણે ઘણું અધ્યયન કર્યું હોય તેવા) ભલે ન હોય તોપણુ તેઓ એટલા મહાન્ હોય છે કે મારી સાથે તેમની બરાબરી કરવામાં આવે તો તેઓ કોઈ રીતે ઓછા નહિ ઉતરે. (૪૪૯) ભક્તિ દ્વારાજ દૈત્યોએ દેવતાઓનુ મહત્ત્વ ઘટાડ્યું છે, મારૂં નૃસિંહત્વ તેમનીજ કીર્તિનું એક ભૂષણુ છે. (૪૫૦) મન તેમજ બુદ્ધિમાં મારો પ્રેમ ભરતાંજ ઉત્તમતા તરી આવે છે અને સર્વજ્ઞતાની સામે પાર પહોંચે છે. (૪૫૫) તેથી કુળ, જાતિ, વર્ણુથી કંઈ પણુ આવતું કે જતું નથી; એક મારા પ્રત્યેનો ભાવજ સાર્થક થાય છે. (૪૫૬) તેજ પ્રમાણે ક્ષત્રિય, વૈશ્ય, સ્ત્રીઓ, શૂદ્ર અને અંત્યજ વગેરે જાતિઓ ત્યાં સુધી છે, કે જ્યાં સુધી તેઓ મને પ્રાપ્ત થઇ

નથી. (૪૫૭) તેથી હે અર્જુન ! વૈશ્ય, શૂદ્ર, સ્ત્રીઓ અને પાપયોનિવાળાઓ પણ મારી ભક્તિ કરીને મારા સ્થાનને પ્રાપ્ત થાય છે. (૪૭૪) (અધ્યાય ૯)

## ૨૪–ભક્તિયોગનાં લક્ષણ

જે આત્મજ્ઞાની જગદ્રૂપ એવા મને મનમાં બેસાડીને સુખથી ત્રિભુવનમાં વિહાર કરે છે (૧૧૭) અને જે કોઇ મળે છે તેને ભગવાનજ માને છે, તેનું આ ચરિત્ર એજ મારો ભક્તિયોગ છે. (૧૧૮) (અધ્યાય ૧૦)

## ૨૫–પુનરુક્તિની નવીનતા

વારંવાર એજ સિદ્ધાંતો અને વાતો ફરી ફરીને કહેવાથી જે પુનરુક્તિ દોષ થાય છે, તેનો બચાવ એક અત્યંત સુંદર ઓવીમાં કર્યો છે. કહે છે કે—

"સૂર્ય નિત્ય ઉદય પામે છે, એથી શું તે વાસી બની જાય છે ? અગ્નિ નિત્ય પ્રજ્વલિત થઇને શું મલિન થઇ જાય છે ? અથવા શું નિત્ય વહેતી ગંગાના જળને આભડછેટ લાગે છે ?" (અધ્યાય ૧૦–૨૦૨)

## ૨૬–અભ્યાસયોગ

દરરોજ નક્કી કરેલે વખતે ચિત્તને ઈશ્વરચિંતનમાં યોજવાથી ચિત્ત ધીરે ધીરે વિષયોમાંથી નીકળીને ચિદ્રૂપ બની જાય છે. આજ અભ્યાસયોગ દર્શાવતાં મહારાજ કહે છે કે—

"ઠીક, તો તમે એમ કરો કે આ આઠ પહોરમાંથી એક પળ તો મને આપો. (૧૦૫) આથી જે જે પળે મારૂં સુખ અનુભવશો, તેટલી પળો વિષયો પર ઘૃણા થશે. (૧૦૬) અને પછી પૂર્ણિમાથી જેમ ચંદ્રની કળા દિન પ્રતિદિન ઓછી થતી જાય છે, અને અમાસ આવતાં બંધ થઇ જાય છે, (૧૦૮) તેજ પ્રમાણે ચિત્ત ભોગમાંથી નીકળીને મારામાં આવતું જશે, અને અંતે હે અર્જુન ! તું 'હુંજ' બની

જશે. (૧૦૯) અરે, જેને અભ્યાસયોગ કહે છે, તે આ એકજ છે, એનાથી ન બને એવી વાત કોઇજ નથી. (૧૧૦) અભ્યાસના બળે કેટલાયે (સાધકો) અંતરિક્ષમાં ચાલે છે; કેટલાકોએ વાઘ, સાપ વગેરેને પણ પોતાના બનાવી લીધા છે. (૧૧૧) અભ્યાસથી ઝેર પણ પચી જાય છે, સમુદ્ર ઉપર પગદંડી બની જાય છે, કેટલાક તો અભ્યાસ વડે શબ્દ-બ્રહ્મથી પણ આગળ વધી ગયા છે, (૧૧૨) એટલે અભ્યાસથી કંઈ પણ દુષ્કર નથી અને તેથી તું અભ્યાસવડે મારામાં આવીને ભળી જા. (૧૧૩) (અધ્યાય ૧૨)

## ૨૭—ભક્તનાં લક્ષણ

બારમા અધ્યાયમાં 'अद्वेष्टा सर्वभूतानाम्' વગેરે સાત-આઠ શ્લોક છે, તેના ઉપર મહારાજે અનુપમ ભાષ્ય કર્યું છે. આમાં શાંતિસુખ ભોગવનારા ભક્તોનાં બહુ આનંદપ્રદ લક્ષણો બતાવ્યાં છે. એ ઓવીઓ અત્યંત પ્રસિદ્ધ છે. એમાં ઉપમાઓ ઘણી ઉચ્ચ અને મધુર છે, તથા વાણીનો પ્રવાહ સ્વાભાવિક અને અસ્ખલિત છે. નમૂના-તરીકે થોડી ઓવીઓનો અનુવાદ અત્રે આપીએ છીએ—

કોઇ પણ પ્રાણી ઉપર તેને દ્વેષ હોતો નથી. ચૈતન્યની પેઠે તેને કોઇ પોતાનું-પારકું હોતું નથી. (૧૪૪) જે ઉત્તમ હોય તેનો સ્વીકાર કરવો અને અધમ હોય તેનો ત્યાગ કરવો એવો કોઇ ભેદભાવ જેમ ધરતીમાં હોતો નથી; (૧૪૫) અથવા જેમ દયાળુ પ્રાણ રાજાનું શરીર રાખે અને રંકને છોડી દે એવું નથી; (૧૪૬) અથવા જળ જે પ્રમાણે એમ કહેતું નથી કે હું ગાયની તરસ છીપાવીશ અને વાઘને ઝેર બનીને મારીશ; (૧૪૭) એજ પ્રમાણે પ્રાણીમાત્રને માટે તે (ભગવદ્ભક્ત) એક જેવો મિત્ર હોય છે, કૃપામાં તો તે પૃથ્વીજ હોય છે. (૧૪૮) 'હું'ની ભાષાજ તે જાણતો નથી. 'મારૂં' કંઇ પણ કહેતો નથી અને સુખદુઃખ શું હોય છે, એ પણ તે નથી જાણતો. (૧૪૯) વરસાદ વિનાજ સમુદ્ર જેમ હમેશાં જળથી ભરપૂર રહે છે,

તેજ પ્રમાણે તે કોઈ પણ બાહ્ય ઉપચાર વિનાજ હમેશાં સંતુષ્ટ રહે છે. (૧૫૧) જીવાત્મા અને પરમાત્મા બન્ને તેના હૃદયભુવનમાં એકાસને વિરાજતા રહે છે. (૧૫૩) સમસ્ત જગતજ તેનો દેહ બની જાય છે, તેથી તેને માટે પ્રિય-અપ્રિય કંઇજ રહેતું નથી. (૧૬૮) અંદર-બહાર તે સૂર્યની પેઠે નિર્મળ અને તત્ત્વરૂપ દ્રવ્યને જોનાર બને છે. (૧૭૯) તેનું મન સર્વત્ર આકાશની માફક વ્યાપક અને ઉદાસીન થાય છે. (૧૮૦) તે આત્મલાભ જેવો બીજો કોઈપણ લાભ કે પ્રાપ્તિને જાણતો નથી; કોઈ પ્રકારના ભોગથી તેને કંઈજ હર્ષ થતો નથી. (૧૯૦) જે પોતાનુ છે તે કલ્પાંતે પણ નાશ પામશે નહિ, એવું જાણીને તે કદી ગયેલી વસ્તુનો શોક કરતો નથી. (૧૯૨) વિષમતા તો તેની પાસે આવવા પણ પામતી નથી; તેની પાસે શત્રુ અને મિત્ર બન્ને સમાન હોય છે. (૧૯૭) જેમ દીવો ઘરના માણસોને માટેજ અજવાળું કરતો હોય અને બહારનાઓમાટે અંધારૂ કરતો હોય એવું નથી; (૧૯૮) અથવા જેમ વૃક્ષ કાપનાર અને રોપનાર બન્નેને સમાનરૂપે પોતાની છાયા આપેજ છે; (૧૯૯) અથવા શેરડી જેમ ઉછેરનાર માટે મધુર અને કાપનાર માટે કડવી બનતી નથી (બન્ને માટે સમાનજ હોય છે), (૨૦૦) તેજ પ્રમાણે તેનો (ભક્તનો) ભાવ શત્રુ અને મિત્ર, માન અને અપમાન બન્નેમાં સમાન હોય છે. (૨૦૧) ત્રણે ઋતુઓમાં આકાશ જેમ એક હોય તેવું રહે છે, તેજ પ્રમાણે ઠંડુ હોય કે ગરમ તેનુ માન એક જેવુંજ રહે છે. (૨૦૨) દક્ષિણ તરફની હવાને માટે અને ઉત્તર તરફની હવાને માટે મેરુ જેમ મધ્યસ્થ હોય છે, તેજ પ્રમાણે સુખમાં કે દુઃખમાં તે મધ્યસ્થજ રહે છે. (૨૦૩) ચન્દ્રિકા જેમ રાજા અને રંક બન્નેને માટે એકસરખીજ શીતળ હોય છે, તેજ પ્રમાણે તે સર્વ પ્રાણીઓ માટે સમાન હોય છે. (૨૦૪) સમસ્ત જગતને માટે જેમ જળ એકસરખું સેવવા યોગ્ય છે, તેજ પ્રમાણે ત્રણે લોક તેને ચાહે છે-ઈચ્છે છે. (૧૦૫) જે નિંદાનો ખ્યાલ નથી કરતો,

સ્તુતિથી ફુલાઇ જતો નથી, આકાશ જેવો નિર્લેપ રહે છે, (૨૦૭) જે મળે તેના વડે સંતુષ્ટ રહે છે, ન મળે તેનાથી જેને કોઇ પ્રકારનો કલેશ થતો નથી, જેમ વરસાદ વિના સમુદ્ર સુકાઇ જતો નથી, (હમેશાં ભરેલોજ રહે છે.) (૨૧૦) આ વિશ્વજ મારૂ ઘર છે, એવી બુદ્ધિ જેની સ્થિર થઇ ગઇ છે, બલ્કે ચરાચર જગત જે પોતેજ બની ગયો છે. (૨૧૩) તેને જોવા માટે મારો જીવ લલચાય છે, તેથી હું અચક્ષુના એ ચક્ષુ છે. હાથના લીલાકમળથી હું તેનુ પૂજન કરૂં છું. તેના શરીરના આલિંગન માટે, બે હાથ ઓછા પડયા, તેથી ચાર હાથ ધારણ કરીને હું આવ્યો છું." (૨૨૪) (અ. ૧૨)

તેરમા અધ્યાયમાં 'અમાનિત્વ' વગેરે જ્ઞાનનાં છવ્વીસ લક્ષણ બતાવ્યાં છે અને તેજ પ્રમાણે 'માનિત્વ' વગેરે અજ્ઞાનનાં જે છવ્વીસ લક્ષણ હોય છે, તે પણ બતાવ્યાં છે. તેનું વર્ગીકરણ મહારાજે ઘણુંજ સુંદર કર્યું છે. આ પ્રસંગમાં મૂળના છ શ્લોકો ઉપર તેમની અત્યંત મનોહર ૭૦૦ ઓવીઓ છે. તેરમા અધ્યાયથી સોળમા અધ્યાયની આખર સુધી તેમણે અનેક શબ્દોની ઉત્તમ વ્યાખ્યાઓ કરેલી છે. અનેક શબ્દોનાં રસપૂર્ણ વ્યાખ્યાન કર્યાં છે અને અનેક શબ્દોના ભાવાર્થ હૃદયંગમ કરાવવા માટે તેમણે અનેક સદ્ગુણસંપન્ન વ્યક્તિઓનાં મનોરમ વર્ણન કરેલાં છે. અહીં નમૂનાતરીકે થોડાંક અવતરણ આપીએ છીએ—

## ૨૮–અમાનિત્વ

પોતાની પૂજ્યતા પોતાની આંખો વડે ન જોવી, પોતાની કીર્તિ પોતાના કાનો વડે ન સાંભળવી, એમ ન કરવું કે જેથી લોકો એમ જાણે કે આ અમુક છે. બૃહસ્પતિની પેઠે સર્વજ્ઞતા પ્રાપ્ત થયેલી હોય તો પણ મહિમાના ભયથી અજ્ઞાનીઓમાં બેસી જવું, પોતાનું ચાતુર્ય છુપાવવું, પોતાનું મહત્ત્વ ભૂલી જવું અને પોતાનું ગાંડપણ લોકોને બતાવવું. (૧૯૨) (અધ્યાય ૧૩.)

## ૨૯–અદંભિત્વ

પાછલા બે પગ વડે લાત મારનાર ગાય જેમ પોતાનું દૂધ ચોરે છે, અથવા વેશ્યા જેમ પોતાની મોટી ઉંમર છુપાવે છે, (૨૦૫) ધનવાન પુરુષ જંગલમાં આવી પડયા પછી જેમ પોતાનું મોટાપણું છોડી દે છે અથવા કુળવધૂ જેમ પોતાનાં અંગ છુપાવે છે, (૨૦૬) અથવા ખેડુત પોતાનાં વાવેલાં બીને છુપાવી રાખે છે, તેજ પ્રમાણે દાનથી મળેલું પુણ્ય તે છુપાવી રાખે છે. (૨૦૭) તે ઉપલક દેહની પૂજા નથી કરતો અથવા કોઈની ખુશામત પણ નથી કરતો અથવા પોતાનો જે કંઈ ધર્મ હોય તેને પોતાની વાણીના ધ્વજ ઉપર બાંધી રાખતો નથી. (૨૦૮) તે કરેલા ઉપકારને પોતાના મુખે નથી કહેતો, પોતાના અભ્યાસનો મહિમા વખાણતો નથી અને કીર્તિને માટે કરેલી કમાણી વેચ્યા કરતો પણ નથી. (૨૦૯) (અધ્યાય ૧૩)

## ૩૦–જ્ઞાનીની રીત

કમળ ઉપર ભમરો જે પગ મૂકે છે તે ઘણોજ ધીમેથી મૂકે છે, એટલા માટે કે રખેને કયાંક કેસર કચરાઈ જાય; (૨૪૮) તેજ પ્રમાણે પરમાણુની પેઠે ઘણાજ નાના નાના જીવો સર્વત્ર ભરેલા છે. એ જાણીને તે દયાવૃત્તિથી ધરતી પર બહુજ ધીમેથી પગ મૂકે છે. (૨૪૯) તે પોતાના રસ્તાનેજ દયામય કરી દે છે, બધી દિશાઓ મમતાથી ભરી દે છે અને પ્રાણીઓને ખાતર પોતાનો જીવ પણ પાથરે છે. (૨૦૯) (અધ્યાય ૧૩)

## ૩૧–જ્ઞાનીની વાણી

તેની શ્વાસ લેવાની ક્રિયા ઘણીજ સુકુમાર હોય છે, મુખ તો સ્નેહનું માતૃગૃહજ હોય છે અને દાંત એવા હોય છે કે જાણે માધુર્યજ ફૂટી નીકળ્યું હોય! (૨૬૨) આગળ આગળ સ્નેહ ઝરે છે અને પાછળ પાછળ અક્ષર નીકળે છે, પહેલાં કૃપા વરસે છે, પછી શબ્દ. (૨૬૩) આમ

તો કંઈ બોલતોજ નથી, પરંતુ જો કદી બોલવાની ઇચ્છા થઇ તો પહેલું એ ધ્યાનમાં રાખે છે કે, મારા શબ્દોથી કોઈને કંઇ નુકસાન તો નહિ થાય ને! (૨૬૪) કોઇને કંઈ ક્લેશ ન થાય, કોઈનાં ભવાં ન ચઢે, એજ ધ્યાન રહે છે; તેથી તે એકદમ બોલતોજ નથી. (૨૬૭) પણ કોઈની વિનંતિને લીધે જો તે કંઇ બોલે તો તેના બોલ એટલા પ્રેમભર્યા હશે કે સાંભળનાર તેને માબાપ માની લે. (૨૬૮) અથવા એમ સમજો કે તેના મુખમાંથી નાદબ્રહ્મજ નીકળે છે; અથવા ગંગાજળજ ઉભરાઇને ઉપર આવે છે; અથવા એમ કહો કે, તેની વાણી પતિવ્રતા સ્ત્રીના ઘડપણ જેવી હોય છે. (૨૬૯) તેના શબ્દ સત્ય, પરિમિત અને અમૃતના તરંગ જેવા રસિક હોય છે. (૨૭૦) (અધ્યાય ૧૩)

## ૩૨–ક્ષમા

ત્રિવિધ તાપોના ઉપદ્રવોનો ગમે તેટલો જુલમ થાય તો પણ તે જરા પણ વંકાતો નથી. (૩૪૪) તે માન–અપમાનને સહી લે છે, તેનામાં સુખ–દુઃખ સમાઇ જાય છે, નિંદા–સ્તુતિથી તેના બે ટુકડા બની જતા નથી. (૩૪૬) નદી–નદોના મોટામોટા પ્રવાહો આવે તોપણ સમુદ્ર જેમ મોટું પેટ કરીને તેને પોતાની અંદર સમાવી લે છે, (૩૫૦) તેજ પ્રમાણે સહન ન કરી લે એવું કંઇજ નથી, અને તે સહન કરી લે છે તેનું તેને બિલકુલ સ્મરણ પણ રહેતું નથી. (૩૫૧) (અધ્યાય ૧૩)

## ૩૩–આર્જવ (સરળતા)

સૂર્ય જેમ કોઈનું મુખ જોઇને ઉગતો નથી, અથવા આકાશ જેમ સમસ્ત વિશ્વ માટે એકમાત્ર અવકાશ છે, (૩૫૬) તેજ પ્રમાણે તેનું મન ભિન્ન ભિન્ન મનુષ્યોને માટે ભિન્ન ભિન્ન નથી, એકજ છે, અને એજ પ્રમાણે તેનો વ્યવહાર પણ એકજ પ્રકારનો છે. સમસ્ત વિશ્વ સાથે તેને ઓળખાણ છે, ઘણો જૂનો સંબંધ છે, તેને માટે પોતાનું–પારકું કંઇ પણ નથી. (૩૫૮) હવાની ચાલ જેમ સીધી હોય

છે, તેજ પ્રમાણે તેનો ભાવ સરળ હોય છે, તેમાં શંકા કે આશંકા નથી હોતી. (૩૬૦) માતાની પાસે જતાં બાળકને જેમ કોઇ પ્રકારનો સંકોચ થતો નથી, તેજ પ્રમાણે લોકોને પોતાનું મન દેતાં તેને કંઇ શંકા થતી નથી. (૩૬૧) વિકસિત કમળમાં જેમ અધું ખીલવાપણું હોતું નથી, તેજ પ્રમાણે તેને માટે કોઇ ખૂણો–ખાંચોજ રહેતો નથી. (૩૬૨) રત્ન તો ચમકે છે, પરંતુ તેની સાથે કુંદનની ચમક હોય છે; તેજ પ્રમાણે તેનું મન આગળ થાય છે અને ઇન્દ્રિયો પાછળ રહે છે. (૩૬૩) તેની દૃષ્ટિમાં કપટ નથી હોતું, બોલવામાં સંદેહ હોતો નથી અને કોઇની સાથે વ્યવહારમાં હીનબુદ્ધિ હોતી નથી. (૩૬૫) તેની દશે ઇન્દ્રિયો સરળ, નિષ્પ્રપંચ અને નિર્મળ હોય છે. અને તેના પંચપ્રાણોનાં પડ આઠે પહોર મુક્ત રહે છે. (૩૬૬) (અ. ૧૩)

## ૩૪–સ્થિરતા

જ્ઞાનીનો દેહ તો પોતાની રીતે ઉપર ઉપર ફર્યા કરે છે, પરંતુ તેના મનની બેઠક જેમની તેમ રહે છે. (૪૮૬) દોડતાં વાદળની સાથે આકાશ દોડયા કરતું નથી, તેજ પ્રમાણે તેનું મન (ચાલતા શરીરની સાથે ચાલ્યા કરતું નથી;) ભ્રમણના ચક્કરમાં ભમ્યા કરતું નથી; ધ્રુવ જેવું સ્થિર રહે છે. (૪૮૯) દૈન્ય–ગરીબાઇના દુઃખથી તે દુઃખી થતો નથી, ભય–શોકથી તે ધ્રૂજતો નથી અને દેહનું મૃત્યુ થાય તો પણ ભય પામતો નથી. (૪૯૩) નિંદા જો અપમાન કરે, જો કામના લોભ આવીને વળગી પડે તો પણ મનનો વાળ સરખો વાંકો થતો નથી. (૪૯૫) (અધ્યાય ૧૩)

## ૩૫–અનન્ય ભક્તિ

તેનું શરીર, વાણી અને મન કૃતનિશ્ચય બનીને મારા સિવાય બીજું કોઇ સ્થાનજ જોતું નથી. (૬૦૫) તે મારામાં મળીને પણ મળતો રહે છે. જેમ સમુદ્રમાં ગંગાજળ મળીને પણ મળતું રહે છે, તેજ પ્રમાણે તે મારાસ્વરૂપ બનીને પણ મને સર્વસ્વ આપીને ભજતો રહે છે. (૬૦૮) (અ. ૧૩)

## ૩૬—એકાન્ત

જે તીર્થોમાં, પવિત્ર જળાશયોને કિનારે, સુંદર તપો વનોમાં અને ગુફાઓમાં રહેવાનું પસંદ કરે છે; (૬૧૨) પર્વતની ગુફામાં કે જળાશયની પાસે જે પોતાનો આશ્રમ બનાવે છે, જે નગરમાં નથી જતો, (૬૧૩) એકાન્ત સાથે જેને અત્યંત પ્રેમ હોય છે અને લોકસમૂહથી જેનો જીવ કંટાળેલો રહે છે, તેને ખરેખર, જ્ઞાનની મનુષ્યાકાર મૂર્તિજ જાણો. (૬૧૪) (અધ્યાય ૧૩)

## ૩૭—અજ્ઞાનીનાં લક્ષણ

તે (જે અજ્ઞાની છે) પોતાની વિદ્યાનો વિસ્તાર ફેલાવે છે, પોતાનાં સત્કૃત્યોનો ડંકો વગાડે છે અને જે કંઇ કરે છે તે સન્માન પ્રાપ્ત કરવા માટે કરે છે. (૬૬૦) તેને ક્યાંય પોતાની સહેજ પણ નિંદા સાંભળવી પડે તો માથું પકડીને બેસી જાય છે. કાદવ જેમ પાણી પડવાથી પાતળો બને છે અને હવા લાગવાથી સુકાઇ જાય છે, (૬૬૬) પેટને ખાતર કૂતરો જેમ જોતો નથી કે શું ઢાંકેલું છે અને શું અમસ્થું પડેલું છે, તેજ પ્રમાણે તે દ્રવ્યને માટે પોતાનું કે પારકું જોતો નથી. (૬૮૦) મદોન્મત્ત હાથી જેમ મદાંધ હોય છે અથવા પર્વત ઉપર જેમ દાવાનળ સળગે છે, તેજ પ્રમાણે તેનું ચિત્ત વિષયોની પાછળ પડેલું રહે છે, (૬૯૯) વેલણની પેઠે તે કદી નમતું નથી. પથ્થરની પેઠે કદી પીગળતું નથી... . (૭૨૯) શરીરને સુખ થાય, મનને સારૂં લાગે, એટલુજ તે જુએ છે, તેની આગળ તેને કાર્યાકાર્યનો કોઈ વિચાર સૂઝતો નથી, તે જે કઇ કરે છે તે અકાર્યજ (નહિ કરવાયોગ્યજ) કરે છે. (૭૭૮) કુંડમાં રહેનાર દેડકો, લીંટમાં લપટાઇ પડેલી માખી, કીચડમાં ભરાયેલો પાડો, (૭૮૪) જેવો હોય છે, તેજ પ્રમાણે તેનું મન પણ ઘરમાંજ લાગેલું રહે છે, સ્ત્રી સિવાય બીજા કોઇને તે જાણતો નથી, (૭૮૯) તેનું ચિત્ત સ્ત્રીની આરાધના કરે છે, તેના ઇશારા ઉપર તે નાચે છે, જેમ કોઇ મદારીનો વાંદરો હોય તેમ. (૭૯૩) (અધ્યાય ૧૩)

## ૩૮–દેહ અને આત્મા

પંચતત્ત્વોનો દેહ બન્યો અને વળી કર્મોના ગુણોથી બંધાઈને જન્મ–મૃત્યુનું ચક્કર કાપી રહ્યો છે. (૧૧૦૪) કાલાનલના કુંડમાં આ ઘીની આહુતિ છે. માખીની પાંખો હાલતાં ન હાલતાંમાં તો તેનું કામ ખતમ થઈ જાય છે. (૧૧૦૫) એ વિપત્તિથી કદાચ આગમાં પડી જાય તો ભસ્મ થઈને ઉડી જાય, અને જો એમાં કૂતરાનું મોં લાગ્યું તો એ કૂતરાની વિષ્ઠા બની જાય. (૧૧૦૬) આ દેહની તો આવી દશા છે! અને આત્મા એવો છે કે અનાદિ હોવાથી શુદ્ધ છે, નિત્ય છે અને સ્વયંસિદ્ધ છે. (૧૧૦૮) નિર્ગુણ હોવાથી એ કલાવાન પણ નથી અને કલાહીન પણ નથી, ક્રિયાવાન પણ નથી અને અક્રિય પણ નથી, કૃશ પણ નથી અને સ્થૂળ પણ નથી. (૧૧૦૯) એ અરૂપ હોવાથી સાભાસ નથી, નિરાભાસ પણ નથી; પ્રકાશ નથી, અપ્રકાશ પણ નથી; અલ્પ નથી, અત્યંત પણ નથી. (૧૧૧૦) વળી એ આત્મા હોવાથી આનંદ નથી કે નિરાનંદ પણ નથી; એક નથી, અનેક પણ નથી, મુક્ત નથી અને બદ્ધ પણ નથી. (૧૧૧૨) એ અલક્ષ (જોઈ શકાય નહિ તેવો) હોવાથી આટલો નથી ને તેટલો પણ નથી; સ્વયંભૂ નથી તેમ બીજાનો કરેલો પણ નથી, બોલનાર નથી અને મૂંગો પણ નથી. (૧૧૧૩) એ અવ્યય હોવાથી નથી તો માપી શકાતો કે નથી તો બોલીને બતાવી શકાતો, નથી તો વધતો કે નથી તો ઘટતો કે નથી તો તે કટાળતો. (૧૧૧૫) આત્મા આવા રૂપવાળો છે, હે પ્રિયોત્તમ! જેને દેહી કહે છે તે એવો છે. મઠાકાર હોવાથી આકાશ જેમ મઠ કહેવાય છે, તેજ પ્રમાણે દેહાકાર હોવાથી એ દેહી કહેવાય છે. (૧૧૧૬) (અધ્યાય ૧૩)

## ૩૯–પરમેશ્વર અને જગત

હું પિતા છું, મહદ્બ્રહ્મ માતા છે ને જગત સંતાન છે. (૧૧૭) અને આ સંબંધ, જેમ ઘડો માટીનો પુત્ર છે

અથવા વસ્ત્ર કપાસનો પૌત્ર છે એના જેવોજ છે. (૧૨૧) વિવિધ પ્રકારનાં મોજાં જેમ સમુદ્રનાં સંતાન છે, તેવોજ મારો અને ચરાચર જગતનો સંબંધ છે. (૧૨૨) જગત ઉત્પન્ન થયુ તેથી જો હું ઢંકાઈ જાઉં છું તો જગતના રૂપથી કોણ પ્રગટ થાય છે? માણેકની કાંતિથી શું માણેક છુપાઇ જાય છે? (૧૨૪) સોનાના અલંકાર બન્યા, એથી શું તેનુ સોનાપણું ચાલ્યું ગયું? કમળ વિકસિત થાય તો શુ તેથી તેનુ કમળત્વજ નહિ રહે? (૧૨૫) અર્જુન! તમેજ બતાવો કે અવયવોએ અવયવીને છુપાવી દીધો છે કે તેજ તેનુ રૂપ છે? (૧૨૬) તેથી જગતને કાઢીને બહાર કરીને મને જુએ તો હું જોનાર નથી; કેમકે જે કંઇ છે તે સર્વ હુંજ છું. (૧૨૮) (અધ્યાય ૧૪)

## ૪૦—વૈરાગ્ય

જ્ઞાનથી મોક્ષ મળશે, એમાં કંઈ સંદેહ નથી; પરંતુ તે જ્ઞાનની કદર કરવા યોગ્ય શુદ્ધ મન હોય તો ને! (૩૫) વૈરાગ્ય વિના જ્ઞાન કદી ટકી શકતું નથી. ભગવાને પહેલેથીજ સમજી વિચારીને આવી વ્યવસ્થા કરી રાખી છે.(૩૬) જેમ ભોજનમાં ઝેર ભળેલું છે, એ વાતની ખબર પડતાંજ ભોજન કરનાર તે થાળી છોડીને ઉઠી જાય છે, (૩૮) તેજ પ્રમાણે ‘આ સમસ્ત સંસાર અનિત્ય છે,’ એવી જાણ થાય કે તરતજ વૈરાગ્ય પાછળ પડે છે—કોઈ પણ પ્રકારે તે હઠાવ્યો હટતો નથી. (૩૯) (અધ્યાય ૧૫)

## ૪૧—દાન

વૃક્ષ જેમ જે કોઈ મુસાફર (પાસે) આવે છે, તેની સમક્ષ ફૂલ, ફળ, છાયા, મૂળ અને પાન એ સર્વ હાજર કરવામાં ચૂકતું નથી, તેમ કાયા, વાણી તેમજ મન વડે પોતાની પાસે જે દ્રવ્ય હોય તેના દ્વારા વૈરી પણ આર્ત બનીને આવે તો તેને પાછો ફરવા ન દેવો. (૮૫,૮૬) તેજ પ્રમાણે કદાચ કોઇ થાકેલો મુસાફર આવે તો પોતાના ધન-

ધાન્યાદિ દ્વારા તેના ઉપયોગમાં આવવું (૮૭) આનું નામ દાન છે અને તે મોક્ષભંડારનું અંજન છે. (૮૮) (અ. ૧૬)

## ૪૨–સ્વાધ્યાય

દડો જમીન ઉપર પછાડીએ છીએ તે જમીનને મારવા માટે નહિ પરંતુ તેને પોતાના હાથમાં લેવાને માટે; અથવા ખેતરમાં બી વાવીએ છીએ તેમાં ધ્યાન રહે છે ફસલ ઉપર. (૧૦૦) તેજ પ્રમાણે જે ઇશ્વર પ્રતિપાદ્ય છે તેને દૃષ્ટિગોચર કરવા માટે હમેશાં શ્રુતિનો અભ્યાસ કરવો પડે છે. (૧૦૩) આ બ્રહ્મસૂત્ર બ્રાહ્મણોને માટેજ છે, બીજાઓને માટે પવિત્ર તત્ત્વ પ્રાપ્ત કરવાને નિમિત્તે સ્તોત્ર અથવા નામમંત્રનું વારંવાર રટણ કરવું તેજ છે. (૧૦૪) ભગવાન કહે છે કે જેને સ્વાધ્યાય કહેવામાં આવે છે તે આજ છે..... (૧૦૫) (અધ્યાય ૧૬)

## ૪૩–તપ

દાન એટલે સર્વસ્વ આપવું, પોતાને માટે ખર્ચ કરવું એ તો નકામું ગુમાવવાનું છે; ઔષધિ બીજાઓને ફળ આપે છે અને પોતે સુકાઇ જાય છે. (૧૦૬) તેજ પ્રમાણે હે વીર ! સ્વરૂપની પ્રાપ્તિને માટે પ્રાણ, ઇન્દ્રિય અને શરીરને ઘસારો આપવો એજ તપ છે. (૧૦૮) (અધ્યાય ૧૬)

## ૪૪–અહિંસા

શરીર, વાણી અને મનથી એવા રહેવું કે સંસારને સુખ થાય, એ અહિંસાનું રૂપ છે. (૧૧૪) (અધ્યાય ૧૬)

## ૪૫–અપૈશુન ( સૌજન્ય )

બીજાઓના દોષ પોતાની દૃષ્ટિથી ધોઇને પછી તેના તરફ જોવું જોઇએ. બી વાવીને ખેતરની રખવાળી કરવી જોઇએ, પ્રસન્ન થઇને અતિથિનો પ્રસાદ ગ્રહણ કરવો જોઇએ. (૧૪૮) તેજ પ્રમાણે પોતાના ગુણોથી બીજાઓના દોષ દૂર કરીને તેગના તરફ જોવું જોઇએ. (૧૪૯) (અ. ૧૬)

## ૪૬–આહારશુદ્ધિ

આમ સામાન્ય રૂપે જોઇએ તો પોતાના ભાવની વૃદ્ધિને માટે આહાર સિવાય બીજું કોઈ પણ બળવાન સાધન નથી. (૧૧૨) જેવો આહાર કરો તેવીજ ધાતુ ઉત્પન્ન થાય છે અને ધાતુ જેવી મનોવૃત્તિ પુષ્ટ થાય છે. (૧૧૬) જેમ વાસણ ગરમ થવાથી તેની અંદરનુ જળ પણ ગરમ થાય છે, તેજ પ્રમાણે ચિત્તવૃત્તિ પણ ધાતુના જેવીજ થાય છે. (૧૧૭) તેથી સાત્વિક રસનુ સેવન કરવું જોઇએ. એથી સત્વગુણ વધે છે, બીજા રસોમાં રજસ્ અને તમસ્‌ની વૃદ્ધિ થાય છે. (૧૧૮) ( અધ્યાય ૧૭ )

## ૪૭–ત્રિવિધ જ્ઞાન

સાત્વિક જ્ઞાન એજ છે, કે જેમાં તે જ્ઞાનની સાથે જ્ઞાતા અને જ્ઞેય હૃદયમાં એક થઇ જાય છે. (૫૨૯) સૂર્ય જેમ અંધકારને નથી જોતો, નદીઓ સમુદ્રને નથી જોતી, અથવા જેમ પોતાની છાયા પોતાનાથી અલગ કરીને પકડાતી નથી, ( ૫૩૦ ) તેજ પ્રમાણે જે જ્ઞાનને શિવાદિથી તે તૃણ સુધીની આ ભિન્ન ભિન્ન ચરાચર ભૂતવ્યક્તિ પોતાનાથી ભિન્ન જણાતી નથી ( ૫૩૧ ) તે સાત્વિક જ્ઞાન છે, તેજ મોક્ષલક્ષ્મીનુ ભુવન છે.. .. (૫૩૭) ( અધ્યાય ૧૮ )

× × × ×

જે જ્ઞાનના ભેદને આધારે ચાલે છે તે રાજસ જ્ઞાન છે. ( ૫૩૮ ) બાળક સોનાના અલંકાર જુએ છે તો તે અલંકારજ જુએ છે, જાણે સોનુ તેને માટે છેજ નહિ; તેજ પ્રમાણે (રાજસ જ્ઞાનવાળા) નામ–રૂપને જોઇને ગુપ્ત અદ્વૈતને જોઈ શકતા નથી, (૫૪૨) અથવા મૂઢ જનો ઘડાને જોઇને પૃથ્વીજ જોઇ શકતા નથી યા દીપક જોઇને અગ્નિને જોઇ શકતા નથી; ( ૫૪૪ ) તેજ પ્રમાણે જે જ્ઞાનમાં ભિન્ન ભિન્ન ભૂતો દેખાય છે અને એકતાની ભાવના લુપ્ત થાય છે, તે રાજસ જ્ઞાન છે. (૫૪૫) (અધ્યાય ૧૮ )

× × × ×

હવે તામસ જ્ઞાનનું લક્ષણ બતાવે છે, તેને ઘાતકના ઘરની પેઠે ઓળખી લ્યો અને તેની અંદર જવાની ઇચ્છા ન કરો. (૫૪૮) જે જ્ઞાન વિધિરૂપ વસ્ત્ર વિનાજ ફર્યા કરે છે, તેને નગ્ન જાણીને શ્રુતિ તેના તરફ પીઠ ફેરવે છે,(૫૪૯) જેમ કાગડાને ઉલટી કરેલું, વાસી-ગંદુ, સડેલું ને કહોવાઇ ગયેલું બધું એકસરખુંજ હોય છે-કંઇ વિવેક નથી હોતો, (૫૫૬) તેજ પ્રમાણે તામસ જ્ઞાનમાં નિષિદ્ધને છોડવું જોઇએ અને વિહિતને આદરપૂર્વક ગ્રહણ કરવું જોઇએ, એ વાતનો કંઇ વિચાર હોતો નથી; તેને માટે તો બધું સરખુંજ હોય છે. (૫૫૭) વિષયોની પાછળ જ રહેનારૂં તમસ જ્ઞાન જે કંઇ જુએ છે તે લેવા ઇચ્છે છે અને તેને લઇને તે સ્ત્રી અને તે દ્રવ્ય, શિશ્ન અને ઉદરને વહેંચી દે છે. (૫૫૮) તેને ભક્ષ્યાભક્ષ્ય અથવા નિંદ્યાનિંદ્યનો કંઇજ વિચાર રહેતો નથી, તેનો એકમાત્ર બોધ એજ છે કે, જે જીભને સારૂં લાગે છે તેજ ઉપભોગ કરવા યોગ્ય છે.(૫૬૦) સકળ વિશ્વને તેણે માત્ર વિષય માની લીધું છે, તે પેટ ભરે છે, એજ તેનું કર્મફળ છે. (૫૬૪) ( અધ્યાય ૧૮ )

## ૪૮-સ્વજાતિધર્મ

તે સર્વાત્મક ઈશ્વરનો અપાર સંતોષ પ્રાપ્ત કરવાને માટે સ્વકર્મરૂપી પુષ્પો વડે તેની પૂજા કરવી. (૯૧૭) પોતાનો જે સ્વધર્મ છે, તે આચરણમાં વિષમ (કઠણ) જણાય તો પણ જોવું જોઇએ કે, તેનું છેવટનું પરિણામ શું છે. (૯૨૩) પાણી કરતાં ઘીમાં અનેક સારા ગુણ છે, પરંતુ માછલીઓને ઘીમાં રહેવાનો શો અર્થ ? (૯૨૯) સમસ્ત જગતને માટે જે ઝેર છે, તે ઝેરનાં જંતુઓ માટે તે ઝેર નથી, અમૃતજ છે. ઝેરનાં જંતુઓને જો ગોળ ખાવા આપીએ, તો તેઓ મરી જાય. (૯૩૦) તેથી પોતાના જાતિ-સ્વભાવથી પ્રાપ્ત થયેલાં કર્મ જે કરે છે, તે કર્મબંધનને જીતી લે છે. (૯૩૩) ( અધ્યાય ૧૮ )

## ૪૯–ભક્તોની ભગવત્પૂજા

હું જે કંઇ છું તેજ સંપૂર્ણ તે (ભક્ત) બની ગયો, હવે તે આવશે ક્યાં, ને જશે ક્યાં? એની આ જે અવસ્થા છે, તેજ તેની હું અદ્વયની યાત્રા છે. (૧૧૬૮) તેના મુખમાંથી જે શબ્દો નીકળે છે, તેજ મારૂં સ્તવન છે; તે જે કંઈ જુએ છે, તેજ મારૂં દર્શન છે; તે ચાલે છે તેજ હું અદ્વયની પાસે તેનું જવું છે; (૧૧૮૦) તે જે કંઇ કરે છે તેજ તેની પૂજા છે; તે મનથી જે કંઈ વિચારે છે તેજ મારા જપ છે; તે સૂએ છે તેજ હે કપિધ્વજ! મારી સમાધિ છે. (૧૧૮૩) કનક અને કંકણ જેમ અનન્ય છે, તેજ પ્રમાણે તે આ ભક્તિયોગથી મારાજ જેવો છે.(૧૧૮૨) (અ.૧૮)

### ૫૦–मामेकं शरणं व्रज

દોરીને હાથમાં પકડવાથી સાપ હોવાનો ભ્રમ જેમ જતો રહે છે અથવા નિદ્રામાંથી ઉઠતાં જેમ સ્વપ્ન ચાલ્યું જાય છે, (૧૩૯૨) તેજ પ્રમાણે જેના મૂળમાં અજ્ઞાનજ દેખાય છે, તે ધર્માધર્મના કલહને દૂર કરીને સર્વ ધર્મોનો ત્યાગ કરો. (૧૩૯૫) જેમ ઉંઘ ઉડી જતાં સ્વપ્ન ચાલ્યુ જાય છે અને એક પોતેજ રહીએ છીએ, તેમ આ અજ્ઞાન દૂર થયા પછી હું પોતેજ રહી જાઉં છું. (૧૩૯૬) તેજ પ્રમાણે મને એકને છોડીને પછી ભિન્ન ભિન્ન બીજું કંઇ નથી, सोऽहं જ્ઞાનપૂર્વક તે 'હું' ની સાથે અનન્ય બની જાઓ. (૧૩૯૭) પોતાને પણ ભિન્ન નહિ રાખતાં મારૂં જે એકત્વ છે તેને જાણવાનું નામજ મારે શરણે આવવું છે. (૧૩૯૮) ઘડાના નાશ પામવાથી જેમ (ઘડાનુ) આકાશ આકાશમાં મળી જાય છે, તેજ પ્રમાણે મારે શરણે આવવું એટલે મારી સાથે એક બની જવું. (૧૩૯૯) સુવર્ણમણિ જેમ સોનાનું અને લહરિઓ–મોજાંઓ જેમ સમુદ્રનું શરણ લે છે, તેજ પ્રમાણે તું મારૂં શરણ લે (૧૪૦૦) મારે શરણે આવીને પણ જીવદશા છૂટી નહિ, એમ જે કહેતો હોય તેના એ કહેવાને ધિક્કાર છે! આમ કહેતાં

બુદ્ધિ શરમાતી કેમ નથી? (૧૪૦૨) અરે! એક સામાન્ય રાજાની સાથે સૂનારી દાસી પણ રાજાની બરાબરી કરે છે! (૧૪૦૩) તો પછી હું તો સાક્ષાત્ વિશ્વેશ્વર છું. મને મળ્યા પછી પણ જીવગ્રંથિ ન છૂટે, એ કેમ બની શકે? આવું હડહડતું જુઠ્ઠાણું કદી પણ કાને પણ પડવા દેશો નહિ. (૧૪૦૪) (અધ્યાય ૧૮)

* * * *

સર્વ રૂપોના રૂપ, સર્વ નેત્રોની જ્યોતિ, સર્વ દેશોના નિવાસ શ્રીકૃષ્ણે આ કહ્યુ છે. (૧૪૧૭) અને પછી પોતાનો કંકણવાળો જમણો શ્યામલ હાથ આગળ લંબાવીને શરણાગત ભક્તરાજને આલિંગન કર્યું. (૧૪૧૮) હૃદયમાં હૃદય એક થઈ ગયુ, અને તે હૃદય એક બની ગયુ, દ્વૈતને તોડયા વિના અર્જુનને પોતા જેવો બનાવી લીધો. (૧૪૨૧) દીવા વડે જેમ દીવો પ્રગટાવવામાં આવે તેમજ થયુ. દ્વૈતને નષ્ટ કર્યા વિનાજ અર્જુનને પોતાના સ્વરૂપમાં મેળવી લીધા. (અ.૧૮-૧૪૨૨)

## ૫૧–અર્જુનનો સ્વીકાર

હવે આપ શા માટે પૂછો છો કે, હવે કંઇ મોહ રહ્યો છે કે નહિ? આપે આપના ગુણોથી મને કૃતકૃત્ય કર્યો છે. (૧૫૬૨) અર્જુનપણામા હુ ફસેલો હતો તે આપોઆપથી મુક્ત થઇ ગયો છું. હવે પૂછવાનુ કંઇ નથી, બતાવવાનુ પણ કઇ નથી. (૧૫૬૩) આપની પાસેથી મે મારી પોતાની જાતને પ્રાપ્ત કરી, તેમાંજ સમસ્ત કર્તવ્ય સમાપ્ત થઇ ગયુ. હવે આપની આજ્ઞા સિવાય બીજુ કઈ પણ નથી. (૧૫૬૭) આપની અને મારી વચ્ચે ભેદનો જે પડદો હતો, તે ખોલીને આપે તો ખરેખર સેવાસુખ મધુર કરી દીધું. (૧૫૭૪) (અધ્યાય ૧૮)

સંજય કહે છે કે—

બન્નેદર્પણ ઉઠીને એકબીજાની પાસે સામસામાં આવી

ગયાં. હવે બતાવો, કોણ કોને જુએ છે! (૧૫૭૭) (અ. ૧૮)

* * * *

અવતરણ ઘણાં થઈ ગયાં, પણ આટલાં અવતરણ એટલા માટે આપ્યાં છે કે જ્ઞાનેશ્વર મહારાજની વાગ્દાન-પદ્ધતિ કેટલી રમણીય છે અને પદ તેમજ અર્થ બન્ને કેવાં એકબીજાની શોભાને વધારનારાં છે, તે વાચકોને સમજાઈ જાય અને જ્ઞાનેશ્વર મહારાજે સહજ સ્વભાવે જે જ્ઞાનદાન દીધું છે તેને વાચકોનાં હ્રદય સારી રીતે ગ્રહણ કરે. ગીતા અનુસાર જ્ઞાનેશ્વરીમાં અત્યંત મનોહર રીતે બતાવવામાં આવ્યું છે કે, કેવી રીતે કર્મ, ઉપાસના અને જ્ઞાન ત્રણે માર્ગ મોક્ષદાયક છે અને કેવી રીતે તેનુ અનુષ્ઠાન કરવું જોઈએ કર્મ, જ્ઞાન અને ઉપાસના, એ શબ્દથી ભિન્ન દેખાય છે. પરંતુ એક વિઠ્ઠલજ છે એ જાણવું એજ જ્ઞાન છે અને ભક્તિ છે.' સમસ્ત ગ્રંથનો આ મર્મ છે. અદ્વૈત જ્ઞાન અને ભક્તિ, નિર્ગુણ અને સગુણ બન્નેનો ઉત્તમ સમન્વય જ્ઞાનેશ્વરીમાં થયો છે. જ્ઞાનેશ્વર જ્ઞાની ભક્ત હતા, એથી સંપૂર્ણ જ્ઞાનેશ્વરી અદ્વૈત ભક્તિના પ્રેમરંગથી રંગાયેલી છે. શ્રીમત્ શંકરાચાર્યના ભાષ્યની સહેજ છાયા જ્ઞાનેશ્વરી ઉપર પડેલી છે. પંદરમા અધ્યાયમાં મહારાજે વૃક્ષરૂપકનું જે પ્રયોજન બતાવ્યું છે, તે ઓગણચાલીસમા અવતરણમા આપ્યુ છે, તેની સાથે આચાર્યના ભાષ્યની આ પંક્તિ મેળવી જોવા જેવી છે–'तत्र तावद् वृक्षरूपककलनया वैराग्यहेतोः संसारस्वरूपं वर्णयति विरक्तस्य हि संसाराद्भगवत्तत्त्वविज्ञानेऽधिकारो नान्यस्येति ।' 'दम्भ' ને આચાર્યજીએ 'धर्मध्वजित्वम्' કહ્યો છે અને મહારાજ તેનો અર્થ બતાવે છે કે 'સ્વધર્મને પોતાની વાણીના ધ્વજથી બાંધી રાખવો જોઈએ નહિ.' મહારાજ પોતેજ બતાવે છે કે 'ભાષ્યકારને રસ્તો પૂછીને' મેં આ ટીકા કરી છે. (અ. ૧૮) (૧૭૨૩) પરંતુ આ વાત અદ્વૈત પ્રતિપાદનની બાબતમાંજ હોઈ શકે છે કે મહારાજે 'આચાર્યને રસ્તો પૂછયો' હોય તો ભલે, બાકી જ્ઞાનેશ્વરીનો

સમસ્ત રંગ મહારાજનો પોતાનોજ છે. મહારાજનું અંતઃકરણ કૃષ્ણપ્રેમથી, સગુણ પ્રેમથી રંગાયલું રહેતું હતું. કેટલાકોએ એક નવો અભિપ્રાય બાંધ્યો છે કે, જ્ઞાનેશ્વરી ઉપર શંકરાચાર્ય કરતાં રામાનુજાચાર્યનો રંગ વધારે છે. પરંતુ જ્ઞાનેશ્વર મહારાજનું સંપૂર્ણ તત્ત્વજ્ઞાન અદ્વૈતમૂલક છે, એમાં તો કંઇ શંકા નથી. આચાર્ય અને જ્ઞાનેશ્વરની વચ્ચે ભેદ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન સફળ થઇ શકતો નથી. નિર્ગુણનું પ્રતિપાદન કરતાં કરતાં પણ મહારાજ તરત સગુણનો પ્રસંગ છોડીને સગુણ-નિર્ગુણનો એકાત્મભાવ બતાવી દે છે. એનું એકજ ઉદાહરણ લઇએ.' છઠ્ઠા અધ્યાયમાં ધારા-પ્રવાહથી કુંડલિનીનું વર્ણન કરતાં કરતાં એક ક્ષણમાં તે નિર્ગુણ જ્ઞાનમાં પ્રવેશ કરી ગયા અને 'જ્યાંથી શબ્દ માત્ર પાછા પડે છે, જ્યાં સંકલ્પનું આયુષ્ય પૂરૂં થાય છે; જ્યાં વિચાર અસ્ત પામી જાય છે, જે ઉન્મનીનું લાવણ્ય, તુર્યાનું તારુણ્ય, વિશ્વનું મૂળ, યોગવૃક્ષનું ફળ, મહાભૂતોનું બીજ અને મહાતેજનું પણ તેજ છે; જ્યાં આકારનો પ્રાન્ત, મોક્ષનું એકાંત, આદિ અને અંત-સઘળાનો લય થઇ જાય છે,' ત્યાં પહોંચી ગયા અને તરતજ સગુણપ્રેમ પણ હૃદયમા ઉભરાઈ આવ્યો. અને એમ કહીને કે 'તે આ ચતુર્ભુજ મૂર્તિ બનીને આવ્યા છે, તેની શોભા આ રૂપને પ્રાપ્ત થઈ છે, એ જોઇને કે ભક્તોએ નાસ્તિકોને અત્યંત પીડ્યા છે.' (અ. ૬-૩૨૪) એમ કહીને સગુણ-નિર્ગુણ એક બતાવી ગયા. તેમના અભંગોમાં પણ આજ રંગ છે ! મહારાજનું તત્ત્વજ્ઞાન 'અમૃતાનુભવ' માં વિશેષ સ્પષ્ટ કરવામાં આવ્યું છે. પરંતુ એ તત્ત્વજ્ઞાનનું વલણ તેમણે જ્ઞાનેશ્વરીમાં પણ બતાવી દીધું છે. ઉપર આપેલુ આડત્રીસમું અવતરણ ધ્યાનપૂર્વક વાંચવાથી આ વાત સમજાઇ જશે. અનેક દૃષ્ટાંતો આપીને તેમણે બતાવ્યું છે કે, સંસાર મિથ્યા, માયિક કે અજ્ઞાનકૃત નથી, પરંતુ શ્રીહરિનો વિલાસ છે. જગત કેવળ ચિદ્વિલાસ છે. ઉપરના બે સિદ્ધાંતોના પાયા ઉપર તેમનું

સમસ્ત તત્ત્વજ્ઞાન સ્થપાયેલું છે. સગુણ-નિર્ગુણ એક હોવાની મતલબજ એ છે કે, સંસાર ચિદ્વિલાસ છે. તેમનો સંપૂર્ણ નીતિબોધ આજ સિદ્ધાંતની રેખા ઉપર છે. નીતિ ધર્મથી રહિત નથી અને ધર્મતત્ત્વનો કંઈ વિચાર નહિ કરતાં નીતિનો જે બોધ થાય છે, તે અધુરો અને અસમર્થ હોય છે; આ વાત અનેક આધુનિક માણસો હજુ પણ સમજી શકતા નથી. અમાનિત્વ, અદંભિત્વ, ક્ષમા, આર્જવ, સ્થિરતા, અનન્ય ભક્તિ, તપ, સ્વાધ્યાય, અહિંસા, અપૈશુન ઇત્યાદિ શબ્દોની કેટલી ઉત્તમ વ્યાખ્યાઓ તેમણે કરી છે અને તે બધી કેવી રીતે એક આત્મબોધના ક્ષેત્રની અંદર છે, તે ઉપરનાં અવતરણોથી સારી રીતે ધ્યાનમાં આવી જશે. પુરુષાર્થવાદના તેજથી મહારાજની વાણી દેદીપ્યમાન થઈ છે, એ દશમા અને છવ્વીસમા અવતરણથી માલમ પડશે. સંત, યોગી, જ્ઞાની ભક્તોનું રહસ્ય ૩, ૭, ૧૬, ૨૭ અને ૪૫ મા અવતરણોમાંથી મળશે.





# અમૃતાનુભવ



જ્ઞાનેશ્વરીમાં મહારાજે અધ્યાત્મ તત્ત્વજ્ઞાનના સિદ્ધાંત ક્યાંક કોઈ પડદો રાખીને પણ બતાવ્યા છે; પરંતુ અમૃતાનુભવમાં એવું નથી. જ્ઞાનેશ્વરી ગીતાની ટીકાની અંદર તેમણે જે જે કંઇ કહ્યું છે, તે તે ગીતાની મર્યાદાની અંદર રહીને કહ્યું છે. પરંતુ 'અમૃતાનુભવ'ના નામથી, તેમણે શ્રીગુરુ નિવૃત્તિનાથની આજ્ઞાથી, તદ્દન સ્વતંત્ર ગ્રંથ લખ્યો છે. એનું 'અમૃતાનુભવ' નામજ પ્રસિદ્ધ છે; પરંતુ સ્વયં જ્ઞાનેશ્વર મહારાજે આ ગ્રંથની છેલ્લી ઓવીમાંજ એનું નામ 'અમૃતાનુભવ' રાખ્યું છે. એના મંગળાચરણના પ્રથમ પાંચ શ્લોક સંસ્કૃત છે, બાકીનો ગ્રંથ ઓવીબદ્ધ છે. એના દશ અધ્યાય છે અને ઓવીની સંખ્યા ૮૦૬ છે. આ ગ્રંથ મહારાજના પૂર્ણોદ્‌ગાર છે. અમૃતાનુભવ ઉપર શિવકલ્યાણની ઓવીબદ્ધ ટીકા પ્રસિદ્ધ છે. વળી લોકવાયકા છે કે, શ્રી એકનાથ મહારાજે પણ આના ઉપર એક ઓવીબદ્ધ ટીકા લખી હતી. પરંતુ તે અમને મળી નથી. જો તે ક્યાંક મળી જાય, તો અત્યંત આનંદ થાય. પંઢરપુરના પ્રહ્લાદ બુવા બડવે નામના સત્પુરુષે આ ગ્રંથનો સંસ્કૃત અનુવાદ કર્યો છે, તેમાં પ્રત્યેક ઓવી ઉપર એક એક શ્લોક છે. મરાઠી ગ્રંથને સંસ્કૃત-વસ્ત્રાલંકાર ધારણ કરાવવાનો આ પહેલોજ અવસર છે.× આ સિવાય બીજી પણ કેટલીયે

× જ્ઞાનેશ્વરીનો પણ સંસ્કૃત અનુવાદ હવે થઇ ગયો છે. એનું નામ 'ગિર્વાણ જ્ઞાનેશ્વરી' છે અને એ જત રિયાસતના ન્યાયાધીશ શ્રી. અનંત વિષ્ણુ ખાસનીસે કર્યો છે.—હિંદી અનુવાદક

જ્ઞાનેશ્વરીનો અંગ્રેજી અનુવાદ શ્રી. મનુ સુબેદારે કર્યો છે.
—ગુજરાતી અનુવાદક

ગદ્યપદ્યાત્મક ટીકાઓ છે. 'અમૃતાનુભવ'નું સંપૂર્ણ વર્ણન કરવું એ મારા અધિકારની બહાર છે અને આ ગ્રંથમાં હવે તેને માટે સ્થાન પણ નથી, છતાં એમ કહેવુંજ પડે છે કે, આ ગ્રંથના જેવો અધ્યાત્મગ્રંથ સંસ્કૃત સાહિત્ય-માં પણ ભાગ્યેજ કોઈ હશે. તત્ત્વજ્ઞાનની અતિ ઉચ્ચ ભૂમિકાનો આ ગ્રંથ છે. એ સ્વયં સિદ્ધાનુવાદ છે–અનુભવ-નું અમૃત છે! અહીં વાણી બિચારી શું બોલે? પૂર્ણબોધ-નું આંતરિક તત્ત્વ બતાવનારી આ સિદ્ધ વાણી છે. જ્ઞાને-શ્વરીની માફક આ ગ્રંથ ભાષાની દૃષ્ટિએ જોતાં અત્યંત સુબોધક અને કાવ્યના ગુણો તથા ઉપમા–દૃષ્ટાંત વગેરેથી અલંકૃત છે. અતિઉચ્ચ તત્ત્વજ્ઞાનને કાવ્યની બહુજ મનો-હર ભાષામાં વ્યક્ત કરવું, એ માત્ર જ્ઞાનેશ્વર મહારાજને માટેજ સાધારણ છે. તત્ત્વજ્ઞાન અને કાવ્યનો આવો અપૂર્વ સંયોગ સંસારના સમસ્ત સાહિત્યમાં તેમના સિવાય બીજા કોઇથી બની શકયો નથી. પહેલા અધ્યાયમાં પ્રકૃતિ–પુરુ-ષનું ઐકય, બીજામાં સદ્‌ગુરુસ્તવન, ત્રીજામાં અવિદ્યાત્મક ચારે વાણીઓના બંધનથી મુક્ત હોવા છતાં પણ વિદ્યા-ત્મક વાણીનું જે બંધન બાકી રહે છે, તેનાથી છૂટવાનો ઉપાય, ચોથામાં જ્ઞાનાજ્ઞાનથી રહિત આત્મભાવનો વિકાસ, પાંચમામા જ્ઞાનમાત્ર, આત્મસ્વરૂપમાં સચ્ચિદાનંદ–કલ્પ-નાનો લય, છઠ્ઠામાં શબ્દમંડન અને શબ્દખંડન, સાતમામાં અજ્ઞાનખંડનપૂર્વક 'સંસાર વસ્તુપ્રભા છે–ચિદ્વિલાસ છે, આ મુખ્ય સિદ્ધાંતનું સ્પષ્ટીકરણ, આઠમામાં જ્ઞાનખંડન, નવ-મામાં અભેદભક્તનાં કર્મ અને દશમામાં ગ્રંથમહિમાના વર્ણનપૂર્વક ઉપસંહાર છે. આ દશે અધ્યાયોમાંથી અનેક અવતરણ આપી શકાય, પરંતુ વિસ્તારપૂર્વક વર્ણન આપ્યા સિવાય માત્ર અવતરણોને સમજવાં સામાન્ય રીતે કઠણ પડે અને વળી અહીં એટલો અવકાશ પણ નથી. સદ્‌ગુરુ-સ્તવનના અધ્યાયનો સારાંશ આ ગ્રંથમાં પહેલા પ્રસંગ-થી આવી ચૂકયો છે. તેનાથી પણ ગ્રંથપદ્ધતિનું અનુમાન કરી શકાય છે. તેથી બે-ચાર વધુમાં વધુ બહુ મહત્ત્વનાં

અવતરણ આપીને આ પ્રકરણ સમાપ્ત કરીશું. પહેલા અધ્યાયમાં પ્રકૃતિ-પુરુષ અથવા શિવ-શક્તિનો એકાત્મભાવ દર્શાવતાં પતિપત્નીના અન્યોન્ય સંબંધથી નીકળતો અતિ કોમળ ધ્વનિ સૂક્ષ્મદર્શી, રસિક વાચકોને પરમ આનંદ આપ્યા સિવાય રહેશે નહિ. એમાં સર્વોત્કૃષ્ટ કાવ્ય છે. જુઓ પ્રકૃતિ-પુરુષનું ઐક્ય—

"સંસારનાં જે મૂળ, ઉપાધિરહિત માતા-પિતા છે તે દેવદેવી—ભગવાન-ભગવતીને હું પ્રણામ કરું છું. (૧) આત્મસુખનો કેવો આનંદ છે કે બંને મળીને એક થયા અને એવા એક થયા કે એકપણું જરા પણ ખંડિત થવા દેતા નથી. (૫) અહીંજ વિયોગરૂપે જગત જેવડું મોટું બાળક ઉત્પન્ન થયું; બાળક ઉત્પન્ન તો થયું, પરંતુ બન્નેપણાનું જે એકપણું છે, તે અભંગ છે. (૬) એકજ સત્તાના આસને બંને બેઠા છે, બંનેએ એકજ પ્રકાશના અલંકાર ધારણ કરેલા છે, કેમકે અનાદિકાળથીજ બન્ને એકપણાનો વિલાસ કરી રહ્યા છે (૮) એ બન્નેમાથી કોઈ બીજાના વિના તણખલું પણ રચી શકતું નથી. કારણ કે બન્ને એકબીજાના જીવ, એકબીજાના પ્રાણજ છે. (૧૨) સ્ત્રી-પુરુષના નામભેદથી શિવતત્વ એકલું વિલસી રહ્યું છે. સમસ્ત જગત તેમના અડધા અડધા ભાગમાં છે. (૧૭) બે કાનોની જેમ એકજ શ્રુતિ (શ્રવણશક્તિ-શ્રવણેન્દ્રિય), બે ફૂલોની જેમ એકજ ગંધ અને બે દીવાઓનો જેમ એકજ પ્રકાશ હોય છે; (૧૮) બે હોઠોની જેમ એકજ વાત અને બે આંખોની જેમ એકજ નજર હોય છે, તેજ પ્રમાણે ભગવતી-ભગવાન બંનેની સૃષ્ટિ એ એકત્વની સૃષ્ટિ છે." (૧૯)

આત્મસ્વરૂપમાં અવિદ્યાકૃત બંધનજ નથી અને તેથી ત્યાં વિદ્યાકૃત મોક્ષની પણ કલ્પના નથી. એ બતાવતાં મહારાજ પૂછે છે કે 'હાઉથી ડરવાનું બાળપણમાં હોય છે, પરંતુ જે બાળક નથી, તેને માટે હાઉ કેવો ? તેજ પ્રમાણે મૃત્યુને પણ કોણ માને ?' (૩-૧૩) સત્-ચિત્-

આનંદ, એ ત્રણ પદ આત્માનો દ્રષ્ટાપણાનો ભાવ પ્રકટ કરીને લય થઇ જાય છે અને તેથી એ પદ વસ્તુવાચક નથી. આજ વાત સમજાવતા મહારાજ કહે છે કે—

"ફળ આપીને ફૂલ સુકાઇ જાય છે, ફળ રસ પાકયા પછી નાશ પામે છે. રસ પણ તૃપ્તિ આપીને સમાપ્ત થાય છે, (૫-૨૨) અથવા આહુતિ અગ્નિમાં હોમીને હાથ દૂર થઈ જાય છે, ગીત આનંદ પામીને મૌન થઇ જાય છે, (૫-૨૩) તેજ પ્રમાણે સત્-ચિત્-આનંદ પદ દ્રષ્ટાને બતાવીને મૌન થઈ જાય, છે '(૨૪) (૫)

છઠ્ઠા અધ્યાયમા પહેલા શબ્દનું મંડન કરીને પછી ઘણું સરસ ખંડન કર્યું છે. પહેલાં મંડન જુઓ. મહારાજ કહે છે કે 'શબ્દ ઘણી ઉપયોગી વસ્તુ છે! એ સ્મરણ કરાવવામાં પ્રસિદ્ધ છે.' 'तत्त्वमसि,' 'अहं ब्रह्मास्मि,' 'प्रज्ञानं ब्रह्म,' 'अयमात्मा ब्रह्म' ચાર વેદોનાં આ ચાર મહાવાક્યો સ્મરણ કરાવનારાં સ્મારકજ છે. જીવાત્મા અમૂર્ત છે. પોતાના રૂપને ભૂલી ગયેલો છે તેનુ તે અમૂર્ત સ્વરૂપ બતાવનાર શુ આ શબ્દદર્પણ નથી? (૧) 'આ વિધિ-નિષેધનો માર્ગ બતાવનાર મશાલચી છે અને બંધમોક્ષના કલહને મટાડનાર વસ્તુ પણ એજ છે.' (૫) 'દેહબુદ્ધિ-થી બંધાયેલો જીવ એક શબ્દથી ( સદ્ગુરુ શબ્દ દ્વારા ) મુક્ત થઇ જાય છે અને તેથી આત્માની સાથે નિજ રૂપમાં તેનું મિલન થાય છે, એ શબ્દનોજ મહિમા છે." (૮)

હવે શબ્દનું ખંડન જુઓ. આત્મા સ્વસંવેદ્ય છે, ત્યાં શબ્દ સ્મરણ કરાવીને શું કરશે? અને આત્મા પોતે પોતાને ભૂલી પણ કેવી રીતે શકે? પછી સ્મરણ કેવું? જ્ઞાનમાત્ર આત્મવસ્તુ સ્મરણ-વિસ્મરણ-રહિત છે. જાગૃતિ-મા નિદ્રા નથી, તો પછી જાગરણ કેવું? સ્મરણ-અસ્મ-રણ બન્ને સ્વરૂપમા એવાજ છે.' સૂર્યમા રાત અને દિવસ બન્ને નથી, તેજ પ્રમાણે આત્મવસ્તુમાં સ્મરણ-વિસ્મરણ જે પરસ્પર સાપેક્ષ કલ્પનાઓ છે, તેનથી વિસ્મરણ યાને

અવિદ્યા એવી છે કે એ દૂર થવીજ જોઇએ ! કહેતાં તો એમજ કહેવાય છે, પરંતુ અવિદ્યા (या न विद्यते सा) જ પોતાના નામથી સૂચિત કરે છે કે હું નથી. અવિદ્યા જ્યારે છેજ નહિ, ત્યારે તે દૂર ક્યાં થવી જોઇએ ? અને તેને માટે સ્મરણ કરાવવા શબ્દનુ પ્રયોજનજ ક્યાં રહ્યું ? શબ્દ અવિદ્યાનો નાશ કરે છે, એમ જે સમજે છે, તે આકાશની ચામડીને ખેંચે છે. (૬–૪૭) તેનું આ કામ બકરીના ગળાના આંચળમાંથી દૂધ કાઢવા જેવું, આકાશ-કુસુમવત્, કપૂરની શાહી બનાવવા જેવું, રત્નદીપકમાંથી કાજળ લેવા જેવું અને વાંઝણીના બાળકને પાળવા જેવું છે. (૬–૪૮ થી ૫૩ સુધીનો સારાંશ) કેટલુંક કહીએ, અવિદ્યાને તો અભાવે રચેલી છે, અહીં શબ્દ કોને દૂર કરશે ?" (૫૫)

માર્મિક દષ્ટાંતોની કેટલી વિપુલતા છે ! આત્મા સ્વયં-સિદ્ધ અને સ્વસંવેદ્ય છે અને અવિદ્યા તો કંઈજ નથી, એટલે શબ્દનું કંઇ પ્રયોજનજ રહેતું નથી. તેથી મહારાજ કહે છે કે 'અવિદ્યા કે જેનું અસ્તિત્વજ નથી તેને નષ્ટ કરવાનું કેવું ? આત્મા કે જે સિદ્ધ છે તેને વળી સાધના કેવી ? (૬–૬૭)

સાતમા અધ્યાયમાં અજ્ઞાનખંડનના પ્રસંગમાં મહા-રાજે એવી એવી યુક્તિઓ આપી છે કે મોટા ન્યાયાધીશો-ને પણ મોંમાં આંગળાં ઘાલવા પડે. જાણે ન્યાયશાસ્ત્રજ તેમની કુશાગ્ર બુદ્ધિ ઉપર મોહિત થઇને હમેશાં તેમની સેવામાં હાજર રહેતું હતું. મહારાજની વિલક્ષણ યુક્તિ-ઓનાં બે ઉદાહરણ અહીં આપીએ છીએ:

"અજ્ઞાન જો પોતાની સત્તાથી જ્ઞાનરૂપ આત્માને પૂર્ણ અજ્ઞાન બનાવી શકતું નથી તો તેને અજ્ઞાન કહેતાં શરમ આવવી જોઇએ." (૭–૧૫)

અજ્ઞાનનો આ સ્વભાવ પ્રસિદ્ધ છે કે, જ્યાં રહે ત્યાં તે પોતાના આશ્રયને ઢાંકી દે. પરંતુ તે આત્માને ઢાંકી

આનંદ, એ ત્રણ પદ આત્માનો દ્રષ્ટાપણાનો ભાવ પ્રકટ કરીને લય થઇ જાય છે અને તેથી એ પદ વસ્તુવાચક નથી. આજ વાત સમજાવતાં મહારાજ કહે છે કે—

"ફળ આપીને ફૂલ સુકાઇ જાય છે, ફળ રસ પાકયા પછી નાશ પામે છે. રસ પણ તૃપ્તિ આપીને સમાપ્ત થાય છે; (૫–૨૨) અથવા આહુતિ અગ્નિમાં હોમીને હાથ દૂર થઈ જાય છે, ગીત આનંદ પામીને મૌન થઇ જાય છે; (૫–૨૩) તેજ પ્રમાણે સત્–ચિત્–આનંદ પદ દ્રષ્ટાને બતાવીને મૌન થઈ જાય છે.' (૨૪) (૫)

છઠ્ઠા અધ્યાયમાં પહેલા શબ્દનું મંડન કરીને પછી ઘણું સરસ ખંડન કર્યું છે. પહેલાં મંડન જુઓ. મહારાજ કહે છે કે 'શબ્દ ઘણી ઉપયોગી વસ્તુ છે! એ સ્મરણ કરાવવામાં પ્રસિદ્ધ છે.' 'तत्त्वमसि,' 'अहं ब्रह्मास्मि,' 'प्रज्ञानं ब्रह्म,' 'अयमात्मा ब्रह्म' ચાર વેદોનાં આ ચાર મહાવાકયો સ્મરણ કરાવનારાં સ્મારકજ છે. જીવાત્મા અમૂર્ત છે. પોતાના રૂપને ભૂલી ગયેલો છે. તેનું તે અમૂર્ત સ્વરૂપ બતાવનાર શું આ શબ્દદર્પણ નથી? (૧) 'આ વિધિ-નિષેધનો માર્ગ બતાવનાર મશાલચી છે અને બંધમોક્ષના કલહને મટાડનાર વસ્તુ પણ એજ છે.' (૫) 'દેહબુદ્ધિથી બંધાયેલો જીવ એક શબ્દથી (સદ્ગુરુ શબ્દ દ્વારા) મુક્ત થઇ જાય છે અને તેથી આત્માની સાથે નિજ રૂપમાં તેનું મિલન થાય છે, એ શબ્દનોજ મહિમા છે." (૮)

હવે શબ્દનું ખંડન જુઓ. આત્મા સ્વસંવેદ્ય છે, ત્યાં શબ્દ સ્મરણ કરાવીને શું કરશે? અને આત્મા પોતે પોતાને ભૂલી પણ કેવી રીતે શકે? પછી સ્મરણ કેવું? જ્ઞાનમાત્ર આત્મવસ્તુ સ્મરણ–વિસ્મરણ–રહિત છે. જાગૃતિમાં નિદ્રા નથી, તો પછી જાગરણ કેવું? સ્મરણ–અસ્મરણ બન્ને સ્વરૂપમાં એવાંજ છે.' સૂર્યમાં રાત અને દિવસ બન્ને નથી, તેજ પ્રમાણે આત્મવસ્તુમાં સ્મરણ–વિસ્મરણ જે પરસ્પર સાપેક્ષ કલ્પનાઓ છે; તેનથી વિસ્મરણ યાને

વિષયસેવન પણ મોક્ષને વશ કરે છે, અને ભક્ત-ભગવાન એક થાય છે. તેમની ઉપાસના વસ્તુતંત્ર હોય છે.

"ભગવાનજ ભક્ત બની જાય છે, સ્થાનજ માર્ગ બની જાય છે, એકાન્તજ આ વિશ્વ બની જાય છે, (૯–૩૪).... કર્મનો હાથ લાગતો નથી, જ્ઞાનની કોઈ વાતજ આવતી નથી; પોતાની મેળેજ ઉપાસના થાય છે." (૯–૫૮)

દશમા અધ્યાયમાં સદ્‌ગુરુકૃપાની સ્તુતિ કરતાં કરતાં કહે છે કે, તેમનીજ કૃપાથી જે આ અમૃત પ્રાપ્ત થયું, તે મારા દ્વારાજ સંસારને પણ અપાવવું એ તેમનીજ ઉદારતા છે. આ 'અમૃત'ને તેમણે સિદ્ધાનુવાદ કહીને તેનો ભાવાર્થ એ બતલાવ્યો છે કે 'આ મૌનતુંજ મૌન છે.' કહે છે કે મારૂં આત્મસુખ મેં ભોગવ્યું હોત, પરંતુ ભગવાને સૂર્યને જે પ્રકાશ આપ્યો તે સંસારને પ્રકાશિત કરવા માટે, ચંદ્રને ચંદ્રામૃત આપ્યું તે સંસારને સુખી કરવા માટે, દીપકને જ્યોતિ આપી તે ઘરમાં અજવાળું કરવા માટે, તેજ પ્રમાણે આત્મસુખ સૌ કોઇને વહેંચી દો, એવી તેમની આજ્ઞા છે. આ તેમની ઉદારતા છે. આ પ્રમાણે અમૃતાનુભવમાં સ્વસંવેદ્ય આત્મબોધનું નિરૂપણ કરેલું છે.

જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવ સિવાય મહારાજના બીજા જે નાના ગ્રંથો પ્રસિદ્ધ છે, તેમાં હરિપાઠના અભંગ અને ચાંગદેવ પાસષ્ઠી મુખ્ય છે. ચાંગદેવ પાસષ્ઠીનું નિરૂપણ આ ગ્રંથના 'ચાંગદેવ અને જ્ઞાનદેવ' નામના અધ્યાયમાં થઈજ ચૂક્યું છે. હવે હરિપાઠ તેમજ અન્ય અભંગો જોઇએ. જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવમાં મુખ્યત્વે અધ્યાત્મ-નિરૂપણજ છે અને સ્થળે સ્થળે સગુણ-નિર્ગુણનો એકાત્મભાવ દર્શાવ્યો છે. પરંતુ સામાન્ય જનોને નિર્ગુણ ઉપાસનાનો અધિકાર નથી તેથી, અને સગુણ ઉપાસનામાં પૂર્ણસામર્થ્ય હોવાથી તથા એ સુલભ છે તેથી પણ એ અભંગોમાં તેમણે સગુણ પ્રેમજ લૂંટાવ્યો છે. એ અભંગોમાં ભગવાન, ભક્ત અને નામનો ત્રિવેણી સંગમ છે. હરિ-

પાઠના અભંગ સત્તાવીસ છે. પરંતુ એ છે સર્વોત્કૃષ્ટ. નામનું માહાત્મ્ય તો અત્યંત પ્રેમથી ગાયેલું છે. તેમણે બધા જીવોને હરિનામ લેવાનો ઉપદેશ આપ્યો છે. મહારાજ કહે છે કે યોગયાગવિધિ, તીર્થાટન વગેરેથી નામ-સ્મરણ શ્રેષ્ઠ અને સુલભ છે તેમજ 'નામસ્મરણથી મારો ઉદ્ધાર થયો.' હરિપાઠ ઘણાઓના—ખાસ કરીને વારકરીઓના—નિત્યપાઠમાં છે. વારકરીઓની એ સંધ્યા છે. જડ જીવોને નામસ્મરણમાં પ્રવૃત્ત કરાવવા માટે, મહારાજ શું કહે છે, તે એ અભંગોમાં જોઈએ·

"ભગવાનને બારણે પળવાર તો ઉભા રહો" (૧-૧)

× × × ×

"ચારે વેદ, છએ શાસ્ત્ર ને અઢારે પુરાણ હરિનાંજ ગીત ગાય છે." (૨-૧)

× × × ×

"રાત-દહાડો પ્રપંચ-સંસાર-ની ગડમથલને માટે આટલું બધું કષ્ટ ભોગવો છો! તો ભગવાનને શા સારૂ ભજતા નથી?" (૪-૩)

× × × ×

"જેનામાં ભક્તિ નથી, તે અભક્ત અને પતિત છે. જે હરિને નથી ભજતો તેને દૈવે મારેલો છે" (૭-૨)

× × × ×

"હરિનામ ઉચ્ચારવાથી અનંત પાપરાશિ પળવારમા ભસ્મ થઈ જાય છે." (૧૧-૧)

"ભક્તિ વિના તીર્થ, વ્રત, નિયમ અને વિવિધ પ્રકારની સિદ્ધિ લોકોને માટે ફોગટ ઉપાધિ છે." (૧૨-૧)

"ભાવ-બળ હોય તો ભગવાન મળે છે, નહિ તો નહિ. શ્રીહરિ તો આપણી હથેળીમાં આમળું હોય તેમ હથેળીમાજ છે!" (૧૨-૨)

× × × ×

"રામકૃષ્ણનું નામ એ તો અનંતરાશિ તપ છે. પાપનું ઝુંડ તેનાથી ભાગતું ફરે છે." (૧૪–૨)

× × × ×

"હરિ, હરિ, હરિ, શિવનો મંત્ર છે, જેની વાણી આ મંત્ર જપે છે, તેને મોક્ષ મળે છે." (૧૪–૩)

× × × ×

"શાસ્ત્રનું પ્રમાણ છે અને શ્રુતિનું વચન છે કે 'નારાયણ'જ સર્વ જપોનો સાર છે." (૧૯–૧)

"જપ, તપ, કર્મ–ધર્મ; એ બધો શ્રમ હરિ વિના વ્યર્થજ છે." (૧૯–૨)

× × × ×

"નામોચ્ચારણમાં કાળ (સમય)નો કંઇ નિયમ નથી. બન્ને પક્ષોમાં (શુક્લપક્ષ કે કૃષ્ણપક્ષ) ઉદ્ધાર છે."(૨૧–૧)

"રામ–કૃષ્ણનુ નામ સર્વ દોષોને હરી લેનાર છે. જડ જીવોને માટે હરિજ એક તરણ–તારણ છે." (૨૧–૨)

"ભાવ છોડો નહિ, સંદેહ છોડી દો; ખોંખારીને મોટે અવાજે રામ–કૃષ્ણને પોકારો." (૨૪–૨)

× × × ×

"એક નામતુંજ તત્ત્વ મનથી દૃઢ પકડી લો. હરિ તમારા ઉપર કૃપા કરશે." (૨૬–૧)

"'રામ–કૃષ્ણ–ગોવિંદ' નામ સરળ છે. ગદ્ગદ્ થઇને વાણીથી એના જપ કરો." (૨૬–૨)

"નામથી વિશેષ કોઇ તત્ત્વ નથી; વ્યર્થ બીજા માર્ગોમાં ના ભટકો." (૨૬–૩)

× × × ×

"હરિ વિના આ સમસ્ત સંસાર જૂઠો વ્યવહાર છે–ફોગટનું આવવું જવું છે–ફોગટ ફેરો છે." (૨૭–૨)

"નામમંત્રના જપથી કરોડો પાપો નાશ પામશે.

'કૃષ્ણુ'ના નામનો સંકલ્પ પકડી રાખો." (૨૭-૩)

"નિવૃત્તિદેવનું જ્ઞાન જ્ઞાનદેવનું પ્રમાણુ છે. આ હરિપાઠ સમાધિ-સંજીવન છે." (૨૭-૬)

હરિપાઠમાં આ પ્રમાણે 'રામ-કૃષ્ણુ-હરિ' અથવા બીજા કોઇ ભગવન્નામનું અહર્નિશ ઉચ્ચારણુ કરવું એજ સર્વશ્રેષ્ઠ સાધન બતાવવામાં આવ્યું છે. અને જ્ઞાનેશ્વર મહારાજ બતાવે છે કે, એજ સાધન દ્વારા મારા પૂર્વજોને વૈકુંઠમાર્ગ મળ્યો તથા હું પણુ કૃતકૃત્ય થયો. એકનાથ, તુકારામ વગેરે સંતોએ પણુ સૌને માટે બધો સમય ભગવત્પ્રાપ્તિનુ સુલભ ને શ્રેયસ્કર તથા મુખ્ય સાધન ભગવન્નામ-સ્મરણુજ બતાવ્યું છે. છેલ્લાં એક હજાર વર્ષમાં ભારતવર્ષમાં જે જે મહાત્માઓ થઇ ગયા તેમણે 'રામ-કૃષ્ણુ-હરિ' નોજ પ્રગટ મંત્ર સૌને આપ્યો છે. હરિપાઠની સત્તાવીસ અભંગોની આ મરાઠી પોથીને નામ-પ્રતિપાદક નાનકડી શ્રુતિજ કહી શકાય. જ્ઞાનેશ્વર મહારાજે નામ-સ્મરણનો આ રાજમાર્ગ બતાવીને લોકોને શ્રીવિઠ્ઠલની-અર્થાત્ શ્રીકૃષ્ણુની ઉપાસના શીખવી. જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવમાં સહજ સ્વભાવે પ્રગટ કરેલું બ્રહ્મજ્ઞાન જે જ્ઞાનેશ્વર મહારાજને પ્રાપ્ત હતું અથવા પોતેજ જે બ્રહ્મરૂપ હતા તે સગુણ ધ્યાનના ગીત ગાતાં ગાતાં, ખભા ઉપર ધજા ધારણુ કરીને, હાથમાં કરતાળ લઇને 'જય જય રામકૃષ્ણુ હરિ' આ નામમંત્રનો જયઘોષ કરતા, વારકરી ભક્તોના મેળાની સાથે ગાતા, નાચતા, પંઢરપુરની યાત્રા કરતા અને ત્યાં કીર્તન-સુખથી હજારો શ્રોતાઓને સુખી કરીને ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત કરતા હતા. આ જોતાં તેમની ભૂતદયા 'ધન્ય ધન્ય'જ છે.

તુજ સગુણ મ્હણોં કીં નિર્ગુણ રે,
સગુણ નિર્ગુણ એક ગોવિંદ રે.

આ અભંગમાં તેમણે સગુણ-નિર્ગુણ, સ્થૂળ-સૂક્ષ્મ, દૃશ્યાદૃશ્ય, વ્યક્તાવ્યક્ત, સાકાર-નિરાકાર સર્વ કંઇ 'એક ગોવિંદ'નેજ કહ્યા છે. જ્ઞાની-અજ્ઞાની સૌને સાથે લઇને

ચાલનારા મહાત્મા એકાંગી નથી હોતા; સગુણ ઉપાસના નાના મોટા સૌને માટે અતિ આવશ્યક છે, અને તે મોક્ષ સુધી પહોંચાડનારી છે; તેથી તેમણે 'સગુણ–નિર્ગુણ સમાન' કહીને નિર્ગુણવાદીઓને એ પ્રશ્ન પૂછયો છે કે, શું માત્ર સગુણોપાસનાથીજ પરબ્રહ્મની પ્રાપ્તિ થતી નથી? અર્થાત્ થાય છે.

મહારાજના પ્રકીર્ણ અભંગોમાં થોડાક નિર્ગુણ ઉપર છે અને થોડાક સગુણ ઉપર છે. વળી કેટલાકમાં યોગના સંકેત પણ છે અને કેટલાક અભંગો કૂટાત્મક છે; છતાં વધારે અભંગ શ્રીકૃષ્ણના પ્રેમથી ઓતપ્રોત છે અને સગુણ ભક્તિને વધારનારા છે.

"રૂપ પાહતાં લોચનીં, સુખ ઝાલેં વો સાજણી,
તો હા વિઠ્ઠલ બરવા, તો હા માધવ બરવા."

મહારાજના આ મધુર અભંગથી વારકરીઓનાં કીર્તન શરૂ થયા કરે છે. જ્ઞાનેશ્વર મહારાજનો 'રૂપ પાહતાં લોચનીં' આરંભમાં અને તુકોબારાય (તુકારામ)નો 'હેંચિ દાન દેગા દેવા' અભંગ અંતમાં પ્રત્યેક નિરૂપણાત્મક કીર્તનમાં રહે છેજ. હવે મહારાજના સ્પષ્ટ અભંગોમાં જોઇએ કે, તેમાં મુખ્ય શિક્ષણ અને તેમનો શ્રીકૃષ્ણપ્રેમ કેટલો બધો ભરપૂર છે.

## પંઢરી અને વિઠ્ઠલનો મહિમા

"આ પંઢરપુર આજકાલનું નથી; અઠ્ઠાવીસ યુગોથી છે. સાચેસાચ, મારો તો એજ નિશ્ચય થઇ ગયો છે કે, આ મૃત્યુલોકજ નથી."

"આજ નક્કી માનો, બીજી વાતોના વિચાર ત્યજી દો. તું પરાત્પરને જોતો હોય તોપણ પંઢરીમાં તો જરૂર જા."

* * * *

"શ્રુતિ જેની સ્તુતિ કરે છે, પુરાણ જેનું કીર્તન કરે

છે, તે સ્વયં મેઘશ્યામ અહીં ઉભા છે."

* * * *

"કેડ ઉપર હાથ મૂકીને લોકોને સૂચવે છે કે, ભવ-જળરૂપી સમુદ્રનો અંત અહીંજ છે."

* * * *

"પંઢરીના રાણા સમચરણ ઉભા છે એજ દુર્લભ ચરણો જન–મનને (માનવના મનને) પ્રિય છે."

* * * *

"પતાકાઓ ઉડી રહી છે, તાલ–મૃદંગ વાગી રહ્યા છે, સજ્જન મનુષ્યો આનંદ અને પ્રેમથી શ્રીવિઠ્ઠલનું નામ ગજવી રહ્યા છે."

"સતત શ્યામળ કૃષ્ણમૂર્તિ તેમના હૃદયકમળમા રમી રહી છે. શાંતિ–ક્ષમા તેમની પાછળ પાછળ અત્યંત પ્રેમથી ચાલી રહી છે. આ વિઠ્ઠલરાયના સર્વાંગપ્રેમી વીર છે. તેમ-ણેજ પોતાના પિતા રુકિમણીદેવીના વરને પ્રાપ્ત કર્યા."

* * * *

"નિરંતર હરિનું ધ્યાન કરવાથી સર્વ કર્મોનાં બંધન કપાઇ જાય છે. રામ–કૃષ્ણ નામના ઉચ્ચારણથી સર્વ દોષો દૂર દૂર ભાગી જાય છે."

* * * *

"હે ગોપાલ! હે હરિ! હે ત્રણે જગતના જીવન! આ મન તારાજ ધ્યાનમા લાગી જાય, એક ક્ષણ પણ ખાલી જવા ન પામે."

* * * *

"આજે સોનાનો દિવસ જોયો કે નામ લેતાંજ રૂપ પ્રગટ થઇ ગયું!"

"તન–મન તારાજ ચરણોમાં સમર્પણ છે. રુકિમણી-દેવીના વર મારા પિતા છે, હુ બીજું કશું જાણતો નથી."

* * * *

હરિ આલારે હરિ આલારે, સંતસંગે બ્રહ્માનન્દ ઝાલારે. ધ્રુ૦
હરિ યેથેંરે હરિ તેથેં રે, હરિ વાંચુનિ ન દિસે રિતેં રે. ૨
હરિ પાહિરે હરિ ધ્યાઇ રે, હરિ વાંચુનિ દુજે નાહીં રે. ૩
હરિ વાચે રે હરિ નાચે રે, હરિ પાહતાં આનન્દ સાંચે રે. ૪
હરિ આદી રે હરિ અન્તી રે, હરિ વ્યાપક સર્વાં ભૂતીં રે. ૫
હરિ જાણા રે હરિ વાના રે, બાપ રખુમાદેવીવર રાણા રે. ૬

અર્થાત્ "હરિ આવ્યા, હરિ આવ્યા; સંતસંગથી બ્રહ્માનંદ બની ગયા. (૧) હરિ અહીં છે, હરિ ત્યાં છે; હરિ વિનાનું કંઇ પણ ખાલી નથી. (૨) હરિ જુએ છે, હરિ ધ્યાન ધરનાર છે; હરિ વિના બીજું કંઇજ નથી. (૩) હરિ વાંચે છે, હરિ નાચે છે, હરિને જોતાં સાચો આનંદ છે. (૪) હરિ આદિમાં છે, હરિ અંતમાં છે; હરિ સર્વ ભૂતોમાં વ્યાપક છે. (૫) હરિને જાણો, હરિને વખાણો; રુક્મિણીદેવીના વર રાણા બાપ છે." (૬)

*　*　*　*

(૧) "આવડે તે કરિસી દેવા, કવણ કરી તુઝા હેવારે."

અર્થાત્ "તમે જે ઇચ્છો છો, તે કરો છો, તમારી ઈર્ષા કોણ કરે?"

(૨) ૐ નમો ભગવતે વાસુદેવાય.

—ઇત્યાદિ અનેક ઉત્તમ અભંગ છે, એ બધાનો અહીં તે કેટલોક પરિચય આપી શકાય!





## स्तुति-सुमनांजलि

(૧) નામદેવ—ત્રણે દેવતાઓ જાણે પરબ્રહ્મમાંથી ઢાળેલા હોય, જગતમા જાણે સૂર્ય પ્રગટ થયા. ધન્ય છે એ નિવૃત્તિનાથ, ધન્ય છે એ સોપાનદેવ, ધન્ય છે એ જ્ઞાનદેવ. એ સહજ સિદ્ધ જ્ઞાની છે, એમ જાણીને ચાંગદેવ એમનાં ચરણોમાં પડયા. પૈઠણમાં પંડિતોએ વાદ કર્યો તો એમણે પાડાને મુખે વેદ બોલાવ્યા. સોડહં સુકૃતની ગ્રંથિઓ છોડાવીને તેમણે મરાઠી ગીતાદેવીની રચના કરી. નામદેવ કહે છે કે, એક વાર અલંકાપુર જાઓ અને પુણ્યને પ્રાપ્ત કરો.

(૨) જનાબાઇ—સદાશિવના અવતાર મારા સ્વામી શ્રી નિવૃત્તિનાથ, મહાવિષ્ણુના અવતાર મારા સખા જ્ઞાનેશ્વર અને બ્રહ્માના અવતાર શ્રી સોપાનદેવ થયા. તેમણે ભક્તો ઉપર આનંદની વૃષ્ટિ કરી. આદિશક્તિ મુક્તાબાઈ થયાં તેમના ચરણોમાં આ જના દાસી મસ્તક નમાવે છે.

(૩) સેનો વાળંદ—અલકાપુરવાસિની માતા જ્ઞાનબાઇ ! આ બાળક ઉપર દયા કરો, એને સંભાળો હું તો હલકી જાતિનો છું, આપજ મારૂં અભિમાન રાખો, આ વિનતિ કરીને હુ આપના ચરણોમા પડુ છું.

મારા સખા જ્ઞાનેશ્વર વિષ્ણુના અવતાર છે. ચાલો ચાલો અલકાપુર, ત્યા સતજનોનુ ઘર છે ઇન્દ્રાયણીમા સ્નાન કરવાથી મુક્તિ ચરણોમા આળોટે છે સેનો જ્ઞાનેશ્વરનાં ચરણોમા આળોટવા આવ્યો છે.

તે ભૂમિ ધન્ય છે, તે પ્રાણીઓ ધન્ય છે કે જેઓ

જ્ઞાનદેવને જુએ છે. વળી એ ભાગ્યવાનો ધન્ય છે કે જેઓ અલંકાપુર (આળંદી) જાય છે અને તેમનું કુળ પણ ધન્ય છે, ધન્ય છે. અલંકાપુરના દાસાનુદાસ સેનો વાળંદ તેમની ચરણરજ છે.

જેના આંગણામાં સોનાનો પીંપળો છે, જ્યાં સિદ્ધ સાધકોનો મેળો છે, તેના સ્મરણથી પાપ નાશ પામી જાય છે. સેનો કહે છે કે, એ સ્વયં પંઢરીનાથ બતાવે છે.

(૪) **નરહરિ સોની**—નિવૃત્તિ, સોપાન, મુક્તાબાઇની સાથે જ્ઞાનદેવનાં ચરણોમાં ભાવ છે.

(૫) **શ્રી એકનાથ મહારાજ**—આ ભૂમિ ઉપર વિશ્રાન્તિનું સ્થાન, સંતોનું ઘર અલંકાપુર છે. મારા જીવનું સંચિત ધન ત્યાં છે. ત્યાં જઇને હુ જ્ઞાનદેવને નમન કરીશ. ત્યાં સિદ્ધેશ્વરનુ સ્થાન છે, કે જેના દર્શનમાં મુક્તિ છે; જેમનાં દર્શન બ્રહ્મજ્ઞાન કરાવે છે, તે વટેશ્વર છે. ચોરાશી સિદ્ધોનુ ત્યાં સિદ્ધ મિલન થઇને પ્રત્યક્ષ કલ્પવૃક્ષ સ્થપાયેલું છે. સામે અમૃતમય ઇન્દ્રાયણી વહે છે, ભાગીરથી વગેરેની સાથે તીર્થરાજ વિદ્યમાન છે. આવા સ્થાનમાં જ્ઞાનદેવની સમાધિ છે. એકા જનાર્દનને માટે અલંકાપુર એજ એક ઠેકાણુ છે.

કૈવલ્યની મૂર્તિ, ચૈતન્યના હૃદય મારા જ્ઞાનદેવ ભૂતળ ઉપર પ્રગટ થયા. મારા જ્ઞાનદેવ જ્ઞાનીઓના શિરોમણિ છે. તેમણે જડ ઓટલાને ચલાવ્યો, ચાંગદેવની ભ્રાંતિ હરી લીધી, તેઓ મારા મોક્ષમાર્ગના સાથી છે.

મારી જ્ઞાનાબાઇ અનાથોની માતા છે. એકા જનાર્દન તેનાં ચરણોમા વંદન કરે છે.

હે શ્રેષ્ઠમૂર્તિ જ્ઞાનદેવ! મારી એક વિનતિ સાંભળો, મારી અંદર બેસીને મને જગા આપો. અંદર સત્તાધારી થઇને બહાર પ્રપંચ કરો. હે શ્રેષ્ઠ જ્ઞાનદેવ! એકા જનાર્દનમાં પધારો.

(૬) **શ્રીતુકારામ મહારાજ**—હે જ્ઞાનીઓના ગુરુ,

રાજાઓના મહારાજ ! આપને જ્ઞાનદેવ કહે છે કે, આ મહત્તાને હું પામર શું સમજું ? પગની મોજડી પગમાંજ રહેવી યોગ્ય છે. બ્રહ્માદિ પણ જ્યારે આપના આગળ હારી જાય છે, તો પછી બીજાની સાથે આપની સરખામણી કરવાની શી ગુંજાશ ? તુકારામ કહે છે કે હું યુક્તિ (યોગ)નું ઘર નથી જાણતો, તેથી ચરણોમાં મસ્તક મૂકું છું.

હું તો બાળક છું, આડી અવળી વાતો કરું છું. મહારાજ ! આપ સિદ્ધ છો, અપરાધ ક્ષમા કરો. મહારાજ ! મેં મારો અધિકાર નથી વિચાર્યો. પ્રભો ! આ દાસને આપનાં ચરણોમાં રાખો.

(૭) નિલોબારાય—પંઢરપુરમાં અને જ્ઞાનેશ્વરમાં મુક્તિ દાસત્વ કરે છે. ત્યાં ભગવાન છે, અહીં ભક્ત છે, બન્નેનો મહિમા અદ્ભુત છે. ત્યાં ધ્યાન છે, અહીં જ્ઞાન છે, બન્ને જગાએ પરલોકનું સાધન છે. નિલોબા કહે છે કે, ત્યાં ગરુડ છે, ત્યારે અહી અજાનવૃક્ષ છે.

જે આળંદીની યાત્રા કરવા આવે છે, તેઓ પંઢરીનાથના પ્રિય બને છે. પાંડુરંગે પ્રસન્ન થઇને જ્ઞાનને આ દાન દીધું છે. પંઢરપુર પૃથ્વી ઉપરનું વૈકુંઠ છે, તેનાથી પણ તેનો મહિમા વિશેષ છે નિલોબા કહે છે કે, એ જાણીને સંતો દરવર્ષે અહીં દોડયા આવે છે.

જ્ઞાનેશ્વરને નમસ્કાર, જ્ઞાનેશ્વરને નમસ્કાર, નિવૃત્તિને ઉદાર સોપાનદેવને નમસ્કાર. દેવતાઓની અદ્વૈતજનની, ત્રિભુવનપાવની મુક્તાબાઇને નમસ્કાર. આપે જગતના ઉદ્ધારને માટે અવતાર ધારણ કર્યો અને સિદ્ધત્વનો મહિમા પ્રગટ કર્યો. નિલોબા આપને શરણે આવેલો છે, એને પોતાનો કહો, સંતોએ એને આપના હાથોમાં આપને સમર્પણ કરેલો છે.

(૮) કાન્હૂપાત્રા—કાન્હૂપાત્રા ! આજે તારાં ધન્યભાગ્ય કે જ્ઞાનદેવનો મેળાપ થયો !

(૯) શિવદિન કેસરી—નિષ્ઠાભાવથી જે વ્યાપક છે,

સૌના અંતર્યામી છે, જેના પાવન નામથી પાપીઓ તરી જાય છે, ચિત્તમાં જેનુ ધ્યાન ધરવાથી ચિંતન ઉન્મન-સુખસિંધુ જે પ્રાપ્ત થાય છે, તે દીનબંધુ જ્ઞાનેશ્વર સદ્‌ગુરુને વંદન કરો.

**(૧૦) ભોળાનાથ**—જેણે ગીતામૃતનું પાન કરાવીને સૌને જીવાડયા તેનુ નામ જ્ઞાનેશ્વર છે. તેનુ લાવણ્ય, શાંતરસ અદ્‌ભુતરૂપ એવું છે કે જોતાંજોતાં નેત્ર પાગલ બની જાય છે.

**(૧૧) નિરંજન માધવ**—જેમણે ભગવદ્‌ગીતાશાસ્ત્રની ટીકા કરી અને સજ્જનોની માયાભ્રાંતિનો નાશ કરી દીધો, તે મોક્ષના દાતા સદ્‌ગુરુનાથ જ્ઞાનેશ્વરને ખુલ્લાં નેત્રોથી જુઓ અને ચિત્તથી તેમનું ચિંતન કરો. જેને બારણે સુવર્ણનો અશ્વત્થ (પીપળો) શોભી રહ્યો છે, જેના ગામમાં પુણ્યનો ડંકો વાગી રહ્યો છે, જેને ગાતા ગાતાં પ્રાણીઓ વૈકુંઠમાં જાય છે, તે સદ્‌ગુરુનાથ જ્ઞાનેશ્વરમાં ચિત્ત લગાડો. જ્યાં શુભ ગંગા ઇન્દ્રાયણી વહે છે અને સ્નાન-પાનથી પાપ-પર્વતના ભુક્કા ઉડાવી દે છે, જે કેવળ દીન અને અનાથ ને જે તારે છે, તે સદ્‌ગુરુનાથ જ્ઞાનેશ્વરમાં ચિત્ત લગાડો. જ્યાં કામારિ શ્રી સિદ્ધેશ્વર પોતેજ વિરાજે છે, જ્યાં સુખ અને સ્વચ્છંદતાપૂર્વક મોક્ષ લૂંટી શકાય છે, જ્યાં રસ્તે ચાલતાં દર્શન કરી લેવાથી પણ પુણ્ય મળે છે તે સદ્‌ગુરુનાથ જ્ઞાનેશ્વરમાં ચિત્ત લગાડો. જેની ટીકા વાંચીને કેટલાયે જ્ઞાની થઇ ગયા, જેણે તેમને વૈકુંઠમાં શ્રીધરરૂપમાં સ્થિર કર્યા, એવી અદ્‌ભુત સ્વસત્તા જેઓએ જતાવી, તે સદ્‌ગુરુનાથ જ્ઞાનેશ્વરમા ચિત્ત જોડો. કામ, ક્રોધ, મોહ અને અંધકારને જ્યા કોઇ આશરો મળતો નથી, તે સુખ સારસ્વરૂપ ગીતા વાંચો અને બોધાનંદથી ડોલતાં ડોલતાં સુખને માર્ગે ચાલો, સદ્‌ગુરુનાથ જ્ઞાનેશ્વરમાં ચિત્ત લગાડો. નિવૃત્તિનાથ જેમને જ્ઞાન સરળ કરીને બતાવે છે અને જે તે જ્ઞાનથી લોકોનાં પાપ હરી લે છે, જેનું ધ્યાન કરવાથી મારા ચિત્તમા પ્રેમ ઉભરાઇ જાય છે, તે સદ્‌ગુરુનાથ જ્ઞાનેશ્વરનુ ચિંતન કરો.

(૧૨) **શ્રી રંગનાથ સ્વામી**—'જ્ઞાનદેવ' 'જ્ઞાનદેવ' કહેતાં કહેતાં દેવ જ્ઞાન આપે છે, જે મુખ વડે આ નામનો અખંડ જપ કરે છે તે વાસુદેવ બની જાય છે. 'જ્ઞાનદેવ' આ ચાર અક્ષરના મંત્રનો જપ કરવાથી તે સર્વજ્ઞ થાય છે, તેને જ્ઞાન–અજ્ઞાનરહિત બ્રહ્મની સંજ્ઞા પ્રાપ્ત થાય છે. તે સ્વસ્વરૂપે જ્ઞાતા થાય છે, આ એમની પ્રતિજ્ઞા છે. જ્ઞાનાગ્નિથી પાપ ભસ્મ બની જાય છે, આ તેમની આજ્ઞા છે. આ નરરૂપે ભગવાન શ્રીવિષ્ણુજ અવતર્યા છે ......સદ્ભાવથી તેમને વંદન કરીને તેમનું નામ જપવાથી વિજ્ઞાનનો ઉદય થાય છે. એ દેવાધિદેવનું ભક્તોને વરદાન છે તેથી બ્રહ્માંડમાં આનંદ ભરાઇ જાય છે; તે રાજાધિરાજ દયાનિધિ અલંકાપુરમાં વિરાજે છે અને દેશની ભાષામાં જ્ઞાનદેવી ગીતા કહે છે.

(૧૩) **મધ્વ મુનીશ્વર**—વેદ–પુરાણોમાં શુકસનકાદિ જેમના મહિમાનું વર્ણન કરે છે, ગોકુળમાં ગોવાળ બનીને જે ગાયો ચરાવે છે, અર્જુનના સારથિ બનીને ઘોડાઓને પાણી પાય છે તે આ સદ્ગુરુ જ્ઞાનેશ્વર હરિ છે. જે સ્મરણ કરનારા પ્રાણીને તારે છે...... કારતક માસમાં પંઢરપુરપતિ જેની સમાધિને વંદન કરે છે, તે જ્ઞાનેશ્વરના નામનો જે સતત જપ કરે છે, તેના હૃદયમાં ભગવાન લક્ષ્મીસહિત નૃત્ય કરે છે.

(૧૪) **મોરો પંત**—શ્રીવિષ્ણુની પેઠે શું જ્ઞાનદેવ જલદી જલદી જીવોને નથી તારતા ! જે સ્વર્ગના જનક યજ્ઞથી આપવાનું બનતું નથી તે ચીજ એ ગાનથી આપે છે. (૧) તેથી એ સ્તવનને યોગ્યનું હું સ્તવન કરૂં છું... બુદ્ધિઅનુસાર ભાવભક્તિપૂર્વક સ્તવન કરવાથી આ જ્ઞાનેશ્વર વિષ્ણુ મનની શુદ્ધિ આપે છે. (૨) હે જ્ઞાનેશ ! ભગવન્ ! ભગવજ્જનવલ્લભ ! મહા દયાળુ ! આ કળિયુગી માનવોને તમે સ્મરણમાત્રથીજ મુક્તિપદ આપો છો. (૩) તમે ભીંતને પણ ચલાવી તો પછી કયા જડ જીવને તમે સુગતિ આપનાર નથી ? રાજજનસમાજ તમારો શ્રીરામચંદ્ર જેવો

યશ ગાય છે. (૪) જગતને તારવા માટે તમે શ્રીમદ્ભગવદ્ગીતાની વ્યાખ્યા-વિવરણ-ટીકા કરી, સંસારના તાપથી મુક્ત થવાને માટે સજ્જનો આ સદ્ગ્રંથના સારનું સેવન કરે છે. (૫) શ્રીહરિહર કીર્તિ જેવીજ તમારી આ ઓવીઓ વિશ્વાસપ્રિય છે, વેદવ્યાસ પણ ઘણી વાર કહે છે કે મને એ શ્રુતિ જેવીજ લાગે છે. (૬) હે જ્ઞાનેશ ! તમારી કૃતિને સૌ જ્ઞાતાઓ પ્રણામ કરે છે અને કહે છે કે, જ્ઞાનેશ્વરી મહામોહ-મહિષાસુર-મર્દિની ભવાની છે. (૭) શંકર નિવૃત્તિ છે, હરિ ! તમે જ્ઞાનેશ છો, બ્રહ્મદેવ સોપાન છે, વિદ્યા મુક્તા છે; એમ તમારી કીર્તિ-સુધાનું હમેશાં પાન કરતા રહીએ. (૮) હે ગીતે ! તમારીજ પવિત્રતા, કીર્તિ, સુમતિ જ્ઞાનેશ્વરી પ્રિયા આવી અને વિશ્વવિખ્યાત થઇ ગઇ. આથી અનેકોનું કામ થયું. (૯) હે ભગવતિ ! તમને જે કોઇ જ્યાં પણ લઇ જાય છે, ત્યાં તમે જાઓ છો, તમારો બહુમત તમને સારો લાગે છે; જે માણસ જ્ઞાનેશ્વરીનું અનુસરણ કરે છે, તેને તમે મુક્ત કરો છો. (૧૦) તમે અનેક જડ જીવોનો ઉદ્ધાર કર્યો છે. હે પ્રકટ જ્ઞાનેશ્વર ! હે દયાનિધાન ! આ મોરને પણ ઉગારો, આ લોખંડ તમે કે જે પારસ છો તેમનામાં કંઇ હલકાપણું નહિ આવે.

**(૧૫) શ્રીધરસ્વામી**—ગીતા પદક છે, તેમાં જ્ઞાનેશ્વરે હીરા જડયા છે....જે જ્ઞાનેશ્વર તેજ કૃષ્ણ નાથ છે. એજ જ્ઞાનેશ્વરે ગીતાનો અર્થ બતાવ્યો છે. આની જે નિંદા કરે તેને સાચેજ મંદગતિ સમજવો જોઇએ.

**(૧૬) મુકતેશ્વર**—પ્રાકૃત કવીશ્વરાચાર્ય જ્ઞાનેકવર્ય જ્ઞાનદેવની બુદ્ધિનું ગાંભીર્ય અગાધ સિંધુ સમાન છે. મનમાં તેમનાંજ ચરણોનું ચિંતન કર્યું, આથી હું પાવન થઇ ગયો.

**(૧૭) વિઠોબા અણ્ણા ફડાદકર**—

यद्विलासवशादात्मवस्तु नैव प्रकाशते ।
अलन्दीपो विनाशाय तमसस्तस्य केवलम् ॥





## आरती

(૧)

આરતી જ્ઞાનરાજા, મહાકૈવલ્ય;
સેવિતી સાધુસન્ત, મનુ વેધલા માઝા. આ૦ ધ્રુ૦
લોપલેં જ્ઞાન જગીં, હિત, નેણતી કોણી;
અવતાર પાણ્ડુરંગ, નામ ઠેવિલેં જ્ઞાની. આ૦ ૧
પ્રગટ ગુહ્ય બોલે, વિશ્વબ્રહ્મચિ ઠેલેં;
રામા જનાર્દનીં, પાયીં ટકચિ ઠેલેં. આ૦ ૨

અર્થાત્ શ્રી જ્ઞાનરાજની આરતી કે જે મહાકૈવલ્ય-તેજ છે, સાધુસંતો જેની સેવા કરે છે તેમણેજ મારા મનને ખેંચી લીધું છે, સંસારમાંથી જ્ઞાનનો લોપ થયો હતો, કોઇ પોતાનું હિત જાણતું નહોતું (ત્યારે) પાંડુરગે અવતાર લીધો, નામ જ્ઞાની (જ્ઞાનદેવ) રાખ્યુ. (૧) તેમની પ્રકટ ગૂઢ વાણીથી વિશ્વ બ્રહ્મજ બની રહ્યું અને ‘રામા જનાર્દન’ તેમનાં ચરણોમાં સ્થિર થઈ ગયા. (૨)

(૨)

હોતાં કૃપા તુમચી પશુ બોલે વેદ,
નિર્જીવ ચાલે ભિંતી મહિમા અગાધ.
ભગવદ્ગીતા ટીકા જ્ઞાનેશ્વરી શુદ્ધ,
કરૂનિ ભાવિક લોકાં, કેલા નિજબોધ. ૧
જયદેવ જયદેવ જય જ્ઞાનસિંધુ,
નામસ્મરણેં તુમચ્યા તુટે ભવબન્ધુ. જય૦ ધ્રુ૦
ચૌદાશેં વર્ષાંચે તપ્તીતીરવાસી,
યેઉનિ ચાંગદેવ લાગલે ચરણાંશી,
કરૂનિ કૃપા દેવેં અનુગ્રહિલે ત્યાસી. ૨
સમાધિ સમયીં સકલ સન્ત સમુદાવ,
ઘેઉનિ સુરવર આલે શ્રીપંઢરિરાવ.

હારીં અજાનવૃક્ષ સુવર્ણ પિંપલારામાવ
જાણુનિ મહિમા નિલા માગે ચરણાતલિ ઠાવ. ૩

અર્થાત્ આપની કૃપા થવાથી પશુ વેદ બોલે છે, જડ ભીંત ચાલે છે, એવો આપનો અગાધ મહિમા છે. ભગવદ્‌ગીતાની શુદ્ધ જ્ઞાનેશ્વરી ટીકા કરીને આપે ભક્તોને આત્મજ્ઞાન આપ્યુ છે. (૧) હે દેવ! આપનો જય થાઓ, જય થાઓ. હે જ્ઞાનના સાગર! આપના નામસ્મરણ વડે ભવબંધન તૂટી જાય છે. ચૌદસો વર્ષોના તાપીતીરવાસી ચાંગદેવ આપનાં ચરણોમાં આવ્યા અને આપે કૃપા કરીને તેમના ઉપર અનુગ્રહ કર્યો, આત્મજ્ઞાન આપીને આપની સાથે રાખ્યા. (૨) સમાધિને અવસરે સકળ સંતસમુદાયને સાથે લઈને સુરવર શ્રીપંઢરિનાથ આવ્યા. આપના સમાધિ–દ્વાર ઉપર સોનાના પીપળાના જેવુ અજાનવૃક્ષ છે, આપનો મહિમા જાણીને નિળોબા પોતાને માટે આપના ચરણોમાં સ્થાન માગે છે. (૩)

(૩)

જયદેવ જયદેવ જય જ્ઞાનદેવા,
વિષ્ણૂચા અવતાર દેઈ પદ સેવા. જય૦ ધ્રુ૦
બાલપણીં દાખવિલે અગાધ મહિમાન,
રેડયા વદનીં વેદ બોલવિલા જેણેં.
માતીચી જડ ભીંત ચાલવિલી કોણે?
ઐસેં દાવિતિ સુજના અદ્‌ભુત વિંદાણ. ૧
તુઝિયા કરિંચી કાઠી અજાનતરૂ ઝાલી,
દેખત લોકીં દ્રુતે જ્ઞાન મહાવલ્લી.
ઐસીં અપૂર્વ ચરિતેં જે લોકીં કેલીં,
તરતી પતીત પામર પારસુની તાત્કાલીં. ૨
ભગવદ્‌ગીતા ટીકા જ્ઞાનાચી નૌકા,
ભવસાગર તારણિં ત્વાં કેલી અકલંકા.
વૈકુંઠાચે પીઠીં બૈસવિતે લોકાં,
મ્હણોનિ માધવનંદન વંદી પદપંકા. ૩

અર્થાત્ હે દેવ! આપનો જય થાઓ, જય થાઓ, વિષ્ણુના અવતારરૂપ એ જ્ઞાનદેવ! આપનાં ચરણોની સેવા

મને આપો. બાળપણુમાંજ આપે આપનો અગાધ મહિમા બતાવ્યો છે. પાડાને મુખે વેદ બોલાવ્યા ને માટીની જડ ભીંત ચલાવી. સુજનોને આપે આપનાં અલૌકિક દર્શન દીધાં. (૧) આપના હાથની છડી (પાતળી લાકડી) અજાન વૃક્ષ બની, કે જે મહાવલ્લીનુ દર્શન થતાંજ લોકોને જ્ઞાન-દાન દે છે. આ લોકમાં આપે એવાં અપૂર્વ ચરિત્ર કર્યાં કે પતિત–પામર તરતજ તરી જાય છે. (૨) ભવસાગર-માંથી તારવા માટે આપે અકલંક જ્ઞાનની નૌકારૂપ ભગવદ્‌ગીતાની ટીકા કરી તે વૈકુંઠમાં લઇ જઇને બેસાડે છે, 'માધવનંદન' આપનાં ચરણકમળોમાં વંદન કરે છે.

## પસાયદાન

હવે વિશ્વાત્મક ભગવાન આ વાગ્યજ્ઞથી પ્રસન્ન થાઓ અને પ્રસન્ન થઇને મને એ પ્રસાદ આપો કે (૧)

મૂર્ખ માનવોની વક્ર દૃષ્ટિ ન રહે, તેમની સત્કર્મમાં પ્રીતિ વધે, સૌ પ્રાણીઓમાં પરસ્પર હાર્દિક મૈત્રી થાઓ (૨)

અધર્મનો અંધકાર દૂર થાઓ, વિશ્વ સ્વધર્મ–સૂર્યને જુઓ, જેની જે કામના હોય તે પૂર્ણ થાએ. (૩)

સૌની હમેશાં મંગલ કામના કરનારા ભગવદ્‌ભક્તો-નો સમુદાય આ પૃથ્વી પરનાં સર્વ ભૂતોને—માનવીઓને મળતો રહે (૪)

જે ચાલતા ફરતા કલ્પવૃક્ષાંકુર છે, જીવત ચિંતા-મણિના સ્થાન છે, બોલતા ચાલતા અમૃતાર્ણવ છે, (૫)

જે કલંકરહિત ચંદ્ર છે, તાપહીન માર્તંડ–સૂર્ય છે, એવા સતસજ્જનો હમેશાં બધાના આપ્તજનો થાઓ (૬)

વિશેષ શું કહેવું, ત્રણે લોક સર્વ સુખો વડે સર્વ સમયે તે આદિપુરુષનું અખંડભજન કરો, અખંડ ભજન કરો (૭)

(જ્ઞાનેશ્વરી અધ્યાય ૧૮, ૧૭૯૪–૧૮૦૦)

॥ ॐ तत्सत् श्रीकृष्णार्पणमस्तु ॥



# महात्मा श्री एकनाथ

## प्रपितामह भानुदास

"શુદ્ધ બીજનાંજ મધુર અને સુંદર ફળ થાય છે."—તુકારામ

શ્રીએકનાથ મહારાજના વડદાદા ભાનુદાસ આશ્વલાયન–શાખાના ઋગ્વેદી મહારાષ્ટ્રીય દેશસ્થ× બ્રાહ્મણ હતા. તેમનો જન્મ શાકે ૧૩૭૦ ( સંવત ૧૫૦૫ ) ની લગભગમાં પૈઠણમાં થયો હતો. શકકર્તા શાલિવાહન ઉર્ફે સાતવાહનની રાજધાની આજ નગરમાં હતી અને ત્યારથી આ સ્થાન સંસ્કૃત વિદ્યાના કેન્દ્રસ્થાન સરખું બની રહ્યું હતું. આથી એ 'દક્ષિણનું કાશી' તરીકે કહેવાય છે. ચારે વેદ, છ શાસ્ત્ર અને અઢાર પુરાણોનું જેવું અધ્યયન પૈઠણમાં થતું હતું તેવું દક્ષિણમાં બીજે ક્યાંય થતું નહોતું. જ્ઞાનેશ્વર વગેરે ભાઇ–બહેનોને શુદ્ધિપત્ર લાવવા માટે તેરમા સૈકામાં આળંદીના બ્રાહ્મણોએ પૈઠણજ મોકલ્યા હતા. આવી આ પવિત્ર વિદ્યાનગરીમાં એક પવિત્ર કુળમાં ભાનુ-

× મહારાષ્ટ્રના બ્રાહ્મણોમા મુખ્યત્વે ત્રણ ભેદ છેઃ–કોંકણસ્થ યા ચિત્પાવન, દેશસ્થ અને કર્હાડે. સ્થાનભેદથીજ આ ભેદ થયા છે, તે એ નામો પરથી સ્પષ્ટ જણાય છે. ખાનપાન, ભાષા–ભાવ, રીતરિવાજ વગેરેમાં પરસ્પર ખાસ ભેદ નથી, પરંતુ ઘણે ભાગે પરસ્પર લગ્ન–સંબંધ નથી થતો, અથવા ઘણોજ ઓછો થાય છે. —હિંદી અનુવાદક

દાસનો જન્મ થયો હતો. ભાનુદાસ+ દામાજી પંતના સમકાલીન હતા. અને શાકે ૧૩૯૦–૯૭ (સંવત ૧૫૨૫–૩૨) નો દુકાળ એમણે જોયો હતો. ભાનુદાસના સમયમાં પંઢરપુરના ભાગવત–ધર્મનો‡ પરિચય ઘણાજ થોડા લોકોને હતો. એવાજ એક મહાન્ ભાગવતધર્મી કુળમાં ભાનુદાસ જન્મ્યા હતા. એમના પૂર્વજો વિષે વધારે હકીકત મળતી નથી; છતાં બાળપણમાંજ ભાનુદાસમાં જે ગુણો હતા તે ઉપરથી તેમના ઉચ્ચ કુળ–ચરિત્ર જણાઈ આવે છે. જે કુળને શુદ્ધાચરણનો કુળપરંપરાનો સ્વાભાવિક અભ્યાસ હોય છે, તેમાં ઉત્પન્ન થનારા પુરુષ ઘણે ભાગે સદાચારસંપન્નજ હોય છે. ભાનુદાસ, ભાનુદાસના પ્રપૌત્ર એકનાથ અને એકનાથના ભાણેજ મુક્તેશ્વર–આ ક્રમથી જે કુળમાં સો દોઢસો વર્ષમાં ત્રણ કુળદીપક પ્રગટયા હોય, તે કુળની શુદ્ધ પરંપરા વિષે બીજા પ્રમાણની જરૂરજ શી છે?

+ દામાજી પંત ભારે ભગવદ્‌ભક્ત હતા. મુસલમાન બાદશાહની નોકરી કરતા હતા. દુર્ગાદેવીના ભયંકર દુકાળમા તેમણે દુષ્કાળ–પીડિતોને માટે દરબારી અન્ન–ભંડારમાથી અન્ન લૂંટાવી દીધું હતું. આ અપરાધ માટે તેમને સજા કરવામાં આવી ત્યારે કહે છે કે પંઢરપુરના વિઠ્ઠલ ભગવાને વિઠ્ઠુ મહારનું રૂપ લઇને તે અનાજનું મૂલ્ય સરકારી ખજાનામાં જમા કરાવ્યું હતું. —હિંદી અનુવાદક

‡ મહારાષ્ટ્રમા ભાગવતધર્મ ક્યારથી પ્રચલિત છે, તેનો કંઈ નિશ્ચય કરી શકાતો નથી. પણ હાલમા ત્યાં જે ભાગવતધર્મ–સંપ્રદાય પ્રચલિત છે તેના મૂળ પ્રવર્તક પુંડલીક નામના મહાત્મા થયા હતા. તેમણે પંઢરપુરમા મહાન તપ કર્યું. તે તપથી પ્રસન્ન થઇને ભગવાને જે સગુણ રૂપમાં તેમને દર્શન દીધા, તેજ રૂપમાં આજે ત્યાં શ્રીવિઠ્ઠલ ભગવાનની મૂર્તિ સ્થાપેલી છે. પુંડલીક સમક્ષ જ્યારે ભગવાન પ્રગટ થયા, ત્યારે પુંડલીકે આસનને માટે પાસે પડેલી એક ઈંટ આપી. તેજ ઈંટ ઉપર તેઓ ઉભા રહ્યા. આજે પણ પંઢરપુરના મંદિરમાં ભગવાન કેડ ઉપર હાથ રાખીને એક ઈંટ ઉપર ઉભા છે. પંઢરપુરજ મહારાષ્ટ્રના ભાગવત–ધર્મ–સંપ્રદાયનું મુખ્ય કેન્દ્ર છે. જ્ઞાનેશ્વર, એકનાથ, તુકારામ વગેરે મહાત્માઓએ આ ભક્તિપ્રધાન ધર્મનો આગળ જતા પુષ્કળ પ્રચાર કર્યો. —મૂળલેખક

એકનાથ જેવા સત્પુરુષનો જન્મ કોઈ ગમે તેવા કુળમાં થતો નથી. ઈશ્વર-નિષ્ઠા, સદાચાર-સંપન્નતા, સત્ય પ્રીતિ, એકનિષ્ઠા વગેરે સદ્ગુણો જે કુળમાં પરંપરાથી ચાલ્યા આવે છે, તેમાં એકનાથ જેવા અદ્વિતીય મહાત્મા ઉત્પન્ન થાય છે. અનેક પેઢીઓનું તપ આવા મહાપુરુષોના રૂપમાં ફળીભૂત થાય છે. અસ્તુ. જે મહાત્માની ભક્તિથી પહેલી વાર ભગવાનને આ કુળ પ્રિય લાગ્યું, તે ભાનુદાસનું ચરિત્ર જ આ અધ્યાયમાં આપણે જોઈએ.

ભાનુદાસના યજ્ઞોપવીત-સંસ્કાર થયા ત્યારે તેમના પિતાએ તેમને લૌકિક વિદ્યા શીખવવાની શરૂઆત કરી. તેમાં ઉદ્દેશ એવો હતો કે, છોકરો કંઈક શીખીને ભણે-ગણે, પરંતુ પૂર્વકર્મોથી જેની બુદ્ધિમાં હરિભક્તિનાજ સંસ્કાર દૃઢ થયા હતા, તેને લૌકિક વિદ્યા શી રીતે પસંદ પડે ? પિતાએ ઘણું સમજાવ્યા-પટાવ્યા, ડરાવ્યા-ધમકાવ્યા, પરંતુ તેનું કંઈજ પરિણામ ન આવ્યું. એક દિવસ પિતાએ બહુ ધમકાવ્યાથી દશ વર્ષના બાળક ભાનુદાસ રિસાઈને ગામ બહાર એક જીર્ણ મંદિર હતું તેના ભોંયરામાં જઈને સંતાઈ ગયા. તે ભોંયરામાં અંધારૂ હતું, કયાંય પ્રકાશ જણાતો નહોતો, ત્યાં કોઇ માણસ જતું-આવતું પણ જણાતું નહિ, તદ્દન શાંતિ હતી. આ સ્થાને ભગવાન સૂર્યનારાયણની એક મૂર્તિ હતી. ભાનુદાસ ત્યાં સાત દિવસ છુપાઇ રહ્યા. પિતાને પુત્રનો કંઇ પત્તો લાગ્યો નહિ, એટલે તેઓ વિવશ થઇને શોક કરવા લાગ્યા. ભાનુદાસે સૂર્યનારાયણના ચરણ પકડ્યા, તે ચરણોને પ્રેમાશ્રુવડે ભીંજવ્યાં અને ગદ્ગદ્ થઇને તેમને કરુણ પ્રાર્થના કરી. બે દિવસ અન્ન-જળ વિના વીત્યા પછી ત્રીજે દિવસે સૂર્યોદય સમયે એક દિવ્ય બ્રાહ્મણ દૂધનુ એક પાત્ર લઇને તેમની સમક્ષ પ્રગટ થયો. તેણે કહ્યું કે 'હું વિશ્વચક્ષુ સૂર્યનારાયણ છું, તમારા પિતાએ ઘણા સમય સુધી મારી આરાધના કરી હતી તેથી મારી કૃપા વડે તારો જન્મ થયો છે. આજ જન્મમાં તને પરમાત્મપ્રાપ્તિ થતાં તું કૃતાર્થ થઇ જશે.' આમ

કહીને બ્રાહ્મણે ભાનુદાસને પેટ ભરીને દૂધ પીવડાવ્યુ અને તેમને મસ્તકે વરદ હસ્ત મૂકયો. આ પ્રમાણે સાત દિવસ સુધી રોજ ભાનુદાસને દૂધ મળતું રહ્યુ. દશમે દિવસે તેઓ મંદિરની બહાર નીકળ્યા, ત્યારેજ પિતાએ પોતાનો પુત્ર મેળવ્યો. બધાને ખૂબ આનંદ થયો. પછી તો સૂર્ય ભગવાનના પ્રસાદની વાત તરતજ ફેલાઇ ગઇ અને ભાનુદાસનુ પહેલા જે નામ હતું, તે બદલીને ભાનુદાસ (યાને સૂર્યોપાસક) રાખ્યું. કહે છે કે, આ પછી ભાનુદાસે ત્રણ ગાયત્રી-પુરશ્ચરણ કર્યાં. એકનાથે પણ પોતાના ભાગવત ગ્રંથમાં ભાનુદાસને વંદન કરવાને પ્રસંગે આ કથાનુ વર્ણન કર્યું છે.

યોગ્ય સમયે ભાનુદાસનાં લગ્ન થયાં. થોડાંક વર્ષ વીત્યા ત્યાં તો તેમના માતા-પિતા પરલોક સીધાવ્યાં અને ગૃહસ્થાશ્રમનો બધો ભાર તેમને માથે પડયો, પરંતુ તેમનુ ચિત્ત ગૃહસ્થાશ્રમમાં લાગતું નહોતું. પાંડુરંગની ભક્તિ સિવાય બીજો કોઇ ધંધો તેમને ગમતો નહોતો. તે ન તો કોઇ વેપાર કરતા કે ન તો કોઇની નોકરી કરતા. આ નિસ્પૃહી વૃત્તિને લીધે ઘરમાં અન્ન-વસ્ત્રની પણ મુશ્કેલી પડવા લાગી. બાળ-બચ્ચાને દરિદ્રતાના દુ:ખમાંજ રહેવું પડયું ઘરમાં બાળ-ગોપાળ હોવા છતાં પણ ગૃહિણીનું મન હમેશાં ઉદાસ રહેવા લાગ્યું. ભાનુદાસની આવી દશા જોઇને તેમનાં સગા-સબંધીઓએ તેમને કંઇક પૈસા ભેગા કરી આપ્યા અને કહ્યુ કે 'આ પૈસા વડે કાપડની દુકાન કરો અને જે નફો થાય તેના વડે પરિવારનું પાલન પોષણ કરો અને મૂળ રકમ ધીરે ધીરે ચૂકવજો.' ભાનુદાસે કહ્યું 'ભલે,' સાથેજ બધાની સમક્ષ પ્રતિજ્ઞા પણ કરી કે 'પ્રારબ્ધથી જે કંઈ મળશે તેના વડે નિર્વાહ કરીશ, પરંતુ જીવ જશે તો પણ અસત્ય બોલીશ નહિ.' કાપડ લેવા માટે કોઇ ગ્રાહક દુકાને આવતો, તો તેઓ તેને કહી દેતા કે 'આ કાપડની મૂળકિંમત છે, તેના પર આટલો નફો છે, તેમાં કંઇજ ઓછુ થશે નહિ, લેવું હોય તો લો, નહિ તો કંઇ નહિ.' ગમે તેને પણ આજ વાત કરતા અને

ગ્રાહકનું મન ન માનતાં તે પાછો જતો ત્યારે મસ્ત થઈને ભજન કરવા લાગતા. ઘરમાં ને બહાર સર્વત્ર નામસ્મરણમાંજ એમના દિવસો વીતતા હતા. એમની સરળતા જોઈને વેપારી લોકો કહેતા કે, આના નસીબમાં ભીખજ સરજાયલી છે! વેપાર તે વળી જૂઠું બોલ્યા સિવાય કે કોઈને ઠગ્યા સિવાય ચાલતો હશે? જૂઠ-પ્રપંચના ધંધાવાળાઓ આજ પ્રમાણે સમજાવે છે. જ્યારે કોઈ નવયુવક પહેલવહેલો વેપાર શરૂ કરે છે અને તે દુનિયાની રીતભાતથી અજાણ્યો હોય છે ત્યારે સત્યથી વેપાર કરવા ઈચ્છે છે. પરંતુ આગળ જતાં જેમ જેમ તે બીજા વેપારીઓની રીતભાત જુએ છે અને પાસે રૂપિયા પણ આવવા લાગે છે, તેમ તેમ તે લોભમૂર્તિ બને છે, ચારિત્ર્યભ્રષ્ટ થાય છે અને એજ ચાલતા પ્રવાહમાં તે વહેવા લાગે છે. સામાન્ય નિયમ આવોજ છે. પરંતુ ભાનુદાસ એવા નહોતા; તેઓ તો અસામાન્ય હતા. સચ્ચાઈથી બધાં કામ કરવાનો નિશ્ચય રાખવો અને તેને અનુસરીને લોભ, મોહ વગેરેને વશ નહિ થતાં નિઃશંક મનથી આચરણ કરવું, એને માટે અત્યંત ધૈર્યની જરૂર હોય છે. આવું સાત્વિક ધૈર્ય ભાનુદાસમાં હતું. વિઘ્નોની કંઈ પણ પરવાહ નહિ કરતાં તેઓ તો પોતાના વ્રતનેજ વળગી રહ્યા. વેપારમાં પહેલાં એમને નુકસાન થયું, દુકાન ચાલતી નહોતી, શાહુકારો તગાદો કરવા લાગ્યા, લોકો તેમની અવગણના કરવા લાગ્યા. પડોશના વેપારીઓ તેમની સત્ય નિષ્ઠાની મશ્કરી કરવા લાગ્યા. આમ અનેક પ્રકારે ભાનુદાસને વેપારથી ઘણું દુઃખ વેઠવું પડ્યું. સત્ય નિષ્ઠાથી કોઈનું ખરાબ થતું નથી, અસત્યથી કોઈનું કલ્યાણ થતું નથી અને સત્યનિષ્ઠ માણસો ઉપર જે વિપત્તિઓ આવે છે, તે વધારે સમય સુધી રહેતી નથી; આ નિયમ અનુસાર ત્રણ-ચાર વર્ષ પછી પરિસ્થિતિ પલટાઈ ગઈ. ભાનુદાસ મહાન ઈશ્વરભક્ત અને સત્યનિષ્ઠ પુરુષ છે, એવી ખ્યાતિ સર્વત્ર ફેલાઈ હતી. આથી સૌ ઘરાકો તેમનીજ દુકાને આવવા લાગ્યા; થોડાંજ વર્ષોમાં ભાનુદાસને

ખૂબ ધન મળ્યુ અને તેમનુ દારિદ્ય દૂર થઇ ગયુ, બાળબચ્ચા ના બધા દુ ખ દૂર થયા અને ઘરમા લક્ષ્મીનો વાસ થયો.

ભાનુદાસની શાખ જામી હતી, આથી તેમના અનેક જોડીદાર વેપારીઓ તેમના પર દ્વેષ રાખતા હતા. મનુષ્ય-સ્વભાવજ કઈક એવો છે કે પોતાના કરતા બીજાનુ વિશેષ સુખ તેનાથી સહન થતું નથી કાપડના વેપારીઓ પોત-પોતાના ઘોડાઓ ઉપર કાપડ લાદીને આજુબાજુના ગામો-મા બજારને દિવસે વેચાણુ કરવા જતા હતા. એક દિવસ બધા વેપારીઓ બજારના કામમાથી પરવારી સૂર્યાસ્તસમયે પાછા ફરીને ધર્મશાળામા રોકાયા એમા ભાનુદાસ પણુ હતા મધ્યરાત્રિનો સમય હતો, કયાકથી મૃદગનો અવાજ આવ્યો ભાનુદાસે જાણ્યુ કે, કયાક હરિકીર્તન થાય છે. પોતાના ઘોડા અને માલનુ ધ્યાન રાખવાનુ બીજા સાથી ઓને કહીને ખૂબ આનદ તેમજ ઉત્સાહપૂર્વક તે હરિ-કીર્તન સાભળવા ઉપડી ગયા આ તરફ તેઓ ભજના-નદમા મગ્ન થઇ ગયા, ત્યારે ઈર્ષ્યાળુ સાથીઓએ તેમના ઘોડા છૂટા મૂકી દીધા, તેમના કાપડની ગાસડીઓ એક ખાઇમા નાખી દીધી અને જાણે કઇ જાણુતાજ ન હોય એમ આવીને સૂઇ ગયા ભગવાનને આ દુષ્ટોની દુષ્ટતા અસહ્ય લાગી તેમણે આ સતદ્વેષી વેપારીઓની આખો ઉઘાડવા માટે એક માયા રચી લગભગ રાતના બે વાગે ચોરોનુ એક ટોળુ ધર્મશાળામા દાખલ થયુ તેમણે એ વેપારી ઓને ખૂબ માર્યા અને પછી તેમના ઘોડા અને બધો માલ લૂટી ગયા ભાનુદાસ જેવા સાધુ પુરુષની સાથે અમે આવી દુષ્ટતા કરી, એ વાતનુ કેટલાક વેપારીઓને ઘણું દુ ખ થયુ અને તેઓ ભાનુદાસના આવવાની વાટ જોવા લાગ્યા હરિ–કીર્તન સમાપ્ત થયુ અને ભાનુદાસ ત્યાથી પાછા ફર્યા ત્યારે રસ્તામા એક બ્રાહ્મણુ તેમના ઘોડાની લગામ પક ડીને ઉભેલો મળ્યો ભાનુદાસે તેની પાસેથી પોતાનો ઘોડો લીધો અને ધર્મશાળામા પહોચ્યા રાત્રે બનેલા બનાવની બધી હકીકતની તેમને ખબર પડી કેટલાકે ભાનુદાસના

કાપડની ગાંસડી લાવી દીધી અને પોતાના અપરાધની માફી માગી. ભાનુદાસનો ઘોડો તેમને પાછો મળ્યો, બધો માલ પણ સહિસલામત મળી ગયો, ચોરોના મારથી પણ બચ્યા અને આખી રાત હરિ–કીર્તનનો આનંદ લેતા રહ્યા. વળી તેમની ઈર્ષા કરનારાઓના ઘોડા તથા બધો માલ ચોરોને હાથ ગયો અને ઉપરથી વધારામાં માર પણ પડયો ! આ વાતનો વિચાર કરતા ભાનુદાસ બેઠા હતા. તેમને જણાયુ કે, સ્વયં ભગવાનેજ મારી રક્ષા કરી અને મારા ઘોડાની લગામ જેમણે મારા હાથમાં આપી તે બ્રાહ્મણ–વેશધારી પુરુષ વિઠ્ઠલ ભગવાન પોતેજ હતા. આમ વિચારતાં ભાનુદાસનુ હૃદય પ્રેમથી ગદ્ ગદ્ થઇ ગયું, દામાજીને માટે વિઠ્ઠલ ×મહારનો વેશ ધારણ કરનાર ભગવાને ભાનુદાસને માટે એક પહોર અશ્વપાલનું કામ કર્યું ! આ એ ભક્તવત્સલ ભગવાનના મહિમા માટે યોગ્યજ થયુ, પરંતુ જે કારણથી બીજાઓને ઈર્ષા થઈ અને ભગવાનને કષ્ટ થયુ તે વેપારનેજ છોડી દેવાનો ભાનુદાસે નિશ્ચય કર્યો. પછી તેતો મણે પોતાનું બધું કાપડ બીજા વેપારીઓને વહેંચી દીધું અને પોતે નિશ્ચિંત થઇ ગયા.

ભાનુદાસ હવે વેપારથી સદાને માટે નિવૃત્ત થઈ ગયા, માન–મરતબો છોડી દઈ રાત–દિવસ ઈશ્વરનું ભજન કરવા લાગ્યા. મહિપતિ બુવાએ પોતાની પ્રેમભરી વાણીથી ભાનુદાસના આ સમયના જીવનક્રમનુ વર્ણન આ પ્રમાણે કરેલું છે—

"તેમને કોઈ સાંસારિક સુખ માટે કોઇના ઓશિયાળા થવું પડતું નહોતું. પ્રપંચ–ગૃહસ્થાશ્રમની તેમની બધી ચિંતાઓ છૂટી ગઇ હતી; સ્ત્રી–પુત્રાદિ સાથે રહેતા હોવા છતાંયે તેઓ ઉદાસીન વૃત્તિવાળા હતા. તેઓ અપાદી

× મહાર અત્યજોની એક જાત છે. સફાઇકામ કરવું, ચોકી કરવી, મરેલા જાનવર ઉપાડી જવા, એ બધા કામ આ જાતના લોક કરે છે. —હિંદી અનુવાદક

અને કાર્તિકી એકાદશીને પ્રસંગે પંઢરપુરની યાત્રા કરતા હતા અને ત્યાં રેતાળ મેદાનમાં પ્રેમથી ભગવદ્ભજન કરતા કરતા તલ્લીન થઇ જતા હતા. વિવિધ પ્રકારની કવિત્વ-કળાથી ભગવાન ઘનશ્યામના રૂપ ને ગુણોનું ધ્યાન ધરતા હતા. હૃદયમાં જે ભગવત્પ્રેમ હતો, તેજ કંઠમાંથી કીર્તન-રૂપે બહાર નીકળતો હતો. તેમની વાણી સાંભળીને દુષ્ટ અને મૂર્ખ લોકો પણ પ્રેમથી મુગ્ધ થઇ જતા હતા. તેમને પણ હમેશાં તેમના મુખેથી ભગવાનના ગુણ-ગાન સાંભળવાની ઇચ્છા રહ્યા કરતી હતી. ભાનુદાસ 'यदृच्छालाभसंतुष्ट' (જે વખતે જે આવી મળ્યું તેનાથી સંતોષ માનનારા) હતા. કદી કોઇની પાસે કંઇ માગતા નહોતા. જે અન્ન-વસ્ત્ર મળતાં તેના વડેજ આનંદપૂર્વક નિર્વાહ કરતા હતા. પોતાના કે પારકાનો ભાવ પણ તેમનામાં રહ્યો નહોતો. સર્વત્ર તેઓ એકજ ભાવ અનુભવતા હતા, તેમના ચિત્તમાં કોઇ વિકલ્પજ નહોતો.

ભાનુદાસ આવા પરમ ભક્ત થયા. ભક્તિના આનંદમાં તેમના મુખમાથી અનેક અભંગ નીકળ્યા હતા. આ અભગ તેમના શુદ્ધ પ્રેમનુ દર્પણ છે. તેમના આવા સો અભગ આજે પણ મળે છે. તેમાથી થોડાકનો ભાવાર્થ આ નીચે આપીએ છીએ —

"આ કાનો વડે તારૂ નામ અને ગુણ સાંભળીશ. આ પગો વડે તીર્થોનેજ માર્ગે ચાલીશ. આ નાશવંત દેહ બીજા કયા કામમા આવશે ? ભગવન્ ! મને એવી પ્રેમભક્તિ આપો કે સુખથી તારૂજ નામ અખંડરૂપે લેતો રહું... પેટને માટે હુ કોઇ પણ નકામો ધધો નહિ કરૂં, ઉચ્છિષ્ટ પ્રસાદ વડેજ ભૂખ મટાડીશ. મારી સ્તુતિ અને બીજાઓની નિંદા, હે ગોવિંદ ! હું કદી નહિ કરૂ. સૌ પ્રાણીઓમાં હે રામ ! હુ તમનેજ જોઉ અને તમારા પ્રસાદથી સંતોષ પામુ હે દેવ ! ભાનુદાસ બીજું કઇજ માગતો નથી. વૈકુંઠલોકમાં અમને શી વાતની ખોટ છે ?"

"બેસીને રામનામના ધ્યાનનું અનુષ્ઠાન કરવું, તેમાંજ મનને દ્દઢ કરીને એકવિધ ભાવમાં તન્મય થવું, એથી વિશેષ સાધન બીજું કોઇ નથી. પરદ્રવ્ય અને પરસ્ત્રીને અસ્પૃશ્ય માનવાં, એનાથી વિશેષ નિર્મળ બીજું કોઇ તપ નથી. ભાનુદાસ કહે છે કે, આ કળિયુગમાં રામનામ એજ તરવાનો ઉપાય છે."

"વિશ્રાન્તિનું પરમસ્થાન-વિઠ્ઠલ-વિધાનજ જો મળી ગયા તેથી હવે ઉન્મની સમાધિ યાદ આવતી નથી; વિઠ્ઠલ ભગવાનને જોવાથીજ મનમાં આનંદ-આનંદ થઇ જાય છે. આજ ભગવાન પરમાનંદ છે, આનંદકંદ છે. મનમાં ભગવાનનું રૂપ એવું આવીને બેસી ગયુ છે કે જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ કોઇ પણ અવસ્થા યાદ આવતી નથી."

"જે અનાદિ પરબ્રહ્મ નિજધામ છે તેજ આ ઉભી રહેલી ઘનસ્યામ-મૂર્તિ છે. જેને જોઇને શ્રુતિ (વેદ) 'નેતિ નેતિ' કહીને પાછી ફરે છે તે પરબ્રહ્મમૂર્તિ આ ઇંટ ઉપર છે..... જ્ઞાનીઓનુ જે જ્ઞાન છે, મુનિજનોનુ જે ધ્યાન છે, તેજ આ ઇંટ ઉપરના પરબ્રહ્મ છે. પુંડલીકના તપથી આ ચીજ મળી છે. ભાનુદાસ એજ માગે છે કે, ભગવન્ ! એજ વરદાન આપો કે હું તમારી સેવા કરૂં."

"હૃદયને દ્દઢ કરીને હું આવ્યો ત્યારે સંતસાધુ-સ્વામીજી-મળી ગયા અને જન્મમરણનુ બંધન તૂટી ગયુ. જે ઇચ્છા કરી તે મળ્યુ. હું ધન્ય થયો, કૃતકૃત્ય થયો. હવે થનારા બધાજ જન્મ તારી સેવાને માટે થાઓ."

ભાનુદાસ પરમ પ્રેમી ભક્ત હતા; સત્ય નિષ્ઠા, આત્મ-સ્તુતિ તેમજ પરનિંદાનો ત્યાગ, પરદ્રવ્ય અને પરદારા તરફ અસ્પૃશ્યભાવ, સર્વત્ર સમભાવ, નામ-સંકીર્તનની પ્રીતિ અને પરમાત્મપ્રાપ્તિનો આનંદ વગેરે તેમની દૈવી સંપત્તિ હતી અને તેમની આ સંપત્તિ તેમના અભંગોમાં ભરેલી છે. એકાદશીનું વ્રત અને પંઢરીની યાત્રાનો નિયમ

તેમનો અખંડ હતો. દરેક અષાઢી અને કાર્તિકી એકાદશીએ પંઢરપુરની યાત્રા તેઓ અવશ્ય કરતા હતા. નેત્રો તૃપ્ત થાય ત્યાંસુધી ઇંટ ઉપર ઉભેલા પંઢરીનાથના રૂપ-લાવણ્યનું દર્શન કરવામાં તેમને અત્યંત આનંદ આવતો હતો. અને આ આનંદનું તેમણે સ્થળે સ્થળે વર્ણન કર્યું છે. તેમણે બધાને ઉપદેશ પણ એનોજ આપ્યો છે. 'તે સગુણ રૂપમાં શરીર, વાણી અને મન લુબ્ધ થઈ જાય છે.' આ તેમનો અનુભવ હતો. તેમણે ઈશ્વરને પ્રાર્થના પણ એજ કરી છે કે, જન્મ-જન્માન્તરમાં મારી એજ ઇચ્છા પૂરી કરો કે હું હમેશાં ભગવન્નામ લેતો રહું અને મને હમેશાં સંતોનો સમાગમ પ્રાપ્ત થાય. પંઢરીનાથે ભાનુદાસને પોતાના સ્વરૂપમાં સ્થાન આપ્યું. ભાનુદાસ ધન્ય થયા. એ મહાભાગવતને અમારા હજારો પ્રણામ પહોચે.

ભાનુદાસ મહાભાગવત તો હતાજ, ઉપરાત તેમણે મહારાષ્ટ્ર મંડળની બહુ ભારે સેવા કરી છે. શ્રી વિઠ્ઠલની મૂર્તિ ભાનુદાસ અનાગોંદીથી પાછી લઇ આવ્યા, આથી તેમનો યશ સર્વત્ર ફેલાઇ ગયો. તે પ્રસગ આ પ્રમાણે છે.—

ભાનુદાસના સમયમા તુંગભદ્રા નદીના તટે વિજયાનગર ઉર્ફે અનાગોંદી રાજ્યમાં કૃષ્ણરાય નામનો બળવાન રાજા રાજ્ય કરતો હતો. વિજયાનગરમાં એના જેવો પરાક્રમી, દૃઢ, તેજસ્વી, વિદ્વાન અને ધર્મનિષ્ઠ રાજા બીજો કોઇ થયો નથી. તેમણે બાવીસ વર્ષ (શાકે ૧૪૩૦-૧૪૫૨) રાજ્ય કર્યું. પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ, એ ત્રણે દિશાઓમા તેમણે પોતાના રાજ્યને સમુદ્ર સુધી ફેલાવ્યું હતું. એમનો એવો પ્રતાપ હતો કે, એમને કોઇ શત્રુજ ન હતો. વિજાપુરના ઇસ્માઈલ આદિલશાહને હરાવીને તેમણે રામેશ્વરથી બેલગામ સુધી પોતાના સિક્કા ચલાવ્યા હતા. તેમણે અનેક રાજાઓને હરાવ્યા, અનેક કિલ્લાઓ બધાવ્યા, જમીનની માપણી કરાવીને રાજકર (મહેસુલ) લેવાની પદ્ધતિ નક્કી કરી, નહેરો ખોદાવી, વેપાર, ખેતી, કલા-કૌશલ્ય

અને વિવિધ વિદ્યાઓને પ્રોત્સાહન આપ્યું તથા સર્વત્ર હિન્દુ ધર્મનો યશ ફેલાવ્યો. તુંગભદ્રાની સુપ્રસિદ્ધ નહેર તેમણેજ ખોદાવી હતી. હુબલી, બેંગ્લોર, બેલ્લારી વગેરે વેપારનાં કેન્દ્રો તેમણેજ કાયમ કર્યાં હતાં. એમને આશ્રયે આઠ વિદ્વદ્રત્નો હતા અને તેઓ 'દિગ્ગજ' કહેવાતા હતા. તેઓમાં સુપ્રસિદ્ધ પંડિત અપ્પય્ય દીક્ષિત હતા. તેનાલુ રામકૃષ્ણ નામના બહુ મસ્કરા અને ચતુર કવિ તેમના મિત્ર હતા. આ કવિના ચાતુર્યની અનેક વાતો તેલુગુ ભાષામાં પ્રચલિત છે. આ રાજા કૃષ્ણરાયનો પ્રજા ઉપર અત્યંત પ્રેમ હતો. પ્રજા પણ તેમનો આદર કરતી અને પ્રેમ રાખતી હતી. તેમણે અનેક મંદિરો બંધાવ્યાં અને તેમના ખર્ચને માટે જાગીરો નક્કી કરી. આ કૃષ્ણરાયની સાથે ભાનુદાસને પણ કંઈક સંબંધ છે.

રાજા કૃષ્ણરાય એક વાર દેવદર્શન માટે પંઢરપુર ગયા હતા. ત્યાં વારકરીઓનો પ્રેમભર્યો કીર્તનાનંદ જોઇને એ બહુ પ્રસન્ન થયા. શ્રીવિઠ્ઠલમૂર્તિ પર એમને એટલો બધો પ્રેમ થઇ ગયો કે તે મૂર્તિને પોતાની રાજધાનીમાં લઇ જઇને તેની પ્રતિષ્ઠા કરવાની તેમને ઇચ્છા થઇ. તેમને માટે એમ કરવું એ કંઇ મુશ્કેલ નહોતું. સ્થળે સ્થળે એમણે એવો પ્રબંધ કર્યો કે પંઢરપુરથી અનાગોંદી સુધી તે મૂર્તિને અતિ પવિત્રતાપૂર્વક લઇ ગયા. ત્યાં તે મૂર્તિની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરવામાં આવી, ખૂબ ઠાઠમાઠથી તેની સાર્વજનિક પૂજા થઇ, વિવિધ ભોગ ધરાવવામાં આવ્યા, અનેક સુવર્ણ-રત્નના અલંકારો પહેરાવ્યા અને નવરત્નોનો હાર અર્પણ કર્યો. મૂર્તિ ઉપર તેમણે અવશ્યજ સખ્ત પહેરો રાખ્યો હતો અને ખૂબ ભક્તિપૂર્વક પૂજા-અર્ચા થવા લાગી. આ તરફ અષાઢી એકાદશીને દિવસે ચોતરફથી વારકરીઓ પંઢરપુર પહોંચ્યા. તેમણે જોયું તો દેવાલયમાં દેવ નથી! આમ જોઇને સૌ અત્યંત ઉદાસ થયા. કેટલાક ભક્તોએ તો એવો નિશ્ચય કર્યો કે, જ્યાં સુધી દેવદર્શન થશે નહિ ત્યાં સુધી અહીંથી ખસીશું નહિ. આ નિશ્ચયપૂર્વક તેઓ

–ગરુડપારના મેદાનમાંજ પડી રહ્યા ! તેઓ અત્યંત ઉદાસ થઇ ગયા. તેમનાં મુખ કોઇ રાજા વિનાની પ્રજા હોય તેવાં–અરે, ચાંદલાવિનાના મુખવાળી સૌભાગ્યવતીના મુખ જેવાં થઈ ગયાં. આજસુધી જે ચરણો ઉપર અમે પુષ્પોની પેઠે અમારાં મસ્તક અર્પણ કર્યાં, ઇટ પર ઉભેલી મૂર્તિનું જે સુંદર સ્વરૂપ 'સર્વ સુખોનો ભંડાર' માનીને આંખો ધરાય ત્યાંસુધી જોયું, જેના દર્શનમાત્રથી લાખો જીવોને બ્રહ્મત્વ પ્રાપ્ત થયુ, નામદેવાદિ ભક્તોએ જેમને નિમંત્રણ આપ્યું તે કેડ ઉપર હાથ રાખીને પ્રેમી ભક્તોને ભક્તિ–સુખામૃતનુ પાન કરાવનાર શ્રીવિઠ્ઠલનું સગુણ રૂપજ આ આંખો વડે જોઇએ ને સ્વસુખામૃતનો અખંડ સ્વાદ લઇએ. પંઢરીમાં આવેલા પરમ આર્ત્ત અને અસીમ ભક્તોની એવી ઈચ્છા હતી, અને તેઓમાં સૌથી આગળ ભાનુદાસ હતા. તેમણે ભક્તોને કહ્યું: "હુ અનાગોંદી જઇને શ્રીવિઠ્ઠલને લઈ આવું છું. આપ સૌ ત્યા સુધી નિશ્ચિંત થઇને અખંડ નામઘોષ કરતા રહો." આમ કહીને ભાનુદાસ અનાગોંદી જવા ઉપડયા. ત્યાં પહોચીને તેમણે તુંગભદ્રા નદીમાં સ્નાન કર્યું અને નિત્યકર્મ કરીને પ્રભુની શોધમાં નીકળ્યા. ભાનુદાસ પોતાનાં સદાચરણ, ભક્તિ તેમજ બ્રહ્માનુભવથી પાંડુરંગના વહાલા થઈ ચૂકયા હતા. મધ્યરાત્રિની લગભગ તે રાજમહેલ નજીક જઇ પહોંચ્યા. દરવાજાને વાસેલાં તાળા આપોઆપજ ઉઘડી ગયાં અને એકજ ક્ષણમાં ભાનુદાસ આરાધ્યદેવ શ્રીવિઠ્ઠલમૂર્તિ સમક્ષ હાજર થઇ ગયા. ભાનુદાસને તે સમયે પોતાના દેહનુ ભાન નહોતું. તેમણે ભગવાનનાં ચરણોને દૃઢ આલિંગન કર્યું. પ્રેમાશ્રુથી ચરણોને નવરાવીને ભાનુદાસે ભગવાનને પ્રાર્થના કરી કે "ભગવન્ ! આપના વિના સૌ ભાગવતભક્ત દીન થઇ ગયા છે

– પંઢરપુરમા શ્રીવિઠ્ઠલ ભગવાનના મંદિરમા ચાંદીનો એક સ્થભ છે તેને 'ગરુડસ્થભ' કહે છે આ સિવાય મંદિરની બહાર વિશાળ આગણુ છે, તેમા ગરુડજીની એક પથ્થરની મૂર્તિ છે. આજ આગણાને ગરડપાર કહે છે. —મૂળલેખક

અને તેમના મોંમાંથી એક શબ્દ સરખો પણ નીકળતો નથી. રખુમાઇ માતા (રુક્મિણી માતા) પણ ઉદાસ બની ગયાં છે અને આશ્ચર્ય પામે છે કે, ભગવાને આવું મૌન કેમ ધારણ કરી લીધું છે? ભગવન્! હવે આપ મારી સાથે ચાલો."

પથ્થરને પણ પીગળાવી દેનારી દીનતાથી ભાનુદાસે ભગવાનના ચરણ પકડયા. ભગવાને પણ તરત પોતાનો પ્રસાદ આપ્યો, ભગવાનના ગળામાં જે નવરત્ન હાર હતો, તે પુષ્પમાળાની સાથે તૂટીને ભાનુદાસના હાથોમાં પડયો. આને મહાપ્રસાદ જાણીને ભાનુદાસ રાજમહેલની બહાર નીકળ્યા; ત્યારે બધા દરવાજા પહેલાંની માફક બંધ થઇ ગયા. પ્રાતઃકાળે જ્યારે પૂજારી આરતી કરવા આવ્યા ત્યારે તેમણે જોયું કે, ઠાકોરજીના ગળામાં નવરત્ન હાર નથી. તરતજ તેમણે રાજાને આની ખબર કરી. સૌ લોકોને આશ્ચર્ય થયું કે, આટલો સખ્ત પહેરો અને પાકો બંદોબસ્ત હોવા છતાં આ ચોર તે કેવોક હશે, કે જે રાજમહેલમાં ઘૂસીને નવરત્ન હાર ઉઠાવી ગયો! નગરમાં ચારે તરફ રાજ્યાધિકારીઓ તપાસ કરવા લાગ્યા, ત્યારે તુંગભદ્રાના તટે નિઃશંક મનથી ગાતા-નાચતા શ્રીવિઠ્ઠલરૂપની સાથે એકરસ-તલ્લીન થયેલા ભાનુદાસ દેખાયા, અને તેમની પાસે શ્રીવિઠ્ઠલના ગળાનો નવરત્નહાર પણ પુષ્પહારની સાથે દેખાયો. રાજા કૃષ્ણરાય અત્યંત ક્રોધાયમાન થયા અને તેમણે ચોરને શૂળીએ ચઢાવવાની આજ્ઞા આપી. શૂળી નજીક લઇ જતાંજ ભાનુદાસે કહ્યું કે—

"આકાશ ગરજતું દેખાય, અખિલ બ્રહ્માંડના ભુક્કા થઇ જાય અને વડવાનળ ત્રિભુવનનો ગ્રાસ કરી જાય, તો પણ તેથી શું? હું તો હે વિઠ્ઠલ! તમારીજ વાટ જોઇ રહ્યો છું. સાતે સમુદ્ર મળીને એક થઇ જાય અને આ પૃથ્વી ભલે તો તેમાં ડૂબી જાય, અથવા પંચ મહાભૂતનો પ્રલય થઇ જાય; તો પણ હે વિઠ્ઠલ! તમેજ મારા સાથી છો, ગમે તેટલો જડ ભાર મારા ઉપર આવી પડશે તો પણ જેમ

પતિવ્રતા સ્ત્રી પોતાના પ્રાણેશ્વરનું નામ નથી છોડતી, તેમ હું તમારું નામ નહિ છોડું, એજ મારો નિશ્ચય છે.”

આટલો અચળ અને આવો પ્રચંડ નિશ્ચય, આવો અલૌકિક એકવિધ ભાવ જે ભક્તનો હોય, તેની શું પ્રહ્લાદપ્રિય પાંડુરંગ કદી ઉપેક્ષા કરી શકે? એવું કયુ સંકટ છે કે જેમાંથી ભગવાન ભક્તને ન ઉગારે? ભગવાને શું કદી પોતાના કોઇ ભક્તની ઉપેક્ષા કરી છે? ભક્ત ભાનુદાસને જે દુઃખ થયુ, તેનાથી ‘માતાથી પણ વિશેષ કોમળ હૃદયવાળા, ચંદ્રમા કરતાં પણ વધારે શીતળ અને જળથી પણ વધારે દ્રવીભૂત, પ્રેમના અગાધ સમુદ્ર ભક્તવત્સલ પાંડુરંગનુ હૃદય તેજ ક્ષણે ભરાઈ આવ્યુ અને ક્ષણવારમાં તે શૂળીનાં પાનાં નીકળી ગયાં, અને તે જગાએ અધીં ક્ષણમાં ફૂલ-ફળથી લચી પડતું એક સુશોભિત વૃક્ષ બની ગયુ! ભગવાનની લીલા અપર પાર છે! આ ચમત્કાર જોઇને રાજ્યાધિકારીઓ રાજા પાસે ગયા અને તેમને બધી હકીકત કહી સંભળાવી. આ સાંભળીને રાજાનું હૃદય એક વાર તો કંપી ઉઠયું અને તેમણે માન્યું કે જેને ચોર માનીને શૂળીએ ચઢાવવાની આજ્ઞા આપવામાં આવી હતી તે ચોર નથી, એ તો કોઇ મહાન્ ભગવદ્ભક્ત છે. ભાનુદાસને પાલખીમાં બેસાડીને તે રાજમહેલમાં લઇ ગયા. શ્રીવિઠ્ઠલનાં દર્શન થતાંજ ભાનુદાસ ગદ્ગદ્ થઈ ગયા, તેમને રોમાંચ થઈ આવ્યાં અને તેમનાં નેત્રોમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. ભાનુદાસની અપૂર્વ ભક્તિ જોઇને રાજાને પરમ સંતોષ થયો અને તેમણે ભાનુદાસને શ્રી વિઠ્ઠલની મૂર્તિ પંઢરપુર લઈ જવાની રજા આપી. ઘટ-ઘટમાં વિગજનાર અનંત બ્રહ્માંડવ્યાપી ભગવાન ભક્તને માટે નાનકડા બની ગયા અને શ્રીવિઠ્ઠલની એ મનોરમ મૂર્તિને સાથે લઇને ભાનુદાસ ત્યાંથી વિદાય થયા. ભાનુદાસ શ્રીવિઠ્ઠલની મૂર્તિ લઇને આવે છે, એ વાત સાંભળીને પંઢરપુર તથા આસપાસના હજારો ભાવિક વૈષ્ણવ વીરો ધ્વજા-પતાકાઓ લઈને તાલ-મૃદંગ વગાડતા વગાડતા તેમને લઈ આવવા

માટે ચાલ્યા. ચાર દિવસ પંઢરપુરમાં જાણે આનંદનો સમુદ્રજ ઉછળી રહ્યો છે. રથ પર ભગવાનને બેસાડીને તેમનું સરઘસ કાઢવામાં આવ્યું. તે દિવસ કાર્તિકી એકાદશીનો હતો. હજુ સુધી પ્રત્યેક કાર્તિકી એકાદશીએ રથનું સરઘસ નીકળે છે. આ વાર્ષિક સરઘસ, ભાનુદાસ અનાગોંદીથી વિઠ્ઠલ–મૂર્તિ લઈ આવ્યા તેજ મંગળ દિવસની યાદગીરી છે.

પંઢરપુરમાં ભક્તોએ ભાનુદાસનો જયજયકાર કર્યો. વિઠ્ઠલમૂર્તિ પંઢરપુરમાં ન રહેવાથી પંઢરપુરનો સંપ્રદાયજ તૂટી પડવાનો સમય આવ્યો હતો. પરંતુ ભક્ત ભાનુદાસની ભક્તિથી તે સમય ચાલ્યો ગયો અને ભગવાનની મૂર્તિ ફરીથી પંઢરપુરમાં આવીને વિરાજી, તે માટે ભક્તોએ ભાનુદાસની સ્તુતિ કરી તેમને અનેક ધન્યવાદ આપ્યા. 'સૂકા લાકડામાં અંકુર ફૂટયા, ભગવાન વળી પાછા પંઢરપુર આવી પહોંચ્યા.' આ ભાવાર્થના અભંગ ઉપર ગરુડપારની નજીક ભાનુદાસનુ કીર્તન થયુ. ભક્તમંડળ ઉપર ભાનુદાસનો અનંત ઉપકાર છે. ભાનુદાસનુ ભક્તિઋણ ભગવાને પણ તેમના કુળમાં એકનાથ સરખા વિશ્વવિખ્યાત વંદનીય પુરુષને જન્મ આપીને વાળ્યું. ઉપરની ઘટના પછી ભાનુદાસની ભક્તિનો પરમ વિકાસ થયો. પૈઠણમાં એક વખત રાત્રે હાથમાં વીણા લઇને ભાનુદાસ ભજન કરતાં કરતાં પ્રેમથી ભગવાનના ધ્યાનમાં એવા લીન થઈ ગયા કે તેમની આગળ સ્વયં શ્રીપાંડુરંગ પ્રગટ થયા. ધન્ય ભાનુદાસ! ધન્ય એકનાથ! અને ધન્ય તેમનું પવિત્ર કુળ! ભાનુદાસના પુત્ર ચક્રપાણિ, ચક્રપાણિના પુત્ર સૂર્યનારાયણ અને સૂર્યનારાયણના એકનાથ થયા. એકનાથની માતાનું નામ રુકિમણી હતું. ભાનુદાસના પાવન કુળમાં પોતાનો જન્મ થયો, તેને એકનાથ પોતાનુ અહોભાગ્ય માનતા હતા.

શ્રી એકનાથે પોતાના 'રુકિમણી–સ્વયંવર' ગ્રંથમાં ભાનુદાસની બાબતમાં પોતેજ કહ્યું છે કે—

**મી જન્મલોં ધન્યવંશી, મ્હણોનિ હરિભાક્ત આગ્દાંસી.**

સંત સોઇરે નિજસુખાસીં, વંશ કૃષ્ણાસી નિરવિલા.

અર્થાત્ ધન્ય વંશમાં મારો જન્મ થયો, એથીજ મને હરિભક્તિ પ્રાપ્ત થઇ, સંત-સજ્જન મારા સગા-સંબંધી થયા અને અમારો વંશ શ્રીકૃષ્ણને અર્પણ થયો.

શ્રી શુકાષ્ટકની ટીકામાં પણ લખ્યું છે કે—

પૂર્વી ભાનુકૃપા સૌરસ, પિતામહ પિતા ભાનુદાસ;
ત્યાપાસો નિહા વંશ, જનાર્દન પ્રિય.

અર્થાત્ પહેલાં સૂર્ય ભગવાનની કૃપા થઈ, કે જેથી મારા પિતામહના પિતા (પ્રપિતામહ) ભાનુદાસ જન્મ્યા. તેમનાથીજ આ વંશ જનાર્દનને પ્રિય થયો.

પોતાના ભાગવત ગ્રંથના ઉપોદ્ઘાતમાં ભાનુદાસને વંદન કરતા એકનાથ મહારાજે આ ઉદ્ગાર કાઢયા છેઃ- "પિતામહના પિતા ભાનુદાસને હવે હું વંદન કરૂ છું, કે જેમને કારણે ભગવાનને અમારો વંશ સર્વ પ્રકારે પ્રિય થયો, જેમણે બાળપણમાં ભાનુ (સૂર્ય)ની સેવા કરી અને પોતે ચિદ્ભાનુ થઇને, માનાભિમાનને જીતીને જે 'ભગવત્પાવન' થયા, જેમની 'પદબ્ધપ્રાપ્તિ'થી શ્રીવિઠ્ઠલમૂર્તિનાં દર્શન થયાં, તે ભાનુદાસના પુત્ર ચક્રપાણિ થયા, ચક્રપાણિના સુયોગ્ય પુત્રનુ નામ સૂર્ય રાખીને ભાનુદાસ પોતામાં પોતે રહીને રહ્યા. એ સૂર્યના તેજ પ્રતાપ-કિરણથી માતા રુકિમણી જન્મ્યાં અને તેજ મારાં માતા છે. ગ્રથારંભમાં પૂર્વજ મામાને આ વંદન કર્યા છે. આ મારી ભાગ્યલીલા ધન્ય છે, કે આવા વૈષ્ણવકુળમાં મારો જન્મ થયો."

આ ઉદ્ગારો પરથી જણાય છે કે, ભાનુદાસ પ્રત્યે એકનાથને કેટલું માન હતું. ભાનુદાસને લીધે અમારો વંશ ભગવાનને પ્રિય થયો અને આવા વૈષ્ણવ પવિત્ર કુળમાં મારો જન્મ થયો, એ મારૂ અહોભાગ્ય છે, વગેરે વગેરે પ્રેમભર્યા ઉદ્ગારો હૃદયને હલમલાવી નાખે તેવા છે. અતિ સાત્વિક અભિમાનપૂર્વક એકનાથ કહે છે કે, ભાનુદાસના

પવિત્ર કુળમાં મારો જન્મ થયો, તેથી ભગવદ્ભક્તિમાં મને પ્રેમ થયો. આ વૈષ્ણવકુળમાં જન્મ થવાથી પોતાની 'ભાગ્યલીલા' ને એકનાથે ધન્ય કહી છે. આ ધન્યોદ્ગારનો મર્મ અનુભવથીજ જાણી શકાય છે. ભાનુદાસની સત્યનિષ્ઠા તેમની એકનિષ્ઠ ભક્તિ અને તેમનું શુદ્ધાચરણ વગેરે ગુણોનો વિચાર કરતાં એજ જણાય છે કે 'शुचीनां श्रीमतां गेहे' એકનાથ એક યોગભ્રષ્ટ મહાત્માજ ઉત્પન્ન થયા. આથી શુદ્ધ કુળપરંપરાની રક્ષાનું કેટલું મહત્ત્વ છે, એ પણ સ્પષ્ટ જણાઈ આવે છે.

એકનાથના પિતા સૂર્યનારાયણનું નામકરણ ભાનુદાસેજ કર્યું હતું અને તે પછીજ તેમનુ શરીર છૂટેલું, એ એકનાથ મહારાજના કથનથી સ્પષ્ટ થાય છે. આ બનાવ શાકે ૧૪૩૫ (સંવત ૧૫૭૦)ની લગભગ બન્યો હશે.





# બાલ્યકાળ

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् । (ગીતા ૬-૪૩)

"દેહ તો નાનકડોજ હોય છે, પરતુ તેના આત્મજ્ઞાનનો ઉદય થાય છે ત્યારે જેમ સૂર્યની આગળ તેનો પોતાનો પ્રકાશ ફેલાય છે એવોજ તેનો પ્રકાશ ફેલાય છે. તેને અવસ્થાની રાહ જોવી પડતી નથી, ઉમરની રાહ જોવી પડતી નથી, બાળપણમાજ સર્વજ્ઞતા તેના કંઠમાં જયમાળા પહેરાવે છે." —જ્ઞાનેશ્વરી ૬-૪૫૨, ૫૩

ભાનુદાસે પોતાના પુત્રનુ નામ 'ચક્રપાણિ' અને પૌત્રનુ નામ 'સૂર્યનારાયણ' રાખ્યું. સૂર્યનારાયણ બાળક હતા, તેવામાંજ ભાનુદાસ પરલોક સીધાવ્યા હતા. આ પછી વીસ વર્ષ બાદ-શાકે ૧૪૫૫ની લગભગમાં-સૂર્યનારાયણને ત્યાં રુક્મિણીના ગર્ભથી એકનાથ જન્મ્યા. તેમના જન્મસમયે મૂળ નક્ષત્ર હતું. આથી જન્મતાંજ પિતાનો અને થોડા સમય પછી માતાનો દેહાંત થયો હતો. દાદા અને દાદી તેમને બાળપણમાં એકા (એકયા) કહીને બોલાવતાં. જન્મતાંજ માબાપનો ગ્રાસ કરીને બચેલા એકનાથના નામનો, અધ્યાત્મદૃષ્ટિથી જે વિલક્ષણ અને ગભીર અર્થ થાય છે, તેને એકનાથે પોતેજ પોતાના થોડા અભંગોમાં આ પ્રમાણે દર્શાવ્યો છે-'મૂળના મૂળમાંજ એકો પેદા થયો, આથી માબાપ ડરી ગયાં. આ મૂળ નક્ષત્ર એવું આવ્યું કે હું બન્નેને નિર્મૂળ કરવા લાગ્યો. તેમણે નક્ષત્રની-શાંતિ કરી, એટલે કે તેઓ પોતેજ શાંત થઇ ગયાં અને હું મૂળમા લાગીને મારૂં નામ સાર્થક કરવા લાગ્યો. એકો જનાર્દનને શરણે જઇને મૂળની વાતમાં પહોંચ્યો અને મા (માયા-પ્રકૃતિ) સાથે બાપ (બ્રહ્મ)ને ઘૂંટવા લાગ્યો."

જે અભંગોનો આ ભાવાર્થ આપ્યો છે, તે અભંગો કયાંય છપાયેલા નથી. પૈઠણમાં કેટલીક જૂની પોથીઓ ને પત્રો જોતાં આ અભંગો મળી આવ્યા છે. એનો ભાવાર્થ કેટલો ભાવપૂર્ણ અને દિવ્ય છે! એકનાથનો જન્મ થતાંજ મૂળ નક્ષત્રને લીધે માબાપ ડરી ગયાં અને તેમણે નક્ષત્રની શાંતિ કરાવી; પરંતુ બન્નેનો દેહાંત થયો. એકનાથ મૂળ-માંજ લાગ્યા રહ્યા, તેથી શુદ્ધ આત્મસ્વરૂપાકાર થઈ ગયા. આ સરળ આશય તો છેજ, પરંતુ એમાંથી આથી પણ વધારે ગંભીર ધ્વનિ પણ નીકળે છે અને તે એ કે, મા યાને માયા (પ્રકૃતિ) અને બાપ યાને પુરુષ ક્ષર અને અક્ષર એ બંનેનો ગ્રાસ કરીને ક્ષરાક્ષરથી પર જે ત્રિગુણાતીત પરબ્રહ્મ છે, તેમાં એકનાથ મળી ગયા. અસ્તુ.

એકનાથે પોતાના પિતા સૂર્યનારાયણને સુલક્ષણ કહીને યાદ કર્યા છે અને કહ્યું છે કે, "સૂર્યના તેજનાં પ્રતાપી કિરણોથી માતા રુક્મિણીએ પુત્રને જન્મ આપ્યો. સૂર્યનારાયણ ઘણાજ બુદ્ધિમાન પુરુષ હતા અને રુક્મિણી માતા પતિવ્રતા તેમજ સુશીલ દેવી હતાં. માબાપ પોતાના પુત્રને બાળપણનાં લાડ લડાવવા પણ જીવતાં રહ્યાં નહિ, અને એકનાથનું લાલન–પાલન કરવાનો બધો ભાર ચક્ર-પાણિ ઉપર આવી પડયો. ભાનુદાસ, ભાનુદાસના પુત્ર ચક્ર-પાણિ, ચક્રપાણિના સૂર્યનારાયણ, સૂર્યનારાયણના એક-નાથ—આ બધાં નામ પણ બહુ બોધક છે. નામમાં શું છે, એમ કહેવું બરાબર નથી. બાળકોનાં જે નામ રાખ-વામાં આવે છે તેમાં પણ તે નામો પાડનારના સ્વભાવજ જણાઈ આવે છે. ભાનુદાસે પોતાના પુત્ર અને પ્રપૌત્રનાં એવાં નામ રાખ્યાં, કે જે પરથી તેમની હરિભક્તિ પ્રગટ થાય છે. બાળકોનાં લલ્લુ, બુદ્ધિપ્રસાદ વગેરે નામો રાખ-નારા સંસારમાં ઘણા છે! 'સુલોચના' 'ચારુચંદ્ર' વગેરે શરીરનાં સૌંદર્યને દર્શાવનારાં નામ રાખનારાં રસિક મા–બાપો પણ ઘણાં છે; પરંતુ ધર્મશીલ કુળમાં એવી પદ્ધતિ હોય છે કે, તેઓ પોતાના ઉપાસ્ય દેવ, તીર્થ, સંત અને

સાધ્વીઓ તેમજ અન્ય દેવ-દેવીઓનાંજ નામ પોતાનાં બાળકોના રાખે છે રક્ત-માંસનો આ સ્થૂળ પિંડ નિંદ્યજ છે. આચાર્યના કથન પ્રમાણે—

त्वङ्मांसरुधिरस्नायुर्मेदोमज्जास्थिसंकुलम् ।
पूर्णं मूत्रपुरीषाभ्यां स्थूलं निन्द्यमिदं वपुः ॥
(विवेक-चूडामणि ८९)

ચામડી, માસ, લોહી, સ્નાયુ, મેદ, મજ્જા અને હાડકાંનું બનેલું તથા વિષ્ઠા તેમજ મૂત્રથી ભરેલું આ શરીર નિંદ્યજ છે, છતા એજ નિંદ્ય શરીરનો આધાર લઈને પરમ પાવન પરમાત્માની પ્રાપ્તિ કરવાની હોય છે. શરીર આવું નિંદ્ય અને નશ્વર હોવા છતા પણ ઓળખાણ માટે એનું કંઈક ને કંઈક નામ રાખવુંજ પડે છે. ત્યારે એવું નામ શા માટે ન રાખવામા આવે, કે જેથી પગલે પગલે ભગવાનનું સ્મરણ થાય? 'સમસ્ત સંસાર ઈશ્વરરૂપ છે' એજ ભાવનાને અખંડ રાખવા માટે ભક્તો સાંસારિક વાતોમાં પણ પ્રત્યેક જગાએ એવો ઉપાય કર્યા કરે છે, કે જેનાથી હમેશાં ભગવાનનુ સ્મરણ થયા કરે. નામકરણ પણ એક એવોજ ઉપાય છે. ભક્તજનોના સાંસારિક વ્યવહારનું નામ પણ ભગવાનનુ સ્મરણ કરાવનાર હોય છે અંદર-બહાર સર્વત્ર ભગવાનનુજ ધ્યાન અને દર્શન કરતાં કરતાં ભક્ત સંસારનેજ ઈશ્વરરૂપ બનાવી દે છે. નામોચ્ચારણની સાથે નામાતીતનુ સ્મરણ થાય એજ નામકરણનો હેતુ હોય છે. શ્રીમદ્‌ભાગવતના છઠ્ઠા સ્કંધમા અજામિલની કથા આવે છે. અજામિલ મહાપાપી હતો, પરંતુ તેણે પોતાના લાડકવાયા વહાલા પુત્રનુ નામ 'નારાયણ' રાખ્યું હતું. આથી વારવાર 'નારાયણ' નો નામોચ્ચાર કરતા કરતા તેની વાણી પવિત્ર થઇ ગઇ. નારાયણના નામનો તેને કંઇક એવોજ રસાસ્વાદ લાગી ગયો કે પ્રાણ નીકળતી વખતે વિષ્ણુ ભગવાનના દૂત તેને વૈકુંઠમા લઇ જવા માટે આવી પહોંચ્યા. પવિત્ર નામોનો કંઇક મહિમાજ એવો છે કે તેની સાથે સાથે પવિત્ર વિભૂતિઓનુ સ્મરણ થાય છે, તેમનું ચરિત્ર

આંખો સામે તરી આવે છે અને તેમાંથી પોતાના ઉદ્ધારનો માર્ગ પણ મળે છે. પવિત્ર નામના સાત્વિક સંસ્કારથી વાણી પવિત્ર થઇ જાય છે, એથી મન અને બુદ્ધિ ઉપર પણ દિવ્ય સંસ્કાર પડે છે. ભક્તોની રક્ષા તેમજ દુષ્ટોના નાશને માટે ભગવાને પોતાના હાથમાં ચક્ર ધારણ કરેલું છે, એ હમેશાં યાદ રહે તે માટે ભાનુદાસે પોતાના પુત્રનું નામ 'ચક્રપાણિ' રાખ્યુ. ભાનુદાસ ઉપર તેમના બાળપણમાં જે સૂર્યનારાયણે બ્રાહ્મણવેશમાં આવીને અનુગ્રહ કર્યો, તેમનું નિત્ય સ્મરણ રાખવા માટે તેમણે પોતાના પૌત્રનું નામ 'સૂર્યનારાયણ' રાખ્યું. આજ પરંપરા આગળ પણ ચાલી. 'એકનાથ' તો એકનાથજ થયા! એકનાથે પોતાના પુત્રનું નામ 'હરિ' રાખ્યું અને પોતાની બે પુત્રીઓનાં નામ 'ગંગા' અને 'ગોદા' રાખીને પોતાના કાશીવાસ તથા નિત્યના પૈઠણવાસની સંગિની–સાથી ગોદાનુ સ્મરણ જાગ્રત રાખ્યું. ગોદાનું હુલામણું નામ તેમણે 'લીલા' રાખ્યું હતું, તે પણ ભગવાનની માયાનુજ સ્મરણ હતું, જાણે એકનાથ'રૂપ પુરુષોત્તમને ઘેર આ પ્રમાણે 'હરિ' અને 'લીલા' એ ભાઈબહેન ખેલવા લાગ્યાં! લીલાના પુત્રનું નામ એકનાથ 'મુક્તેશ્વર' મહારાજે રાખ્યું! તેમનાં પત્નીનું નામ ગિરિજા હતું. ભાનુદાસના કુળમાં બધાંના આ નામ પણ તેમના ઘરમાં વિલસી રહેલી ભગવદ્‌ભક્તિનુંજ સ્મરણ કરાવનારાં છે, તેથી અહીં આ બાબતનો આટલો વિસ્તાર કરવામાં આવ્યો છે.

એકનાથ બાળપણથીજ ઘણા બુદ્ધિશાળી અને શ્રદ્ધાળુ હતા. શ્રદ્ધા અને બુદ્ધિ તેમના જન્મકાળેજ તેમની સાથે ઉત્પન્ન થઈ હતી; અથવા એમ કહેવાય કે, એમનો સ્નેહ તેમણે પૂર્વજન્મમાંજ પ્રાપ્ત કર્યો હતો. સ્નાનસંધ્યા, હરિભજન, પુરાણશ્રવણ અને દેવપૂજનમાં તેમને પૂર્ણ પ્રેમ હતો. હાથમાં કરતાળ લઇને અથવા ખભા ઉપર લાકડી કે એવીજ કોઇક ચીજ રાખીને અને તેને વીણા સમજીને તે ભજન કરતા અથવા પથ્થર સામે રાખીને તેના ઉપર

ફૂલ ચઢાવી 'રામકૃષ્ણ-હરિ' કહેતાકહેતા નાચવા લાગતા. કોઇ કથાવાચક અથવા કીર્તન કરનાર હરિભક્ત ક્યાંકથી આવી પહોંચતાં તેમને દંડવત્ કરતા અને એવી એકાગ્રતાપૂર્વક કથા સાંભળતા કે જાણે સર્વ કંઇ સમજતા હોય. કોઈ કંઈક કહેતું તો તેનો સામો જવાબ વાળીને બોલનારને રીઝવતા. દાદા પૂજામાં બેસતા, ત્યારે તેમની પાસે બેસીને પૂજાકાર્યમાં તેમને મદદ કરતા. એમનાં આ સુલક્ષણો જોઇને વૃદ્ધ દાદા અને દાદીનાં નેત્રોમાંથી સ્નેહાશ્રુઓ વહેવા લાગતાં. એકનાથ હાથમાં કોઈ દંડો લેતા અને તેમાં કોઇ કપડું બાંધીને તેને 'આ અમારો ઝંડો' કહીને નાચતા-કૂદતા, ત્યારે તે વૃદ્ધોથી રહેવાતું નહિ. તેઓ તેને ગોદમાં ઉઠાવી લેતાં અને ઘણો પ્રેમ દર્શાવતાં. તેઓ કહેતાં કે 'આ છોકરો ભાનુદાસનો યશ દિગ-દિગંતમાં ફેલાવશે. આડોશી-પાડોશીઓને પણ એકનાથે પોતાના ગુણોથી મોહિત કર્યા હતા. બાળપણમાં પણ તેમનો સ્વભાવ હઠીલો નહોતો કે ન તો તેમનામાં લાડકાપણું પણ હતું. જે કોઇ મળતું તેનાથીજ તેઓ સંતોષ પામતા. દેવ-બ્રાહ્મણ અને સાધુ-મહાત્માઓમાં સ્વાભાવિક પ્રેમ, સત્યમાં પ્રેમ, આંતર્બાહ્ય સરળતા, ભજનમાં મગ્ન થઇને ભૂખ-તરસ પણ ભૂલી જવાં, બધાને વહાલા લાગવું વગેરે ગુણો એકનાથમાં બાળપણથીજ હતા. તેમને માટે તેમને કોઇ અભ્યાસ કરવો પડયો નહિ. અનેક ગુણોનું સ્વાભાવિક સાહચર્ય હોવાથી નિરભિમાનતા અને શાંતિ, એ બે અલૌકિક ગુણ પણ તેમનામાં બાળપણથીજ દેખાતા હતા. તેમની મનોહર મૂર્તિ જોઇને તથા તેમને ભાનુદાસના શ્રેષ્ઠ કુળના એકમાત્ર તંતુરૂપ જાણીને પૈઠણના લોકો એમના ઉપર ખૂબ પ્રેમ કરતા હતા, અને આ પ્રેમની સાથે આ ગુણોનો યોગ હોવાથી બાળપણથીજ આ બાળભાગવતનો જયજયકાર થવા લાગ્યો.

છઠ્ઠે વર્ષે એકનાથના યજ્ઞોપવિત-સંસ્કાર થયા અને તેમને બ્રહ્મકર્મનું ઉત્તમ શિક્ષણ મળ્યું. હમેશાં સાયંકાળે

કથા વાંચનારા પંડિત એમનેજ ઘેર કથા વાંચતા અને એમને નિયમપૂર્વક સંસ્કૃતનું પણ અધ્યયન કરાવતા હતા. પુરાણોની કથાઓ એકનાથ ઘણીજ શ્રદ્ધાપૂર્વક સાંભળતા, સાંભળેલી કથાઓ તેઓ પાછા પોતાનાં દાદીમાને સંભળાવતા અને દાદાને તથા પંડિતજીને અનેક પ્રશ્નો પૂછીને થકવી નાખતા હતા. કોઈ ચીજને કંઠસ્થ કરી લેવામાં તેમને વિશેષ સમય લાગતો નહોતો. ઉંમર આટલી નાની હોવા છતાં પણ ત્રણ વખતનાં સંધ્યા–વંદન તેઓ ચૂકયા નહોતા. સ્તોત્ર–પાઠ, સવાર–સાંજ દેવ–ગુરુજનોનું વંદન વગેરે પણ નિયમપૂર્વક કરતા હતા. સ્નાન કર્યા વિના તેઓ કદી પાણી પણ પીતા નહિ, તેમજ પાણી લીધા સિવાય કોઇ વાર લઘુશંકા કરવા જતા નહિ. એમની નિયમિતતા અને પવિત્રતા જોઇને મોટેરાઓ વિચારમાં પડી જતા. તેમની બુદ્ધિ ઘણીજ તીવ્ર હતી. આથી ગુરુ તેમને જે વિષય સમજાવતા તે સાંભળતાં સાંભળતાંજ તેમને એટલો બધો આવડી જતો કે ગુરુનેજ કોઇ કોઇ વાર શંકા પડતી કે આપણે જાણી લીધેલો વિષય તો મેં તેને ફરી વાર સમજાવ્યો નથી ને? એકનાથનું અધ્યયન એ પહેલાંના પરિચિત વિષયોનું આવર્તનજ (પુનર્વાચન) હતું. એમની સત્ત્વપ્રધાન બુદ્ધિમાં જ્ઞાનનો તરત ઉદય થતો હતો. 'सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते' ગીતાના આ શ્લોક ઉપર ટીકા લખતાં લખતાં જ્ઞાનેશ્વર મહારાજે કહ્યું છે કે 'સત્વગુણનો ઉદય થતાં, વસંતઋતુમાં કમળ ખીલતાં જેમ તેની સુગંધ સર્વત્ર ફેલાઇ જાય છે, તેજ પ્રમાણે બુદ્ધિનું તેજ અંદર ભરપૂર થઇને ન સમાઈ શકવાને કારણે બહાર નીકળવા લાગે છે. અથવા વર્ષાકાળમાં મહા નદી જળથી પૂરેપુરી ભરાઇને બન્ને કિનારે છલકવા લાગે છે, તેજ પ્રમાણે બુદ્ધિ જે જે શાસ્ત્રનુ અવલોકન કરે છે, તેના તેના ઉપર અધિકાર જમાવે છે; અથવા પૂર્ણિમાની રાત્રે ચંદ્રનુ તેજ જેમ આકાશમાં સર્વત્ર ફેલાઇ જાય છે, તેજ પ્રમાણે સત્વગુણી પુરુષની વૃત્તિ સંપૂર્ણ જ્ઞાન પોતાનુ કરી લે છે.' જ્ઞાનેશ્વર

મહારાજનું અનુભવેલું વર્ણન એકનાથની બાબતમાં પણ પૂર્ણ સત્ય છે. એકનાથની બુદ્ધિ આવી હોવાથી તેમની શંકાઓનું સમાધાન કરતાં કરતાં પંડિતજી પણ ગભરાઇ જતા હતા અને તેમને ભય લાગતો હતો કે આને શિક્ષણ આપવાનું મારાથી કેમ બનશે, કોઇ કોઈ વાર તો એકનાથની જ્ઞાનનિષ્ઠા જોઇને તેમને એમ પણ લાગતું હતું કે, શિષ્યના રૂપમાં આ કોઈ સર્વજ્ઞ પુરુષ સામે બેઠો છે. એકનાથના માર્મિક અને હૃદયને ખોલનારા પ્રશ્નો સાંભળીને કોઇ કોઇ વાર પંડિતજી એકનાથના દાદા ચક્રપાણિની પાસે જઇને એમ પણ કહી દેતા કે 'હું તો પેટને માટે કથા વાંચતાં શીખ્યો અને આ છોકરો એવા પ્રશ્નો કરે છે કે, તેનું સમાધાન કરવાની મારામાં શક્તિ નથી.' આ પ્રમાણે બાર વર્ષની ઉંમરમાં રામાયણ–મહાભારત તથા અનેક પુરાણોની રમ્ય કથાઓ તેમજ ભાગવતના ધ્રુવ–પ્રહ્લાદાદિ બાલભાગવતોનાં આખ્યાન સાંભળીને એકનાથની બુદ્ધિમાં જે વિલક્ષણ શક્તિ ઉત્પન્ન થઇ તે મોટા મોટા પંડિતોને માટે પણ અકલ્પ્ય હતી. સામાન્ય લોકોને આ વાત અસંભવિત જેવીજ લાગે છે; કારણ કે આવો બાળક ભાગ્યેજ જોવામાં પણ આવે છે. પરંતુ એકનાથનું સમસ્ત ચરિત્રજ અસામાન્ય હોવાથી તેનામાં બાળપણથીજ આવી અસામાન્ય બાબતો હોવી સામાન્યજ છે; એમાં આશ્ચર્યની કંઇ વાત નથી. આંખોમાં દિવ્ય અંજન લાગતાંજ પાતાળમાં દટાયેલું ધન પણ જણાઈ જાય છે, તેજ પ્રમાણે સત્વગુણી પુરુષને સંપૂર્ણ જ્ઞાન અનાયાસેજ પ્રાપ્ત થાય છે. શ્રીમદ્ શંકરાચાર્યનું વેદાધ્યયન બાર વર્ષમાં પૂરૂં થયું; જ્ઞાનેશ્વર મહારાજે સોળમા વર્ષમાં જ્ઞાનેશ્વરી જેવો અનુપમ ગ્રંથ રચ્યો, સમર્થ રામદાસ સ્વામીને બાળપણમાંજ વસિષ્ઠ જેવો ઉગ્ર વૈરાગ્ય પ્રાપ્ત થયો, એકનાથની આ વાત પણ એવીજ છે. તેઓ 'अनेकजन्मसंसिद्ध' હતા. લૌકિક ગુરુ પાસેથી પ્રાપ્ત થઈ શકતી લૌકિક વિદ્યા પૂર્વજન્મના અભ્યાસબળથી તેમને સહેજમાંજ પ્રાપ્ત થઇ ગઇ. પરંતુ આથી તેમનું

સમાધાન શી રીતે થાય ? તેમનું મન બેચેન-અસ્વસ્થ બની ગયું કે ધ્રુવ, પ્રહ્‌લાદ વગેરેને જેમ નારદ મળ્યા, તેવાજ ભગવાનની પ્રાપ્તિ કરાવી દેનારા સદ્‌ગુરુ મને ક્યારે મળશે ? ખાવા-પીવામાંથી પણ તેમની રુચિ ચાલી ગઈ. આવા શિષ્યને માટે સદ્‌ગુરુ થોડાજ દૂર રહે છે ! જેમ પાકેલા ફળમાં ચાંચ મારવાને માટે પોપટ તૈયારજ રહે છે, તેજ પ્રમાણે સદ્ શિષ્ય તૈયાર થતાંજ તેના ઉપર કૃપા કરવા માટે સદ્‌ગુરુ પણ તૈયારજ રહે છે. એક રાત્રે ત્રીજો પહોર વીતી ચૂક્યો હતો, એકનાથ એકલા શિવાલયમાં હરિગુણ ગાતા ગાતા બેઠા હતા, સદ્‌ગુરુની શોધમાં લાગેલા હૃદયમાં તેમણે આકાશવાણી સાંભળી કે 'દેવગઢ ઉપર જનાર્દન પંત નામના એક સત્પુરુષ રહે છે. તેમની પાસે જાઓ, તેઓ તમને કૃતાર્થ કરશે.' આ આકાશવાણી સાંભળતાંજ ઘરબાર યા વૃદ્ધ દાદા-દાદીનો કંઇ પણ ખ્યાલ ન કરતાં એકનાથ ભગવાનનું નામ લઇને ત્યાંથી ચાલી નીકળ્યા અને ત્રીજે દિવસે પ્રાતઃકાળે દેવગઢ પહોંચ્યા. ત્યાં તેમને જનાર્દન પંતનાં દર્શન થયાં. ગદ્ ગદ્ થઇને તેમણે પોતાનું શરીર ગુરુનાં ચરણોમાં અર્પણ કર્યું. શાકે ૧૪૬૭ (સંવત ૧૬૦૨) ની લગભગ આ ઘટના બની. ગુરુ-શિષ્યનું જે દિવસે શુભ મિલન થયું તે દિવસ ધન્ય છે.





# ગુરુ જનાર્દન સ્વામી

"ગુરુ એજ માતા, ગુરુ એજ પિતા અને ગુરુ એજ મારા કુળદેવ છે મહાન્ સકટ આવતા આગળ અને પાછળ તેઓજ મારી રક્ષા કરનાર છે આ શરીર, વાણી અને મન તેમનાજ ચરણે મા અર્પણ છે એકનાથ જનાર્દનને શરણે છે ગુરુ એક જનાર્દનજ છે "

—એકનાથ

જનાર્દન સ્વામી પહેલા ચાલીસગામના નિવાસી અને ત્યાના દેશપાડે હતા તેઓ આશ્વલાયન સૂત્રના ઋગ્વેદી દેશસ્થ બ્રાહ્મણ હતા એમનો જન્મ શાકે ૧૪૨૬ ના ફાગણ વદ ૬ ને દિવસે થયો હતો (સવત ૧૫૬૧ના ચૈત્ર વદી ૬) પૂર્વકર્મના ઋણાનુબધે તેમને મુસલમાની રાજ્યની નોકરી કરવી પડી એમા એમનો દરજ્જો પણ વધ્યો હતો અને આખરે તેઓ દેવગઢ યા દૌલતાબાદના વડા હાકેમ થયા, મુસલમાન–બાદશાહના ખાસ વિશ્વાસપાત્ર સલાહકાર પણ થયા તેઓ મહાન વીર, દૃઢ સ્વભાવ અને નિયમવાળા તેમજ તેજસ્વી પુરુષ હતા પોતાના કામમા બહુ ચતુર હોવાથી રાજ્યમા એમનો ખૂબ દમામ હતો, છતા તેમનો સૌથી વિશેષ યશ તો તેઓ મોટા સાધુ પુરુષ છે એવોજ ફેલાયો હતો અને તે જમાનામા પણ તેમની સ્વધર્મ નિષ્ઠાનો ડકો ચોતરફ વાગી રહ્યો હતો તેઓ ગુરુ દત્તાત્રયના ઉપાસક હતા, અને ઉપાસ્યદેવના સગુણરૂપના દર્શન એમનામા પ્રત્યક્ષ થતા હતા બ્રાહ્મ મુહૂર્તમા ઉઠવાના સમયથી બપોરસુધી તેઓ સ્નાનસધ્યા, સમાધિ અને શ્રીદત્તની સેવામાજ ચોજાઇ રહેતા હતા મધ્યાહ્ન પછી કચેરીમા જતા ને ત્યાના કામકાજ પર દેખરેખ રાખતા હતા

પાછા સાયંસંધ્યા વગેરે કરીને રાત્રે 'જ્ઞાનેશ્વરી' તેમજ 'અમૃતાનુભવ'નું વાચન-મનન કરતા. તેમનું સમાધિમાં બેસવાનું સ્થાન એકાંતમાં હતું ને એવો પ્રબંધ હતો કે તે બાજુ કોઈ જઈ શકે નહિ, એવી ગોઠવણ કરેલી હતી. તેઓ ઘણા દયાળુ અને ન્યાયી હતા, વળી તેમની ધાક પણ એવીજ હતી. તેમને માટે બાદશાહી હુકમથી દરેક ગુરુવારે (ગુરુ દત્તને દિવસે) દેવગઢની બધી સરકારી કચેરીઓમાં રજા પડતી હતી. યોગીઓને માટે પણ જે સેવાધર્મ અગમ્ય છે, તેનું પાલન કરતા થકા તેઓ સ્વધર્માચરણમાં કદી પાછા પડયા નથી. તેઓ સંસાર અને પરમાર્થ બન્ને ઉત્તમ રીતે ચલાવતા હતા. શ્રીદત્ત ભગવાનના સગુણ સાક્ષાત્કારના પ્રભાવથી સમતા, શાંતિ અને અનાસક્તિનો તેમનામાં અખંડ વાસ હતો. તેમના શરીરમાંથી વિલક્ષણ તેજ નીકળતું. 'બાહ્યકર્મો વડે ધોવાઈને સ્વચ્છ અને અંતર્જ્ઞાનથી ઉજ્જવળ થયેલા' એ ભક્તિ, જ્ઞાન ને વૈરાગ્યની મૂર્તિ-હિન્દુ-મુસલમાન સૌ કોઈ વઘ માનતા હતા. જનાર્દન સ્વામીની ભક્તિથી પ્રસન્ન થઈને ભગવાન દત્તાત્રેય દેવગઢમાં વિરાજવા લાગ્યા. એથી કરીને તથા ત્યાં થનારા નિત્યના ભજન-પૂજન અને આત્મચર્ચાના દિવ્ય પરિમલથી દેવગઢ અને તેની આસપાસની જગા, પુણ્ય-પવિત્ર અને પરમ આહ્લાદક બની ગયાં હતાં.

શ્રી દત્ત ભગવાને જનાર્દન સ્વામી ઉપર અનુગ્રહ કર્યો અને તેમને પોતાના સ્વરૂપનો અનુભવ આપીને કૃતાર્થ કર્યા. તે પ્રસંગનુ વર્ણન એકનાથ મહારાજ પોતે પોતાના ભાગવત (અધ્યાય ૯)માં સ્વાભાવિક પ્રેરણાથી કરી ગયા છે. તેઓ કહે છે કે 'ગુરુને મળવાની એવી અનન્ય લગની લાગી કે સદ્ગુરુના ચિંતનમાં તેઓ ત્રણે અવસ્થાઓ ભૂલી ગયા. ભગવાન ભાવના ભૂખ્યા છે. એમની આ દૃઢ અવસ્થા જાણીને શ્રી દત્ત ભગવાન પ્રગટ થયા અને તેમના મસ્તક ઉપર તેમણે હાથ મૂકયો. હાથ મૂકતાંજ તેમને સંપૂર્ણ જ્ઞાન થઈ ગયુ. આ મિથ્યા પ્રપંચનુ જે મૂળ સ્વરૂપ છે,

એકનાથ અથવા બીજા કોઇ પણ સ્વસ્વરૂપને પ્રાપ્ત થયેલા મહાત્માના ચરિત્રમાં દેખાતા આ ચમત્કારો એ કોઇ અદ્ભુત બાબત નથી. પરંતુ એ બધાં ચરિત્રોને મહાત્માઓના અનુભવની દૃષ્ટિથીજ જોવા જોઇએ. ભક્તોને સગુણ સાક્ષાત્કાર થાય છે. જનાર્દનસ્વામીને શ્રી દત્ત ભગવાનનાં દર્શન થયાં, અનુગ્રહ થયો અને નિત્ય-દર્શન પણ થતાંજ હતાં. જનાર્દન સ્વામીએ એકનાથ મહારાજને પણ દત્ત ભગવાનનાં દર્શન કરાવ્યાં હતાં. એકનાથ મહારાજને બારણે દાસોપંતે શ્રીદત્ત ભગવાનને ચોકીદારના વેશમાં જોયા. એકનાથ મહારાજને ઘેર શ્રીદત્ત ભગવાન બાર વર્ષ સુધી શ્રીખંડ્યારૂપે રહીને કામ કરતા રહ્યા. એ બધી બાબતોને આપણે ચમત્કાર કહીએ છીએ, શ્રદ્ધાળુ લોકો આ બાબતોને સત્ય માને છે, અજ્ઞાની લોકો એને જૂઠી ને નકામી વાતો માને છે. પરંતુ એ ભક્તોના અનુભવની સત્ય વાતો છે અસ્તુ.

જનાર્દન સ્વામીના ચરિત્રના અત્યંત મહત્ત્વના પ્રસંગની-અર્થાત્ શ્રીદત્ત ભગવાનના અનુગ્રહનો પુરાવો જનાર્દન સ્વામીના પોતાનાજ શિષ્ય પાસેથી મળ્યો છે, એ બહુ આનંદની વાત છે. જ્યારે જનાર્દન સ્વામીને સદ્ગુરુ-પ્રાપ્તિની એવી ધૂન લાગી ગઈ કે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણે અવસ્થાઓમાં આ સિવાય તેમને બીજું કંઈ સૂઝતુ જ નહોતું, ત્યારે ભાવભક્તિના ભોક્તા ભગવાન દત્તાત્રય સાક્ષાત્ પ્રગટ થયા અને તેમના મસ્તક પર તેમણે પોતાનો હાથ મૂકયો. ભગવાનના હાથનો સ્પર્શ થતાંજ સ્વરૂપ-સાક્ષાત્કાર થઇ ગયો-'કર્મ કરવા છતાં પણ અકર્તા' અર્થાત્ અકર્તાત્મબોધ થયો અને આજ દેહમાં વિદેહતા પ્રગટ થઇ. ગૃહસ્થાશ્રમ છોડયા વિના, કર્મમર્યાદાને ઓળંગ્યા વિના, પોતાનાં કાર્યો કરતા છતાં આત્માનુસંધાનને ન છોડવાની કુશળતા તેમને પ્રાપ્ત થઇ અને તેમની માયેજ મનનું મનપણું છૂટી જવાથી તે મૂર્છિત થઇ ગયા, ત્યારે શ્રીદત્ત ભગવાને તેમને ચેતનમા આણ્યા અને સાત્ત્વિકતાનું આ ત્રીજુ-ઉભરણુ શમાવી દઇને પરમાનંદના આત્મજ્ઞાનમાં

સ્વાભાવિકપણે રહેતાં શીખવ્યું. પછી શ્રી દત્ત ભગવાનની પૂજા કરીને જનાર્દન સ્વામી તેમનાં ચરણોમાં પડયા. આજ અવસ્થામાં ભગવાન પોતાની યોગમાયાના બળથી અંતર્ધાન થઇ ગયા. જનાર્દન સ્વામીને આ પ્રમાણે ભગવાનનાં જે પ્રથમ દર્શન થયાં તેનું આ વર્ણન તેમના મુખ્ય શિષ્યે કર્યું છે. 'ગૃહસ્થાશ્રમને છોડયા સિવાય, કર્મ-રેખાને ઓળંગ્યા સિવાય' નિજબોધથી (આત્મજ્ઞાનપૂર્વક) રહેવાનો ઉપદેશ શ્રી દત્ત ભગવાને જનાર્દન સ્વામીને આપ્યો અને એજ ઉપદેશ તેમની પાસેથી એકનાથ મહારાજને મળ્યો. જનાર્દન સ્વામી અથવા એકનાથ મહારાજને ગૃહસ્થાશ્રમમાં અસંગ થઇને-અર્થાત્ અકર્તાપણાના ભાવપૂર્વક રહેવાનો જે ઉપદેશ શ્રી દત્ત ભગવાને કર્યો તે ધ્યાનમાં રાખીને એમના જેવું આપણું જીવન બનાવીએ તો ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં ભગવત્પ્રાપ્તિ થાય, એમાં કંઇજ શંકા નથી. અસ્તુ. જનાર્દન સ્વામી જેવા પૂર્ણપુરુષે દેવગઢથી વીસજ માઇલ દૂર પૈઠણમાં રહેનારા આપણા બાળ-ભાગવતને પોતાની અચિંત્ય શક્તિથી પોતાની તરફ ખેંચી લીધો અને તેના ઉપર કૃપા કરીને તેને જગતનો ઉદ્ધાર કરવા સમર્થ કર્યો, એ ઘણાજ આનંદની વાત બની.

જ્યારે જનાર્દન પંતનાં એકનાથને સૌથી પહેલવહેલાં દર્શન થયાં ત્યારે બન્નેને ઘણોજ આનંદ થયો. ધ્રુવ સમાન વિરક્ત થયેલા એકનાથની એ વામન મૂર્તિને જોઇ જનાર્દન સ્વામી અત્યંત પ્રસન્ન થયા અને તેમણે તેમને ઘણાજ પ્રેમથી પોતાની પાસે રાખ્યા. ગુરુના સદાચાર, બ્રહ્મનિષ્ઠા અને પ્રેમી હૃદયને જોતાંજ એકનાથની ચિત્તવૃત્તિ તેમનાં ચરણોમાં લાગી ગઈ. એકનાથે સતત છ વર્ષ સુધી અત્યંત ભાવભક્તિપૂર્વક જનાર્દન સ્વામીની અપૂર્વ સેવા કરી અને તેઓ તેમના અનુગ્રહના સંપૂર્ણ પાત્ર બન્યા. એકનાથની ગુરુસેવાનો ક્રમ આ પ્રમાણે હતો—ગુરુ સૂઇને ઉઠે તે પહેલાં શિષ્ય જાગી ઉઠતા. રાત્રે ગુરુના પગ દબાવતા, ગુરુના સૂતા પછી તેમનાં ચરણો તરફની દિશામાં પોતે સૂઇ રહે-

હતી અને એજ પરમ શુદ્ધ ભાવનાથી તેઓ ગુરુની અખંડ સેવા કરતા હતા. આ છ વર્ષોમાં એકનાથને પૈઠણનું સ્મરણ પણ ના થયું, એટલુંજ નહિ પરંતુ તેમને પોતાના દેહનું પણ ભાન રહ્યું નહિ. માત્ર ગુરુસેવાનેજ તેમણે પરમ ધર્મ માન્યો અને ત્રણે અવસ્થામાં ગુરુ સિવાય તેમણે કોઇ વસ્તુનું ચિંતન પણ ના કર્યું. ગુરુસેવા કરતાં કરતાં એકનાથના બધા મનોવિકાર શાંત થઈ ગયા, ભૂખ–તરસ વગેરે પ્રાણધર્મ છૂટી ગયા, રાગ–લોભ વગેરે શરીર છોડીને ચાલ્યા ગયા, ઈન્દ્રિયો વાસનારહિત થઈ ગઇ, શરીર તેજોમય થઇ ગયું. આંતરિક સમાધાનનું તેજ રોગેરોમમાંથી પ્રગટ થવા લાગ્યું. ગુરુસેવાથી એકનાથ દેહાભિમાનરહિત થઇ ગયા. આ પ્રમાણે ગુરુસેવામાં તેમની ચિત્તશુદ્ધિ થઈ અને તેઓ ગુરુપ્રસાદ પામ્યા. આવી શિષ્યબુદ્ધિપૂર્વક રહેતાં રહેતાં તેમણે સાક્ષાત્ ગુરુમુખેથી જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ અને શ્રીમદ્ભાગવત વગેરે ગ્રંથો સાંભળ્યા અને પરિણામે તેમને આત્મજ્ઞાન લાધ્યું–સ્વસ્વરૂપની પ્રતીતિ થઈ. માત્ર સંસારના વિષયોમાં પડેલા લોકોને આ વિષયપૂર્ણ સંસાર સિવાય બીજું કંઇ સૂઝતું નથી, તેજ પ્રમાણે તેમના શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સાક્ષાત્કારને માટે ગુરુના સિવાય બીજો કોઇ વિષયજ રહ્યો નહિ. જેઓ અધકચરા પારમાર્થિક છે, તેમની અત્યંત દુર્દશા થાય છે. તેઓ શ્રવણ કરે છે પરમાર્થનું અને મનન કરે છે વિષયોનુ. નિદિધ્યાસન પ્રપંચનું કરે છે અને તેમને સાક્ષાત્કાર થાય છે માત્ર દુઃખ દુઃખ ને દુઃખનો. એકનાથ ગુરુસેવાથી પોતાને ધન્ય સમજતા. જે ભક્ત નથી તેને સેવામાં અત્યંત કષ્ટ લાગે, પરંતુ એકનાથ સરખા ગુરુભક્તને માટે તેજ સેવા પરમ અમૃતદાયી હોવાથી તેનેજ તેમણે પોતાનું મહદ્ભાગ્ય માન્યું. તેમણે પોતેજ પોતાના લખેલા ભાગવતમાં ગુરુ અને ગુરુ–ભજનનો મહિમા ગાયો છે. કહ્યું છે કે 'ભવસાગરથી પાર ઉતરવા માટે મુખ્ય સાધન ગુરુ–ભજનજ છે.' અને ગુરુનું લક્ષણ શું છે? એકનાથ મહારાજ કહે છે કે, સદ્ગુરુ તેઓજ

છે, જે આત્મસ્વરૂપનું જ્ઞાન કરાવીને સમાધાન કરાવી દે.' લૌકિક વિદ્યાઓના લૌકિક ગુરુ અનેક છે, પરંતુ સદ્‌ગુરુ તેજ છે, કે જે આત્મસ્વરૂપમાં સ્થિર કરી દે. મહાભાગ્યથીજ આવા સદ્‌ગુરુ પ્રાપ્ત થાય છે અને આવા સદ્‌ગુરુની સેવા સત્ શિષ્ય પણ કેવી રીતે કરે છે? એકનાથ મહારાજ વર્ણન કરે છે કે 'ગુરુ એજ માતા, પિતા, સ્વામી અને કુલદેવતા છે. ગુરુ વિના બીજા કોઇ દેવતાનું સ્મરણ થતું નથી. શરીર, મન, વાણી અને પ્રાણથી ગુરુનુંજ અનન્ય ધ્યાન થાય છે એજ ગુરુભક્તિ છે. એવી અવસ્થામાં તરસ પાણીને ભૂલી જાય, ભૂખ મિષ્ટાન્નને ભૂલી જાય અને ગુરુની ચરણસેવા કરતાં કરતાં નિદ્રા પણ ભુલાઇ જાય. મુખમાં સદ્‌ગુરુનું નામ હોય, હૃદયમાં સદ્‌ગુરુનો પ્રેમ હોય અને દેહમાં સદ્‌ગુરુ માટેનીજ અહર્નિશ અવિશ્રાન્ત કાર્યતત્પરતા હોય, ગુરુસેવામાં એવું મન લાગે કે સ્રી, પુત્ર તથા ધન પણ ભુલાઇ જાય, પોતાનું મન પણ ભુલાઈ જાય અને એ પણ ધ્યાન ન રહે કે હું કોણ છું.'

ગુરુ એજ ભગવાન, ગુરુ એજ પરબ્રહ્મ અને ગુરુભજન એજ માત્ર ભગવદ્‌ભજન છે. ગુરુ અને ભગવાન એકજ છે; એટલુંજ નહિ પરંતુ ગુરુવાકય એજ બ્રહ્મનું પ્રમાણ છે, નહિ તો બ્રહ્મ કેવળ એક શબ્દ છે. ગુરુસેવાનો મર્મ એકનાથ મહારાજ એક બીજે સ્થળે બતાવે છે કે—'ગુરુના આસન, ભજન ને શયનને કદી ન ભૂલવા. જેને ગુરુ માન્યા, તેમને જાગ્રત્ અને સ્વપ્નના સમસ્ત નિદિધ્યાસનમાં ગુરુ માન્યા. ગુરુનું સ્મરણ કરતાં કરતાં ભૂખ-તરસનું વિસ્મરણ થઈ જાય છે અને દેહ તેમજ ઘરનું સુખ પણ ભૂલાઇ જાય છે, તેને બદલે હમેશાં પરમાર્થજ દૃષ્ટિ સમક્ષ રહે છે.'

સદ્‌ગુરુનું સામર્થ્ય અને સત્સેવાનું સુખ કેવું છે, આ વિષયમાં એકનાથ મહારાજના આ પ્રેમભર્યા ઉદ્‌ગારો છે—

"સદ્‌ગુરુ જ્યાં વાસ કરે છે, ત્યાં સુખની દુનિયા હોય છે. તેઓ બોલે છે તેમાં સ્વાભાવિકપણેજ મહાજ્ઞાન

હોય છે. એ સદ્‌ગુરુનાં ચરણોનાં દર્શન થવાથી તેજ ક્ષણે ભૂખ–તરસ ભૂલાઇ જાય છે; પછી બીજી કોઇ કલ્પનાજ ઉઠતી નથી. પોતાનું વાસ્તવિક સુખ શ્રીગુરુચરણોમાંજ છે.”

તે પછી ગુરુસેવાના સંબંધમાં પોતાનો અનુભવ બતાવે છે:—

“સેવામાં એવો પ્રેમ થઇ ગયો કે તેમાંથી અધી ઘડીની પણ નવરાશ મળતી નથી. સેવામાં આળસ તો રહ્યુંજ નથી, કારણકે આ સેવાથી આરામનું સ્થાનજ ચાલ્યું ગયું છે. તરસ જળ ભૂલી ગઇ છે, અને ભૂખ મિષ્ટાન્ન ભૂલી ગઇ છે. બગાસું ખાવાની પણ નવરાશ રહી નથી. સેવામાં મન એવું રમી ગયું કે જનાર્દનના શરણમાં લીન થયું છે.”

એક દિવસ જનાર્દન સ્વામી સમાધિમાં બેઠા હતા અને એકનાથ બારણે એકલાજ બેઠા બેઠા ગુરુનું ધ્યાન ધરી રહ્યા હતા. આસન, શયન, ભોજન અને હરતાં ફરતાં સર્વત્ર ગુરુનુંજ ધ્યાન કરવું, એજ એમનો અભ્યાસ હતો. એક પ્રસંગે તેમણે કહ્યું છે કે—‘ચિંતનથી ચિંતા નાશ પામે છે. ચિંતનથી સઘળાં કામ હાથ લાગી જાય છે. ચિંતનથી સાયુજ્ય મુક્તિ આપોઆપજ પ્રાપ્ત થઈ જાય છે, તેને ભટકવું પડતું નથી. ચિંતનનો આવો મહિમા છે. આથી અધમ મૂર્ખ માણસો પણ તરી ગયા છે. ચિંતનથી પ્રાણીમાત્રનું સમાધાન થાય છે. ચિંતનથી આધિ–વ્યાધિ નાશ પામે છે અને ઉપાધિ છૂટી જાય છે. ચિંતનથી બધી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. (તેથી) એકનાથ હમેશાં જનાર્દનનાં ચરણોમાં રહે છે.’

દ્રૌપદીએ ચિંતન કર્યું અને ભક્તસખા દોડી આવ્યા, એક ક્ષણમાં તેમણે દુર્વાસા અને તેમની મુનિમંડળીને તૃપ્ત કરી, સતત ચિંતન કરનારા અર્જુનના રથ ઉપર તેઓ સારથિ થઇને બેઠા, ચિંતનથીજ જળ–સ્થળમાં સર્વત્ર પ્રહ્લાદને ભગવાનનો સાથ મળ્યો, ચરણોનું ચિંતન કરનાર

દામાજીને માટે તે મહાર બન્યા તેમજ મારા વડદાદાને માટે પણ તેમણે વખતોવખત કેટલાયે વેશ ધારણ કર્યા. તેજ સર્વગત, સર્વજ્ઞ, સર્વાન્તર્યામી, સર્વસાક્ષી પરમાત્મા જનાર્દન સ્વામીના રૂપમાં પ્રગટ થયા છે, આજ દઢ ભાવના ધારણ કરીને એકનાથ મહારાજે ગુરુની માનસપૂજા કરી અને ગુરુપૂજા કરતાંજ અહંભાવ ભૂલીને તે ગુરુસ્વરૂપમાં મળી ગયા. તે પ્રસંગનું તેમણે આ પ્રમાણે વર્ણન કર્યું છે—

" મારો મનોભાવ જાણીને સદ્‌ગુરુરાજે સગુણ રૂપનો બોજો ઉઠાવી લીધો અને અતિથિ બનીને આવ્યા. પહેલાં અંતઃકરણને—ચિત્ત અને મનને અત્યંત શુદ્ધ કરીને ત્યાંજ સ્વામીજીને બેસવા માટે આસન આપ્યું, પછી પ્રેમજળથી તેમનાં ચરણકમળ ધોયાં, વાસનાનુ ચંદન લગાવ્યું, અહંભાવનો ધૂપ દીધો, સદ્‌ભાવનો દીપક પ્રગટાવ્યો અને પંચપ્રાણોનું નૈવેદ્ય ધરાવ્યું રજસ તેમજ તમસને છોડીને સત્વગુણનું તાંબૂલ આપ્યુ. સ્વાનુભવના રંગમાં રંગાઇને તેજ રંગ છાંટયો. એકનાથે જનાર્દનની પૂજા કરી અને ભગવાન તથા ભક્તમાં કોઇ ભેદ ન રહ્યો. એકનાથ સદ્‌ગુરુરાજ બની રહ્યા."

આ પ્રમાણે સદ્‌ગુરુ અને પરમાત્માને એકબીજાથી અભિન્ન જાણી એકનાથે પરમ નિષ્ઠાથી છ વર્ષ સુધી ગુરુસેવા કરી અને એ સેવા કરતાં કરતા પોતાના ભિન્ન અસ્તિત્વનેજ ભુલાવી દીધુ ! એકનાથનો આ અધિકાર જોઇને જનાર્દન સ્વામીએ તેમને શ્રીદત્ત ભગવાનનાં દર્શન કરાવવાનો સંકલ્પ કર્યો. પરંતુ એ મનોહર પ્રસંગનું વર્ણન કરતા પહેલાં બે આખ્યાયિકાઓ અહીં લખીએ છીએ.

એક સમયે કોઇ ગુરુવારે જનાર્દન સ્વામી સમાધિમા નિમગ્ન હતા અને દેવગઢ ઉપર અકસ્માત્ બહારના શત્રુએ હુમલો કર્યો તેથી સર્વત્ર ઘણોજ ત્રાસ ફેલાઇ રહ્યો. સેવકો આ વાતની ખબર આપવા તેમની પાસે જતા હતા. સમાધિસ્થાનના બારણા આગળ તેમણે એકનાથને ગુરુચિં-

તન કરતાં બેઠેલા જોયા. એકનાથ સેવકો પાસેથી બધી હકીકત જાણીને તરતજ ઉભા થયા, યુદ્ધસમયે તેમના ગુરુ જનાર્દન સ્વામી જે પોષાક પહેરતા હતા, તે પોષાક તેમણે પહેરી લીધો અને અસ્ત્ર–શસ્ત્રથી સજ્જ થઇને તેમજ કમરે તલવાર બાંધીને ઘોડા ઉપર સવાર થઈ તેઓ બહાર નીકળ્યા. સ્વામીજીની સમાધિમાં ભંગાણુ ન થાય અને તેમનું કાર્ય પણુ ઉત્તમ રીતે પાર પડે એટલા માટે એકનાથે આ રસ્તો કાઢયો. રણુશીંગાં વાગવા લાગ્યાં. શસ્ત્રોના ખડખડાટ સંભળાવા લાગ્યા અને ચાર કલાક સુધી ભયંકર યુદ્ધ થયા પછી શત્રુઓ હારીને અને માર ખાઇ અપયશ વહોરીને ભાગ્યા. આ અવસરે જનાર્દનના વેશધારી એકનાથે વીરતાની એવી પરાકાષ્ઠા કરી હતી કે લોકો ચકિત થઇને જોતાજ રહી ગયા! ગઢ ઉપર જયાં ત્યાં જનાર્દન સ્વામીની સ્તુતિ થવા લાગી. તે સાંભળીને ગુરુ–શિષ્યનો અંતર્બાહ્ય અભેદ પ્રત્યક્ષ કૃતિથી બતાવનાર એકનાથ ઘણાજ પ્રસન્ન થયા. ગુરુનો પોષાક ઉતારીને હતો ત્યાં મૂકી દીધો તથાં પાછા છાનામાના પોતાના કામમાં લાગી ગયા. સમાધિમાંથી જાગ્રત થતાં જનાર્દન સ્વામી પોતાને ઘેર આવ્યા અને ભોજન કરવા બેઠા. ઘરમાં અને ગઢ ઉપર પણુ તેમને ખૂબ ધમાલ જણાઇ. એકનાથ નિત્યની માફક વિનયપૂર્વક ગુરુ સમક્ષ ઉભાજ હતા. પરંતુ જે યુદ્ધ થયુ હતું તે વિષે તેમણે એક શબ્દ પણુ કહ્યો નહિ. તેમનામાં કર્તાપણાનો કંઈ પણુ અહંભાવજ હતો નહિ આ સમયે તેમની આ વાત પ્રગટ થઇ ગઇ. ચાર કલાક શત્રુસેના સાથે લડીને તેનો સંહાર કરનાર આ વૈષ્ણવ વીર ગુરુ સમક્ષ પોતાનાં વખાણુ નહિ કરતાં, તે પરાક્રમ યા એ ઘટનાનેજ સર્વથા ભૂલી જઇને ગુરુની સામે વિનયપૂર્વક ઉભા છે. આ દશ્યનું ચિત્ર કોઇ ચિત્રકાર દોરે, તો તે હિન્દુમાત્રને ચકિત કરી દે. જનાર્દન સ્વામીને જયારે આ બધી વાતની ખબર પડી, ત્યારે તેમણે પોતાના આ મહાન શિષ્ય પ્રત્યે જે ધન્ય સ્નેહ થયો, તેને શું લેખિની વ્યક્ત કરી શકે? પોતાના બિંબ

અસ્તિત્વના અભિમાનનો પૂરેપુરો લોપ કરી નિરભિમાની થઇને ગુરુસેવા કરનારા આવા શિષ્ય ઘણાજ દુર્લભ છે.

એકનાથની એકાગ્રતા બહુ વિલક્ષણ હતી. શ્રીગુરુ-ચરણોનુ ધ્યાન ધરતાં ધરતાં તેમનો દેહભાવ પણ નાશ પામી જતો હતો પરમાર્થ–સાધનમાં જેનું ચિત્ત આટલુ લય થઇ જાય છે, તેની પ્રપચ–સાધના પણ બરાબરજ થાય છે, સાધુ–સંતોના વ્યવહારમાં પણ કદી પ્રમાદ થતો નથી. કોઈ પણ કામ હોય, તેને વગર ભૂલે સાધુ–સંત જેટલું સારી રીતે કરી શકે છે તેટલું સંસારી માનવીઓ કરી શકતા નથી. સંત વ્યવહારને જાણનારા હોઇ વ્યવહારકુશળ હોયજ છે, કેવળ વ્યવહારનેજ સાર સમજનારા માણસો વ્યવહારમાં પણ ભૂલ કરે છે અને પરમાર્થથી તો દૂરજ રહે છે. એકનાથની શ્રદ્ધા, પ્રેમ અને વિશ્વાસ જોઇને જનાર્દન સ્વામીએ તેમને હિસાબ–કિતાબનું કામ સોપ્યું. ગુરુસેવામા કોઇ પણ ત્રુટિ નહિ રાખતાં એકનાથ આ કામ પણ ગુરુસેવા સમજીનેજ ઘણા ધ્યાનથી કરતા હતા. એક દિવસ હિસાબમાં એક પાઇનો હિસાબ મળતો નહોતો, આ ભૂલ શોધી કાઢવા માટે, બીજાં સેવાકાર્યોથી પરવારીને તેઓ ચોપડા લઇને દીવા પાસે બેઠા. અઢી પહોર વીતી ગયા, છતાં પણ હિસાબ ના મળ્યો. શરીર થાક્યું, પરંતુ તે થાકને તેમણે ગણકાર્યો નહિ, એક ક્ષણ વાર પણ તેમણે બગાસુ સરખું ખાધું નહિ કે આળસ આવવા દીધું નહિ. ભોજન પછી જળ પીવાથી નિદ્રા કે આળસ આવશે, એ વિચારથી તેમણે જળ પણ પીધું નહિ. આ પ્રમાણે જે કામ તેમણે હાથમાં લીધું હતું, તેને ઉત્તમ રીતે પાર પાડવામાં તેમણે કોઇ પણ ખામી આવવા દીધી નહિ. કામ નાનુ હોય કે મોટું, તેની જવાબદારી જો માથા ઉપર લીધી અથવા આવી પડી તો તેને સ્વધર્મ સમજીને અત્યંત શ્રદ્ધાપૂર્વક બજાવવી જોઇએ, એજ શ્રેષ્ઠ પુરુષોના મનનો સ્વભાવ હોય છે. કર્તવ્યને માટેજ કર્તવ્ય કરવું એ મહાન પુરુષોનું લક્ષણ છે. તે પ્રમાણેજ એકનાથ એકજ પાઇની

ભૂલ શોધવામાં આ પ્રમાણે લાગેલા હતા. ત્રણ પહોર રાત વીતી ત્યારે જનાર્દન સ્વામી જાગ્યા અને આજુબાજુમાં એકનાથ ક્યાંયે જણાયા નહિ, તેથી તેઓ પાસેના ઓરડામાં જોવા લાગ્યા. થોડી વારમાં એકનાથે પાઇની ભૂલ શોધી કાઢી. હિસાબ મળવાથી તેમને ઘણોજ હર્ષ થયો અને એજ હર્ષમાં તેમણે એક વાર તાળી પાડી. જનાર્દન સ્વામીને આથી ઘણીજ નવાઇ લાગી. તેમણે આગળ આવીને પૂછ્યું: "આ હર્ષ કઇ વાતનો થાય છે?" એકનાથે બધી વાત કહી દીધી. એટલે જનાર્દન સ્વામી બોલ્યા: "નાથ! એક પાઇની ભૂલ હાથ આવતાં જ્યારે તને આટલો બધો આનંદ થાય છે, તો સંસારની જે મોટી ભૂલ તારાથી થઇ છે, તે હાથ આવી જાય તો કહે જોઇએ કે તને કેટકેટલો વિશેષ આનંદ થશે? હે તાત! જો આવોજ લય શ્રીદત્તના ચિંતનમાં કરી દે, તો ભગવાન શું દૂર છે?" એકનાથને રોમાંચ થઇ આવ્યાં. તેમને આશા બંધાઇ કે હવે ગુરુ મહારાજ ભગવાનનાં દર્શન કરાવી દેશે, એજ આશાથી તેઓ ગળગળા થઇને ગુરુનાં ચરણોમાં ઢળી પડ્યા.





# શ્રીદત્તકૃપા અને અનુષ્ઠાન

"એકાએ (એકનાથે) જનાર્દનને શરણે જઈને આત્મદૃષ્ટિ પ્રાપ્ત કરી, પરબ્રહ્મમૂર્તિ ભગવાન દત્તને નજરોનજર જોયા !"

—એકનાથ

જનાર્દન સ્વામીનું સમાધિમાં બેસવાનું સ્થાન દેવગઢ ઉપર ઉત્તર દિશામાં એકાંતમાં હતું. તે સ્થાનની સામે એક સુરમ્ય સરોવર હતું, જેની ચારે બાજુ ફળ-ફૂલોથી સુશોભિત વિવિધ પ્રકારનાં વૃક્ષો હતાં. તે બાજુ જવાનો કોઈને હુકમ નહોતો. ત્યાં મનુષ્યોનો પગરવ (પગલાંનો અવાજ) પણ કદી સંભળાતો નહોતો. તે રમણીય નિર્જન સ્થાન સર્વ પ્રકારે સમાધિનેજ યોગ્ય હતું. તે પવિત્ર પ્રદેશમાં સ્થિર આસન લગાવીને જનાર્દન સ્વામી હમેશાં એક પહોર સમાધિનો આનંદ લેતા હતા. ગુરુવારનો તો આખો દિવસજ ત્યાં વીતતો હતો. ત્યાં એકનાથને ગુરુનાં દર્શન અને વાર્તાલાપ-સંભાષણનો લાભ મળ્યા કરતો હતો. સ્વામીને એક વાર ઇચ્છા થઈ આવી કે એકનાથને પણ શ્રી દત્તનાં દર્શનનો લાભ મળે. આથી તેમણે એકનાથને પહેલેથી સમજાવી રાખ્યું કે 'અહીં શ્રીદત્ત ભગવાન સિવાય બીજું કોઈ પણ આવતું નથી અને ભગવાન ગમે તે વેશમાં આવે તો પણ તેમને જોઈને તમે ગભરાશો નહિ.' એકનાથ આ રીતે શ્રીદત્ત ભગવાનની વાટ જોતા બેઠા. સ્વામી પૂજા કરી રહ્યા એટલે શ્રીદત્ત મલંગ (ફકીર)ના રૂપમાં પ્રગટ થયા. તેમનું આખું શરીર ચામડાથી ઢાંકેલું હતું, સાથે કૂતરીના રૂપમાં કામધેનુ હતી, આંખો લાલ લાલ હતી. આ ભયાનક રૂપ જોઈને એકનાથ કંઈક ચકિત થયા.

જનાર્દન સ્વામી અને શ્રી દત્ત આત્મસુખની (આત્માનંદની) વાતો કરવા લાગ્યા. પછી શ્રી દત્તની આજ્ઞા થતાં જનાર્દન સ્વામીએ એ કામધેનુને દોહીને દૂધ કાઢયું અને માટીના એક પાત્રમાં બન્નેએ તેનું તૃપ્ત થતા સુધી પાન કરીને પોતાની અભિન્નતા એકનાથને બતાવી. ભોજન પછી તે પાત્ર ધોવા માટે સ્વામીએ એકનાથના હાથમાં આપ્યું. એકનાથે તેને જળથી ધોયું, ધોઇને એજ ધોવણ 'આજ પ્રસાદ છે, આજ ભાગીરથી છે, આજ સ્વાનંદવાસનું સાધન છે' કહેતાકહેતા અત્યંત ભક્તિપૂર્વક પી ગયા ! આ જાણીને શ્રી દત્તે એકનાથને પાસે બોલાવ્યા. આને પરમ પ્રાપ્તિનો સમય જાણીને એકનાથે બન્નેનાં ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને હાથ જોડીને સામે ઉભા રહી ગયા. તેમણે જોયું કે, ગુરુ તો પરમ ગુરુજ છે. આ અભેદભાવનાથી ક્ષણવાર તેઓ તટસ્થ રહ્યા. પછી પોતાની વૃત્તિમાં આવ્યા ત્યારે શ્રી દત્તે તેમના તરફ પ્રસન્ન વદનથી જોયું અને પછી જનાર્દન સ્વામી તરફ જોઇને કહ્યું કે 'આ મહાભાગવત ઉત્પન્ન થયા છે, એમનાદ્વારા ભાગવત ધર્મનો પ્રચાર થશે. હજારો મનુષ્યોને એ ભક્તિમાર્ગે વાળશે અને જડ જીવોનો ઉદ્ધાર કરનાર ઉત્તમ ગ્રંથ રચશે. ભાગવત ઉપરનો તેમનો ગ્રંથ અપૂર્વ થશે.' આમ કહીને શ્રી દત્તે એકનાથને આલિંગન આપ્યું. ત્યારે જનાર્દન સ્વામીને પરમાનંદ થયો અને 'દત્ત–જનાર્દન–એકનાથ' ત્રણે એકરૂપ થઈગયા. એકનાથને જ્યારે શ્રી દત્તે પોતાના રૂપનુ દર્શન કરાવ્યું ત્યારે દત્ત, જનાર્દન તથા પોતાની સાથે સકળ વિશ્વ તેમણે અભેદરૂપે જોયું. તે પ્રેમનુ વર્ણન કરતાં કરતાં એકનાથ મહારાજ કહે છે કે 'તેજ એકનુ ગુણગાન કરૂં છું, એજ એકનું ધ્યાન ધરૂં છું, તેનેજ અગુણી જોઉં છું, તેનેજ સગુણી જોઉં છું અને તેનેજ ગુણાતીત જોઉં છું.'

આ પછી શ્રી દત્ત અંતર્ધાન થયા અને જનાર્દન સ્વામી પોતાને કામે ગયા. એકનાથને શ્રીદત્તના દર્શનનો પરમ આનંદ થયો. જે સગુણ રૂપને પોતાની આંખોથી જોયું

તેજ અ-ત્રિ અર્થાત્ ત્રિગુણથી અતીત (ત્રિગુણાતીત) અને અનસૂયા અર્થાત્ અસૂયા-અતીત યાને બુદ્ધિ (જ્ઞાન) એ બન્નેના સંયોગથી ઉત્પન્ન થયેલું નિર્ગુણ રૂપ છે. સગુણ-નિર્ગુણ એકજ છે. દત્તજ શ્રીકૃષ્ણ છે, તેઓજ વિઠ્ઠલ છે ને તેઓજ રામ છે. જે સ્વરૂપમાં તેમનું ધ્યાન કરવામાં આવે, તેજ સ્વરૂપમાં તેઓ પ્રગટ થાય છે. તેઓ દત્ત છે-અર્થાત્ તેમણે પોતાનું રૂપ પહેલેથીજ 'આપી દીધેલું' છે. તે સાધનોથી પહેલાં પ્રાપ્ત થનારા, પહેલેથીજ સ્વતઃજ પ્રાપ્ત છે! તેમને પ્રાપ્ત કરવાને માટે પ્રયત્નની કંઇ આવશ્યકતા નથી. તે સહજસિદ્ધ છે, કેવળ બુદ્ધિ ઉપર પડેલો દેહાભિમાનનો પડદો દૂર થતાંજ તેઓ દત્તજ છે. પાણી ઉપરની લીલ હઠાવી દેવાથી જેમ શુદ્ધ જળ પોતાની મેળેજ જણાય છે, તેજ પ્રમાણે પોતાનું સ્વરૂપ પણ સિદ્ધજ છે. આ પ્રમાણે આપણે જોયું કે, જે સગુણ છે તેજ નિર્ગુણ છે અને જે નિર્ગુણ છે તેજ સગુણ છે. 'ઘી જામ્યું અને તેજ ઓગળ્યું', આથી તેનું ઘીપણું કંઈ નાશ પામતું નથી; તેજ પ્રમાણે જે અમૂર્ત છે તે મૂર્તિમાં આવી ગયા. આથી તેમનું બ્રહ્મત્વ ક્યાંયે ચાલ્યું ગયું નહિ, તે મૂર્તિમાં પણ રહેલાજ છે.' આ જ્ઞાન જ્યારે પ્રત્યક્ષ થયું ત્યારે મુખમાંથી 'દત્ત, દત્ત' નોજ નામોચ્ચાર કરતા કરતા, આનંદથી ગાતા-નાચતા એકનાથે શ્રીદત્ત ભગવાનની પૂજા કરી. તે સમયના જે 'અભંગ' છે, તેનો ભાવાર્થ આ પ્રમાણે છે—

(૧)

"ભગવાનનું આવાહન કર્યું, પરંતુ આ આવાહનમાં વિસર્જનનું કંઈ કામ નથી. કારણ કે મારા સ્વામી દત્ત દેવ સર્વત્ર ઓતપ્રોત છે. જ્યારે ચિત્ત એમનામાંજ લીન થાય છે ત્યારે ગાવાનું પણ બનતું નથી. એકનાથ જેવા જનાર્દનમાં છે તેવાજ તે સમસ્ત વિશ્વમાં પરિપૂર્ણ છે."

(૨)

"ચારે શરીરોની ક્રિયાઓ શ્રીદત્તાત્રયને અર્ઘ્ય આપી દીધી. જે જે ધર્મ-કર્મ, શુદ્ધ 'સબળ' જેવું હતું, તે

યથાક્રમે અર્પણ કરી દીધું. યોગ્ય-અયોગ્ય જે કંઇ ઇંદ્રિય-જાત કર્મો હતાં તે બધાં દઇ દીધાં. મારા દેવ દત્ત આત્મા એક જનાર્દનમાં સ્વસ્થ થઇ ગયા."

(૩)

"સંચિત અને ક્રિયમાણ બધાનું આચમન કર્યું. જે પ્રારબ્ધ બાકી રહ્યુ છે, તેનાથી સદ્ગુરુ દત્તનું ધ્યાન ધરૂ છું. એકનાથ જનાર્દનમાંજ રહ્યા, એનું આ ફળ છે કે બધું મંગળ થઇ ગયું."

(૪)

"જે બધા દેવોને જન્મ આપનાર છે તે ત્રણે ગુણો પર સત્તા ચલાવે છે, તેમનાં ચરણોનું શરણુ લેતાંજ સમસ્ત માયા છૂટી ગઇ, સઘળા ભેદાભેદ નાશ પામી ગયા. એકા જનાર્દનમાં—જીવ શિવમાં લીન થઇને મુક્ત થઇ ગયા.

(૫)

"સહસ્રદલ કમલાકાર હાર કંઠમાં અર્પણ કર્યો. સોળ, બાર, અઢાર અને ચાર પુષ્પનો ભાર માથા પર ઉઠાવીને, એકા જનાર્દનમાં, અલિકુલ (ભ્રમરો) નિર્મળ દત્તનાં ચરણકમળોમાં અર્પણ થઇ ગયું.

(૬)

"એ જ્ઞાનદીપક પ્રગટાવ્યો, કે જેમા ચિંતાનું કંઇ કાજળ નથી, અને તેના વડે આનંદભર્યા પ્રેમથી દત્ત દેવની આરતી કરી. સઘળા ભેદ અને વિકાર દૂર થઇ ગયા. એકનાથે જનાર્દનને મેળવ્યા અને પોતે તેજમાં મળી ગયા.

(૭)

"અંદર-બહાર, ચરાચરમાં સર્વત્ર દત્તજ વિરાજી રહ્યા છે. દત્તાત્રેયે મારૂં મન હરી લીધુ, 'મારા-તારા' નો ભાવ કાઢી નાખ્યો. સિંહાદ્રી (સહ્યાદ્રિ) પર્વત ઉપર રહેનારા દત્તાત્રેયે ભક્તાના મનમાં વાસ કર્યો—એકનાથ જનાર્દનમાં જીવવા લાગ્યા."

આ પછી એકનાથ જ્યારે ઇચ્છતા ત્યારે તેમને ભગવાન દત્તનાં દર્શન થતાં. શ્રી દત્ત પાસેથી વરદાન પામીનેજ તેમણે પોતાનો ભાગવત ગ્રંથ લખ્યો. આ ગ્રંથમાં તેમણે કયાંક કયાંક પ્રેમના આવેશમાં શ્રી દત્તના મિલનનો પણ ઉલ્લેખ કર્યો છે. ઉપોદ્ઘાતમાં વંદન કરતાં લખ્યું છે કે–'હવે એ શ્રી દત્તાત્રેયને વંદન કરૂં છું કે જેઓ આચાર્યના પણ આચાર્ય છે, જેમણે મને આ ગ્રંથરચનાના કાર્યમાં પ્રવૃત્ત કર્યો, કે જેનાથી આત્મજ્ઞાન થાય. આ પ્રમાણે ભિક્ષુ-ગીતાની છેવટે કહ્યુ છે કે 'મારા પોતાના ગુરુના પણ ગુરુ જે પરમ ગુરુ શ્રીદત્ત છે, તે યોગીઓના યોગેશ્વર આ અત્યંત સુંદર ભિક્ષુગીતાના અર્થથી સંતુષ્ટ થયા અને અદ્ભુત સંતોષ તેમજ આદરપૂર્વક મને આશ્વાસન આપીને તથા પોતાના હાથ વડે અભયદાન દઇને આનંદથી ડોલવા લાગ્યા. એકનાથના આ ઉદ્ગાર મહત્ત્વના છે. આથી માલમ પડે છે કે સાચેજ, શ્રી દત્ત ભગવાન એકનાથના મુખેથી ભિક્ષુગીતા સાંભળીને પ્રસન્ન થયા અને તેમણે પોતાનો હાથ તેમની પીઠ ઉપર મૂક્યો. આ પ્રમાણે એક અભંગમાં એકનાથે બતાવ્યુ છે કે 'મુક્તમંડપમાં પોતાના નામના ઘોષ અને કીર્તનમાં દત્ત ભગવાન પ્રગટ થયા. એજ દત્ત સ્થાવરમાં, જંગમમાં, સમસ્ત વિશ્વમાં વ્યાપી રહ્યા છે, અને તેઓજ ઘેરઘેર નિત્ય ભિક્ષા પણ કરી રહ્યા છે.' અસ્તુ.

સદ્ગુરુ જનાર્દન સ્વામીની કૃપાથી એકનાથને શ્રીદત્તનાં સાક્ષાત્ દર્શન થયાં અને ત્યારથી તેઓ નિરંતર એકનાથ સાથે રહેતા હતા. એકનાથ સ્મરણ કરતા ત્યારે સગુણરૂપથી તે પ્રગટ થતા, નહિ તો હમેશાં તેમના હૃદયમાં વાસ કરતાજ હતા. આ પ્રમાણે શ્રીદત્ત મહારાજ જનાર્દનની કૃપાથી એકનાથના હૃદયમાંજ આવી વસ્યા હતા.

એકનાથને દત્ત ભગવાનનાં દર્શન થયાં અને દત્ત ભગવાનનો શ્રેષ્ઠ પ્રસાદ પણ મળ્યો—વરદાન પણ મળ્યું. ત્યારે જનાર્દન સ્વામીએ વિચાર્યું કે 'હવે આની પાસે

અનુષ્ઠાન કરાવવું જોઇએ.' તે પ્રમાણે તેમણે દેવગઢ ઉપરજ વાયવ્ય દિશા તરફ શૂલભંજન ઉર્ફે સુલભ પર્વત ઉપર તેમને માટે સુરમ્ય સ્થાન નક્કી કરી દીધું અને કર્તવ્યાર્થનો ઉપદેશ આપીને તથા શ્રીકૃષ્ણની ઉપાસનાની દીક્ષા દઇને શુભ મુહૂર્તમાં તેમને ત્યાં મોકલી દીધા. નાથ ત્યાં પહોંચ્યા ત્યારે માર્કણ્ડેય ઋષિનું એ પ્રાચીન તપોવન જોઇને અને ત્યાંના સૂર્યકુંડમાં સ્નાન કરીને તેમણે અતિશય આનંદ અનુભવ્યો હતો. તપને માટે પોતાનું સ્થાન સાફસૂફ કરાવીને તેઓ ત્યાંજ સ્થિર આસન કરીને રહેવાલાગ્યા. ત્યાં શરદી–પાણીનો તેમને કશો ડર લાગ્યો નહિ, ભૂખની જ્વાળાને શાંત કરવા કદી કશી ચિંતા કરવી પડી નહિ, 'યોગ–ક્ષેમ ચલાવનારા ગુરુદેવ પોતેજ સમર્થ છે અને સર્વ પ્રકારે તેઓજ રક્ષા કરશે.' આજ દૃઢ નિશ્ચાપૂર્વક તેમણે તપ શરૂ કર્યું. '**ब्राह्मे मुहूर्ते चोत्थाय चिन्तयेदात्मनो हितम्**' આ વચન અનુસાર બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને સ્નાન–સંધ્યાદિ કરીને પૂર્વાભિમુખ થઇ, સિદ્ધાસન જમાવીને શ્રીકૃષ્ણની મૂર્તિનું ધ્યાન અને ષોડશોપચારથી પૂજા કરતા તથા ગુરુદેવે બતાવેલા માર્ગે ભગવત્પ્રાપ્તિનું અખંડ સાધન કરતા. ભગવાને જેમ ગીતામાં કહ્યું છે કે, પવિત્ર–પ્રદેશમાં સ્થિર આસન લગાવીને—

**समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।**
**संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥६–१३॥**
**प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारी व्रते स्थितः ।**
**मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥६–१४॥**

તેઓ આ પ્રકારનો અભ્યાસયોગ કરવા લાગ્યા. આ અભ્યાસ કરતાં કરતાં બાહ્ય સ્ફુરણની ગતિ બંધ થઈ ગઇ અને આજ દેહમાં તેઓ વિદેહાવસ્થાનો આનંદ ભોગવવા લાગ્યા. જનાર્દન સ્વામીએ તેમને બ્રહ્મોપદેશ આપ્યો હતો અને સગુણ ભક્તિનુ રહસ્ય પણ બતાવી દીધું હતું. તેજ પ્રમાણે તેઓ ભક્તિસુખનો આનંદ ભોગવતા હતા.

બ્રહ્મજ્ઞાન બતાવીને સગુણ ભક્તિનો ઉચ્છેદ કરનારા જે ગુરુ હોય છે, તેઓમાંના જનાર્દન સ્વામી નહોતા. સગુણ અને નિર્ગુણ એકજ છે, એજ એમનો ઉપદેશ હતો. પ્રાણાયામ, ધ્યાન, ધારણા—એ બધાં ભક્તિનાં સાધન છે. કર્મ, જ્ઞાન, યોગ—એ બધાં સાધન છે અને શ્રીહરિજ સાધ્ય છે. એ વાત તેમણે એકનાથને ઘણી સારી રીતે સમજાવી દીધી હતી. સમુદ્રમાં જેમ મીઠાનો ગાગડો ઓગળી જાય છે, તેજ પ્રમાણે હરિરૂપમાં મળી જવું જોઇએ, એજ એમનો ઉપદેશ હતો એકનાથે જે યોગાભ્યાસ શરૂ કર્યો, તે યોગને માટે નહિ, ભગવત્પ્રાપ્તિને માટે કર્યો. યોગને માટે યોગ, તપને માટે તપ, કર્મને માટે કર્મ અને જ્ઞાનને ખાતર જ્ઞાન પ્રાપ્ત કરવું, એ ભાગવતધર્મનું શિક્ષણ નથી. ભાગવતધર્મનું શિક્ષણ એ છે કે યોગ, તપ, કર્મ અને જ્ઞાન, એ બધું ભગવાનને માટે છે. ભગવાન વિના તેનું કંઈ પણ મૂલ્ય નથી. આનાથી જો ભગવાનનાં દર્શન થાય તોજ તેની કિંમત છે. આજ ભાગવત ધર્મનું મુખ્ય તત્ત્વ છે સંસ્કૃતના શ્રીમદ્ ભગવદ્ગીતા અને શ્રીમદ્ ભાગવત તથા પ્રાકૃતના જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવ ગ્રંથ એજ શિક્ષણ આપે છે અને એ ગ્રંથોનું નિરૂપણ શ્રીગુરુમુખેથી સાંભળીને નાથના ચિત્તમાં પણ આજ શિક્ષણ દૃઢ થયેલું હતું. તે પ્રમાણે પરમ ભક્તિની સાથે તે શ્રીકૃષ્ણની મૂર્તિનું ધ્યાન કરતા હતા. આ અભ્યાસનું ફળ એ આવ્યું કે, એકનાથને સાક્ષાત્ આનંદકંદ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનાં દર્શન થયાં.

દેવગઢ ઉપર નાથ આ પ્રમાણે મહાન તપ કરી રહ્યા હતા. એક દિવસ તેઓ સમાધિમાં બેઠા હતા ત્યારે એક બહુજ મોટો કાળ-સર્પ ફુંફાડા મારતો મારતો તેમના ઉપર તૂટી પડયો અને તેમના શરીરે વીંટાઈ વળ્યો. પરંતુ આશ્ચર્યની વાત એ બની કે, સામ્ય સ્થિતિનો અનુભવ કરનારા એકનાથના અંગસ્પર્શથી તેની ડંખવાની ક્રૂર બુદ્ધિ નાશ પામી ગઇ અને તે નાથના મસ્તક ઉપર ફેણ ધરીને ડોલવા લાગ્યો. સમચિત્ત—અર્થાત્ જેમનું ચિત્ત અત્યંત

શુદ્ધ થઇ ગયું છે, તેમને સાપ, વીંછી, ચિત્તો, વાઘ કોઇ પણ નુકસાન કરી શકતા નથી. પોતાના અંતઃકરણનો ભેદ-ભાવ જ્યાં નાશ પામ્યો, ત્યાં સમસ્ત જગતનો ભેદ નાશ પામીજ જાય છે ! આ બધું આપણા પોતાનાજ હાથમાં છે. ગીતામાં કહ્યું છે કે—

सर्वभूतस्थमात्मानं सर्व भूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥६–२९

આ પ્રમાણે અચળ એકતાની સ્થિતિ જેને પ્રાપ્ત થઇ તેની હિંસા કોણ કરી શકે ? જે પોતાનામાં વિશ્વને જુએ છે અને પોતે આખા વિશ્વમાં સમાઇ જાય છે, તે સમ-વિષમ–ભાવ–શૂન્ય મનુષ્યને ભય પણ કોનો હોઇ શકે ? બધો ભય દ્વૈતને લીધે પોતાના–પારકાના ભાવથી ઉત્પન્ન થાય છે. દ્વૈતનેજ જે ગળી જાય છે, તેને માટે ભય ક્યાં રહ્યો ? તે સાપ પછી તો એકનાથનો સાથીજ બની ગયો. નાથ જ્યારે સમાધિમાં બેસતા ત્યારે તે તેમના શરીરે વીંટળાઇને માથા ઉપર ફેણ ધરીને ડોલવા લાગતો અને જ્યારે તેઓ સમાધિમાંથી ઉઠતા–અર્થાત્ એમના દેહમાં શ્વાસોચ્છવાસ ચાલવા લાગતા ત્યારે તે પણ ત્યાંથી ચાલ્યો જતો હતો. કેટલાક દિવસ સુધી આ ક્રમ ચાલુ રહ્યો. એકનાથને આની કંઇ ખબર નહોતી. પાછળથી એક પ્રસંગે આ વાત ખુલી થઇ. તે પર્વતની નીચે એક શ્રદ્ધાળુ ખેડુત રહેતો હતો. ગાયોને ચરાવતાં ચરાવતાં એક દિવસ તેમણે એકનાથને જોયા. તેણે વિચાર્યું કે, આ કોઇ અહીં તપ કરતા મહાન તપસ્વી પુરુષ છે. તેણે તેમને દંડવત્ કર્યો. તે દિવસથી તે હમેશાં એકનાથ મહારાજને એક લોટો દૂધ લાવી આપતો હતો. નાથ પણ તેનો આ શુદ્ધ ભાવ જોઇને સમાધિમાંથી ઉઠયા પછી દૂધ પી લેતા હતા. એક દિવસ એ ખેડૂતે જોયું કે, નાથ મહારાજની કમરે પેલો સાપ વીંટાયેલો છે. આથી ગભરાઇને તે ખૂબ જોરથી બૂમ પાડી ઉઠયો. તરતજ નાથ જાગ્રત થયા ( સમાધિમાંથી ઉઠયા ) અને તેમણે સાપને જતો જોયો. તેને જોઇને તેમણે

તે દૂધ સાપની સામે ધરી દીધુ આ પ્રસગ વિષે એકનાથ મહારાજે એક અભગ રચ્યો છે, તેનો ભાવાર્થ આ પ્રમાણે છે

"મને ડખવા માટે કાળ આવ્યો, પણ તે આવતાજ કૃપાળુ બની ગયો આ સારૂ ઓળખાણુ થઈ ગયુ. આથી ચિત્ત અચ્યુતમા મળી ગયુ શરીરમા જે સદેહ હતો, તે દૂર થઈ ગયો અને કાળજ ચાલ્યો ગયો 'એકા'ને જનાર્દનનો જે મેળાપ થયો તેનાથી આવવા-જવાના ચક્કર-માથીજ છૂટી મળી ગઈ"

આ પછી એકનાથે ગુરુની આજ્ઞા પ્રમાણે અનુષ્ઠાન પૂરૂ કર્યું અને પછી ગુરુને ઘેર આવ્યા બધી હકીકત તેમણે ગુરુને કહી સભળાવી તે સાભળીને જનાર્દન સ્વામીએ વિચાર્યું કે 'હવે આનુ અહીનુ કાર્ય સમાપ્ત થઈ ગયુ છે, એને હવે યાત્રા કરવા મોકલવો જોઇએ, કે જેથી તે અનેક સત-મહાત્માઓનો સત્સગ પામીને એ ગુરુ દત્ત દેવના વરદાન પ્રમાણે ભાગવતધર્મનો મહાન પ્રવર્તક થાય"





# એકનાથની તીર્થયાત્રા

"જે તીર્થમાં જે વિધાન છે, જે તીર્થમાં જે સ્નાન કરવાનું છે, તે કરીને દાન-સન્માનથી રામે સૌને સુખી કર્યાં."-ભાવાર્થરામાયણ

જનાર્દન સ્વામીએ એકનાથને તીર્થયાત્રા કરવાની આજ્ઞા આપી અને નાશિક-ત્ર્યંબકેશ્વર સુધી પોતે પણ સાથે ચાલવાનો સ્વીકાર કર્યો. ગુરુ-શિષ્ય બન્નેજ તીર્થ-યાત્રાને નિમિત્તે પોતાના ચરણસ્પર્શ દ્વારા સમસ્ત ભૂમિને પાવન કરવા ચાલ્યા. ચાલતાં ચાલતાં એક રાત ગોદાવરી-ના તટે ચંદ્રભટ્ટ નામના બ્રાહ્મણના આશ્રમમાં તેમણે ઉતારો કર્યો. આ બ્રાહ્મણ મહાન તપોનિષ્ઠ હતો. સ્નાન-સંધ્યાદિ બધાં નિત્યકર્મ કરતાં કરતાં તે આ એકાંત સ્થાનમાં નિષ્ઠા-પૂર્વક પરમાર્થસાધન કરતો હતો. આ ગુરુ-શિષ્ય આખી રાત તેમના આશ્રમમાં રહ્યા. તેમણે પણ એમનું ઘણા પ્રેમથી આતિથ્ય કર્યું. રાત્રે વાળુ કર્યા પછી તે બ્રાહ્મણના મુખેથી તેમણે ચતુઃશ્લોકી ભાગવતનું સુંદર નિરૂપણ સાંભ-ળ્યું. તે સાંભળીને જનાર્દન સ્વામીએ એકનાથને આ ચતુઃ-શ્લોકી ભાગવત ઉપર 'ઓવી' વૃત્તમાં ગ્રંથ લખવાનો આદેશ કર્યો. એકનાથ તેનુજ અહોનિશ મનન કરવા લાગ્યા. બીજે દિવસે ગુરુ-શિષ્ય ત્યાંથી ચાલીને પંચવટી પહોંચ્યા. તે બ્રાહ્મણ પણ (સત્સંગના લોભથી) તેમની સાથે થઈ ગયો. ત્યાં શ્રીરામમંદિરમાં શ્રીરામચંદ્ર અને સદ્ગુરુ સમક્ષ ઓવીવૃત્તમાં પોતાની રચેલી કથા કહી. એકનાથનો આજ પહેલો ગ્રંથ થયો! આ ચતુઃશ્લોકી ભાગવત ઘણુંજ પ્રૌઢ-ગંભીર-ગહન અને સુબોધક છે. એ ચાર શ્લોકોમાં આદિ-

નારાયણે બ્રહ્મદેવને અધ્યાત્મ રહસ્ય બતાવ્યું છે. આજ જ્ઞાન પછી બ્રહ્મદેવે વ્યાસને, વ્યાસે બાર સ્કંધોમાં તેનો વિસ્તાર કરીને શુકને અને શુકે પરીક્ષિતને બતાવ્યુ. ભાગવત ગ્રંથનું બીજ આજ ચતુઃશ્લોકીમાં છે. ભાગવતસંપ્રદાયનુ જે મહાન્ કાર્ય આગળ એકનાથ દ્વારા થવાનું હતું, તેનો આરંભ આ પ્રમાણે પંચવટીમાં સદ્ગુરુ જનાર્દન સ્વામીએ તેમની પાસે પોતાની સમક્ષજ કરાવ્યો. આ ગ્રંથના આરંભમાંજ ગુરુસ્તવન કરતાં કરતાં ગુરુ સમક્ષ એકનાથે આ ઉદ્ગાર કાઢ્યા છે—"હવે હું શ્રી જનાર્દનને વંદન કરું છું, કે જેઓનાં વચન સાંભળવાથી ત્રણે લોક આનંદઘન થઈ જાય છે અને જે પોતાના શિષ્યને માટે નિજ-જીવન છે, જેમનાં ચરણોની રજ ચિત્ત ઉપર પડવાથી જન્મ-મરણથી શાંતિ મળે છે અને ચારે પ્રકારની મુક્તિ પ્રાપ્ત થાય છે."

એકનાથ મહારાજની ચતુઃશ્લોકી અપૂર્વ છે. હજુ તો નાથની ઉંમર નાનીજ હતી, તોપણ તેમના આ પહેલા ગ્રંથની વાણી પણ સિદ્ધ વાણીજ છે. ગ્રંથના ઉપસંહારમાં તેમણે એ પણ સ્પષ્ટ લખ્યું છે કે, ક્યારે ને કેવા સંયોગોમાં આ ગ્રંથ લખાયો, કેવી રીતે શ્રી સદ્ગુરુની સાથે ચંદ્રભટ્ટના આશ્રમમાં પહોંચ્યા અને ચંદ્રભટ્ટના મુખેથી પહેલો એ ગ્રંથ સાંભળ્યો તથા પાછળથી કેવી રીતે ગુરુની આજ્ઞાથી પોતાનો આ ગ્રંથ રચ્યો. તે સમયે નાથ કહે છે કે "ગ્રંથ કેવી રીતે લખાય છે, તેની મને કંઈ ખબર નહોતી, તેમ છતાં પણ ગુરુની આજ્ઞાના પ્રતાપથી, આ કામ મારાથી બન્યું." ગુરુઆજ્ઞાનો મહિમા તેઓ બતાવે છે કે-

"ગુરુ-આજ્ઞામાં વિલક્ષણ સામર્થ્ય છે. હું ગ્રંથ લખવાનું શું જાણું ? તેનો અર્થ જાણવો એ પણ મારે માટે મુશ્કેલ હતું, પરંતુ તેનો અર્થ (ગુરુની આજ્ઞાથી) મારી અંદર ઓતપ્રોત કરીને બળપૂર્વક જ્ઞાનાર્થ ઠાંસી ઠાંસીને ભરવા લાગ્યા. ગુરુની એ મહાન આજ્ઞાથીજ આ

ગ્રંથમાં મારી નજર લાગી ગઇ. ગુરુની આજ્ઞાથી એવો પીછો પકડયો કે સામાન્ય વાતોમાંથી પણ જ્ઞાન મળવા લાગ્યું. શબ્દની આગળ જ્ઞાન દોડવા લાગ્યું, છંદની આગળ અર્થ ચાલવા લાગ્યા, જે જે કંઇ મનમાં આવવા લાગ્યું તે ગ્રંથને માટેજ થવા લાગ્યું."

અસ્તુ. પંચવટીમાંથી નીકળીને ગુરુશિષ્ય ત્ર્યંબકેશ્વર પહોંચ્યા. ત્યાંથી તેઓ ગોદાવરીના મૂળ બ્રહ્મગિરિ પર્વતની પરિક્રમા કરીને અને નિવૃત્તિનાથની સમાધિનાં દર્શન કરીને અત્યંત આનંદ પામ્યા. તે વખતના તેમના ઉત્સાહ અને દિવ્ય લાભનું તો કહેવુંજ શું ! કુશાવર્તમાં સ્નાન અને પછી ત્યાં નિવૃત્તિનાથનાં દર્શનની ઉત્સુકતા તેમની તે સમયની અભંગ-રચનાઓમાંથી ફૂટી નીકળે છે. નિવૃત્તિનાથનાં એ દર્શનથી તેમને લાગ્યું કે, આજે નેત્ર ધન્ય થયાં. વળી બ્રહ્મગિરિની પરિક્રમા કરતાં કરતાં અનુભવવા લાગ્યા કે 'ચોરાશીના ચક્કરમાંથી' છૂટી રહ્યા છે અને ગંગાદ્વારમાં સ્નાન કરતાં તેમને માલમ પડયું કે, તે પતિતપાવનીએ 'પયપાનની બધી વ્યથા' હરી લીધી છે. અને આ બધો ગુરુના નામનો પ્રતાપ છે, એજ ભાવના સૌથી વધારે જાગ્રત રહી.

ગંગાસ્નાન અને બ્રાહ્મણસંતર્પણાદિ કરીને તથા એકનાથને આગળનો યાત્રાક્રમ બતાવીને જનાર્દન સ્વામી દેવગઢ પાછા ફર્યા. તેમની સાથે ચંદ્રભટ્ટજી પણ ચાલ્યા ગયા. ચંદ્રભટ્ટ પછી જનાર્દન સ્વામીની સાથેજ રહ્યા, તેમનીજ સેવા કરતા રહ્યા. સ્વામીએ તેમના ઉપર અનુગ્રહ કર્યો. થોડા સમય બાદ દેવગઢ ઉપરજ ચંદ્રભટ્ટજીનુ શરીર છૂટી ગયું, અને ત્યાં તેમની સમાધિ બનાવવામાં આવી. આજે પણ ત્યાં એ સમાધિ છે.

આ તરફ એકનાથ મહારાજ તીર્થયાત્રામાં આગળ વધ્યા. દક્ષિણોત્તર યાત્રા કરતાં સવાબે કે અઢી વર્ષ વીતી ગયાં. ચાલતાં ચાલતાં ગુરુના વિયોગથી તેમને અત્યંત

દુ:ખ થયું. ત્યારે સ્વામીજીએ તેમને હૃદયે લગાવ્યા અને કહ્યું કે "હું હમેશાં તમારી પાસેજ–તમારા હૃદયમાંજ છું." નાથનું હૃદય માખણથી પણ વધારે કોમળ હતું. ગુરુના મહાન્ ઉપકારોનું સ્મરણ કરીને ઘણાજ કષ્ટપૂર્વક તેમની આજ્ઞા લીધી. તે સમયે ગુરુએ તેમને બોધ આપ્યો: "યોગક્ષેમ ચલાવનાર ભગવાન સર્વસમર્થ છે, તમે તેની ચિંતા ના કરો અને સાધુ–મહાત્માઓને મળતાં મળતાં અંતરમાં આનંદ–આનંદનોજ અનુભવ કર્યા કરો. આથી તમને જે પદ મળ્યું છે, તે સ્થિર થશે. સંતોનો સંગ અને નામનું અહર્નિશ સ્મરણ કરવાથી સર્વ રસો પ્રાપ્ત થશે. સૌના પ્રત્યે અહર્નિશ સ્મરણ કરવાથી પરમ રસ પ્રાપ્ત થશે." આમ કહીને તેમણે આગળ કહ્યું—

સૌ કોઈના પ્રત્યે એકજ ભાવ રાખો, હૃદયમાં દ્વૈતને ક્યાય પણ ન રહેવા દો. આજ અનુભવ સુગમ અને પાર લઈ જનાર છે. આથી અનેકોનો ઉદ્ધાર થયો છે. ધ્રુવ, ઉપમન્યુ, વિભીષણ, નારદ, ગાયો અને ગોવાળો એનાથી તરી ગયાં છે—જુઓ, ભગવાન ઇંટ ઉપર *સમચરણજ ઉભા છે, તેમને ધ્યાનમાં રાખો.

એકનાથે જનાર્દનના રૂપનું ધ્યાન કરતાં કરતાં તીર્થયાત્રા કરી. તે સમયના તેમના આનંદનું વર્ણન કેશવે તેમના ચરિત્રમાં કર્યું છે—"મુખથી ગુરુનું નામસ્મરણ થઈ રહ્યું છે, મનમા જનાર્દનનું ધ્યાન થઈ રહ્યું છે. બધી ઇંદ્રિયોમાં સંપૂર્ણ સમાધાન છે. પોતાનાજ રૂપમાં સ્વતંત્ર, સ્વચ્છંદ વિચરી રહ્યા છે. જનાર્દનનું એવું ધ્યાન છે કે જે જનાર્દન છે તેજ શ્રીકૃષ્ણ છે, અને જે શ્રીકૃષ્ણ છે તેજ

* પંઢરપુરના શ્રી વિઠ્ઠલ ભગવાનનું આ ધ્યાન પ્રસિદ્ધ છે—

समचरणसरोजं सान्द्रनीलाम्बुदाभं
जघननिहितपाणिं मण्डनं मण्डनानाम् ।
तरुणतुलसिमाला कन्धरं कञ्जनेत्रं
सदयधवलहासं विठ्ठलं चिन्तयामि ॥–હિંદી અનુવાદક

જનાર્દન છે. એકનાથ આ જ્ઞાનથી સંપન્ન-આનંદ-ચિદ્‌ઘનથી બાહ્ય-અંતર પરિપૂર્ણ હતા.”

મનની આવી સ્થિતિમાં અખંડ રહીને એકનાથે સંપૂર્ણ તીર્થયાત્રા કરી; પયોષ્ણી, નર્મદા, તાપી, ગંગા, યમુના, કાવેરી, તુંગભદ્રા વગેરેમાં સ્નાન કર્યાં અને આઠે વિનાયક તથા બારે જ્યોતિર્લિંગોનાં દર્શન કર્યાં. ગોકુળ, મથુરા, વૃંદાવન વગેરે કૃષ્ણકીર્તિથી હર્યાભર્યાં અને સુપ્રસિદ્ધ થયેલાં ક્ષેત્રોમાં વિહાર કરીને તથા ત્યાંના ભક્તિ-સુખનો અનુભવ પ્રાપ્ત કરીને એકનાથે ગયા, પ્રયાગ અને કાશીની ત્રિસ્થળી-યાત્રા કરી. ક્યાંક એક રાત, ક્યાંક ત્રણ રાત અને ક્યાંક પાંચ રાત રોકાયા. અયોધ્યાની યાત્રા કરીને બદરિકાશ્રમમાં ગયા. સ્વધામ જતા પહેલાં શ્રીકૃષ્ણે ઉદ્ધવને ઉપદેશ કરીને ભાગવતધર્મનો પ્રચાર કરવાને માટે જે સ્થાનમાં મોકલ્યા હતા, અને જ્યાંથી ઉદ્ધવના શિષ્ય પ્રશિષ્યોએ ભારતવર્ષમાં ભાગવતધર્મનો પ્રચાર કર્યો, તે બદરિકાશ્રમમાં એકનાથના ચિત્તને અત્યંત આનંદ પ્રાપ્ત થયો હતો. નાથ ત્યાંથી દ્વારકા ગયા. શ્રીકૃષ્ણની લીલાનું ધ્યાન ધરતાં ધરતાં તેમણે દ્વારકાનો બધો પ્રદેશ જોયો અને શ્રીકૃષ્ણના પ્રેમથી તેમનું અંતઃકરણ ભરાઇ ગયું. પરમ કૃષ્ણભક્ત એકનાથે દ્વારકામાં રહીને શ્રીકૃષ્ણની બધી લીલાઓનું ચિંતન કરીને ‘ મુક્તિથી પરની પરાભક્તિ ’નો પરમ આનંદ અનુભવ્યો. દ્વારકાથી નાથ નરસિંહ મહેતાના જૂનાગઢમાં આવ્યા અને થોડોક સમય ગિરનાર ઉપર રહ્યા. ત્યાંથી ડાકોર જઇને તેમણે ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કર્યાં અને આ પ્રમાણે યાત્રા પૂરી કરીને ગોદાવરીતટે ચાલતા ચાલતા તેઓ પૈઠણની હદમાં આવ્યા; અને અગાઉ જે સ્થળે તેમણે આકાશવાણીનો ગંભીર ધ્વનિ સાંભળ્યો હતો, તે પિંપળેશ્વરના મંદિરમાં આવીને રહ્યા. ઉત્તરની યાત્રા પૂરી કરીને નાથ પોતાની જન્મભૂમિમાં પાછા ફર્યા.

આટલે સુધી આપણે આવી પહોંચ્યા; પરંતુ શ્રીનાથની સાથે તેમના વૃદ્ધ દાદા-દાદીને તો ભૂલીજ ગયા. હવે

આજ્ઞાપત્ર આપો કે તીર્થયાત્રા કરીને જ્યારે એકનાથ પૈઠણ પાછા ફરે, ત્યારે એ વૃદ્ધોને છોડીને પછી ક્યાંય ન જાય અને વિવાહ કરીને ભાનુદાસના પવિત્ર વંશને ચાલુ રાખે. સ્વામીએ ભવિષ્ય જોઇને તે પ્રમાણેનું આજ્ઞાપત્ર લખી દીધું. તે આજ્ઞાપત્ર લઇને પંડિતજી ઘણા જલદીથી પૈઠણ પાછા ફર્યા. આ શુભ સમાચાર તેમણે એ વૃદ્ધોને સંભળાવ્યા કે 'એકનાથ માત્ર જીવતાજ નથી, પરંતુ ગુરુકૃપા પ્રાપ્ત કરીને તીર્થાટન કરવા ગયા છે અને જનાર્દન સ્વામીએ આ આજ્ઞાપત્ર લખી આપ્યુ છે કે, તેઓ યાત્રાએથી પાછા ફર્યા બાદ ગૃહસ્થાશ્રમ સ્વીકારીને પૈઠણમાંજ રહે.' આનંદના આ સમાચાર મળતાં એ વૃદ્ધોને કેટલો આનંદ થયો તેનું વર્ણન કરવા કરતાં કલ્પના કરવી એજ વધારે ઠીક થશે. દેવગઢ પર એકનાથના સંબંધમાં પંડિતજીએ જે જે વાતો સાંભળી હતી, તે બધી વાતો, પંડિતજી પાસેથી વારંવાર સાંભળીને તેમનાં દાદી તો સંતુષ્ટ થતાં નહોતાં અને વારંવાર ફરીથી એજ વાતો પંડિતજીને કહેવાનું કહેતાં હતાં. જ્યારે એકનાથના આ સમાચાર પૈઠણવાસીઓએ જાણ્યા, ત્યારે તેમને પણ ઘણો આનંદ થયો અને તેઓ અતિ ઉત્સુકતાપૂર્વક એકનાથના આવવાની વાટ જોવા લાગ્યા. વૃદ્ધ દાદા–દાદીને તો જાણે ગયેલા પ્રાણજ પાછા મળ્યા, એમજ કહેવું જોઇએ. હવે તેમને વળી થોડાં વધુ વર્ષ જીવવાની ઇચ્છા થવા લાગી. બાર વર્ષના અનાવૃષ્ટિના દુકાળ પછી દૈવની અનુકૂળતા થઇ અને આનંદવૃષ્ટિ થવાની આશા આપનારા શુભ સમાચારોનાં વાદળ પૈઠણના આકાશમાં એકત્ર થવા લાગ્યાં.

આજે આનંદનો દિવસ ઉગ્યો. પિંપલેશ્વરના દેવાલયમાં એકનાથ આવીને ઉતર્યા અને મધ્યાહ્નકાળે જે કંઇ મળી જાય તેનાથી નિર્વાહ કરીને સંતોષપૂર્વક રહેવા લાગ્યા. યોગાભ્યાસથી બંધાયેલું તેમનું એ તેજઃપુંજ શરીર, ..ક પર શોભતી એ જટા, એ પ્રસન્ન અને આનંદમય મુખમંડળ, નેત્રોનું એ બ્રહ્મતેજ અને દર્શનમાત્રથી પ્રેક્ષકોના

મનમાં પૂજ્યભાવ ઉત્પન્ન કરનારી તેમની સ્વાભાવિક સરળ રહેણી–કરણી જોઇને કેટલાકોએ જાણી લીધું કે, આ કોઇ મહાત્મા છે. એક દિવસ પંડિતજીએ એકનાથજીને જોયા, ઓળખ્યા અને છાનામાના વૃદ્ધ ચક્રપાણિનો હાથ પકડીને તે સંધ્યાકાળે તેમને એકનાથ પાસે લઈ ચાલ્યા. રસ્તામાંજ દાદા અને પૌત્રનો મેળાપ થઇ ગયો. અહીં પંડિતજીએ એકનાથને રોકયા. દાદાની ઇચ્છા પૂર્ણ થઇ. એકનાથ અને ચક્રપાણિની મુલાકાત થઇ! ચક્રપાણિ નાથને ભેટયા અને પ્રેમથી તેમને ચૂમી લીધી. ચક્રપાણિ આ સમયે દુઃખ અને આનંદની એકત્ર લાગણીઓ અનુભવવા લાગ્યા. પરંતુ આ સમયનું દુઃખ પણ સુખરૂપજ હતું. એકનાથને તેમણે કહ્યું–'મારા બાપ! અમને વૃદ્ધોને છોડીને તું શું કરવા ચાલ્યો ગયો? તારૂં કોમળ ચિત્ત વજ્રથી પણ આટલું બધું કઠોર કેવી રીતે બની ગયુ? તુંજ અમ આંધળાંની લાકડી હતો. આવ, આવ; હવે તને કયાંયે જવા નહિ દઇએ.' આ પ્રમાણે આનંદનાં આંસુ વહાવતાં ચક્રપાણિએ ઘણો શોક કર્યો. એકનાથનુ આત્મજ્ઞાનનું આસન અભંગ હોવાથી મોહ તેમના ચિત્તને સ્પર્શી શકયો નહિ. ચક્રપાણિએ જનાર્દન સ્વામીનો પત્ર કાઢીને તેમના હાથમાં આપ્યો. ગુરુના અક્ષર જોતાંજ નાથે તે પત્રને મસ્તકે ધારણ કર્યો અને પછી વાંચ્યો. શ્રીગુરુની આજ્ઞાથી તેજ સ્થાનમાં તેમણે વાસ કર્યો. પત્ર મળતી વખતે જે સ્થાનમાં બેઠા હતા તે સ્થાન તેમણે છોડયું નહિ. તેમણે તીર્થયાત્રા ત્યાંજ સમાપ્ત કરીને ગુરુની આજ્ઞાનુસાર તેજ જગાએ પડાવ નાખ્યો. તરતજ તે સ્થળે તેમની કુટીર બનાવવામાં આવી અને પાછળથી ત્યાંજ તેમનુ મકાન પણ બંધાયુ. તે મકાન આજે પણ ત્યાં હયાત છે. એકનાથ પૈઠણમાં સ્થિર થઇને રહેવા લાગ્યા. પૌત્રનો ફરીથી મેળાપ થવાથી જીવનસૂર્યનો અસ્ત થતા પહેલાં દાદા–દાદીને પરમ સુખની પ્રાપ્તિ થઇ. તેઓ હવે એકનાથનું લગ્ન કરી દેવાનો વિચાર કરવા લાગ્યા.



# નાથનો ગૃહસ્થાશ્રમ



"ચિત્ત મારાજ રંગમાં રંગાઇ ગયું, એથી ઘરની આસક્તિ છૂટી ગઇ. ત્યારે આ ગૃહસ્થાશ્રમમાં મારી મિ'કત, મારૂં સુખ અને મારી સંપત્તિ એજ આત્મજ્ઞાન છે. ઘરબાર, સ્ત્રી–પુત્ર બધું હોવા છતાં પણ તેમની આસક્તિ ન રાખવી જોઇએ પરમાત્મમુક્તિના સાધનથી ચિત્તવૃત્તિને સાવધાન રાખવી જોઇએ "—એકનાથી ભાગવત

જનાર્દન સ્વામીએ ચક્રપાણિની પ્રાર્થનાનુસાર એક નાથને વિવાહ કરીને ગૃહસ્થાશ્રમ ચલાવવાની આજ્ઞા આપી હતી. 'સર્વ આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે. સર્વ ભૂતોમાં ભગવદ્ભાવ રાખીને સ્વધર્મ અને ભૂતદયા વધારવી જોઇએ.' ગુરુની આ આજ્ઞા માનીને એકનાથ લગ્ન કરવા તૈયાર થયા. પૈઠણની દક્ષિણપૂર્વ દિશામાં વિજાપુર અથવા બૈજાપુર નામના સ્થાનમાં એક સારા ધનવાન ગૃહસ્થ હતા, તેમની કન્યા વિવાહ યોગ્ય થઇ હતી પૈઠણવાસી કોઇ મિત્ર દ્વારા નાથની ઇચ્છા જાણીને તે પોતાની કન્યા સહિત ચક્રપાણિ પાસે આવ્યા. તે કન્યા સુલક્ષણ, સુંદર રૂપવાળી જણાઈ. બન્નેના જન્માક્ષર પણ મળી ગયા. ચક્રપાણિ હવે વિવાહની તૈયારી કરવા લાગ્યા. વિજાપુરવાળા સજ્જને ભાનુદાસના પવિત્ર કુળની સાથે સંબંધ થાય છે, એ જાણીને 'અલં-કારયુક્ત કન્યાદાન' કરવાનો નિશ્ચય કર્યો. બન્ને તરફના જાનૈયા ભેગા થયા. વિજાપુરમાં એકનાથના ઉદ્ધવ નામના એક નિકટના સંબંધી હતા, તેઓ પણ આવ્યા. તેઓ ઘણા શ્રદ્ધાળુ અને મહેનતુ માણસ હતા. તેમના પ્રયત્ન અને ગામલોકોના પ્રેમથી લગ્નસમારંભ ખૂબ ધામધૂમથી થયો. મધુપર્ક, વિવાહ, ઐરણીપૂજન, ગૃહપ્રવેશ, લક્ષ્મીપૂજન

વગેરે બધું યથાયોગ્ય થયું. વધૂનું નામ ગિરિજા રાખવામાં આવ્યું. એકનાથ અને ગિરિજાબાઈનો વિવાહ એ વિવેક અને શાંતિનુંજ ચિરસંમિલન હતું. એકનાથનાં વૃદ્ધ દાદા-દાદીનાં નેત્રો આનંદથી ઉભરાઇ આવ્યાં. જ્યાં તેમને ભાનુદાસનો વંશ આગળ ચાલશે કે નહિ, એનીજ શંકા હતી, ત્યાં હવે તેમની આશાનો અંકુર ફૂટીને મહાન વૃક્ષમાં પરિણમવાનો યોગ આવ્યો. એકનાથ ગૃહસ્થાશ્રમી બન્યા.

નાથની દિનચર્યા આ પ્રમાણે હતીઃ-બ્રાહ્મમુહૂર્તમાં ઉઠીને પ્રાતઃસ્મરણ કરી ગુરુચિંતન કરવું, તે પછી શૌચ-માર્જનાદિથી નિવૃત્ત થઇને પ્રાતઃસ્નાન માટે ગંગાજી જવું, સૂર્યોદય પહેલાં સંધ્યા-વંદન વગેરે કરી લેવું, પછી ઘેર આવીને દેવ-પૂજન, ધ્યાન-ધારણા વગેરે કરીને ગીતા-ભાગવત વગેરે ગ્રંથોનો પાઠ અથવા શ્રવણ કરવું. આટલું કરતાં કરતાં મધ્યાહ્ન થઇ જતો હતો. પછી મધ્યાહ્ને ગંગાજી જઇને સંધ્યા અને બ્રહ્મયજ્ઞ કરીને ઘેર પાછા ફરી નૈવેદ્ય-નિવેદન અને બલિવૈશ્વદેવ વગેરે કરીને અતિથિ તેમજ અભ્યાગતોનો યથેષ્ટ સત્કાર કરી ભોજન કરવું. ભોજન પછી વિદ્વાન અને ભાવિક બ્રાહ્મણોની સાથે આત્મચર્ચા કરવી; ત્રીજે પહોરે ભાગવત, રામાયણ અથવા જ્ઞાનેશ્વરી જેવા ગ્રંથ ઉપર ભાનુદાસે સ્થાપેલી શ્રીવિઠ્ઠલની મૂર્તિ સમક્ષ પ્રવચન કરવું, સાયંકાલે પાછા ગંગાજી જઇને સંધ્યા-વંદન કરવું, પછી પાછા ફરીને ધૂપ-દીપ વડે ભગવાનની આરતી, સ્તોત્રપાઠ અને પછી કંઇક થોડો ઘણો ઉપાહાર કરવો. આ પછી મધ્યરાત્રિ પર્યંત ભગવત્કીર્તન કરવું અથવા વેદોપનિષત્-પુરાણાદિ ગ્રંથોનું મનનપૂર્વક અધ્યયન કરીને ચાર કલાક ઉંઘ લેવી. આટલી નિદ્રાજ તેમને પૂરતી થતી. નિયમિત આહાર-વિહાર તો તેમનો નિત્ય હતોજ. પુરાણ, કીર્તન, ભજન, નામોચ્ચારણ વગેરેનો પ્રચાર કરવામાં તેમનો હેતુ સર્વસામાન્ય માણસોને ભક્તિમાર્ગમાં પ્રવૃત્ત કરવાનોજ હતો. તેમનું આત્માનુસંધાન હમેશાં ચાલુજ રહેતું અને એ બધું કરતાં છતાં

તેઓ બધાં કાર્યો કરતા હતા અને એ બધાં કાર્યો ભગવાનને અર્પણ કરીને સંસારમાં અલિપ્ત–અનાસક્ત થઈને કરતા હતા. આત્માનુસંધાન (આત્મચિંતન), હરિચિંતન, ગુરુસ્મરણ, નામસ્મરણ–આ શબ્દો આમ તો એકબીજાથી જુદા છે, પરંતુ એ બધાનુ સ્વરૂપ એકજ છે. અભેદભક્તિ તેમના પ્રત્યેક આચરણથી સ્પષ્ટજ જણાઈ આવતી હતી. ભગવાન સાથે કોઇ પણ પ્રકારનો ભેદભાવ નહિ રાખતાં સર્વ ભૂતોમાં ભગવાનનેજ જોતાં સમસ્ત સંસારનેજ તેમણે બ્રહ્મરૂપ કરી દીધો. એકનાથ મહારાજને ત્યા સદાવ્રત હતું. સૌ કોઇને અન્ન આપવામાં આવતું હતું. બ્રાહ્મણોનો સત્કાર કરવામાં તો એકનાથ અત્યંત દક્ષ–ચતુર હતા. રાત્રે મહારાજ કીર્તન કરતા હતા. કરતાળ અને મૃદંગનો ધ્વનિ સાંભળીને ગામના બધા લોકો ત્યાં પહોંચી જતા હતા. ભંગી, ચમાર વગેરેને બેસવા માટે પણ સારો પ્રબંધ કરવામાં આવતો હતો. તેમની દૃષ્ટિમાં નાના–મોટાનો કોઈ ભેદ તો હતોજ નહિ. નાનો હોય, મોટો હોય, અમીર હોય કે ગરીબ—જે કોઈ તેમની આગળ આવતું તેનામાં તેઓ જનાર્દનનેજ જોતા હતા. બધાની સાથે તેમનો સમદર્શીપણાનો વ્યવહાર હતો. ઘરનુ બધુ કામકાજ ઉદ્ધવજ ઘણા આનંદથી જોયા કરતા હતા. આથી એકનાથ મહારાજને તે બાજુ જોવાની કોઇજ આવશ્યકતા નહોતી. ઘરમાં શુ છે, શું લાવવાનુ છે, એ બધું ઉદ્ધવજ જોઇ લેતા હતા. તેઓ સાચા શિષ્ય બનીને નાથ મહારાજની કેવળ દયાદૃષ્ટિ પ્રાપ્ત કરવા માટેજ તેમની સાથે રહેતા હતા.

એકનાથ મહારાજનાં સહધર્મિણી પણ તેમને અનુકૂળજ હતાં. નાની ઉંમરમાંજ તેમણે ઘરનુ બધું કામકાજ સંભાળી લીધું હતું. જ્યાં સુધી વૃદ્ધ ચક્રપાણિ અને તેમનાં પત્ની હયાત હતાં, ત્યાં સુધી પતિના મનમાં પોતાના તરફ પ્રેમ ઉત્પન્ન કરવા માટે તે સાસુ–સસરાની સેવામાં તત્પર રહેતાં અને આ રીતે તેમણે પતિને પ્રસન્ન કરીને તેમની પ્રીતિ મેળવી હતી. એકનાથ મહારાજના લગ્ન પછી થોડાં

વર્ષો બાદ તેમનાં વૃદ્ધ દાદીનો દેહાંત થયો. અને એ પછી થોડાજ દિવસે વૃદ્ધ દાદા પણ પરલોક સીધાવ્યા. આ પછી ઘરનો બધો ભાર ગિરિજાબાઇપર આવી પડયો. નાથની પેઠેજ ગિરિજાબાઇ પણ ચારિત્ર્યવાન, દયાળુ અને શાંત હતાં. મહાભાગ્યથી નાથ જેવા પ્રાણનાથ મળ્યા છે, એમ વિચારીને તે પોતાની જાતને ધન્યભાગી માનતાં હતાં. આવી અનુકૂળ, કુળવાન, કુશળ અને સુશીલ પત્ની નાથને પણ મહાપુણ્યથીજ પ્રાપ્ત થઈ હતી. પરોપકારમાં તથા આબાલવૃદ્ધ બધાની સાથે સમાન પ્રેમના વ્યવહારમાં તે નાથથી કોઇ પણ રીતે ઉતરતાં નહોતાં. હમેશાં દીન-દુઃખીઓનાં દુઃખ દૂર કરવામાં લાગ્યાં રહેતાં ને તેમનાજ આશીર્વાદો સાંભળતાં. એકનાથ મહારાજને એવી ઈચ્છા રહ્યા કરતી કે, બારણે આવેલો કોઇ પણ અતિથિ નિરાશ થઈને પાછો ન ફરે. તેમની આ ઇચ્છાજ તેમની ગૃહિણીના રૂપમાં તેમના ઘરમાં વિરાજતી હતી. રાતે-મધરાતે ચૂલો સળગાવી રસોઇ બનાવી, ભૂખ્યાંને ભોજન કરાવવામાં તેમણે કદી આળસ કર્યું નહોતું. નાથને ત્યાં અન્ન-વસ્ત્રની કંઇજ ખોટ નહોતી. ભગવાને કદી કોઇ વાતમાં કંઈ ત્રુટિ રહેવા દીધી નહોતી. આ પ્રભાવ જેટલો નાથના પુણ્યનો હતો, તેટલોજ ગિરિજાબાઇના પુણ્યનો પણ હતો. ઘરનું બધું કામકાજ સંભાળીને તે પણ નાથની પેઠેજ હમેશાં હરિચિંતનમાંજ મગ્ન રહેતાં હતાં. એકનાથ મહારાજનો પ્રપંચ-સ્વાર્થ-સંસાર અને પરમાર્થ એકરૂપ હોવામાં ગિરિજાબાઈની ઘણી મદદ હતી. નાથ ભાગવતમાં એકનાથ મહારાજે પોતેજ કહ્યું છે કે 'સ્ત્રી-પુરુષ બન્નેની ચિત્તવૃત્તિ' એક થઇને 'જયારે ધર્મ-પ્રવૃત્તિમાં અનુકૂળ વૃત્તિ હોય છે, ત્યારે તેમનાથી પરલોક સાધી શકાય છે, બીજાઓથી નહિ.' તેમનું આ કથન તેમના સ્વાનુભવમાંથીજ નીકળેલું છે. સંસારનો અંતરંગ ભાર ગિરિજાબાઇએ સંભાળ્યો અને બહિરંગ ભાર ઉદ્ધવજીએ ઉપાડી લીધો. આથી એકનાથ મહારાજને તેના તરફ કંઇ પણ જોવું પડયુ નહિ અને તેમણે પણ દક્ષતાથી

એકનાથજીની સેવા કરીને પોતાનો પરમાર્થ પણ સાધ્યો. 'ભોજનના સમયમાં અતિથિ, પતિ અને પુત્ર બધાંજ જેની દૃષ્ટિમાં સમાન છે અને ધનનો લોભ જેના મનને સ્પર્શ પણ કરતો નથી, તે સ્ત્રીનેજ પરમાર્થનો અધિકાર છે.' આ એકનાથે પોતેજ કહેલુ છે. આ પ્રમાણે ગિરિજાબાઇ પરમાર્થનાં અધિકારી થયાં અને મહારાજના સત્સંગથી તેમને પરમ સદ્ગતિ પ્રાપ્ત થઇ એકનાથ મહારાજના ગૃહસ્થાશ્રમમાં આનંદ રહ્યો, તે ગિરિજાબાઇના સદ્ગુણોને કારણેજ. પતિપત્ની એટલાં એકચિત્ત થઇને રહ્યાં કે એવું દૃષ્ટાંતજ અત્યત દુર્લભ છે કેટલાક સાધુઓએ ગૃહસ્થાશ્રમજ છોડી દીધો, કે જેથી કોઇ માથાકૂટજ ના રહે. અનેક સાધુ એવા પણ થયા, કે જેમણે લગ્ન કર્યા પરંતુ તેમના ગૃહસ્થાશ્રમની ખરાબ સ્થિતિજ રહી ! પરંતુ એકનાથનો ગૃહસ્થાશ્રમ પણ ઉત્તમ રીતેજ ચાલ્યો. ભગવદ્ભજન અને સદાવ્રતને કારણે એકનાથ મહારાજનુ ઘર એક દેવમદિર સરખુંજ શોભતું હતું અને પછી આ મદિરમાં નાથ અને ગિરિજાબાઇ એવાં એકચિત્ત થઇને રહેતાં હતા કે જાણે તેઓજ શ્રી લક્ષ્મીનારાયણ હોય. તેમના આ ઉદાર પ્રેમ અને પ્રપચ-પરમાર્થના અલૌકિક અભેદ-આનંદને જોઇને ભક્તોને ઘણુંજ સુખ થતું હતું. એકનાથ જેવા મન્માનવાળા પુરુષ-રત્નોના અગ્રણી અને સત્ક્રિયાના સાક્ષાત્ પ્રતિમા ગિરિજાબાઈ જેવાં લક્ષ્મીસ્વરૂપ સ્ત્રી, આવા સમાન ગુણવાળાં વર-વધૂને એક કરીને બ્રહ્મા પણ એવા ધન્યવાદને પાત્ર થયા, કે જે તેમને માટે ઘણેભાગે દુર્લભજ હોય છે. આ કળિયુગમાં એકનાથ મહારાજના જેવો સંસાર એકનાથ મહારાજનાજ ભાગ્યમા હતો.

નાથ જ્યારે પૈઠણમાં આવ્યા, ત્યારે જ્યાં ગુરુનો કાગળ મળ્યો, તેજ સ્થાનમાં રોકાઈ ગયા. પહેલા તેમણે ત્યાં એક ઝૂંપડી બનાવરાવી હતી. પછી ત્યાંજ એક મોટું મકાન થયું. પૈઠણમા તેમનો સમય ભજન-પૂજન અને પરોપકારમાજ વીતવા લાગ્યો. તેમના વૈરાગ્ય, સમત્વ,

શાંતિ અને પરોપકાર માટેના ત્યાગ વગેરે ગુણ જેમ જેમ પ્રગટ થવા લાગ્યા, તેમ તેમ તેમનો આદર વધવા લાગ્યો. તેમણે પહેલવહેલું એકાદશીને દિવસે આત્મસ્ફૂર્તિથી (આંતરિક પ્રેરણાથી) હરિકીર્તન કર્યું. તે સાંભળીને તેમના ઉપર લોકોને ખૂબ શ્રદ્ધા બેઠી. પછી જન્માષ્ટમીના અવસરે એકનાથે મોટા સમારંભપૂર્વક ભગવાનનો જન્મોત્સવ ઉજવ્યો. એકનાથ મહારાજ જીવ્યા ત્યાં સુધી આ જન્મોત્સવ બરાબર ઉજવાતો હતો અને તેમના પછી આજપર્યંત પણ બરાબર ઉજવાય છે. જ્યારે તેમણે જન્માષ્ટમીનો ઉત્સવ શરૂ કર્યો, ત્યારે હરિકીર્તન કરતાં કરતાં તેઓ તત્કાળ 'અભંગ' રચીને તે પોતાની પ્રાસાદિક વાણીથી સંભળાવવા લાગ્યા. કીર્તન સાંભળવાને માટે સઘળી વર્ણ અને વૃત્તિ–ધંધાવાળા લોકો ઘણાજ ઉત્સાહથી એકત્ર થતા હતા, કોઇને પણ મનાઈ નહોતી. કીર્તન સાંભળીને બધા લોકો ચિત્રવત્ મુગ્ધ બની જતા હતા. જન્માષ્ટમીના આ પ્રથમ ઉત્સવમાં ખાસ વિશેષતા એ હતી કે, આને માટે એકનાથ મહારાજ જનાર્દન સ્વામીજીને બોલાવી લાવ્યા હતા. તીર્થયાત્રા પછી ગુરુ–શિષ્યનો આ પહેલો મેળાપ હતો. ઉત્સવને માટે એક મોટો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. ચૌદ દિવસ ઉત્સવ થયો અને ઉત્સવના આ દિવસોમાં હરરોજ અન્નદાન તો ચાલુજ કર્યું. ગુરુનો સત્કાર પણ એકનાથ મહારાજે અપૂર્વ કર્યો. જનાર્દન સ્વામી સામે આસન ઉપર વિરાજમાન છે, પૈઠણના વિદ્વાનો અને અન્ય લોકો શ્રવણ કરે છે, વૃદ્ધ દાદા–દાદી પણ પોતાના પૌત્રનું ગૌરવ જોઈ રહ્યાં છે, આવા ઠાઠમાઠથી નાથ કીર્તન કરવા લાગ્યા. એકનાથજીની વક્તૃતા, વિષયપ્રતિપાદનની મનોહર શૈલી, જ્ઞાનવૈરાગ્યનો નિર્મળ બોધ આપનારી તેમની પદ્ધતિ અને ભક્તિ–પ્રેમની સરિતા વહાવનારા તેમના હૃદયોદ્‌ગાર, આ કારણોથી શ્રોતાઓને માટે જાણે તે પરમાનંદની ઉજાણીજ હતી. ગુરુની આગળ કીર્તન કરવાનો જે સુયોગ પ્રાપ્ત થયો, તેનાથી શિષ્યના અંતઃકરણમાં પ્રેમ–

સરિતાની ભરતી આવી. નાથના કીર્તનનો રંગ ઉત્તરોત્તર ગાઢોજ થતો ગયો. એટલે સુધી કે પંઢરપુરના મંદિરના એક બ્રાહ્મણને વિઠ્ઠલ ભગવાને સ્વપ્ન આપ્યું કે ' હાલમાં હું પૈઠણમાં એકનાથના કીર્તનમાં તેમની પાછળ ધ્રુવપદ† ધરીને ઉભો રહું છું.' કીર્તનનો કેવો મહિમા અને મર્યાદા છે, એનું વર્ણન એકનાથ મહારાજે પોતેજ એક ઘણી સુંદર કવિતામાં કર્યું છે. (તેનો અનુવાદ મૂળના પદલાલિત્યનો આનંદ તો નહિ આપી શકે, પરંતુ કદાચ ભાવનો આભાસ આપી શકશે.) એકનાથ મહારાજ કહે છે કે—

ભગવાનનું સગુણ ચરિત્ર જે પરમ પવિત્ર છે, તેનુંજ વર્ણન કરવું જોઇએ. સૌથી પહેલાં સજ્જનવૃંદોને મનોભાવે વંદન કરવું જોઇએ. સત્સંગમાં અંતરથી ભગવાનનું નામ લેવું જોઇએ અને કીર્તનરંગમાં ભગવાનની પાસે આનંદથી ડોલવું જોઇએ. ભક્તિ-જ્ઞાન વિનાની વાતો નહિ કરતાં પ્રેમભર્યા ભાવોથી વૈરાગ્યનાજ ઉપાયો સ્પષ્ટ કરીને બતાવવા જોઇએ, કે જેથી ભગવાનની મૂર્તિ અંતઃકરણમાં જડાઇ જાય, એજ સંતોની કીર્તનમર્યાદા છે. અનન્ય ભજન અને અખંડ સ્મરણથી કરતાળ વાગે તો જનાર્દનની અંદર (એટલે કે તન્મય થઇને) એકનાથ કહે છે કે એક ક્ષણમાં મુક્તિ થઈ જાય.

સગુણ ભક્તિ વધે અને સગુણ—નિર્ગુણના ઐક્યની ભાવના ઉદય પામે, એજ વલણ એકનાથજીના કીર્તનનું રહ્યા કરતું હતું. 'અંતરશુદ્ધિનું મુખ્ય કારણ હરિકીર્તન' જ છે, એમ તેઓ હમેશાં કહ્યા કરતા હતા.

"કીર્તનથી સ્વધર્મની વૃદ્ધિ થાય છે, કીર્તનથી સ્વધર્મની પ્રાપ્તિ થાય છે, કીર્તનમાં પરબ્રહ્મ સમાઇ જાય છે,

---

† હરિકીર્તનમાં કીર્તનકારની પાછળ તાનપૂરો (તંબૂર) લઇને અથવા ઝાંઝ લઇને એક માણસ ઉભો રહે છે, કે જે કીર્તનકારના ગાયન અથવા ભજન પછી એજ સૂર આલાપે છે. એનેજ ધ્રુવપદ ધરીને ઉભા રહેવું કહે છે—હિન્દી અનુવાદક

કીર્તન આગળ મુક્તિ પણ શરમાઇ જાય છે. ભાવ–ભક્તિ-પૂર્વક કીર્તન કરવાથી જનાર્દનને સંતોષ થાય છે, એક–બીજાનું આલિંગન થાય છે. એક–બીજાના ગળામાં પડેલા હાથ પાછા અળગા થતા નથી. ત્યારે ભગવાન ચરાચરમાં બહાર અને અંદર–પ્રગટ થાય છે; પછી સંસારમાં જોવા જેવું કંઈજ રહેતું નથી. આ પ્રમાણે યોગ–યાગાદિ તપ–સાધનોને હરિ–કીર્તને અનાથ કરી નાખ્યાં. કળિયુગમાં નામ-સ્મરણના હરિકીર્તનથી જડ મનુષ્યનો પણ ઉદ્ધાર થાય છે.”

કીર્તન અને નામસ્મરણના સંબંધમાં એકનાથ મહારાજના સેંકડો અભંગ છે, એ બધાનો આજ સારાંશ છે. એકનાથ મહારાજને ત્યાં બધાને માટે સદાવ્રત હતું. ગમે તે આવે—બ્રાહ્મણ કે ચાંડાળ, તેમાં કોઇ પણ ભેદ નહોતો, બધાને સમાનરૂપે અન્નદાન આપવામાં આવતું હતું. રાત્રે બાળલીલાનું કીર્તન થતું અને પછી દધિકાંદોનો ઉત્સવ પણ થતો. કીર્તનના અંતમાં ‘ લલિત ’ ( એક પ્રકારનું પ્રહસન, જેમાં બધાં પાત્રોનો પાઠ એકજ જણે ભજવી બતાવવો પડે છે–આ પ્રહસન) એકનાથ મહારાજે શરૂ કર્યું. આથી સર્વ પ્રકારના ખેલ તથા કુશળતા તેમના કીર્તનનાં ઉપાંગરૂપે આ ઉત્સવમાં આવી ગયાં. આ ક્રમ પ્રમાણે સર્વ પ્રકારના લોકો પણ આવી ગયા અને બધી જાતની વૃત્તિઓ, રમતો અને કુશળતાઓ ઉપર તેમની કવિતાઓ રચાઇ. આ કવિતાઓ હૂતૂતૂ ( કબડ્ડી ) ઉપર છે, ગીલ્લી દંડા ઉપર છે; પુરુષોની, સ્ત્રીઓની અને બાળકોની બધી રમતો ઉપર છે; સાપ–વિંછી ઉપર પણ છે, નાની મોટી કેટલીયે ચીજો અને ઢોંગીઓના ઢોંગ ઉપર પણ છે. આ કવિતાઓની ભાષા ઘણી સરળ અને બાળકો તથા બધાજ સમજી શકે તેવી છે. હમેશના વહેવારમાં, હમેશની ભાષા અને ભાવથીજ સર્વસાધારણમાં હરિભક્તિ ઉત્પન્ન કરવાનો તેમનો આ માર્ગ જોઇને તેમની ઉદારતા ધન્ય જણાય છે. કોઈ પણ ધર્મને માનનારો મનુષ્ય હોય, કોઈ પણ ધંધો કરતો હોય, કોઈ પણ જાતિનો હોય, સ્ત્રી હોય કે

પુરુષ હોય, તેઓ બધાનું સ્વાગત કરતા હતા અને બધાને જેનો જેવો અધિકાર હોય તેજ અધિકાર પ્રમાણે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરતા હતા÷ તેમની આ ઉદાર ચિત્તવૃત્તિ જોતાં જણાય છે કે, ધર્મપ્રવર્તકોનાં આ પરમ ભાગવતોત્તમની ગણના આટલી બધી અગ્રસ્થાને શા માટે કરવામાં આવી? હરિભક્તિનો માર્ગજ એવો છે કે જેનામાં શ્રદ્ધા છે તેજ તેનો અધિકારી છે. જે અંતઃકરણથી ઈચ્છે છે કે, ગમે તે પ્રકારે ભગવાન મળે, એજ પરમાર્થનો અધિકારી છે; પછી તેની જાતિ, વર્ણ, વૃત્તિ-અર્થાત્ ધંધો ભલેને ગમે તે હોય.

હો કાં વર્ણામાજી અગ્રગણી, જો વિમુખ હરિચરણીં;
ત્યાહુનિ શ્વપચ શ્રેષ્ઠમાની, જો ભગવદ્‌ભજનીં પ્રેમળ.
(નાથભાગવત, અધ્યાય ૫-૬૦)

અર્થાત્ "કોઇ સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ હોય પરંતુ હરિચરણથી વિમુખ હોય તો તેનાથી ભગવદ્‌ભજનનો પ્રેમી ચંડાળ પણ શ્રેષ્ઠ છે." અસ્તુ. આ પ્રમાણે એકનાથ મહારાજે જન્માષ્ટમીનો ઉત્સવ શરૂ કરીને ભાગવતધર્મનો જાણે કે ઝંડોજ ફરકાવ્યો છે.

શ્રીમદ્‌ભાગવત સાંભળવામાં ઉદ્ધવની ઉત્કંઠા અને શ્રદ્ધા જોઇને એકનાથ મહારાજે ભાગવત વાંચવાનું શરૂ કર્યું. તેમનું નિરૂપણ સ્વાનુભવપૂર્ણ અને પ્રેમથી ભરપૂર હોવાને લીધે શ્રોતાઓનાં ટોળેટોળાં તેમની કથા સાંભળવા દોડયાં

÷ સ્વામી વિવેકાનંદજીએ ધર્મપ્રવર્તકોનાં લક્ષણ આ પ્રમાણે બતાવ્યાં છેઃ—

"સાચો-શિક્ષક ગુરુ એજ છે, કે જે પોતાની જાતને હજારો વ્યક્તિઓમાં ક્ષણવારમાજ પરિવર્તન લાવી શકે. એજ સાચો-શિક્ષક કે જે તરતજ વિદ્યાર્થીની-શિષ્યની કક્ષાએ આવીને તેના આત્માને શિષ્યના આત્મામાં પલટી શકે ને શિષ્યની દૃષ્ટિએ જોઇ શકે, શિષ્યના કાનો વડે સાંભળી શકે અને તેના મન દ્વારા સમજી શકે! આવોજ શિક્ષક કંઇ પણ શીખવી શકે છે, બીજો કોઇ નહિજ."—મૂળલેખક

આવવા લાગ્યાં અને કથામાં પ્રેમાનંદથી ડોલવા લાગ્યાં. ભક્તોને કથાનો એવો રસ લાગ્યો કે શું સ્ત્રી કે શું પુરુષ બધાં પોતપોતાનું કામકાજ છોડીને કથા સાંભળવા જવા લાગ્યાં. કેશવ કવિએ એકનાથ મહારાજની કથાનું વર્ણન કર્યું છે—"તેમની કથા ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યથી ભરપૂર થતી. તેમની વાણીમાં વિલક્ષણ રસ હતો અને તેનો નિત્ય નવો સ્વાદ શ્રોતાઓને મળતો તથા પ્રેમથી તેમનાં હૃદય ભરાઈ જતાં હતાં. બધાનાં ચિત્ત હમેશાં તે આનંદ ભોગવતાં ભોગવતાં એજ આનંદમાં લાગી ગયાં. ભક્તિપંથ એવો વધ્યો કે ઘેર ઘેર ભગવાનના નામનો ઘોષ—જયધ્વનિ થવા લાગ્યો."

કેટલાયે શ્રોતાઓ એવા હતા કે ભોજન પણ એકનાથ મહારાજને ત્યાંજ કરતા હતા અને પછી આનંદથી કીર્તન સાંભળતાં સાંભળતાં તલ્લીન થઈ જતા. મહારાજને ત્યાં રોજ નવા નવા અતિથિઓ આવ્યાજ કરતા; પરંતુ આટલા મોટા મેળાનો બધો ખર્ચ કેવી રીતે ચાલશે, તેની તેમને કંઈ પણ ચિંતા નહોતી. "હું અને મારો પરિવાર યા સંસાર" એ ભાવજ તેમના મનમાં કદી આવ્યો નહોતો. સમસ્ત પરિવાર અને સંસાર ભગવાનનોજ છે, એજ એમની નિરભિમાન ભરી ભાવના હતી. ભગવાનનાં ચરણોમાં સંસારનુ સમર્પણ કરીને ભક્ત નિશ્ચિંત રહે છે અને પછી બધો સસાર ભગવાનનોજ બની જાય છે.

સર્વ દાનોમાં અન્નદાન શ્રેષ્ઠ છે, તેનાથી પણ શ્રેષ્ઠ સ્વસ્વરૂપદાન છે–બ્રહ્મદાન છે. એકનાથ મહારાજ આ બન્ને દાન જીવનપર્યંત કરતા રહ્યા અને ભગવાન પોતેજ તેમના ઘરમાં વિરાજતા હતા. આથી તેમને કોઈ વાતની કદી ઉણપ રહી નહોતી. અને વળી તેમના હરિકીર્તનનુ જે સુંદર પરિણામ જનતા પર થવું જોઈતું હતું તે તો થયુંજ. પરંતુ આથી પણ વધારે લોકોપકાર તેમના સદાચારથી થયો. સેંકડો વ્યાખ્યાનો અને કથા-પ્રવચનોથી જે કામ થતું

નથી, તે સત્પુરુષના સદાચારથી થાય છે. સાંભળીને જે વાતો સમજ્યામાં નથી આવતી તે જોવાથીજ સમજાઇ જાય છે ! ક્ષમા, શાંતિ, ભૂતદયા, નિરહંકાર, નિ:સંગતા, હરિભક્તિ, પરોપકાર અને ઇંદ્રિયદમનાદિ ગુણોથી જે ઓતપ્રોત છે-ભરપૂર છે અને જેમના નિત્યનિયમિત આચરણમાં આ ગુણો સદા વ્યક્ત થાય છે, એવા એક કર્તવ્યપરાયણ પુરુષને જોઇને લોકો જેટલા જાગ્રત થાય છે, તેટલા વ્યાખ્યાન-કીર્તન, પુરાણાદિ શ્રવણથી નથી થતા ! એકનાથ મહારાજે ગ્રંથો પણ લખ્યા, અને કથા-કીર્તન પણ કર્યાં. આથી સમાજ ઉપર તેમનો પ્રભાવ પડ્યો, તેનાથી હજારેગણો વધારે તેમના આચરણથી પડ્યો. સંત તેઓજ કહેવાય છે, કે જેઓ માત્ર કહેતા નથી, પણ કરી બતાવે છે. સંત પૂર્ણકામજ હોય છે, પરંતુ બદ્ધોને અને મુમુક્ષુઓને મુક્ત કરવા માટેજ તેમનું જીવન હોય છે. જ્ઞાનેશ્વર મહારાજે (જ્ઞાનેશ્વરીના ૧૬ મા અધ્યાયમાં) કહ્યું છે કે—

કાં ફેડિત પાપાતાપ, પોખીત તીરીંચે પાદપ;
સમુદ્રા જાય આપ, ગંગે જૈસે. ૧૯૯
કાં જગાચે આંધ્યફેડિત, શ્રિયેચી રાઉલે ઉઘડીત;
નિઘે જૈસા ભાસ્વત, પ્રદક્ષિણે. ૨૦૦
તૈસી બાંધલી મોડીત, બુડાલીં કાઢીત,
સાંકડી ફેડીત, આર્તાં ચિયા. ૨૦૧
કિંબહુના દિવસ રાતી પુઢિલાંચે સુખ ઉજતી,
આણીત આણીત સ્વાર્થી, પ્રવેશિજે. ૨૦૨

અર્થાત્ "ગંગા સાગરને મળવા માટે જાય છે, પરંતુ જતાં જતાં જગતનાં પાપ-તાપોનું નિવારણ કરતી અને કિનારાનાં વૃક્ષોને પોષતી જાય છે, અથવા સૂર્ય ભગવાન નિત્યની પ્રદક્ષિણા કરતા કરતા સંસારનો અંધકાર દૂર કરે છે અને કમળોને વિકસિત કરતા જાય છે. તેજ પ્રમાણે જે સંતો આત્મસ્વરૂપને પામેલા છે, તેઓ પોતાનાં સહજ સ્વાભાવિક કાર્યોથી સંસારમાં બંધાયેલા કેદીઓને છોડાવતા, ડૂબેલાઓને બચાવતા અને દુ:ખીઓનાં દુ:ખને દૂર

કરતા રહે છે. અને આ બધું તેઓ અમે કોઈ મહાન ઉપકાર કરી રહ્યા છીએ, એમ સમજીને નથી કરતા હોતા, પરંતુ તેમનું આવું આચરણ સ્વાભાવિક હોય છે અને તેમના આ આચરણને જોઈને હજારો મનુષ્યો પોતપોતાના ઉદ્ધારનો માર્ગ શોધવા લાગે છે. સંતોની જીવનચર્યા એજ સંસારને માટે દર્પણ સમાન હોય છે. તેમના સદાચરણને પ્રમાણ માનીને લોકો તેમનું અનુકરણ કરવા લાગે છે. એકનાથ મહારાજનું સદાચરણ અને નિષ્કામ ભગવદ્ભજન જોઈને હજારો જીવો તરી ગયા છે.

એકનાથ મહારાજના કીર્તનનો લોકોના ચિત્ત ઉપર એટલો બધો સુંદર પ્રભાવ પડયો કે પૈઠણના લોકો પરમાર્થચર્ચા અને નામસ્મરણના આનંદમાં અત્યંત મગ્ન થઈ ગયા, ને ઘણાનાં ચિત્ત સકામ વ્રતાદિથી ઉઠી ગયાં અને આથી ઘણાઓની આજીવિકા બંધ થઇ ગઇ ! સત્યના તેજ આગળ અસત્ય ફીકું પડી જાય છે અને અસલના આગળ નકલ ઉભી રહી શકતી નથી, તેજ પ્રમાણે તે અંતર્બાહ્ય એકરૂપ મહાભાગવત આગળ પૈઠણના વૈદિક, પંડિત, યાજ્ઞિક અને બધા વિદ્વાનો નિસ્તેજ થઇ ગયા અને એમનામાંના ઘણાખરા તેમનો દ્વેષ પણ કરવા લાગ્યા. દ્વેષમાંથી નિંદાની નીક વહેવા લાગી અને નિંદામાંથી અત્યાચારના ઝેરી કીડા ઉત્પન્ન થયા. એકનાથ સરખા મહાત્માને અનેક પ્રકારે દુઃખ દેવા માટે કેટલાકોએ કમ્મર કસી. તેમના પર અનેક પ્રકારના આક્ષેપો થવા લાગ્યા તથા લોકો કહેવા લાગ્યા કે, આ દેવવાણીનું અપમાન કરીને મરાઠી ભાષામાં ગ્રંથો રચે છે, કર્મઠતાને–કર્મકાંડને નષ્ટ કરીને નામસ્મરણ પાછળ લોકોને ગાંડા બનાવે છે. સકામ વ્રતાદિનો ઉપહાસ કરીને નિષ્કામ પ્રેમનેજ વધારે છે. આથી વેદશાસ્ત્રો કરતાં ભક્તિ–માર્ગનુજ પ્રાધાન્ય વધતું જાય છે. આત્માની ધૂનમાંજ બધા મસ્ત બની રહ્યા છે, પ્રવૃત્તિશાસ્ત્ર વિષે કોઈ અમને પૂછતુંજ નથી. વળી આ શ્રોત્રિય બ્રાહ્મણોની પેઠેજ બીજા હલકા વર્ણવાળાઓને અને અત્યંજોને પણ અપનાવે

છે. આથી બ્રાહ્મણોનો જરા પણ મહિમા રહ્યો નથી, બ્રહ્મજ્ઞાન પણ આ બધાને રસ્તે ચાલતાં વહેંચ્યા કરે છે, જેથી મંત્ર કરનારા અને ઓઝાઓ–ભુવાઓનો પણ કોઈ ભાવ પૂછતું નથી !" આ પ્રમાણે જ્યાં ત્યાં નિંદા શરૂ કરીને આ લોકોએ એકનાથ મહારાજની ફજેતી કરવાનો અને તેમને દુઃખ દેવાનો ઉદ્યોગ આદર્યો ! એકનાથ મહારાજ કોઇના ચિત્તને જરા પણ કષ્ટ પહોંચાડતા નહોતા, બ્રાહ્મણોનું યથોચિત સન્માન કરતા હતા, વેદ–સ્મૃતિ–પુરાણ વગેરેને પૂરેપુરૂ માન આપતા હતા, છતાં પણ અંતઃકરણની શુદ્ધિ એજ ભગવાનને પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન છે અને 'अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः' ભગવાનના આ શુદ્ધ સ્વરૂપને પોતાનાજ હૃદયની અંદર જાણો અને અનન્ય મનવાળા થઇને તેને પોકારો તો તે તમારી તદ્દન પાસેજ છે, આજ એમનો મુખ્ય ઉપદેશ હતો. આ વાસ્તવિક જ્ઞાન જેમની આજીવિકામાં બાધક–અડચણકર્તા થતું હતું તેઓ તેમનો દ્વેષ કરતા હતા. દંભ અને દંભીઓ ઉપર એકનાથ મહારાજ નિર્ભયપણે પ્રહાર કરતા હતા. તેમણે જૂઠને કદી આશ્રય આપ્યો નથી અને સત્ય બોલવામાં કદી સંકોચ કર્યો નથી. 'બાહ્યવેશધારીઓ'ને બોધ આપનારા તેમના કેટલાક અભંગો છે. એ અભંગો પરથી જણાય છે કે, સાચી વાત ખુલ્લી કરવામાં તેમણે કેટલી કુશળતાથી કામ લીધું છે. પરમાર્થને માટે આંતરિક સાધન એજ મુખ્ય સાધન છે, એમજ તેઓ કહ્યા કરતા હતા. આથી બાહ્ય સાધનોની દુકાન ખોલીને બેઠેલા ધનલોભીઓ તેમના પર ખીજાતા હતા.

દંભી વેશવાળા પેટપરાયણ મહાત્માઓ હમેશાં સત્યનું પ્રતિપાદન કરનારાઓનો દ્વેષ કર્યા કરે છે. એકનાથ પોતે બ્રાહ્મણ હતા અને સાચા બ્રાહ્મણભક્ત પણ હતા, પરંતુ દુરાચારી, ધર્મની ધજાવાળા, પાખંડી અને નાસ્તિક બ્રાહ્મણોનો પક્ષ એમણે કદી લીધો નથી. તેમના દરબારમાં સદાચાર અને હરિભક્તિનુંજ સર્વોપરિ માન હતું. હરિભક્ત

ભંગીને તેઓ નાસ્તિક અને દુરાચારી બ્રાહ્મણ કરતાં અત્યંત શ્રેષ્ઠ માનતા હતા. તેમને સંકરતા પ્રિય નહોતી, છતાં—

જન્મ, કર્મ વર્ણાશ્રમ જાતી, પૂર્ણભક્ત હાતીં ન ધરિતી.
અહૂં દેહાંચી અહંકૃતી, સ્વપ્નીં હી ન ધરિતિ હરિભક્ત.

અર્થાત્ "જન્મ, કર્મ, વર્ણાશ્રમ અને જાતિમાં જે પૂર્ણ ભક્ત છે તેઓ પકડાઈ–જકડાઇ રહેતા નથી. ચારે દેહોનું અભિમાન તજી દે છે, સ્વપ્નમાં પણ હરિભક્ત અહંકાર રાખતા નથી." આ વાતને તેઓ માનતા હતા. બ્રાહ્મણને તેઓ તે બ્રાહ્મણ છે અને ભંગીને તે ભંગી છે, એટલાજ માટે અપનાવનારા નહોતા. દેહભાવને ત્યજનારા ઉચ્ચ કોટિના મહાત્માઓની જેવી સમદષ્ટિ બ્રાહ્મણ અને ચાંડાળ પ્રત્યે હોય છે, તેજ સમદષ્ટિ એકનાથ મહારાજની હતી. તેમના ઉપર જે આક્ષેપ અને અત્યાચાર થયા, તે વિષે અનેક વાતો પ્રસિદ્ધ છે. એકનાથ મહારાજે પોતે પણ પોતાના ભાગવતગ્રંથમાં પોતાની બાબતમાં લોકો કેવા કેવા તર્કો કરે છે, તેનુ ઘણુંજ મનોરંજક વર્ણન કરેલુ છે—

"એકા જનાર્દનની એવી ખ્યાતિ છે કે કોઇ કહે છે કે તે ભક્ત છે, કોઇ કહે છે કે તે જીવનમુક્ત છે; અને કોઇ તેને પાકકો સંસારીજ માને છે અને કહે છે કે, આ એકા જનાર્દન નથી તો આસન જાણતો કે નથી તો કોઇ પ્રકારનુ ધ્યાન જાણતો. નિયમ–મુદ્રા–માળા કંઈ પણ જાણતો નથી અને નથી તો તેનામાં કોઇ ઉપાસનાનુ લક્ષણ. ભલા, એણે કયા મંત્રની દીક્ષા લીધી છે? અને શિષ્યોને કેવો ઉપદેશ આપે છે? કોઇને કંઇજ મંત્ર આપતો નથી. ભાવિક લોકો ભાવની પાછળ એના ચક્કરમાં ફસાઈ ગયા છે. કેવળ હરિનામનો ઘોષ કરાવીને આણે લોકોને એક જાળમાં ફસાવી રાખ્યા છે. આવી આવી વિવિધ પ્રકારની શંકા–કુશંકાઓ જનાર્દન પોતેજ કર્યા કરે છે."

એકનાથ મહારાજની સહિષ્ણુતા, ક્ષમાશીલતા કે સમતા અલૌકિક કોટિની હતી, આથી નિંદકો અને અત્યા-

ચારીઓ એમનું કંઈ પણ અનિષ્ટ કરી શકયા નહિ. અપકારીઓ ઉપર પણ ઉપકાર કરનારા મહાત્માઓનો ભલા કોઇ અપકાર કરી શકે છે? અત્યાચારીઓ અને નિંદકોની પણ એકનાથ મહારાજે કદી ઘૃણા કરી નથી, તેમનાં વાગ્બાણ તેમણે શાંતિપૂર્વક સહન કરી લીધાં અને તેમનું પણ પારલૌકિક કલ્યાણ થાય, એમજ ઇચ્છયું. એકનાથ મહારાજ પાસે વખતોવખત જે પ્રાયશ્ચિત્ત કરાવવામાં આવ્યાં તે, તેમણે ખૂબ શાંતિપૂર્વક કર્યાં. નિંદકોની તેમણે કદી નિંદા કરી નહિ, પરંતુ તેમને સન્માન આપીને તેમનું આત્યંતિક કલ્યાણ સાધવામાંજ તેમનું ધ્યાન રહેતું હતું. મહારાજે એક જગ્યાએ કહ્યું છે કે—"શિષ્યના ક્ષોભને જે સહન કરી શકતો નથી; નિંદકોની નિંદાને જે પોતાના ચિત્તમાં પચાવી શકતો નથી; તે પરમાર્થમાં કોરોજ રહી જાય છે. ક્ષોભને લીધે તે સાચેજ પરમાર્થથી વંચિત રહે છે. આથી એવી પ્રકૃતિવાળા ગુણોને જોવાજ ન જોઇએ, સર્વ ભૂતોમાં–જીવોમાં સમદૃષ્ટિથી એક ચૈતન્યનેજ જોવા જોઇએ. આથી ખાત્રી થાય છે કે, ગુરુ તો ગુરુ છેજ, પરંતુ શિષ્ય પણ સંવાદગુરુ છે અને નિંદક તો નિરપરાધી પરમગુરુ છે. આ બધી કૃપા સદ્‌ગુરુ જનાર્દનની છે."

લોકોના પ્રકૃતિના ગુણધર્મો નહિ જોતાં તેમના અંતઃરના ઉંડાણમાં તેમના ચિદ્રૂપને જોવું, એજ સંતોનું લક્ષણ છે. અને એક સ્થળે સાધુ–અસાધુની ચર્ચા કરતાં કરતાં મહારાજે કહ્યું છે કે "સંસારમાં સાધુ પણ છે, અસાધુ પણ છે; પરંતુ તે (પારમાર્થિક) બન્નેને બ્રહ્મરૂપજ જુએ છે. આ પ્રમાણે તદ્રૂપને જોતાં જોતાં તદ્રૂપજ થઇને પોતાના આત્મસ્વરૂપને જોઈ લે છે, પોતાના આત્મરૂપને જાણી લે છે. જ્યાં આવી વર્તિ છે; ત્યાં કોની નિંદા કરવી અને કોના ગુણ ગાવા? હુંજ વિશ્વ છું, એવું જ્ઞાન થઇ ગયું, તો પછી સ્તુતિ–નિંદા પણ તેમાંજ લય પામી ગઈ."

નિંદકોના સંબંધમાં મહારાજે એક ઘણુંજ સુંદર પદ બનાવ્યું છે, તેનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ–"નિંદકો તો

બહુ કામના હોય છે. આત્મારામના તેઓ સખા-મિત્રજ છે. નિંદક મારું કાશી છે,' મારાં સઘળાં પાપોનો નાશ કરનાર છે. નિંદક તો મારી ગંગા છે, મારાં સર્વ પાપોને દૂર કરનાર છે; નિંદક મારો મિત્ર છે, તે મારાં કપડાં વગર પૈસે ધુએ છે; નિંદક મારો ગુરુ છે, તે સદ્ગુરુ જનાર્દન મહારાજના મહાન્ રૂપની બહાર નથી."

એકનાથ મહારાજનો નિંદા કરનારાઓ પ્રત્યે આવો વિશુદ્ધ ભાવ હતો. શાંતિ, ક્ષમા, દયા વગેરે ગુણો વડે તેઓ નિંદકોને સન્માર્ગે લાવતા હતા. તેમનું ધૈર્ય, સમત્વ અને શાંતિ અનુપમ હતાં.

સઘળા મહાત્માઓને દુષ્ટ અને નિંદક લોકો દુઃખ દીધા કરે છે. પ્રત્યેક મહાન્ પુરુષને પોતાની મહત્તાને માટે સંસારની ચોકી આગળ નિંદારૂપી કર આપવોજ પડે છે. જે નિંદાની કસોટીએ પાર ઉતરે છે, તેઓજ મહત્તા પામે છે. સત્ય-અસત્યને માટે મનને સાથી રાખીને સંતો વિચર્યા કરે છે. મનુષ્યને સ્વાભાવિકપણેજ આત્મસ્તુતિ પ્રિય હોય છે, આથી તે નિંદા સહન કરી શકતો નથી. પરંતુ સંતો એવા કોમળ ચામડીના મૃગ જેવા હોતા નથી, પરંતુ તેઓ તો સિંહ સમાન હોય છે. જે બીજાઓની નિંદા કરતા નથી અને બીજાઓ દ્વારા થતી પોતાની નિંદાને ઉદાર ચિત્તે સહન કરી લે છે, તેઓજ મેરુ તુલ્ય ધીર પુરુષ મહાન્ પદ મેળવે છે. તેમનામાં એટલી બધી મધુરતા હોય છે કે નિંદક પણ તેમને વહાલા હોય છે. જે કામ ભગવાન તરફથી તેમને માટે નક્કી થયેલું હોય છે, તેમાં તેઓ એટલા લાગ્યા રહે છે કે બીજાઓનાં કામમાં માથું મારવાની તેમને નવરાશજ મળતી નથી; અને જે તેમના દોષ બતાવીને તેમને જગાડે છે, તેમને તેઓ પોતાના મિત્ર, હિતકર્તા તેમજ ગુરુ કહીને અપનાવે છે. એકનાથ મહારાજે ભાવાર્થ-રામાયણમાં કહ્યું છે કે—"મારી કથાની જે નિંદા કરે છે અને જે સ્તુતિ કરે છે, તેઓ બન્નેય મારી માતા સમાન છે. નિંદક પણ મારે માટે દયાળુ અને

વહાલી માતાજ છે. જેમ માતાના હાથ બહારના મળને બહારથીજ ધોઇ નાખે છે, તેજ પ્રમાણે કળીનો જે બાહ્ય મળ છે, તેને નિંદક પોતાના મુખ વડેજ નિર્મળ કરી દે છે. આથી વાસ્તવમાં નિંદક પરમાર્થમાં સહાયક સખા છે. તે નિંદકની જે નિંદા કરે છે, તે મહાન દોષમાં પડે છે. નિંદા એ તો પરમામૃત છે, નિર્દ્વંદ્વ સુખસ્વાર્થ છે. સાચું પૂછો તો નિંદક પોતાના સ્વાર્થને નથી જોતો; તે તો પરોપકારમાંજ બહુ સમર્થ હોય છે. જ્યાં નિંદા સુખપૂર્વક રહેલી છે, તેમનાં ચરણોમાં હું મસ્તક નમાવું છું. જે નિર્દ્વંદ્વ થઇને નિંદા સહન કરી લે છે તેની માતાને ધન્ય છે.”

કેવી વિલક્ષણ ઉદારતા છે! એકનાથ મહારાજ જીવ્યા ત્યાં સુધી તેમની પાછળ નિંદકો અને દુષ્ટ લોકો લાગ્યા હતા. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાના સમયથી ગોદાવરી-તીરે પોતાનો દેહ છોડતા સુધી જેમ તેમણે પોતાનું સમસ્ત જીવન પરોપકારમાંજ વીતાવ્યું, તેજ પ્રમાણે તેમના નિંદકોએ પણ આખર સુધી તેમની પાછળ પડવામાં કંઈજ બાકી રાખ્યું નહોતું! પરંતુ એકનાથ મહારાજની સમદૃષ્ટિમાં નિંદક પણ ગુરુરૂપજ હતા!

કર્ણાટકમાં એક મહાજને શ્રીવિઠ્ઠલ અને રુક્મિણીની સુંદર મૂર્તિઓ તૈયાર કરાવી અને તે તેમની સ્થાપના કરાવવા ઈચ્છતો હતો. સતત ત્રણ દિવસ સુધી તેને સ્વપ્નમાં એ આદેશ મળ્યો કે ‘ આ મૂર્તિઓને પૈઠણમાં શ્રીએકનાથ મહારાજ નામના સત્પુરુષ પાસે પહોંચાડી દો.’ આને ભગવાનનો આદેશ માનીને તે શાહુકાર એ મૂર્તિઓને ઘણા ઠાઠમાઠથી પૈઠણમાં લઇ આવ્યો. નગરમાં પહોંચતાંજ યજમાન વૃત્તિવાળા બ્રાહ્મણો પોતપોતાની વહીઓ—ચોપડાઓ લઇને તેમની પાસે જઈ પહોંચ્યા. પરંતુ તેમને તો એકનાથ મહારાજની પાસેજ જવું હતું, બીજા કોઇનું કામ નહોતું; તેથી તેઓ સીધા એકનાથ મહારાજને ઘેરજ ગયા. મહારાજ તેમના આવવાનો હેતુ સમજી ગયા. યથોચિત અભિવાદન—વંદન—નમન કર્યા પછી તેણે પોતાનો ઉદ્દેશ

જણાવ્યો. એકનાથ મહારાજે મુહૂર્ત જોયુ અને તે દિવસે મારે સમારંભપૂર્વક વિઠ્ઠલ-રુક્મિણીનો વિધિપૂર્વક વિવાહ કરાવીને મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા કરી અને બ્રાહ્મણભોજન, દાન-ધર્માદિ ઘણાજ પ્રેમપૂર્વક કરીને પોતાની વિઠ્ઠલભક્તિ પ્રગટ કરી. તે શાહુકાર થોડા દિવસ ત્યાં રહ્યો. તેણે એકનાથ મહારાજ પાસે દીક્ષા લીધી અને મહારાજના ગુણોની પરમ આનંદદાયક સ્મૃતિ સાથે ઘેર પાછો ફર્યો. આ પ્રમાણે સ્થાપેલી વિઠ્ઠલમૂર્તિની પૂજા વગેરે એકનાથ ઘણાજ ભક્તિભાવથી કરતા હતા, એ કહેવાની કંઇ જરૂર નથી. મંદિર બંધાવવાનુ બધું ખર્ચ એજ શાહુકારે આપ્યુ હતું.

એકનાથ મહારાજની કર્મનિષ્ઠા તેમની બ્રહ્મનિષ્ઠા જેવીજ હતી. તેઓ એવા કઠોર-કર્મઠ પણ નહોતા કે કર્મનેજ સર્વ કંઇ માને અને એવા કર્મહીન પણ નહોતા કે કર્મને કંઇ પણ ન માને. આ બન્ને અંતિમ બિંદુઓ છોડીને તેઓ જ્યાં સત્ય રહે છે, તે મધ્યબિંદુમાં રહેતા હતા. તેમનો સિદ્ધાંત તેમનાજ શબ્દોમાં આ પ્રમાણે હતો— 'જેનાથી આત્માનુસંધાન તૂટે તે કર્મ ત્યાજ્ય છે અને જેનાથી મન સ્વરૂપનિષ્ઠ બને તે કર્મ કરવા યોગ્ય છે.' આ સિદ્ધાંતને અનુસરતો તેમનો વ્યવહાર હતો. અનાચાર અને અત્યાચાર એ બેની વચ્ચે સદાચાર છે, તેજ સંતોને સ્વીકાર્ય હોય છે. વર્ણસંકરતા પણ નહિ અને વર્ણાભિમાન પણ નહિ, એવી સમાન અવસ્થામાં રહેવાનુ સંતોથીજ બને છે. કર્મ, જ્ઞાન, યોગ, યાગ, જપ, તપ, વેદાધ્યયન, વર્ણાશ્રમ વગેરેમાંથી કોઇ એકની પાછળ પડીને તેનાજ મિથ્યાભિમાન વડે શબ્દપંડિતો ઝગડો કર્યા કરે છે, પરંતુ સંતો આ બધા ઉપાયોનુ પ્રયોજન જે સાધ્યને માટે હોય છે, તેજ સાધ્ય તરફ મુખ્યત્વે જુએ છે અને તેજ દૃષ્ટિથી સંપૂર્ણ વહેવાર કરે છે! ભગવાનજ સર્વ સાધનોનુ સાધ્ય છે અને સર્વ ચરાચર પ્રાણીઓમાં ભગવાનને જોઇને સર્વત્ર અખંડ બ્રહ્મબુદ્ધિને સ્થિર રાખવી અને સૌના કલ્યાણનો ઉદ્યોગ કરવો-અર્થાત્ લોકસંગ્રહ અને લોકોપકારમાં તન-

ગન-પ્રાણ અર્પણ કરવાં એજ સાચી હરિભક્તિ છે. સમદર્શી, નિરપેક્ષ અને નિરહંકાર થઇને, સર્વ ભૂતોમાં ભગવાન ભરપૂર છે એમ જાણીને જે લોકોપકાર થાય છે, તેજ ઉત્તમ હરિભજન છે. સર્વ પ્રાણીઓમાં ભગવાનને રહેલા જાણીને તેમના હિતાર્થે અહંભાવરહિત થઇને કાયા, વાણી અને મન વડે ઉદ્યોગ કરવો એજ ભગવાનની સેવા છે. એકનાથ મહારાજ હમેશાં આવા લોકોપકાર કર્યા કરતા હતા. સંસાર અને જગતથી પૃથક્ આત્માનેજ સર્વ કંઈ માનીને તેનેજ પકડી રહેનાર નિર્ગુણવાદી અને મૂર્તિ તેમજ સગુણનેજ સર્વશ્રેષ્ઠ માનનાર મૂર્તિપૂજક એ બન્નેની વચમાં-અર્થાત્ એ બન્નેનો પોતાની અંદર સમાવેશ કરનારા ભાગવત ધર્મના એકનાથ મહારાજ મહાન પ્રવર્તક હતા. ભક્તિ વિના જે માત્ર મૂર્તિપૂજાના ચાલતા આવેલા પ્રવાહમાં ચાલે છે, બકરાં-ઘેટાં ને પાડાઓનાં બલિદાનો આપીને જેઓ માત્ર સકામ વ્રતોનું આચરણ કરે છે, ભગવાન પોતાની માયાથી નાના બનીને માત્ર મૂર્તિમાંજ રહે છે એવું જે માને છે, તેમની એકનાથ મહારાજે કદી પરવા કરી નથી જે સ્થૂળ છે તેજ સૂક્ષ્મ છે, દૃશ્ય છે તેજ અદૃશ્ય છે, વ્યક્ત છે તેજ અવ્યક્ત છે, સગુણ છે તેજ નિર્ગુણ છે અને અંદર છે તેજ બહાર છે-એનોજ તેમણે સર્વત્ર ડંકો વગાડ્યો છે.

સગુણ-નિર્ગુણની એકતાનુ પ્રતિપાદન એકનાથ મહારાજે પોતાના ભાગવત ગ્રંથમાં અનેક સ્થળે ઘણીજ સુંદર રીતે કરેલું છે. એક સ્થળે તેમણે સગુણોપાસનાનો મર્મ બતાવતાં કહ્યું છે કે "નિર્ગુણનું જ્ઞાન થવું ઘણું કઠણ છે. તે અગમ્ય છે, મન-બુદ્ધિથી પર છે, શાસ્ત્રોના સંકેત ત્યાં કંઈ કામ આવતા નથી; વેદ પણ મૌનજ રહી જાય છે. સગુણ મૂર્તિની આ વાત નથી. તે સુલભ છે, સુલક્ષણ છે. તેને જોતાંજ ભૂખ-તરસ ભુલાઇ જાય છે. મન શાંત બની જાય છે. જે નિત્યસિદ્ધ સચ્ચિદાનંદ છે તથા પ્રકૃતિથી પર-પરમાનંદ છે, તેજ સ્વાનંદકંદ ગોવિંદ પોતાની લીલાથી

સગુણ થયા છે. (શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે—) હે ઉદ્ધવ ! મારા ધૈર્ય, વીર્ય, ઉદાર-કીર્તિ, ગુણ-ગાંભીર્ય, શૌર્ય, ખ્યાતિ વગેરે જે ગુણ પ્રગટ થાય છે, તેનુ કારણ તો મારી સગુણ મૂર્તિજ છે. મારી આ મૂર્તિનાં દર્શનથીજ નેત્ર સાર્થક થાય છે, પ્રાણી જન્મ-મરણના ફેરામાંથી છૂટે છે, વિષયોથી પર પહોંચી જાય છે. આ મૂર્તિનાં દર્શનથી જે દીપક હોય આવી જાય છે, તેનાથી આખું ઘર પ્રકાશમય થઈને ઝગમગી ઉઠે છે. મારી આ મૂર્તિનું ધ્યાન જેને લાગી જાય છે, તે તરતજ સ્વયં ચૈતન્યમય થઇ જાય છે. આ પ્રમાણે જોઈ લો કે, સગુણ-નિર્ગુણ બન્ને એકજ છે…"

આ પ્રમાણે સગુણ-નિર્ગુણનો અભેદજ ભાગવતધર્મનું શિક્ષણ છે અને આથી ભાગ્યશાળી ભાગવતોએ ક્યાંય પણ મૂર્તિપૂજાનો અનાદર નથી કર્યો. એકનાથ મહારાજે તો પોતાના ભાગવત ગ્રંથના ૨૭ મા અધ્યાયમાં સંપૂર્ણ પૂજા-વિધિનું વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે. તેજ પ્રકારે ૧૧ મા અધ્યાયના ૩૭-૩૮ મા શ્લોકો ઉપર મહારાજે જે ટીકા લખી છે, તે ભક્તજનોએ અવશ્ય મનન કરવા યોગ્ય છે. તેમણે ૭ મા અધ્યાયમાં કહ્યું છે કે—

"ભગવાનનું તો પહેલાં નામ પણ નથી હોતું. ભક્તિ-જ તેમનાં નામ-રૂપની સર્વ કંઈ પ્રતિષ્ઠા-સ્થાપના કરીને તેમને જુએ છે, ભક્તિજ એમના વિવિધ પ્રકારના વિલાસ પણ અર્પણ કરે છે. આ પ્રમાણે ભગવાનને ભક્તિએજ ભગવાન બનાવીને વૈકુંઠમાં લાવી દીધા છે. ભક્તના આ ભાવથી ભગવાન ગદ્ગદ્ બની ગયા અને ભક્ત જે કંઈ કહે તેજ કરવા લાગ્યા. ભગવાન ન તો નર બન્યા કે ન તો વાઘ બન્યા; હા, ભક્તોનાં વચનોને તેમણે સત્ય કર્યાં. ભક્તના શબ્દને સત્ય કરવા માટે સ્થંભમાંથી પણ પ્રગટ થયા. અત્યારે પણ આ વાતનું પ્રમાણ છે કે, દાસના-ભક્તના વચનથી પથ્થરની મૂર્તિમાં પણ આનંદઘન ભગ-વાન પ્રગટ થાય છે."

આ જે છેવટે પ્રત્યક્ષ પ્રમાણની વાત કહી છે તે

એકનાથ મહારાજે પોતાનાજ અનુભવ વડે પ્રગટ કરેલી છે. કર્ણાટકનો જે શાહુકાર વિઠ્ઠલમૂર્તિ લાવ્યો હતો અને એકનાથ મહારાજે જેની સ્થાપના કરી હતી તેનાજ સંબંધે આ વાત પ્રસિદ્ધ છે કે, મહારાજની ભક્તિથી પ્રસન્ન થઇને ભગવાન તે મૂર્તિમાં પ્રગટ થયા અને મહારાજના હાથમાંનુ માખણ તેઓએ ખાધું હતું. ભગવાનના સંબંધે મહારાજે કેટલાયે ઉત્તમ અભંગ રચ્યા છે, જેમાથી થોડાકનો ભાવ અહીં આપવો અત્યંત ઉપયોગી થઇ પડશે—

"હું જે છું તે મારી પ્રતિમા છે, ત્યાં કોઇ બીજો ધર્મ નથી. તેમાં મારોજ વાસ છે, ભેદ અને મહેનતનું કંઇ કામ નથી. કળિયુગમાં પ્રતિમા–મૂર્તિ એજ સૌથી શ્રેષ્ઠ સાધન છે, એના જેવું બીજું સાધન નથી. એકનાથ જનાર્દનને શરણે છે, બન્ને રૂપ ભગવાનનાંજ છે."

"ભગવાન સર્વત્ર છે, પરંતુ જે ભક્ત નથી, તેમને તે દેખાતા નથી. એ જળમાં, સ્થળમાં, પથ્થરમાં, ક્યાં નથી? જ્યાં જુઓ ત્યાં ભગવાન છે, પરંતુ અભક્તોને કેવળ શૂન્ય ખાલીજ દેખાય છે, જનાર્દનનાં ચરણોમાં જ્યાંસુધી ભક્તિ નથી થતી, ત્યાં સુધી ભગવાનનાં દર્શન થતાં નથી."

"એકતાની સાથે સૃષ્ટિને જોવાથી દૃષ્ટિમાં ભગવાનજ ભરાઇ જાય છે. ત્યાં દ્વૈતની ભાવના નથી થતી, ધ્યાન ભગવાનમાંજ લાગેલુ રહે છે ત્યાં હું–તું અથવા મારૂ–તારૂ કંઇ પણ રહેતું નથી, રહે છે માત્ર ભગવાનજ. ધ્યાનમાં, મનમાં, અંતર્જગતમાં અને બહિર્જગતમાં એક જનાર્દનજ છે, એક ભગવાનજ છે."

એકનાથ મહારાજના ચરિત્રમાં તેમના સાધુત્વ વિષે જે અનેક કથાઓ પ્રસિદ્ધ છે, તે આગળ પર યથાપ્રસંગે કહેવાશે પિતૃઓને માટે બનાવેલુ ભોજન દયાવશ અત્યંજોને પીરસી દેવું, ચોરોને ભોજન કરાવવું, મહારના બાળકને ઉઠાવી લેવું અને તેને તેની માતાની પાસે પહોંચાડી દેવુ, તીર્થોદક ગંધેડાને પાઇને તેની તરસ છીપાવવી વગેરે અનેક બાબતોથી એકનાથ મહારાજની સમતા અને ભૂત-

દયાનો પૂરતો પરિચય મળી જાય છે. પોતાની સ્ત્રીની પીઠ ઉપર કૂદીને બેસનાર બ્રાહ્મણને પુત્રવત્ માનવો અને પોતાના શરીર ઉપર હંમેશાં થુંકનાર યવનને માટે ૧૦૮ વાર સ્નાન કરવું વગેરે બાબતો તેમની અનુપમ શાંતિનો પરિચય આપનારી છે. કૃષ્ણદાસ નાગના રામાયણના એક અનુવાદક કવિના મરણને દૂર કરવું, શ્રીવિઠ્ઠલની મૂર્તિને માખણ ખવડાવવું, પથ્થરના નંદી–પોઠિયાને ઘાસ ખવરાવવું, પથ્થરને પારસ બનાવી દેવો, શ્રાદ્ધમાં ગ્રામવાસીઓના પિતૃઓને સ્વર્ગમાંથી નીચે બોલાવી લાવવા વગેરે ચમત્કાર એ વાતનો પરિચય આપે છે કે, એકનાથ મહારાજની અનન્ય ભક્તિથી પ્રસન્ન થઇને, ભગવાન પોતાની મહત્તાને ભૂલી જઇ કેવી રીતે ભક્તના આશ્રિત થયા. આવી વાતો લોકપ્રિય થવાનુ મુખ્ય કારણ પણ એજ છે કે, હજારો મનુષ્યોને એજ શુદ્ધ વિશ્વાસ હતો કે, એકનાથ મહારાજ અલૌકિક વિભૂતિ અને ભગવાનના પ્રિય ભક્ત છે. તેઓ જયારે પંઢરપુર ગયા ત્યારે ત્યાંના લોકોએ અને હજારો વારકરીઓએ તેમનો અત્યંત સત્કાર કર્યો. જયારે તેઓ આળંદી ગયા ત્યારે ત્યાં તેમણે શ્રી જ્ઞાનેશ્વર મહારાજનાં પ્રત્યક્ષ દર્શન કર્યા, કાશી ગયા, ત્યારે તેમને કષ્ટ આપનારા સન્યાસી અને વિદ્વાન શાસ્ત્રી અંતે તેમના ભાગવતનો જયજયકાર કરવા લાગ્યા ને તેમનાં ચરણોમાં મસ્તક નમાવવા આતુર બન્યા. આ બધી બાબતોથી સારી રીતે સમજાઇ જાય છે કે, એકનાથ મહારાજ કેટલા લોકમાન્ય હતા. રુક્મિણીસ્વયંવર, ભાગવત, ભાવાર્થરામાયણ, બીજા પાંચ–દશ ગ્રંથ અને હજારો અભંગ તેમની ભગવત્પ્રેરણાના ચિરંજીવ સાક્ષી છે. આ પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાના સમયથી લઇને સમસ્ત જીવન પરોપકાર-માં–લોકોપકારમાં ગાળતાંગાળતાં હજારો જીવોનો ઉદ્ધાર કરીને અંતે શાકે ૧૫૨૧ (સંવત ૧૬૫૬) માં તે મહાપુરુષે પોતાનું નાશવંત શરીર છોડીને પરમધામમાં પધાર્યા.



# एकनाथनी गुरुभक्ति

"શિષ્ય એવો હોવો જોઇએ કે 'ગુરુ-સપ્રદાય-ધર્મ એજ જેનો વર્ણાશ્રમ-ધર્મ હોય, ગુરુની સેવા એજ નિત્યકર્મ હોય, જેની ઉભ ઉપર ગુરુના નામનોજ મત્ર હોય અને જે ગુરુવાક્ય વિના શાસ્ત્રને પણ અડે નહિ" (જ્ઞાનેશ્વરી, અધ્યાય ૧૩)

શાકે ૧૪૮૭ ની લગભગ–અર્થાત્ એકનાથ મહારાજનો ભાગવતગ્રથ પૂર્ણ થયા પછી બે વર્ષે શ્રીજનાર્દન સ્વામીએ શરીર છોડયુ જનાર્દન સ્વામીના અનેક શિષ્યોમા રામા–જનાર્દન, એકા જનાર્દન અને જની–જનાર્દન, એ ત્રણ મુખ્ય શિષ્યો હતા અને એ ત્રણેમા એકા–જનાર્દન અર્થાત્ એકનાથ મહારાજજ તેમના પટ્ટશિષ્ય હતા રામા જનાર્દનને શ્રીવિઠ્ઠલ ભગવાનનું વરદાન મળ્યુ અને 'આરતી જ્ઞાનરાજા મહાકૈવલ્યતેજા' આ આરતી તેમની સર્વમાન્ય થઈ જની જનાર્દન એકનાથ મહારાજના પ્રયાણ પછી બે વર્ષે–અર્થાત્ શકે ૧૫૨૩ મા આ લોક છોડી ગયા એ વિજાપુરના મુસલમાન રાજ્યમા તાલુકદાર હતા એમના ઉપાસ્યદેવ શ્રીગણેશ હતા પૈઠણની પાસે ગગામસાલે ગામમા તેમણે શ્રીગણેશજીની સ્થાપના કરી છે બીડ સ્થાનના પાટાંગણ નામના દેવસ્થાનના અધિકારીઓ જની–જનાર્દનના વશજ છે ત્રીજા શિષ્ય એકા જનાર્દન જે આ ચરિત્રના નાયક છે, તેઓ જગદ્વિખ્યાત છે એ ત્રણ સિવાય એમના બીજા પણ અનેક શિષ્ય હતા ગુરુ જનાર્દન સ્વામી અસામાન્ય પુરુષ હતા એકનાથ જેવા શિષ્યને કારણે એમની કીર્તિ ચારે દિશાઓમા ફેલાઈ હતી અકર્તાપણાનુ આત્મજ્ઞાન થવાથી ગૃહસ્થાશ્રમમા પણ ભગવત્પ્રાપ્તિ થઈ

શકે છે, તે એમણે પોતાના જીવનથી બતાવી દીધું. જનાર્દન સ્વામી જોકે દેવગઢ ઉપરજ રહેતા હતા, છતાં મહાપ્રસ્થાનને માટે તેઓ ધૌમ્યગ્રામમાં આવી ગયા હતા અને ત્યાંજ ચૈત્ર વદી છઠે તેમણે દેહત્યાગ કર્યો હતો. આ ગામ નગર જીલ્લામાં જામખેડ અને શેવગામની સીમા ઉપર છે. ત્યાં દર વર્ષે આ દિવસે તેમની તિથિ ઉજવવામાં આવે છે.

જનાર્દન સ્વામીના શરીર છૂટયાના સમાચાર જ્યારે એકનાથ મહારાજને મળ્યા ત્યારે પૂર્ણ જ્ઞાની હોવાથી તેમની બ્રાહ્મી સ્થિતિનો ભંગ થયો નહિ. 'નાથ ભાગવત' માં તેમણે એક સ્થળે કહ્યું છે કે 'મરતો ગુરુ ને રડતો ચેલો, બન્નેને શું જ્ઞાનજ થયું?' આ બન્ને એવા ગુરુ-શિષ્ય નહોતા. ગુરુ મર્યા નહિ અને ચેલો રડ્યો પણ નહિ! એકનાથ મહારાજે ઉદ્ધવ પાસે બધી તૈયારી કરાવી અને છઠનો ઉત્સવ બહુ ઠાઠમાઠથી કર્યો. એકનાથના ચરિત્રમાં છઠનો મહિમા ઘણો મોટો છે. ચૈત્ર વદી છઠને દિવસે પાંચ બનાવો બહુ મહત્ત્વના બન્યા છે. પહેલા મહોત્સવપ્રસંગે એકનાથ મહારાજે ઉદ્ધવને કહ્યું કે 'ચૈત્ર વદી છઠ શ્રીજનાર્દનનો જન્મદિવસ છે. તેજ દિવસે તેમને શ્રી દત્તાત્રેયના દર્શનનો આનંદ પણ પ્રાપ્ત થયો હતો. મને પણ શ્રીજનાર્દનનાં દર્શન આજ છઠને દિવસે થયાં, કે જેથી સમસ્ત સૃષ્ટિને અદ્વૈતરૂપે જોવાની નવી દૃષ્ટિ પ્રાપ્ત થઇ. એજ દિવસે શ્રીજનાર્દન સ્વેચ્છાથી દેહનો ત્યાગ કરીને સુખપૂર્વક સ્વધામમાં ચાલ્યા ગયા. આ ચાર પર્વો જાણીને આ દિવસે ઘણા ઉત્સાહ અને સમારંભપૂર્વક ઉત્સવ કરવો જોઈએ. પાંચમું પર્વ પણ આજ દિવસે છે, એ તમે પોતેજ આગળ જોઇ શકશો. આ પ્રમાણે ભાવિક ભક્તોને માટે આ છઠ એ પંચ-પર્વશ્રેણી છે.' (કેશવકૃત નાથચરિત્ર)

આજ વાત મહીપતિએ ભક્ત-લીલામૃતમાં પણ કહી છે. આથી જણાય છે કે-(૧) જનાર્દન સ્વામીનો જન્મ, (૨) જનાર્દન સ્વામીને દત્તાત્રય ભગવાનનો સાક્ષાત્કાર,

(૩) જનાર્દન-સ્વામીનો શ્રી એકનાથ ઉપર અનુગ્રહ, (૪) જનાર્દન સ્વામીનો દેહ-ત્યાગ અને (૫) આગળ આવનાર એકનાથ મહારાજનો દેહત્યાગ, આ પાંચે બનાવો ચૈત્ર વદી છઠેજ બન્યા હતા અને આ કારણથી આ 'પંચપર્વશ્રેણી' ભકતોમાં અતિ વિખ્યાત થઇ. પૈઠણમાં છઠનો જે ઉત્સવ થાય છે તે એકનાથ મહારાજના પ્રયાણ પછી તેમની પુણ્ય તિથિરૂપે શરૂ થયો હશે; એવો ખ્યાલ ઘણાઓને આવશે. પરંતુ ખરી વાત એમ નથી, એકનાથ મહારાજેજ પોતાના ગુરુ જનાર્દન સ્વામીની પુણ્યતિથિરૂપે શરૂ કર્યો અને એકનાથ પોતાના ગુરુના સ્વરૂપમાં એકરૂપ થઇને મળી ગયા, જાણે આજ વાત બતાવવા માટે ગુરુની પુણ્ય તિથિને દિવસેજ એકનાથ મહારાજે પોતાનુ શરીર છોડયુ. પૈઠણની છઠ આ પાંચે પુણ્ય પ્રસગોની સ્મરણતિથિ હોવાથી તે દિવસે ત્યાં ઘણો મોટો મેળો ભરાય છે. અસ્તુ. જનાર્દન સ્વામીના દેહત્યાગને પહેલેજ વર્ષે એકનાથ મહારાજે મહોત્સવ કરીને કીર્તન, ભજન અને અન્નદાનદ્વારા હજારો જીવોને સતુષ્ટ કર્યા; પરતુ આથી એકનાથ મહારાજ ઉપર વાણિયાનું સાતસો રૂપિયા દેવુ થઇ ગયુ ! વાણિયાએ ભારે તગાદો કર્યો, ત્યારે ભગવાને ઉદ્ધવના રૂપમા પોતેજ પહોંચીને બધુ દેવુ ચૂકવી દીધુ.

એકનાથ મહારાજની ગુરુભક્તિ અપૂર્વ હતી. આજે જ્યા ત્યા ગુરુ-શિષ્યો ભટકતા ફરતા નજરે પડે છે, પરંતુ નાથ જેવા વિરક્ત શિષ્ય અને જનાર્દન સ્વામી જેવા વિચારવાન ગુરુનો સયોગ અતિ દુર્લભ છે એકનાથજીની શ્રદ્ધા અને બુદ્ધિશક્તિ પ્રચંડ તો હતીજ, પરતુ જનાર્દન સ્વામી સરખા દત્તાત્રેયસ્વરૂપ સદ્ગુરુની પ્રાપ્તિ થાય, તેને માટે તેમનુ દૈવ-બળ એથી પણ મહાનજ હશે. જેમ કોઇ મનુષ્યને કકડીને ભૂખ લાગી હોય અને તેજ ક્ષણે તેની સામે કોઇ અત્યંત સ્વાદિષ્ટ ને ષડ્રસવાળું ભોજન પીરસી દે, એવીજ આ વાત બની. પૂર્વાભ્યાસના બળથી નિષ્પાપ થયેલા આ શિષ્યને જનાર્દન સ્વામીએ લોહચુંબકની પેઠે

પોતાના તરફ ખેંચી લીધો અને સ્વામીની આ દયાળુતાને આ ઉત્તમ શિષ્યે સફળ પણ કરી. સ્વામીજી ઉપર નાથજીને દેવતુલ્ય શ્રદ્ધા હતી. ગુરુ અને ઈશ્વર જુદા નથી; એટલુંજ નહિ, પરંતુ ઈશ્વરને પ્રાપ્ત કરાવનાર ગુરુ ઈશ્વરથી પણ શ્રેષ્ઠ છે, એ તેમણે પોતેજ પોતાના ભાગવતમાં લખ્યું છે. ઉપાસના માટે ઉપાસકે સગુણ ભગવાનની કોઇ ને કોઈ મૂર્તિ સામે રાખવી પડે છે. અખંડ ધ્યાન–ધારણા દ્વારા તે મૂર્તિમાં બોલતા–ચાલતા ભગવાનને જાગ્રત કરવા માટે તથા સગુણ સાક્ષાત્કારને માટે પ્રચંડ એકનિષ્ઠાની આવશ્યકતા હોય છે. ભક્ત જે રૂપનું ધ્યાન કરે છે, તેજ રૂપમાં ભગવાનને ભક્ત માટે પ્રગટ થવું પડે છે. પરંતુ આટલું પણ દુઃખ નહિ વેઠતાં સામે જે સદ્દગુરુ સાકાર અને સગુણ રૂપમાં પ્રત્યક્ષ છે, તેમનેજ પરમાત્મભાવથી પૂજવા અને નિત્ય એવું ધ્યાન ધરવું કે તે સદ્દગુરુ પોતાની સાથે વિશ્વની અંદર અને બહાર સર્વત્ર વ્યાપી રહ્યા છે, એનુંજ નામ ગુરુભક્તિ છે. નાથની ભાવના મહાન હતી અને ગુરુ સમર્થ હતા. શિષ્ય શુદ્ધ હોય, ગુરુ સમર્થ હોય અને શિષ્યની ભાવના દૃઢ હોય, આ ત્રિવેણીસંગમમાંજ નિર્મળ ગુરુભક્તિનું શુદ્ધ સ્વરૂપ દેખાઇ આવે છે. ગુરુ અને ભગવાનમાં ભેદ નથી. સગુણ ભગવાન અને નિર્ગુણ ભગવાનમાં ભેદ નથી, ભગવાન અને વિશ્વમાં ભેદ નથી તથા ભગવાન તેમજ આપણામાં ભેદ નથી; આવી અભેદભક્તિનો મર્મ એકનાથ મહારાજે ગુરુસેવામાંજ જાણ્યો. ભાગવત–ધર્મમાં અદ્વૈત અને ભક્તિનો ઘણોજ સુંદર મેળ મળેલો છે. દ્વૈત–ભક્તિમાં કઠિનતા છે અને ખંડિતપણું પણ છે; પરંતુ અદ્વૈતભક્તિ–અભેદભક્તિ અનાયાસ અને અખંડ હોય છે. આ બધી વાતો ગુરુગમ્ય માર્ગથી જાણી શકાય છે. જ્ઞાનેશ્વર મહારાજે કહ્યું છે કે ' અદ્વૈતમાં ભક્તિ હોય છે, આ વાત અનુભવવાની છે, બોલવાની નથી. ' અભેદ ગુરુભક્તિનો આનંદ ઉદ્ધવ અને અર્જુનની માફક આધુનિક કાળમાં નાથ અને જ્ઞાનેશ્વર સરખા મહાભાગ્યશાળીઓએજ પ્રાપ્ત કર્યો.

એમના ચરિત્રો અને ગ્રથોમા જે જાદુ છે, તે આમાજ છે ગુરુસેવાથી વિષયવાસના નિર્મૂળ થાય છે, ચિત્ત ચિદ્રૂપ બને છે, વિશ્વાભાસ દૂર થઇને દેહાતીત દેવજ પૂર્ણ કળાએ પ્રગટે છે, કાયા બ્રહ્મરૂપ બની જાય છે, એકત્વનો ઉદય થાય છે, દ્વૈત રહેવા પામતું નથી તથા સર્વત્ર સ્વસ્વરૂપનો આવિર્ભાવ થાય છે અને તેને પણ જોનાર કોઈ બાકી રહેતું નથી નાથે ગુરુસેવામા અનુભવ પ્રાપ્ત કર્યો, એનો અભિપ્રાય એજ કે, તેઓ પોતેજ અનુભવરૂપ બની ગયા જેને ગુરુ ચરણોની સેવા–સુદરતામા સ્વાનુભવનુ અલભ્ય રત્ન પ્રાપ્ત થયુ, તે પોતાના ગ્રથોમા, અભગોમા અને આચરણોમા ગુરુપદ સિવાય બીજા કોને વખાણે ? એકનાથ મહારાજે પોતાના ગ્રથોમા ગુરુવિષે સેકડો ધન્યોદ્ગાર પ્રગટ કર્યા છે –

(૧) ધ્યાનમા ગુરુનુ ધ્યાન કરવાથી શરીર બ્રહ્મભૂત થઇ જાય છે

(૨) ધન્ય છે શ્રી જનાર્દન સ્વામીને કે જેમણે મારૂ અત્યત કલ્યાણ કરીને મને દેહાતીત ભગવાન આપી દીધા

(૩) ધન્ય છે એ સદ્ગુરુને કે જેમણે બ્રહ્મભુવન બતાવી દીધુ.

(૪) સસારરૂપી ઝેરી અજગર વળગી પડયો, ત્યારે ભગવાન જનાર્દનજ ધન્વતરિ મળ્યા

(૫) એકનાથ જનાર્દનનો લાડીલો છતા ઘણો દુષ્ટ છે તોપણ જનાર્દન તેને પ્રેમના દૂધનુંજ પાન કરાવતા રહે છે

આવાઆવા અનેક પ્રકારે ગુરુપ્રેમના ઉદ્ગાર પ્રગટ કરેલા છે શ્રી જનાર્દન સ્વામી ઉપર એકનાથની જે અપાર ભક્તિ હતી, તેનો કંઈક આભાસ શ્રીરામકૃષ્ણ પરમહસના વિષયમા સ્વામી વિવેકાનદે જે ઉદ્ગાર કાઢયા છે તે વાચવાથી મળશે * સત્ શિષ્ય થવાથીજ સદ્ગુરુનો પ્રેમ જાણી

શકાય છે. એકનાથ મહારાજ જે પોતાના અભંગોમાં કહે છે કે, મારેમાટે વેદ જનાર્દન છે, શાસ્ત્ર જનાર્દન છે, પુરાણ જનાર્દન છે, યોગ જનાર્દન છે, તપ જનાર્દન છે, કર્મ-ધર્મ જનાર્દન છે, સર્વ કંઇ જનાર્દનજ છે, આ બધાનો મર્મ સત શિષ્ય થયા સિવાય કદી જાણી શકાતો નથી. 'શ્રીગુરુનું નામ એજ મારે માટે વેદ–શાસ્ત્ર છે' આ મનોભાવનાનો મર્મ પણ ગુરુસેવાથી 'કૃતાર્થ' થયા પછીજ સમજાય છે. ગુરુસેવા, ગુરુસહવાસ, ગુરુનામ, ગુરુકૃપા–એ એવી પ્રચંડ શક્તિ છે કે તે શક્તિ આગળ બીજાં બધાં સાધન ફિક્કાં પડી જાય છે. દેવગઢ ઉપર જનાર્દન સ્વામીની બાર વર્ષની સેવાથી એકનાથ જેવા મહાત્મા તૈયાર થયા, પરંતુ શું હિન્દુસ્થાનનાં હજારો વિદ્યાલયો, સેંકડો કૉલેજો અને બધી યુનિવર્સિટીઓએ મળીને પચાસ વર્ષમાંયે આવો એક પણ મહાત્મા નીપજાવ્યો છે? સાચી વાત એ છે કે, અનેક શાસ્ત્રો ભણાવનારી કૉલેજો અને શારદાપીઠો કરતાં ગુરુને ઘેર રહેવાનું બળ વધારે છે. શાસ્ત્રગ્રંથો અને વિદ્યાપીઠો–શારદાપીઠો કરતાં સ્વાનુભવસંપન્ન મહાત્માની સેવાનું ફળ અનંતગણું વધારે છે. એકનાથ મહારાજે એક સ્થળે કહ્યું છે કે, શાસ્ત્રાધ્યયનથી જે જ્ઞાન નહોતું થયું, તે ગુરુની ચરણસેવાથી મને પ્રાપ્ત થયું. પાઠશાળા, વિદ્યાલય, શાસ્ત્ર વગેરેનો કંઇ ઉપયોગ નથી અથવા એ બધાં તુચ્છ–નકામાં છે, એમ કહેવાનો અર્થ નથી. પરંતુ મહાપુરુષની સેવામાં અલ્પ પ્રયત્ને જે મહાન કાર્ય થાય છે તે અન્યત્ર મહા-પ્રયાસથી પણ બની શકતું નથી. **'महत्सेवाद्वारा माहुर्विमुक्तेः'**

---

સ્પર્શ, એક દૃષ્ટિપાત સમસ્ત જીવનનું પરિવર્તન કરી શકે છે. મેં પ્રાચીન કાળના જુદા જુદા પ્રકાશદાતાઓ વિષે વાંચ્યું હતું કે તેઓ કેવી રીતે હાજર થાય છે અને કહે છે કે 'તું એક–અખંડ થા' અને માણસ 'અખંડ' બન્યો. હવે જ્યારે મેં આ માણસને જોયા ત્યારે એ બધું તદ્દન સત્ય લાગ્યું અને મારી બધી શંકાઓ દૂર થઇ ગઇ.... મારા ગુરુદેવની સમક્ષ–તેમની હાજરીમાં મને સમજાઇ ગયું કે મનુષ્ય આ શરીરમાં પણ પૂર્ણ બની શકે છે.–મૂળલેખક

અથવા 'સદ્‌ગુરુ વિના રસ્તોજ મળતો નથી' વગેરે વચનોનો એજ અર્થ છે કે, માત્ર શાસ્ત્રગ્રંથ વાંચવાથી જે સંસ્કાર મન ઉપર નથી પડતા, તે અધિકારી પુરુષનુ આચરણ જોવાથી અનાયાસેજ પડે છે. શાસ્ત્ર બહુ બહુ તો બુદ્ધિને ચમકાવે છે—તેજસ્વી કરે છે, પરંતુ બુદ્ધિનાં બારણાં ખોલીને 'यो बुद्धेः परतस्तु सः' તે પરમાત્મસ્વરૂપની ઓળખાણ સંત અથવા સદ્‌ગુરુની કૃપાથીજ થઇ શકે છે. જડભરતે રહૂગણને ઉપદેશ કરતાં કહ્યુ છે કે—

रहूगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणाद् गृहाद्वा।
न च्छन्दसा नैव जलाऽग्नि सूर्यैर्विना महत्पादरजोऽभिषेकम्॥
(શ્રીમદ્‌ભાગવત, ૫-૧૨-૧૨)

આ પરમ જ્ઞાન તપથી, યજ્ઞથી, અન્નસંતર્પણથી, ગૃહસ્થાશ્રમમાં રહીને લોકોપકાર કરવાથી, વેદાધ્યયનથી, જળ, અગ્નિ અને સૂર્યની ઉપાસનાથી—કોઈ પણ પ્રકારે પ્રાપ્ત થતું નથી; તે તો માત્ર મહાન પુરુષોની ચરણરજ મસ્તકે ચઢાવવાથીજ પ્રાપ્ત થાય છે. સંતનાં ચરણોમાં આ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય છે, તે આગળ જડભરતજી બતાવે છે—

यत्रोत्तमश्लोकगुणानुवादः प्रस्तूयते ग्राम्यकथाविघातः।
निषेव्यमाणोऽनुदिनं मुमुक्षोर्मतिं सतीं यच्छति वासुदेवे॥
(શ્રીમદ્‌ભાગવત, ૪-૧૨-૧૩)

અર્થાત્ સંતોને ઘેર ભગવાનના ગુણાનુવાદ હમેશાં થતાજ રહે છે, આથી વિષયોની ચર્ચા થવા પામતી નથી. ભગવાનની પ્રેમકથા રાતદિવસ સાંભળતા સાંભળતાં મુમુક્ષુની બુદ્ધિ નિર્મળ થઇને વાસુદેવાત્મક બને છે. સંતોનાં ઘર–બાર, અંદર–બહાર, કર્મમાં, વાણીમાં તેમજ મનમાં ભગવદ્‌ભક્તિ સિવાય બીજું કઇ પણ મળી શકતું નથી સંતોનાં કર્મ, જ્ઞાન તેમજ શક્તિ હરિમયજ હોય છે. શાંતિ, ક્ષમા, દયા વગેરે દૈવી ગુણો સંતોના આંગણામાં આળોટ્યા કરતા હોય છે ત્યાં રહેવાથી પણ મુમુક્ષુઓનો ઉદ્ધાર થાય છે સંતસેવા–ગુરુસેવા મુક્તિનું દ્વાર હોવાથી આત્મ

કલ્યાણની ઇચ્છા કરનારા તેનોજ આશ્રય ગ્રહણ કરે છે. ભગવાને પણ ગીતામાં જ્ઞાનપ્રાપ્તિનું સાધન—

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥** ( ૪–૩૪ )

–આજ બતાવ્યું છે. આ અનુભવસિદ્ધ તત્ત્વ અનુસાર જનાર્દન સ્વામીના ચરણો પાસે રહેવાથી એકનાથ મહારાજને સહેજેજ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું. આ બ્રહ્મજ્ઞાન તેમને ઘરઆંગણાની રમત જેવું થઇ ગયું. તેમણે પોતેજ કહ્યું છે કે—

પોતાની મુક્તિની ઉપેક્ષા કરીને એકનાથે જનાર્દનની ભક્તિ કરી. તેમનાજ પ્રસાદથી ભગવાનને મળવું એ તેમને માટે રમત વાત જેવું બની ગયું. તેઓ ભગવત્પ્રાપ્તિનો કોઇ પણ યત્ન કરતા નહોતા, છતાં પણ ભગવાન પોતે તેમના ઘરમાં પ્રવેશ કરીને મુકામ લગાવતા હતા.

આ ગુરુભક્તિનોજ મહિમા છે કે ભગવાન સર્વાંગથી પોતાની મહત્તાને ભૂલીને અહીં રમી રહ્યા છે.

( શ્રીનાથ ભાગવત, અધ્યાય–૧૩ )

કેવો વિલક્ષણ આનંદાનુભવ છે ! એકનાથ મહારાજ કહે છે કે, ભગવાન મારી ભક્તિ ઉપર એટલા બધા મોહિત થઇ ગયા કે મારા અંતઃકરણમાં પ્રવેશીને રાત–દિવસ રમકડું બનીને રહે છે. આગળ તેમણે કહ્યું છે કે 'ગુરુસેવાથી ભક્તિનો ભંડાર મારે માટે ખુલી ગયો અને હવે કલિયુગનું રાજ્ય મારા ઉપર ચાલી શકતું નથી.' આ તેમણે પોતાના અનુભવના બળ ઉપર કહ્યું છે. 'જ્યાં સદ્‌ગુરુકૃપા હાથમાં આવી જાય છે, ત્યાં ભક્તિનો ભંડાર ઉઘડી જાય છે. ત્યારે કળિકાળ જોતાંજ નાસવા લાગે છે, પછી ભવ–ભય ક્યાં રહ્યો ? (ભાગવત અધ્યાય ૨–૪૮૪)

એકનાથ મહારાજના ચરિત્રમાં અને ગ્રંથમાં સૌથી વધારે મહત્ત્વની વાત તેમની અનુપમ ગુરુભક્તિજ છે, તેથી આ ગુરુભક્તિના સંબંધમાં તેમના આ બાળચરિત્રમાં પણ આટલો વિસ્તાર કરવો પડયો છે. ગુરુપ્રસાદ પ્રાપ્ત થતાં

એકનાથ મહારાજ પૂર્ણત્વ પામ્યા. તેમનું ચરિત્ર તો અહીંજ સમાપ્ત થયું. આથી આગળનુ ચરિત્ર તો માત્ર તેમની લીલાજ છે. ભાવાર્થરામાયણમાં તેમણે કહ્યું છે કે 'જનાર્દનને એકનાથના રૂપમાં જોવા જોઇએ અને એકનાથને જનાર્દનના રૂપમાં જોવા જોઇએ. સ્વરૂપ બન્ને એકજ છે, માત્ર નામજ ભિન્ન ભિન્ન છે; અનન્યશરણ આજ સ્થિતિનુ નામ છે.' અનન્યશરણ–એકત્વ જેનાથી પ્રાપ્ત થાય છે, તેનું કંઇ કર્તવ્ય બાકી રહેતું નથી. એકત્વમાં સ્થિર આસન કરીને બેઠા પછી દયા, ક્ષમા, શાંતિ અને સમતા વગેરે ગુણો સ્વાભાવિકપણે આવી જાય છે. સંસાર આ ગુણોનેજ જુએ છે, પરંતુ આ ગુણ જે ગુરુકૃપાજન્ય એકત્વના અખંડાનુભવના બાહ્યરંગ છે, તેનો મર્મ કોઇ વિરલાજ જાણે છે. એકનાથ મહારાજના ગુરુપ્રસાદના બે અભંગોનો ભાવાર્થ અહીં આપીને આ પ્રકરણ સમાપ્ત કરીએ છીએ.

(૧)

"સદ્‌ગુરુ મારા આનંદના સાગર છે, તેઓ મારા ત્રણે લોકના આધાર છે. સદ્‌ગુરુ સ્વામી સ્વયંપ્રકાશ છે, તેમની આગળ સૂર્ય–ચંદ્ર ફીક્કા પડી જાય છે. સદ્‌ગુરુ આગળ વેદ મૌન થઇ ગયા, શાસ્ત્ર ગાંડા બની ગયાં અને વાણી પણ બંધ થઈ ગઈ. જેના ઉપર સદ્‌ગુરુની કૃપાદૃષ્ટિ પડે છે, તેની દૃષ્ટિમાં સમસ્ત સૃષ્ટિ શ્રીરંગમય બની જાય છે. મારા ગુરુ, મારા સ્વામી, મારા પ્રભુરાયજ મને ભક્તિભાવ આપે છે, ભૂમિને શુદ્ધ કરીને તેમાં જ્ઞાનબીજ વાવે છે, કે જેનાથી તે અદ્વૈત ઉત્પન્ન થાય છે, જેમાં હું–તું કે મારા–તારાનો કોઇ ભેદ નથી. ધન્ય છે ગુરુમહારાજ કે જેમણે બ્રહ્મનાં દર્શન કરાવ્યાં, અખંડ નામસ્મરણ કરાવી દીધું. મારા ગુરુ મારે માટે તો મારી માતાજ છે. તેમની એ કૃપાની છાયાનું પણ વર્ણન હું શું કરું, કે જેનાથી દાસનું મન ગુરુના ધ્યાનમાં લાગી ગયું, ગુરુનાં ચરણોમાં લીન થઇ ગયું. જનાર્દનમાંજ તે પરબ્રહ્મને જોઇ લીધા, તેથી જીભ ઉપર હમેશાં તેમનુંજ નામ રહે છે.

(૨)

"સદ્ગુરુનાં ચરણોનો લાભ જેને મળી ગયો, તે સંસારથી મુક્ત થઈ ગયો. તેનુ ચિત્ત બ્રહ્મનાજ રંગમાં રંગાઈ ગયું. વિષય તેનેમાટે રહ્યાજ નહોતા. તેમના મનમાં દ્વૈતાદ્વૈતભાવ નથી, જગતમાં સર્વત્ર આત્મસ્થિતિનોજ ભાવ ઓતપ્રોત ભરેલો છે. સદ્ગુરુની પણ એ કૃપાજ છે કે એમણે મારે માટે બ્રહ્માનંદ સુગમ કરી દીધો. એજ સદ્ગુરુનું પૂજન આ મન હમેશાં કર્યા કરે છે, તેથી તેનું સમાધાન થાય છે. ત્યાં સમસ્ત કલ્પનાઓ લય પામી જાય છે, ઇંદ્રિયો બિચારી ત્યાં શુ કરી શકે ? આંતરિક ઇંદ્રિયો પણ કંઈ કરી શકતી નથી, ત્યારે શરીર ત્યાં નકામાં થઇ જાય છે. જ્યાં મન, ઇંદ્રિય, પ્રાણુ લીન થઇ ગયા, તે સુખનું વર્ણન કોઇ શુ કરે ? ત્યા તો વક્તા, વાચ્ય તેમજ વાચનની ત્રિપુટીજ ક્ષીણુ થઇ જાય છે. હવે તો આ જગતના અંધકારનો અસ્ત થઇ ગયો, સમસ્ત સંસાર મૂળ સહિત પ્રકાશમય બની ગયો. સદ્ગુરુની કૃપાથી જીવ-શિવના ભેદ રહેતાજ નથી, 'एकमेव ब्रह्म द्वितीयो नास्ति' થઇ જાય છે. જ્યાં કોટિકોટિ આનંદ વસે છે, તે આનંદ અમે ભોગવી રહ્યા છીએ. હુ તો બ્રહ્મસુખથી સંપન્ન થઇ ચૂકયો, પરિપૂર્ણ બ્રહ્મને અનુભવી ચૂકયો. સમસ્ત પ્રપંચ છોડીને ગુરુચરણોનુંજ હમેશાં ધ્યાન કરવું જોઇએ. પ્રપંચ છોડીને જોવુ જોઇએ કે, એ કેવી રીતે મિથ્યા છે, પરંતુ પાછળ સદ્ગુરુ તો રહેવાજ જોઇએ જેને સદ્ગુરુનો સાથ મળ્યો, તેનુ કળિયુગ કંઈજ અહિત કરી શકતો નથી એકનાથ જનાર્દન ગુરુનાં ચરણોમાં મસ્તક રાખીને સંપૂર્ણ બ્રહ્મ બની ગયા."

# महाराज विषे थोडीक वातो

સગુણ ઉપાસક પરમહિત, નિરત નીતિ દૃઢ નેમ;
તે નર પ્રાણસમાન મમ, જીનકે દ્વિજપદ પ્રેમ,
( ગોસ્વામી તુલસીદાસજી )

એકનાથ મહારાજના ચરિત્રમાં જ્યાં જે પ્રસંગે જે વાતો કહેવામાં આવી છે, તે સિવાય બીજી ઘણી મનોરમ કથાઓ છે, કે જેનો સંગ્રહ એક સ્વતંત્ર અધ્યાયમાં કરવો આવશ્યક જણાય છે. મહારાષ્ટ્રમાં એકનાથ મહારાજના સંબંધમાં જેટલી ને જેવી ચમત્કારપૂર્ણ વાતો પ્રસિદ્ધ છે, તેટલી બીજા કોઇ પણ મહાત્માના સંબંધમાં નથી. ગૃહસ્થાશ્રમમાં રહેતાં છતાં એકનાથ મહારાજને એવા એવા પ્રસંગો સામે થવું પડયું છે, કે જ્યાં તેમના વિલક્ષણ ધૈર્ય, શાંતિ વગેરે ગુણ પ્રગટ થાય છે. આવું ધૈર્ય અથવા આવી શાંતિ સામાન્ય રીતે કોઈનાયે આચરણમાં જોવામાં આવતી નથી. તેમની દૃષ્ટિ સમદૃષ્ટિ હતી. બ્રાહ્મણ, ચાંડાળ, યવન બધા તેમને એકસરખાજ દેખાતા હતા અને ચોર તથા વેશ્યાને પણ કૃતાર્થ કવામાં તેમણે કંઈ બાકી રાખ્યું નહોતું. પ્રાણિમાત્રમાં ભગવદ્‌ભાવ રાખતાં તેઓ જે કંઇ કહેતા તેવુંજ આચરણ કરતા હતા. વર્ણાશ્રમ ધર્મને તેમણે ગાડયો નહિ અને ભૂતદયાના ભાવને પણ તેમણે દબાવ્યો નહિ—બન્નેની સમાન સ્થિતિમાં તેઓ રહેતા હતા. નિંદકો અને દુષ્ટોને માટે કોઇ કઠોર શબ્દ કહીને તેમણે તેમના પ્રત્યે ઘૃણા દર્શાવી નથી, એટલુંજ નહિ પરંતુ તેવાઓને સન્માર્ગે લાવવા માટે તેમણે ભારે કષ્ટ ઉઠાવ્યાં. લોકો

પકારને માટેજ—તેમનો અવતાર હતો. તેમનો શાંતિભંગ કરનારાઓને ઇનામ અપાવવા તૈયાર થયા, ત્યાં શાંતિની પરાકાષ્ઠામાં બાકીજ શું રહ્યું ! આ પછી કેટલીક વાતો આપી છે, જે પરથી તેમના રોમેરોમમાં ભરેલા ભાગવત-ધર્મના ઉત્તમપણાનો વળી વિશેષ પરિચય મળશે. જેવી વાણી, તેવીજ કરણીવાળા એ મહાત્મા હતા. પોતાના ભાગવતગ્રંથમાં તેમણે એક સ્થળે લોકસંગ્રહની વ્યાખ્યા આપી છે કે, 'અભેદભક્તિ, વૈરાગ્ય અને જ્ઞાનનું પોતે આચરણ કરીને બીજાઓને એજ આચરણમાં યોજવાનું નામજ લોકસંગ્રહ છે.' આવોજ લોકસંગ્રહ તેઓ કરતા હતા.

## ૧–શરીર ઉપર થૂંકનારો યવન

પૈઠણમાં એકનાથ મહારાજને ઘેરથી ગંગાજી§ જવાના રસ્તામાં એક જગાએ એક ધર્મશાળા છે. ત્યાં એક યવન રહેતો હતો. તે એ રસ્તેથી આવતા જતા હિંદુઓને ઘણો હેરાન કરતો હતો. એકનાથ મહારાજ જ્યારે સ્નાન કરીને પાછા ફરે ત્યારે તે તેમના ઉપર થૂંકની પિચકારીઓ મારતો. આથી તેમને કોઈ કોઇ દિવસ ચાર-ચાર પાંચ-પાંચ વાર સ્નાન કરવું પડતું. જ્યાં તેઓ સ્નાન કરીને પાછા ફરે ત્યાં તો પેલો માણસ તેમના ઉપર થૂંકતો અને મહારાજ પાછા ગંગાસ્નાન કરવા જતા. આવી દુષ્ટતાથી કોઈ પણ માણસ ચિઢાઇ જાય; ચિઢાઇ જાય એ તદ્દન સ્વાભાવિક પણ હતું, પરંતુ એકનાથ મહારાજની શાંતિ એવી વિલક્ષણ હતી કે વારંવાર તેઓ 'ઓ ગંગામૈયા !' કહીને વંદન કરીને આનંદથી સ્નાન કરતા અને એ યવનને ધન્યવાદ આપતા કે એની કૃપાને લીધે મને આટલી વાર સ્નાન થાય છે ! એક દિવસ એવું બન્યુ કે, તે દિવસે તે યવન ત્યાં નહોતો, તો પણ નાથ તેનો નિયમભંગ ન થાય એ

§ અહીં ગંગાજી એટલે ગોદાવરી નદી સમજવી. ઘણે ભાગે શ્રદ્ધાળુ અને ધાર્મિક લોકો ખાસ કરીને મહારાષ્ટ્રમાં બધી નદીઓને ગંગાજીજ કહે છે. —હિંદી અનુવાદક

ખ્યાલથી થોડા સમય સુધી તેની રાહ જોતા જોતા ત્યાં ઉભા રહ્યા. થોડી વાર પછી વાટ જોઇને તેના આવવાનું કંઇ ચિહ્‌ન જણાયું નહિ, ત્યારે આગળ ચાલ્યા. એક વાર તે યવન અત્યંત ઉન્મત્ત થઇને મહારાજ જેટલી વાર સ્નાન કરીને આવે તેટલી વાર તે થૂંકતોજ રહ્યો. તે થૂંકતો જાય અને મહારાજ સ્નાન કરતા જાય. કહે છે કે, આ પ્રમાણે એકસો ને આઠ વાર બન્યું ! તેમ છતાં પણ મહારાજની શાંતિનો ભંગ થયો નહિ ! ઉન્મત્ત ક્રોધ અને શાંત સહિષ્ણુતાના આ દ્વંદ્વને જોવા માટે ત્યાં હજારો લોકો એકત્ર થયા હતા. અંતે તે યવન થાકી ગયો ! શરમાયો ! મહારાજનાં ચરણોમાં આળોટયો. તેણે મહારાજના મહાત્માપણાની ઘણીજ સ્તુતિ કરી. આમ છતાં પણ તે પોતાની મસીદ અને ચાર વાર નમાજ પઢવાની તારીફ તો કરતોજ રહ્યો. ત્યારે મહારાજે હસીને કહ્યું—

મસ્જીદમેં હીજો અલ્લાહ ખડા,તો ઔર સ્થાન કયા ખાલી પડા?
ચારોં વકત નમાજોં કે, તો કયા ઔર વકત હૈં ચોરોં કે?
એકા જનાર્દન કા બંદા, જમીન આસમાનભર ખુદા.

તાત્પર્ય કે, અલ્લાહ અથવા પરમાત્મા કોઇ એક જગામાંજ બધાઇ–ભરાઇ રહેલા નથી, તેઓ તો સર્વત્ર મોજુદ છે, સર્વવ્યાપી, સર્વજ્ઞ અને સર્વસાક્ષી છે. સૌ કોઇના છે, બધાના હૃદયમાં છે અને તેમની યથાર્થ સ્તુતિ એજ હોઈ શકે કે, મનુષ્ય તેનુ અખંડ સ્મરણ કરે. સર્વ કંઇ તેજ કરે છે, એ જાણવું અને નિરભિમાની થઇને રહેવું. યવને જાણ્યું કે, એકનાથ મહારાજ મહાન ઓલિયા-સંત છે, ત્યારથી તે તેમની સાથે ઘણાજ વિનય અને નમ્રતાપૂર્વક વર્તવા લાગ્યો.

## ૨–શાંતિનો ભંગ કરનારને રૂ. ૨૦૦ ઇનામ

પૈઠણમાં એકનાથ મહારાજના નિંદકો અને ઇર્ષાળુઓ જે ચોરા પર બેસીને ગપ્પાં મારતા હતા અને મહારાજની ફજેતી કરવા તત્પર રહેતા હતા, તે ચબૂતરો 'કુચર

ચોતરો' નામે ઓળખાતો. હજુ પણ પૈઠણમાં આ સ્થાન પ્રસિદ્ધ છે. મહારાજનું કીર્તન સાંભળીને જેમના પેટમાં દુઃખવા લાગતું એવા કેટલાક અભાગીઆ પૈઠણમાં હતાજ. એ લોકો આ ચોરા પર બેઠા બેઠા તંબાકૂ, ગાંજો વગેરે ઉડાવતા અને રાત્રે બાર-એક વાગ્યા સુધી ત્યાંજ બેઠાબેઠા ગંજીપો, શેતરંજ વગેરે રમતા હતા. વિના કારણ હસવું-હસાવવું, ગપ્પાં મારવાં, મશ્કરીઓ કરવી, નિંદા કરવી, કાવત્રાં રચવાં, સ્ત્રીઓ વિષે ગમે તેવી ગંદી વાતો કરવી, કોઇને કોઇ ઉપદ્રવ કરવો-એકની ટોપી બીજાને માથે ને બીજાની ત્રીજાને માથે આ પ્રકારનાં નકામાં તોફાન કરવાં, આ બધું ત્યાં થયા કરતું હતું. આથી એને 'કુચર ચોતરો' (ચોવટ ચોતરો) કહેતા હતા! ગુંડાઓના આવા અડ્ડા-ચૉરા બધાંજ શહેરમાં અને ગામોમાં હોયજ છે. એક દિવસ આ દુષ્ટ માણસો રાત્રે તેમના નિત્ય નિયમ મુજબ પોતાની મોજમાં મશગુલ હતા, એટલામાં એક બ્રાહ્મણ મુસાફર ત્યાં આવી પહોંચ્યો. પૈઠણ ભલા અને વિદ્વાન માણસોનું સ્થાન હોવાથી એ બ્રાહ્મણ ત્યાં એવી આશાથી આવ્યો હતો કે છોકરાના જનોઇ માટે ત્યાંથી સો-બસો રૂપિયા મળી આવશે. દુર્ભાગ્યે તે સૌથી પહેલો આ ચંડાળ ચોરા પરજ પહોંચ્યો અને તેને એજ લોકોનાં દર્શન થયાં. બ્રાહ્મણ પણ કોઇ જુદોજ માણસ હતો. એ ગુંડાઓએ તેને કહ્યું-'અહીં એકનાથ નામના એક મોટા મહાત્મા છે. ઘણાજ શાંત છે. તેમને કદી ક્રોધ તો આવતોજ નથી. તું જો એમને ગુસ્સે કરે, તો અમે તને બસો રૂપિયા આપીશું.' તે બ્રાહ્મણે એકનાથ મહારાજની શાંતિનો ભંગ કરવાનો નિશ્ચય કર્યો. આ દુષ્ટોને ગમ્મતનું આ નવું સાધન મળ્યું, હવે એકનાથ મહારાજને ચીઢવવાનો ઉપાય વિચારતો વિચારતો તે બ્રાહ્મણ બીજે દિવસે સવારે મહારાજને ઘેર પહોંચ્યો. મહારાજ તે સમયે પૂજામાં હતા. આ બ્રાહ્મણ ઘરમાં દાખલ થઇને હાથ-પગ ધોયા વિના કે કોઇને પૂછયા ગાછયા વિના, કપડાં ઉતાર્યા સિવાયજ સીધો દેવસ્થાનની

નજીકજ જઇ પહોચ્યો અને એજ સ્થિતિમા તેમના આસ-નથી દૂર નહિ કે તેમની પાસે પણ નહિ, પરતુ તેમનાજ ખોળામા જઇને બેસી ગયો તે સમજતો હતો કે, હવે એકનાથને ક્રોધ આવ્યા વિના રહેશેજ નહિ પરતુ શાતિના સાગર અને ધૈર્યના મેરુ શુ એથી ગુસ્સે થાય? કઇક હસીને તે બ્રાહ્મણે મહારાજને કહ્યુ કે, આપના દર્શનથી મને ઘણોજ આનદ થયો, મળવા માટે તો ઘણા માણુસો આવે છે, પરતુ આપનો પ્રેમ કઇક વિલક્ષણુજ છે આપે ઘરમા જેવો પગ મૂકયો કે તરતજ મને આપને મળવા-ની ઉત્કઠા થઈ હતી તે સાચેજ આપના પ્રેમનોજ પ્રભાવ છે' આ પ્રમાણે બ્રાહ્મણનો પહેલો ઘા ખાલી ગયો તેણે માન્યુ કે, મામલો કઇક જુદોજ છે પરતુ એને બસો રૂપિયાનો લોભ હતો તેણે ફરી એક વાર પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો એકનાથ મહારાજ સ્નાન તથા સધ્યા વગેરે થી પરવાર્યા હતા, મધ્યાહ્ન ભોજનનો સમય હતો ભોજન માટે તે બ્રાહ્મણનુ આસન મહારાજના આસનની પાસેજ મૂકયુ હતું પતરાળા પીરસાયા ઘી પીરસવા ગિરિજાબાઇ આવ્યા અને બ્રાહ્મણની આગળ પડિયામા ઘી પીરસવા જાય છે, તેવામાજ બ્રાહ્મણ કૂદીને ગિરિજાબાઈની પીઠ પર ચઢી બેઠો ત્યારે મહારાજ કહે છે કે 'એ જરા સભા ળજે કે બ્રાહ્મણ કયાક નીચે પડી ન જાય!' ગિરિજાબાઈ પણ એકનાથ મહારાજનાજ ધર્મપત્ની હતા તેમણે વિનોદ કરતા કરતા જવાબ આપ્યો –'કઇ હરકત નથી, હરિ પડિતને (પુત્રને) પીઠે વળગાડીને કામ કયા કરવાની મને ટેવ છે! હુ ભલા આ મારા બીજા બાળકને નીચે કેમજ પડવા દઇશ!' આ બધું જોઇને બ્રાહ્મણના તો હોશજ ઉડી ગયા, તે નીચે કૂદી પડીને એકનાથ મહારાજના ચર ણોમા પડયો મહારાજે તેને ઉઠાડયો બ્રાહ્મણે બધી હકી કત કહી સભળાવી અને પોતાના બસો રૂપિયા ગયા, એ વાતનું દુ:ખ પણ દર્શાવ્યું, ત્યારે એકનાથ મહારાજે તેને કહ્યુ કે "જો એમજ હતુ તો મનેજ પહેલેથી કહી દેવું

હતું ને! તને ઇનામ મળવાનું છે, એ મને ખબર હોત તો હું જરૂર તારા ઉપર ક્રોધ કરત."

## ૩–શ્રાદ્ધનું અન્ન અને મહાર

એકનાથ મહારાજના પિતાનું શ્રાદ્ધ હતું, રસોઇ તૈયાર થઇ ગઈ હતી, નોતરેલા બ્રાહ્મણોની રાહ જોતા નાથ મહારાજ બારણે ઉભા હતા. આજ વખતે ચાર–પાંચ મહાર ત્યાંથી નીકળ્યા અને બારણા આગળથી જવા લાગ્યા. ઘરમાં જે રસોઈ તૈયાર થઈ હતી, તેની ગંધથી તેઓ અંદર અંદર કહેવા લાગ્યા કે 'વાહ! કેવી સારી સુગંધી છે, ભૂખ ન હોય તો પણ લાગે! કેવાં કેવાં પકવાન્ન બન્યાં હશે! પરંતુ આપણા નસીબમાં એ ક્યાંથી હોય? હમેશાં નવાં નવાં પકવાન્ન ઉડાવવાનું તો બ્રાહ્મણોનાજ ભાગ્યમાં લખાયેલું છે. અમ અભાગીઆઓને તો એની ગંધ પણ દુર્લભ છે!' એ લોકોના આ શબ્દો સાંભળીને મહારાજને દયા આવી ગઇ. તેઓ તો જેટલાં શરીર છે એટલાં હરિના મંદિર છે એમ માનનારા હતા. તેમણે તરતજ એ મહારોને બોલાવ્યા, અને ગિરિજાબાઇને કહ્યું કે, શ્રાદ્ધનું બધું અન્ન આમને જમાડી દો. નાથની સહધર્મિણી ગિરિજાબાઇને પતિની આજ્ઞાનું પાલન કરતાં કેટલી વાર લાગે? બલ્કે એક પગલું આગળ વધીને તેમણે કહ્યું કે 'અન્ન તો ઘણુંયે છે, તેથી તેમનાં બાળબચ્ચાં અને સ્ત્રીઓને પણ બોલાવો એટલે બધાંને પીરસીને આનંદથી જમાડું. જનાર્દન તો સર્વત્ર છે, સર્વ પ્રાણીઓમાં છે, તેથી આજે આજ અતિશૂદ્રોને જમાડીને તૃપ્ત કરીએ.' એ બધાંને બોલાવડાવ્યાં, તેમને પતરાળાં મૂક્યાં અને બ્રાહ્મણોને માટે જે ચંદન, અક્ષત, પુષ્પ વગેરે તૈયાર રાખેલાં હતાં તે તેમનેજ અર્પણ કર્યાં અને સઘળાં પકવાન્ન બહાર લાવીને તેમનેજ પીરસ્યાં. પછી એકનાથ મહારાજે 'જની જનાર્દન આહે નિશ્ચિત' (જનમાં સ્વયં જનાર્દન છે, એમાં કંઇજ સંદેહ નથી.) કહીને સંકલ્પ મૂક્યો, બાળબચ્ચાં સહિત તેઓ

ભોજન કરીને ઘણાં તૃપ્ત થયાં. જેની ગંધ પણ તેમને દુર્લભ હતી, તેજ ભોજન તેમને, તેમની સ્ત્રીઓ અને બાળકોને પણ પેટ ભરીને પ્રાપ્ત થયુ. એ ભોજનથી તથા નાથ–ગિરિજાબાઇના હાર્દિક પ્રેમપૂર્ણ શબ્દો સાંભળીને અત્યંજોનો અંતરાત્મા અત્યંત પ્રસન્ન થયો. તેમને પાન આપીને વિદાય કર્યાં પછી ગિરિજાબાઇએ ઘર–આંગણું બધું ધોઇને સ્વચ્છ કર્યું, વાસણ સાફ કર્યાં અને બધી સામગ્રી ફરીથી એકત્ર કરીને રસોઇ બનાવી; પરંતુ નોતરેલા બ્રાહ્મણોને જ્યારે આ બધી વાતની ખબર પડી ત્યારે તેમણે નિશ્ચય કર્યો કે 'અમને આમંત્રણ આપીને જેણે અનામિકોને–અસ્પૃશ્યોને ભોજન કરાવી દીધું. તે ભ્રષ્ટ માણસને ત્યાં અમે કદી પણ અન્ન–જળ લઈશું નહિ.' કેટલાક બ્રાહ્મણો તો એકનાથ મહારાજના ઘરના આંગણામાં જઇને ગમે તેમ બકવા પણ લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે 'તમે બ્રાહ્મણોના આચારનો લોપ કર્યો છે, અને વર્ણસંકરતા શરૂ કરી છે. તમે અમારા પહેલાં અત્યંજોને ભોજન કરાવી દીધું તો શું તમારા આપદાદા અંત્યજ હતા ? ક્યાં ભાનુદાસ અને ક્યાં તેમના કુળમાં આગ લગાડવા ઉભો થયેલો આ કુલાંગાર !' વગેરે વગેરે. નાથ તેમના આગળ આવીને ઉભા રહ્યા, ઘણી ગંભીર શાંતિપૂર્વક હાથ જોડીને તેમણે વિનંતિ કરી કે, પહેલાં રસોઇ તો આપનેજ માટે કરી હતી, પરંતુ તેની વાસ અંત્યજોને આવી. આવું ઉચ્છિષ્ટ અન્ન આપને કેવી રીતે પીરસવું ? તેથી આ અન્ન તો એજ લોકોને પીરસી દીધું અને આપને માટે ફરીથી બધી સામગ્રી એકઠી કરીને ભોજન તૈયાર કર્યું છે. તો આપ ક્ષમા કરીને આનો સ્વીકાર કરો.' પરંતુ એ બ્રાહ્મણોએ આ વાત માની નહિ અને તેઓ કચવાતા કચવાતા પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. આથી નાથ ઘણા ચિંતાતુર બન્યા. તેમને ત્યાં શ્રીખંડિયો રહેતો હતો. તેણે તેમને કહ્યુંઃ 'આપ કંઇજ ચિંતા ન કરો, પતરાળાં પીરસો, આપના પિતૃઓ પોતેજ આવીને ભોજન કરવા બેસશે.' આ પ્રમાણે પતરાળાં મુકાવ્યાં,

'પધારો' કહેતાંજ સૂર્યનારાયણ, ચક્રપાણિ અને ભાનુદાસ ત્રણે પિતૃઓ આવીને હાજર થઇ ગયા. એકનાથ મહારાજે અત્યંત ભક્તિથી તેમની પૂજા કરી અને ભોજન પીરસ્યું. ત્રણે પિતૃઓ તૃપ્ત થયા અને આશીર્વાદ આપીને અંતર્ધાન થઇ ગયા. આ પ્રમાણે એકનાથ મહારાજે યથાર્થ પિતૃ-તર્પણ કર્યું. પછી તો નોતરેલા બ્રાહ્મણો પણ મોજથી ત્યાં આવી પહોંચ્યા ત્યારે શ્રીખંડિયાએ તેમને બતાવ્યું કે, મહારાજના પિતૃઓ પોતેજ પધારીને ભોજન કરીને ચાલ્યા ગયા. એ બ્રાહ્મણોએ એઠાં પતરાળાં જોયાં, અને શ્રીખંડિયાની વાતને સાચી માની તેમણે એકનાથ મહારાજના સદાચારનું ધ્યાન કર્યું અને માન્યું કે, આ કોઇ મહાન અવતારી પુરુષ છે. બીજે દિવસે બ્રાહ્મણોએ સભા ભરીને સર્વસંમતિથી એવો નિશ્ચય કર્યો કે, એકનાથને પ્રાયશ્ચિત્ત કરાવીને તેને શુદ્ધ કરીનેજ નાતમાં લેવો. ભસ્મ, ગોમય, વગેરે ચોળાવીને તેમને ગંગાસ્નાન કરાવવામાં આવ્યું અને વેદમંત્રો વડે તેમની શુદ્ધિ કરાવી. મયૂર કવિએ એકનાથ મહારાજના આ 'ભૂતારાધન-યજ્ઞ'નું બે આર્યાઓમાં ઘણુંજ સુંદર વર્ણન કરીને કહ્યું છે કે, આ પરમ સમદર્શી એકનાથ સિવાય આવું શીલ-ચારિત્ર્ય આ લોકમાં બીજાઓને માટે ત્રણે કાળમાં પણ દુર્લભ છે.

## ૪-દંડવત્ સ્વામી

દંડવત્ સ્વામી નામના એક સાધુ પુરુષ પૈઠણમાં રહેતા હતા. તેઓ નમનભક્તિ કરતા હતા. કોઇ પણ પ્રાણીને જોતાંજ એ તેને દંડવત્ પ્રણામ કરતા. આથી તેમનું નામ દંડવત્ સ્વામી પડયું હતું. એ એકનાથ મહારાજના શિષ્ય હતા. ક્યાંક એક ગધેડો મરેલો પડયો હતો. કેટલાક બ્રાહ્મણોએ દંડવત્ સ્વામીને કહ્યું કે, આને પણ પ્રણામ કરો. તેમણે મરેલા ગધેડાને પણ પ્રણામ કર્યા અને આશ્ચર્યની વાત તો એ બની કે, તે ગધેડો ઉઠીને ઉભો થયો. આ વિલક્ષણ સિદ્ધિને જોતાંજ ગામના સૌ લોકો દંડવત્

સ્વામીને માન આપવા ને વંદન કરવા લાગ્યા. યોગ-સાધનાથી અનેક પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે એમાં સંદેહ નથી, પરન્તુ આ સિદ્ધિઓ પરમાર્થમાં બાધક થાય છે, તેથી ભગવાનના ભક્તો એ સિદ્ધિઓની પાછળ પડતા નથી. નાથ ભાગવતના ૧૫ મા અધ્યાયમાં સિદ્ધિઓનું વર્ણન કરીને એકનાથ મહારાજ કહે છે કે 'મારૂ સ્વરૂપ શુદ્ધ અદ્વૈત છે, ત્યાં સિદ્ધિઓનો મનોરથ એ તો કેવળ મનોરંજનજ છે, એમાં પરમાર્થ નથી.' સાધકોનુ મન જ્યારે સિદ્ધિની પાછળ પડે છે, ત્યારે ભગવત્પ્રાપ્તિમાં ખૂબ અડચણ આવે છે. જરાક કઇંક સિદ્ધિ કે ચમત્કાર બતાવવાનુ બન્યુ કે એમ લાગી જાય છે કે, હવે ભગવાન આપણા હાથમા આવી ગયા અને ભલા-ભોળા માણુસો જે બિચારા નથી જાણુતા કે ભગવાન શું છે, તેઓ આવી નાની મોટી સિદ્ધિઓ જોઇને એવા મોહિત થઇ જાય છે કે તેઓ આવી સિદ્ધિવાળાને મહાત્મા માની લે છે, તેનેજ પૂજવા લાગે છે અને સાચા પરમાર્થથી હાથ ધોઈ બેસે છે! સિદ્ધિઓ સાચા મહાત્માના તાબામાં રહે છે, અને કાર્યગૌરવને માટે તેઓ ચમત્કાર પણ બતાવે છે. પરંતુ સિદ્ધિઓનું મૂલ્ય કેટલુ છે, તે પણ તેઓ બરાબર સમજે છે. ઘણેભાગે બનાવટી ને રાળી લોકોજ સિદ્ધિઓની દુકાન માંડે છે અને ગરીબોને ઠગે છે. સિદ્ધિ પ્રાપ્ત કરવી એ કોઇ પરમ અર્થહેતુ નથી. અસ્તુ. એકનાથ મહારાજે દંડવત્ સ્વામીને કહ્યુ કે 'મરેલા ગધેડાને તમે જીવાડયો એ ઠીક થયું નહિ. આથી લોકો તમારી પાછળ પડશે. હવે જે કોઇ માણસ મરશે તેના માણસો તમને ઘેરી વળશે અને તમે મોહમાં પડશો. નામ-આબરૂ ફેલાશે અને પરમાર્થ રહી જશે. યવનો તમને પકડીને કેદખાનામા નાખશે અને ભારે ફજેતી થશે. આથી કળિકાળ મહાભયંકર છે એમ જાણીને તમે સમાધિસ્થ થઇ જાઓ, એજ સારૂં છે.' આ ઉપદેશ પ્રાપ્ત કરીને દંડવત્ સ્વામીએ આસન લગાવ્યું અને ભગવાનનુ ધ્યાન ધરતાં ધરતાં સ્વેચ્છાપૂર્વક દેહનો ત્યાગ કરી

દીધો ! પૈઠણના બ્રાહ્મણોને એકનાથને હેરાન કરવાનો આ સારો પ્રસંગ મળ્યો ! દંડવત્ સ્વામીના મૃત્યુનુ કારણ આ લોકોએ એકનાથ મહારાજને માન્યા અને હત્યાના અપરાધી ઠરાવ્યા. મહારાજના મનની શાંતિનો આથી ભંગ થયો નહિ. કેશવકૃત નાથચરિત્રમાં કહ્યું છે કે—

**નિશ્ચયા ચા મેરૂ અચલ, શ્રીનાથ મનીં નિર્મલ;**
**પ્રસન્ન શ્રીમુખકમલ, બુદ્ધિ અવિકલ નિજસ્થિતિ.**

પરંતુ આ લોકો તો એમને સતાવી સતાવીને કહેવા લાગ્યા કે "કેવો દુષ્ટ માણસ છે! પરમહંસને દાટીને નિશ્ચિંત બની બેઠો છે! વેદ અને શાસ્ત્રનો એક અક્ષર પણ જાણતો નથી, મનમાં આવ્યો તેવો વ્યવહાર કરે છે! ઉદ્ધતપણાથી મહંત બની બેઠો છે અને દુનિયાને ઠગે છે. નામ-જપને બહાને કોણ જાણે શું શું કર્યા કરે છે! બધાને કર્મભ્રષ્ટ કરતો જણાય છે, બ્રાહ્મણત્વનો નાશ કરવાજ તૈયાર થયેલો લાગે છે."

પછી બ્રાહ્મણોએજ પરમહંસની હત્યાના દોષનો ઉપાય પણ બતાવ્યો. તેમણે કહ્યું કે—'પહેલાં જ્ઞાનદેવે પાડા પાસે વેદમંત્ર બોલાવ્યા હતા, તેમ તમે પોઠીઆને ઘાસ ખવડાવો, નહિ તો મહાપાપમાં પડશો. આથી નાથ મહારાજ હાથમાં ઘાસ લઈને પોઠીઆ આગળ ઉભા રહીને બોલ્યા કે 'જે બ્રાહ્મણોના વચનથી મૂર્તિમાં પણ દેવત્વ આવી જાય છે, તે બ્રાહ્મણોની વાત માનો.' આ વચન એકનાથ મહારાજના મુખમાંથી નીકળતાંજ નંદીએ-પોઠીઆએ જીભ બહાર કાઢીને એ ઘાસ ખાઈ લીધું. આ જોઇને બ્રાહ્મણો આશ્ચર્યમુગ્ધ બની ગયા. આ પ્રમાણે પરમહંસ દંડવત્ સ્વામીની 'હત્યાના પાપ'થી તેમણે નાથને મુક્ત કર્યો. પછી નાથ મહારાજની આજ્ઞાથી તે નંદી જઇને નદીમાં કૂદી પડચો. આજે પણ પૈઠણમાં દંડવત્ સ્વામીની સમાધિ અને નંદી બન્નેનાં યાત્રીઓને દર્શન થાય છે.

## ૫–ભૂખ્યા બ્રાહ્મણોનો સત્કાર

એકનાથ મહારાજને કષ્ટ આપનારા લોકો જાણે કષ્ટ આપવામાં એકબીજાની સાથે હોડમાં ઉતર્યા હતા. એક વાર અધીં રાતે ચાર પ્રવાસી બ્રાહ્મણો પૈઠણમાં આવ્યા અને ઉતારાનુ સ્થાન શોધવા લાગ્યા. તેઓ મુસાફરીથી થાકેલા અને ઘણા ભૂખ્યા હતા. તેમને એ દુષ્ટોએ કહ્યું કે 'આપને ઉતરવા જેવું એક સ્થાન છે. આ સામે જે મકાન દેખાય છે, તેમાં એકનાથ નામનો એક મોટો દાતા રહે છે. સેંકડો બ્રાહ્મણો એક સાથે આવે તો પણ બધાને ભોજન કરાવીને તે સંતુષ્ટ કરે છે. તેને સિદ્ધિઓ પણ પ્રાપ્ત થયેલી છે. આપ તેને ત્યાંજ જાઓ.' સાત દિવસથી રાતદહાડો એવી મુસળધાર વૃષ્ટિ ચાલુ હતી કે નાથ મહારાજને ત્યાં થોડાં પણ સૂકાં લાકડાં નહોતા. આ પ્રવાસીઓ નાથ મહારાજને ત્યાં પહોંચ્યા ત્યારે નિત્યની માફક તેમની આગતા સ્વાગતા કરવામાં આવી. જ્યારે ખબર પડી કે, પ્રવાસી બ્રાહ્મણ ભૂખ્યા છે, ત્યારે નાથ મહારાજે ઘણી જલદી રસોઈ બનાવવા ગિરિજાબાઈને કહ્યું. લાકડાં ભીનાં હોવાથી રસોઈ જલદી નહિ થાય, એમ વિચારીને એ પ્રવાસીઓની ભૂખની વ્યાકુળતાથી નાથનુ ચિત્ત પણ ઘણુંજ વ્યાકુળ થઈ ગયું અને તેમણે ઉદ્ધવને કહ્યું કે 'જુઓ, આપણું આ મકાન લાકડાનુજ છે. એક માળ તોડીને લાકડાં ભેગાં કરો.' પરંતુ એથી કંઈક વાર લાગશે, એમ વિચારીને તેમણે વળી વધુ ઉતાવળનો એક ઉપાય કર્યો. પોતાનો પલંગ ખોલી નાખ્યો અને તેના પાયા વગેરે છૂટાં કરી બળતણ તૈયાર કર્યું તથા તરત રસોઈ બનાવવા કહ્યું! નાથ મહારાજ અત્યંત સેવાભાવી હતા. તેમણે વિચાર્યું કે, ઠંડા પાણીથી સ્નાન કરતાં પ્રવાસીઓને દુઃખ થશે, તેથી તેમણે તરત પાણી ગરમ કરાવ્યું અને સ્નાન કરવા માટે તે પાણી આપ્યું. ગિરિજાબાઈએ પોતેજ રસોઈ બનાવી અને ભોજન પીરસ્યું. ભોજન વખતે ગરમાવા માટે બ્રાહ્મણો પાસે સગડીઓ મૂકી. બ્રાહ્મણોએ ધરાતાં સુધી ભોજન કર્યું અને તેમના સંતો-

પછી નાથને પણ ઘણોજ સંતોષ થયો. નાથ મહારાજનો આ અતિથિપ્રેમ જોઇને તે બ્રાહ્મણોએ તેમની પુષ્કળ પ્રશંસા કરી અને કહ્યું કે 'ભોજનાર્થી'ઓને તૃપ્ત કરનારા આપ જેવાજ ધન્ય છો.' નાથ જે કંઈ કરતા તે અંતઃકરણપૂર્વક કરતા હતા. ચાર સારા માણસો અને સારો કહે અને પોતાનું નામ થાય, એવા હેતુથી પણ અતિથિસત્કાર કરનારા માણસો હોય છે, પરંતુ નાથ મહારાજ જે અતિથિસત્કાર કરતા હતા તે સ્વધર્મ જાણીને નિષ્કામ બુદ્ધિથી કરતા હતા. તેમનાં બધાં કાર્યોમાં અને બધાની સાથેના સઘળા વ્યવહારોમાં તેમનું અંતઃકરણ પ્રેમમય રહેતું. 'आत्मवत् सर्व भूतानि यः पश्यति स पश्यति' આ સિદ્ધાંતને અનુસરતું તેમનું વર્તન હતું. આવો શુદ્ધ ભાવ, આવો સાચો પ્રેમ આપણામાં ક્યારે જાગે છે તે તો સૌ કોઇએ પોતેજ જોઇ લેવાનું છે.

## ૬—વડારીઓનું સન્માન

કોઇ ને કોઈ પ્રકારે લોકો ભગવાનનું નામ સાંભળે, એ માટે નાથ મહારાજે કેટલાક દિવસ સુધી એક ઉપાય કર્યો કે, જે કોઈ કીર્તન સાંભળવા આવતું, તેને ખોબો ભરીને સાકર વહેંચતા હતા. એક વાર વડારી જાતિના બે પુરુષો અને એક સ્ત્રી સાકર મેળવવાની આશાએ મહારાજને ત્યાં આવ્યાં, કીર્તન સાંભળનારા શ્રોતાઓની એટલી બધી ભીડ હતી કે તેમને કયાંય બેસવાની કે ઉભા રહેવાની જગાજ ન મળી ! આથી એ લોકો નાથ મહારાજના સૂવાના સ્થાનમાં દાખલ થયા. તેમણે કોઈ વાર કીર્તન સાંભળ્યું નહોતું. વળી એવી ટેવ પણ નહોતી કે ઘડી બે ઘડી નીરાંતે બેસીને શ્રવણ કરે. મહારાજના સૂવાના ઓરડામાં પેઠા બાદ તેઓને ઉંઘ આવી ગઇ. તે બન્ને પુરુષો નાથનો સુલાયમ પલંગ જોઇને તેના ઉપર જરા સૂઇ ગયા કે તરતજ તેમને નિદ્રા આવી ગઈ અને તેમના પગ તરફ તે સ્ત્રી પણ સૂઇ ગઇ. જ્યારે કીર્તન પૂરૂં થયું, ત્યારે સૌ

લોકો સાકર લઈને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. મકાનનો બહારનો દરવાજો બંધ કરીને ઉદ્ધવ જ્યારે નાથનું બિછાનું પાથરવા તેમના સૂવાના સ્થળે ગયા, ત્યારે તેમણે એ સ્ત્રીપુરુષોને નસકોરાં બોલાવતાં ગમે તેમ પડેલા જોયાં. ઉદ્ધવે ખખડાટ કર્યો ત્યારે નાથ તે ઓરડામાં આવ્યા અને એ લોકો પણ જાગી ઉઠયાં. ઉદ્ધવ ક્રોધાવેશમાં તેમને મારવા તત્પર થયા, પરંતુ નાથે તેમને હાથ પકડીને દૂર ખેંચી લીધા ને વડારીઓને અત્યંત પ્રેમથી પૂછ્યુઃ ' તમને સરસ નિદ્રા આવી હતી ને ? ઉદ્ધવે તમને નકામા જગાડ્યા ! તમે સૂઈ જાઓ, આરામથી સૂઇ જાઓ. હવે તમને કોઈ જગાડશે નહિ અને કોઇ ગુસ્સે પણ નહિ થાય. સવારસુધી આનંદથી સૂઇ રહો ' આ સાંભળીને વડારીઓ ઘણા શરમાઈ ગયા, નાથનાં ચરણોમાં ઢળી પડ્યા, અર્ધી રાત વીતી ચૂકી હતી, તેથી નાથે તેમને આખી રાત પોતાને ત્યાંજ રાખ્યાં અને બીજે દિવસે તેમને ભોજન કરાવીને, પુરુષોને ધોતિયાં અને સ્ત્રીને સાડી આપીને વિદાય કર્યાં. અહો ! વિદાય થતા થતા નાથને માટે એ વડારીઓના મનમાં કેવા કેવા ભાવો જાગ્યા હશે !

## ૭–ગધેડાને પ્રાણદાન

કાશીની યાત્રા કરીને નાથ મહારાજ રામેશ્વર જતા હતા. રામેશ્વર નજીક પહોચ્યા ત્યારે ઉદ્ધવ વગેરે પાછળ પાછળ આવતા હતા, અને નાથ ભગવચ્ચિંતન કરતા કરતા આગળ આગળ ચાલતા હતા. એવે સમયે પાસેના રેતાળ મેદાનમાં નાથ મહારાજે એક ગધેડાને તરફડાટ કરતો જોયો. તેઓ તેની પાસે ગયા અને જોયું તો ગધેડો પાણી વિના તરફડતો હતો. આથી તેમણે તરત પોતાની કાવડમાંથી પાણી લઇને તેને પીવડાવ્યું પાણી પીતાજ ગધેડો ઉઠયો અને ત્યાંથી ચાલ્યો ગયો. ઉદ્ધવ વગેરે લોકોએ પાસે આવી મહારાજને પ્રયાગનું જળ ગધેડાને પાતાં જોયા, ત્યારે મનોમન એ માણસોએ વિચાર્યું કે, પ્રયાગનું ગંગાજળ

નકામુંજ ગયું અને યાત્રા પણ નિષ્ફળ ગઇ. ત્યારે નાથ મહારાજે હસીને એ લોકોને કહ્યું કે "ભલા માણસો! વારંવાર સાંભળો છો કે ભગવાન સર્વ પ્રાણીઓની અંદર છે, છતાં પણ આવા ગાંડા શામાટે બનો છો! વખત પર યાદ ન આવે તો તે જ્ઞાન શા કામનું? પ્રસંગ પર કામ ન આવવું એ શું જ્ઞાનનું લક્ષણ છે? આ મચ્છર છે અને આ હાથી, આ ચાંડાલ છે અને આ બ્રાહ્મણ, આ ગાય છે અને આ ગધેડો આવા આવા ભેદ શું આત્મામાં પણ છે? મારી પૂજા તો અહીંથીજ શ્રીરામેશ્વરને પહોંચી ગઇ. ભગવાન સર્વગત અને સદ્રૂપ છે. ભગવાનથી કોઈ પણ જગા શું ખાલી હોઇ શકે છે? દેહનેજ જુઓ તો રાજાનો દેહ અને ગધેડાનો દેહ એકસરખાજ છે. ઈંદ્ર અને એક કીડી બંને દેહભાવે સમાનજ છે. દેહમાત્ર નાશવંત છે. બ્રહ્માથી તે કીડીપર્યંત બધાનાં શરીર નાશવાન છે. શરીરનો પડદો દૂર કરીને જુઓ તો સર્વત્ર ભગવાનજ દેખાશે. ભગવાન સિવાય બીજું છેજ શું? પોતાની દૃષ્ટિ ચિન્મય હોય, તો સર્વત્ર ચૈતન્યજ છે. ચૈતન્ય સિવાય બીજું કંઇ પણ નથી." નાથના આ શબ્દો સાંભળીને ઉદ્ધવ વગેરેને મહારાજના સમદર્શીપણાનું એક વાર ફરીથી સ્મરણ થઇ આવ્યું. મયૂર કવિએ કહ્યું છે કે, એકનાથે તરસ્યા ગધેડાને જે દયાળુ અંતઃકરણથી પાણી પાયું, તેમનુ એ સત્કર્મ 'લાખો બ્રાહ્મણોના ભોજન' બરાબરજ થયું.

## ૮–વિષ્ણુસહસ્રનામનો પાઠ

નાથના મકાનની પાસેજ એક ઉદ્યમી માણસ રહેતો હતો. તેને દ્રવ્યોપાર્જન સિવાય બીજી કોઈ વાત સૂઝતી નહોતી. કોઇ વાર દર્શનને માટે કોઇ દેવમંદિરમાં જવું અથવા ભગવત્કીર્તનમાં કે કથા–પુરાણ સાંભળવામાં તેને કંઇ આનંદ આવતો નહિ. તે કેવળ શિશ્નોદરપરાયણ હતો. નાથને તેના ઉપર દયા આવી અને તે પોતેજ નિત્ય તેની દુકાને જઇને બેસવા લાગ્યા. હમેશાં તેઓ તેને એક શ્લોક

લખી આપતા, તે શ્લોક તેને યાદ કરાવતા અને પછી બીજા શ્લોકનો પાઠ આપતા. આવો ક્રમ રાખ્યો હતો. એમ કરતાં કરતાં તેને અનાયાસે સમગ્ર વિષ્ણુસહસ્રનામ કંઠસ્થ થઇ ગયાં; ત્યારે તેને કહ્યું કે, આનો રોજ પાઠ કર્યા કર. પછી થોડા દિવસ બાદ એકનાથ મહારાજે તેને એક આસન શીખવ્યું અને નિત્ય બ્રાહ્મમુહૂર્તમાં સ્નાન કરીને આસન લગાવી એના દશ પાઠ કરવાનુ કહ્યુ. આ રીતે એની વાણી ઉપર કંઇક એવા સંસ્કાર પડયા કે મૃત્યુકાળે તે અસ્ખલિત વાણીથી વિષ્ણુસહસ્રનામનો પાઠ કરતો રહ્યો. તેના પ્રાણ અનાયાસે નીકળ્યા અને તે પોતે વિષ્ણુલોકને પામ્યો.

## ૯–વેશ્યાનો ઉદ્ધાર

પૈઠણમાં એક વેશ્યા ઘણી ચતુર, સુંદર અને નૃત્ય-ગાયન વગેરેમાં પારંગત હતી. નાથ મહારાજને ત્યાં શ્રી-હરિ–કીર્તનાદિનું શ્રવણ કરવાને માટે ગમે તે જઇ શકતું, કોઇને પણ મનાઈ નહોતી. આ વેશ્યા પણ મહારાજનું ભાગવત–પુરાણ સાભળવા જતી હતી. તેનો ધંધો ખરાબ હતો, અને દુરાચાર વધારનારા ધધાને કોઇ પણ સારો કહી શકે નહિ, પરતુ એટલુ કબૂલ કરવું પડશે કે, તેના હૃદયમા પણ ભગવાન પ્રત્યે પ્રેમ હતો. નાથ મહારાજની અમૃતમય વાણીથી જ્યારે ભાગવતના આઠમા અધ્યાયમાંનુ પિંગળાખ્યાન સાભળ્યું, ત્યારથી તેની ચિત્તવૃત્તિમાં પરિવર્તન થઇ ગયુ! જે દીનહીન પુરુષોને માત્ર ધનને માટે આ શરીર વેચવુ પડે છે, તેઓ સઘળા નાથ મહારાજના કથન અનુસાર કેવા "કંજુસ છે કે તેમનાથી ધન પણ અપાતું નથી," કેવા "દુર્બળ છે કે તેમનાથી કામવાસનાની તૃપ્તિ પણ થતી નથી," કેવા કપટી છે કે "તેમનાથી સાચો પ્રેમ કરવાનું પણ બનતું નથી," બીજું તો ગમે તેમ પણ "ફરીથી મળવાની પણ ના પાડે છે." એજ તે મનોમન વિચાર્યા કરતી હતી, પરતુ પિંગળાની પેઠે તેના મનમા પણ વૈરાગ્ય થઇ આવ્યો. મનુષ્યનું શરીર

કેટલું ગંદું છે એ તેણે જોઇ લીધું અને તેને એના ઉપર ઘૃણા આવી ગઇ.

"શરીરમાંથી કેવી વિલક્ષણ દુર્ગંધ આવે છે. આ દુર્ગંધ નવે દ્વારથી રાતદિવસ વહ્યા કરે છે—ગંદકી બરાબર બહાર નીકળ્યા કરે છે. આ જોઇને પોતાનોજ જીવ પોતાના શરીરથીજ ઉપરામ થઈ જાય છે. આ મળ રાત–દહાડો પાણીથી ધોવા છતાંયે સાફ થતા નથી. આ શરીર હાડકાં અને માંસથી ભરેલું હોઇને વિષ્ઠા–મૂત્રનો ગોળો છે, એને વારંવાર આલિંગન કરવા છતાંયે જીવ સંતોષ પામ્યો નહિ. અચ્યુત ભગવાને જેને પોતાનું એ સુખ આપ્યું, કે જે કોઈ પણ સ્થિતિમાં નાશ પામતું નથી, તે હૃદયસ્થ આનંદને હું ભૂલી ગઇ અને કામની તૃપ્તિજ જ્યાં થઈ શકતી નથી, તેમાં હું લીન બની ગઇ."

આવા આવા ભાવો હૃદયમાં ઉઠવા લાગ્યા. આથી એ વેશ્યાને ઘણોજ પશ્ચાત્તાપ થવા લાગ્યો. આઠ દિવસ તે પોતાના ઘરનુ બારણું બંધ કરીને એકાંતે બેસી રહી. તેનો જીવનક્રમ બદલાઇ ગયો, પશ્ચાત્તાપથી ચિત્ત સળગવા લાગ્યું. એકનાથ મહારાજનું વારંવાર સ્મરણ થતું અને તે વિચારતી કે, શું આ પાપપુંજના આ પાપસદનમાં મહારાજનાં પવિત્ર ચરણ પડી શકે? એક દિવસ એજ પ્રમાણે તે વિચારતી હતી, તેવામા ગંગાસ્નાન કરીને એકનાથ મહારાજ તેજ રસ્તેથી પાછા ફરતા હતા. ઉપરથી તેણે મહારાજને જોયા અને બારણા આગળ આવીને તે ઘણીજ નમ્રભાવે બોલી કે "શું મહારાજનાં ચરણ આ ઘરને પવિત્ર કરશે?" નાથ મહારાજે કહ્યુ—"હા, આવી શકું છું." એમ કહીને તેઓ તેની પાછળ પાછળ ઉપર ગયા. ઉદ્ધવ પણ સાથેજ હતા. તેમને આ સારુ ન લાગ્યુ અને દુષ્ટ લોકોને નિંદા કરવાનો આ સારો અવસર આપ્યો માનીને તેઓ અત્યંત દુઃખી થયા. ઉદ્ધવ પણ નાથ મહારાજની પાછળ પાછળ ઉપર ગયા. ત્યાં એક બાજઠ મૂકયો

હતો, તેની ચારે બાજુ ચોક પૂર્યો હતો, (રંગોળી વગેરેથી જમીનને ચિતરવી અને સુશોભિત કરવી એને ચોક પૂરવો કહે છે.) આ બાજઠ પર તેણે મહારાજને બેસાડયા અને પોતે ઓરડાના બારણા આગળ અષ્ટસાત્વિક ભાવે રોમાંચિત થતી ઉભી રહી. તેના મુખમાંથી શબ્દો નીકળ્યા નહિ, મહારાજ પણ મૌન હતા. અર્ધી ઘડી શાંતિ છવાઈ ગઈ, કોઇના મુખમાંથી કોઇ શબ્દ નીકળ્યો નહિ. "ક્યાં આ મહાત્મા અને ક્યાં આ મહાપાપિણી! તેમ છતાંયે વિનતિ કરતાંજ તેઓ અહીં આવી ગયા, એ એમની કેટલી બધી દયા છે!" એમ વિચારતાં તેનો કંઠ રૂંધાઈ ગયો. સૂર્યોદય થતાંજ જેમ સમસ્ત અંધકાર નાશ પામી જાય છે, તેજ પ્રમાણે નાથ મહારાજના દર્શન માત્રથી તેના હૃદયની બધી પાપ-વાસનાઓ નાશ પામી ગઇ. આને સાચો પશ્ચાત્તાપ થયો છે અને એના હૃદયમાં સાચો ભગવત્પ્રેમ જાગ્યો છે, એ જોઇને મહારાજના ચિત્તમાં દયા આવી ગઇ અને તેમણે તેને ધીરજ આપી. તેનાં નેત્રોમાંથી અખંડ અશ્રુધારા વહેતી હતી અને સાથે સાથે સમસ્ત પાપ નીકળી જતાં હતાં. તેને શુદ્ધ જોઇને મહારાજે 'રામ-કૃષ્ણ-હરિ' મંત્રનો ઉપદેશ આપી તેને સત્કર્મનો ક્રમ બતાવ્યો. તે પ્રમાણે પોતાની જીવનચર્યા બનાવીને તે દશ વર્ષમાં એટલી વિમળ-શુદ્ધ બની ગઈ કે મૃત્યુસમયે શ્રીકૃષ્ણસ્વરૂપનુ ધ્યાન અને 'કૃષ્ણ કૃષ્ણ, જય કૃષ્ણ કૃષ્ણ' મંત્રનો ઘોષ કરતાં કરતાં તેણે ઘણી શાંતિથી દેહનો ત્યાગ કર્યો.

## ૧૦—ચોરોનો સત્કાર

એકનાથ મહારાજને ત્યાં એક દિવસ રાત્રે હરિકીર્તન થતું હતુ, ત્યારે ત્રણ ચોર શ્રોતાઓના ટોળામાં એવા વિચારથી પેસી ગયા કે કીર્તન સમાપ્ત થયા પછી બધા લોકો પોતપોતાને ઘેર ચાલ્યા જશે, ત્યારે આપણું કામ કરીશુ. આ લોકો લાગ જોઇને એક જગાએ છુપાઇ બેઠા હતા. કીર્તન સમાપ્ત થયુ અને સૌ લોકો પોતપોતાને ઘેર

ચાલ્યા ગયા. બે વાગ્યાની લગભગ ચોરોએ પોતાનું કામ શરૂ કર્યું. કપડાં-લત્તાં અને થોડાંક સારાં વાસણો જે હાથ લાગ્યાં તે-તેમણે પાછલા બારણા પાસે લાવીને મૂક્યાં, દરવાજો ખોલીને બહાર નીકળવા તૈયાર થયા, પરંતુ જે કંઇ મળે તે લઈ લેવું એવા લોભથી ધીમે પગલે ઘરમાં આમ તેમ શોધવા લાગ્યા. શોધતાં શોધતાં દેવસ્થાન પાસે પહોંચ્યા, ત્યારે જોયું તો અંદર એક દીવો ધીમો પ્રકાશ ફેલાવી રહ્યો છે અને એકનાથ મહારાજ આસન ઉપર બેસીને સમાધિના આનંદમાં મગ્ન છે. આ દૃશ્ય એક વાર તેમણે જોયું અને તેમની દૃષ્ટિ નાશ પામી ગઇ. પછી તેમને કંઇ પણ દેખાયું નહિ. કંઇ સૂઝતુંજ નહોતું. આગલો કે પાછલો કોઇ દરવાજોજ મળ્યો નહિ. આંધળા ભીંત જેવા તેઓ આંખમિંચામણી રમતા રમતા એ વાસણો ઉપર પડ્યા અને નાથ મહારાજ દેવસ્થાનમાંથી બહાર નીકળ્યા. ચોરોએ મહારાજને જોયા હતા તેથી તેમણે એમ માની લીધું કે, આજ મહાત્માના પ્રભાવથી અમે આંધળા થઇ ગયા છીએ. તેઓ મહારાજનાં ચરણોમાં ઢળી પડ્યા અને રડવા લાગ્યા. એકનાથ મહારાજે તેમની આંખો ઉપર હાથ ફેરવ્યો એટલે એમને પહેલાંની પેઠે દેખાવા લાગ્યુ. ચોરો તો આ ચમત્કાર જોઇને અત્યંત ચકિત થયા, તેમની બુદ્ધિ પણ પલટાઇ ગઇ. તેમણે મહારાજને કહ્યું કે 'અમે ચોર છીએ અને ચોરી કરીને આ કપડાં તેમજ વાસણ લઇ જતા હતા.' તેમણે કપડાં અને વાસણ મહારાજને દરવાજા પાસે લઈ જઇને બતાવી દીધાં. એકનાથ મહારાજની સમતા અચળ હતી, તેમણે ચોરોને કહ્યું—'તમે ઘણા થાકી ગયા હશો, એથી પહેલાં ભોજન કરો અને પછી આ બધો સામાન લઇ જાઓ. અમે કોઈ પ્રકારે અટકાવીશું નહિ, બલ્કે તમારે માટે હું તમારા ઘર સુધી તે ઉપાડીને પહોંચાડીશ પણ ખરો! કોઇ જાતનો સંકોચ ના રાખો. ચોરી કરવાનો તમારો ધંધો છે. તમે આ બધું લઇ જાઓ. શાંતિ, ક્ષમા અને દયા, એ અમારો ધર્મ છે; તેનું પાલન

અમે કરીશું.’ આમ કહીને નાથ મહારાજે પોતાની વીંટી કાઢીને તે પણ તેમના તરફ ફેંકી દીધી! મહારાજના આ નિષ્કપટ સૌજન્યથી તે ચોરો અત્યંત ચકિત થયા અને વળી વિશેષ નમ્ર બની ગયા. દુર્જન માણસો પણ સજ્જનોના વ્યવહારથી સજ્જન બને છે. અનેકવાર આપણી દુર્જનતાથીજ સંસારમાં દુર્જનતા વધે છે. સૌજન્યનો વહેવાર લેઇને પણ જો દુર્જન ન ચેતે, તો તેમની દુર્જનતાનો કોઈ ઇલાજજ આ મૃત્યુલોકમાં નથી, એમજ કહેવું પડશે. પરંતુ જળમાં જેવી મોટી શિલાઓને–ખડકોને તોડવાની તાકાત છે, તેવીજ તાકાત સૌજન્યમાં દુર્જનતાને જીતવાની છે. પરંતુ સૌજન્યના આ સામર્થ્યનો વિશ્વાસ સંતોની પેઠે સાધારણ મનુષ્યોને ન હોવાથી ‘જેવા સાથે તેવા’નો રાજગ્રી ઉપાયજ કર્યા કરે છે. ‘જેવા સાથે તેવા’ના ન્યાયથી દુર્જનોને વશ કરવાનું જેટલું સંભવિત છે, તેનાથી વધારે સંભવિત તો સૌજન્યથી તેમને વશ કરવાનું છે. આ બાબતનાં ઉદાહરણો સંતોનાં ચરિત્રોમાં મળી આવે છે. દુર્જનોનું દુર્જનત્વ દુર્જનોની સંગ–સોબતથીજ ઉત્પન્ન થાય છે અને વૃદ્ધિ પામે છે. મનુષ્ય પોતે સ્વભાવતઃ ભગવદ્રૂપ છે અને બધા વિકાર માયાનાજ છે, બાહ્ય ઉપાધિથી તે સારો-ખોટો બનેલો જણાય છે. જળનો સ્વાભાવિક ધર્મ શીતળપણું છે, પરંતુ અગ્નિના સંયોગથી તે ગરમ થાય છે, તે અગ્નિનો સંયોગ જો દૂર કરવામાં આવે, તો જેમ પાણી પોતાના સ્વાભાવિક રૂપને પ્રાપ્ત થશે, તેમજ ખરાબ ઉપાધિઓ દૂર કર્યા પછી મનુષ્ય સ્વાભાવિકપણે નિર્મળ સચ્ચિદાનંદરૂપજ છે. સંતો એવો અનુભવ કરે છે કે, ઈશ્વર સર્વ પ્રાણીઓનાં હૃદયમાં છે અને તેથી તેઓ માત્ર ચિદ્રૂપત્વજ ગ્રહણ કરે છે, બાકી ગુણ–દોષો જે પ્રકૃતિના છે તે પ્રકૃતિનેજ આપી દે છે. આ ચિદ્રૂપમાં હમેશાં આરૂઢ થવાથી શાંતિ, સમતા, નિરહંકાર વગેરે ગુણો સંતોમાં સ્વાભાવિકપણેજ રહે છે. આજ પ્રમાણે એકનાથ મહારાજના સૌજન્યથી એ ચોરોનું મન પલટાઇ ગયું. મહારાજે

ગિરિજાબાઇ અને ઉદ્ધવને જગાડીને રસોઇ તૈયાર કરાવી અને ચોરોને ભોજન કરાવ્યું. ચોર પોતાની સાથે કંઇ પણ લઈ ગયા નહિ. લઇ ગયા માત્ર એકનાથ મહારાજની ઉદારતાનાં સ્મરણ અને એ સ્મરણથી શુદ્ધ થઇને તેમણે ચોરી કરવાનું તજી દીધું, તેઓ સદાચારપૂર્વક રહેવા લાગ્યા અને વારંવાર એકનાથ મહારાજનાં કીર્તન સાંભળવાથી સદ્ગતિ પામ્યા.

## ૧૧–રણિયો મહાર અને તેની સ્ત્રી

રણિયો ઉર્ફે વિવેક નામનો એક મહાર પૈઠણમાં રહેતો હતો. તે ઘણો શ્રદ્ધાળુ અને સદાચારી હતો. તેની સ્ત્રી પણ તેનાજ જેવી સુશીલ હતી. સ્ત્રી–પુરુષ બન્નેય એકનાથ મહારાજનું કીર્તન સાંભળવા દરરોજ આવતાં હતાં અને ત્યાં બેઠાં બેઠાં નામઘોષ કર્યા કરતાં હતાં. એકનાથ મહારાજ ગંગાસ્નાનને માટે જતા તે પહેલાં રણિયો અને તેની સ્ત્રી બન્ને બાજુનો તેમના આવવા જવાનો રસ્તો સાવરણાથી સાફ કરતાં હતાં. એક દિવસ એકનાથ મહારાજના જ્ઞાનેશ્વરીના પ્રવચનમાં વિશ્વરૂપ–દર્શનનો પ્રસંગ ચર્ચાયો. પ્રવચન સમાપ્ત થયું, ત્યારે રણિયાએ મહારાજને પૂછ્યું: ‘ મહારાજ ! ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે વિશ્વરૂપ ધારણ કર્યું, ત્યારે આ રણિયો કયા હતો ? ’ મહારાજે તરતજ જવાબ આપ્યો કે ‘ તું પણ શ્રીકૃષ્ણના રૂપમાંજ હતો. ’ રણિયાએ અને તેની સ્ત્રીએ ઘેર જઇને વિચાર્યું કે, જ્યારે સમસ્ત વિશ્વમાંજ ભગવાન રમી રહ્યા છે, ત્યારે અમારાં શરીર મહારનાં હોવા છતાં પણ અમારાં હૃદયમાં તો ભગવાનજ વિરાજી રહ્યા છે. થોડા દિવસ પછી તે પતિપત્નીને ઇચ્છા થઇ કે, એક દિવસ એકનાથ મહારાજને પોતાને ત્યાં ભોજન માટે બોલાવવા. આ પ્રમાણે મહારાજનો સમાગમ થવાથી અમારો ઉદ્ધાર થશે. રણિયો અને તેની સ્ત્રી બીજા મહારો કરતાં વધારે પવિત્ર અને સ્વચ્છ રહેતાં હતાં, અપવિત્ર પદાર્થનો સ્પર્શ પણ કરતાં નહિ

અને ખાવા–પીવામાં ખૂબ વિચાર રાખતાં હતાં. મુખથી હમેશાં વિઠ્ઠલ નામનો જપ કરતાં કરતાં પોતાના પ્રત્યેક કામમાં કુશળ રહેતાં હતાં. તેમનું શરીર મહારનું હતું, પરંતુ આચરણ સર્વ પ્રકારે બ્રાહ્મણના જેવાં હતાં. તેમનાં સ્નેહી–સંબંધીઓ તેમને પોતાની નાતના બ્રાહ્મણજ કહેતા હતા અને શુદ્ધાચરણ તથા ભગવદ્ભક્તિમાં તો તેઓ ખરે સાચેજ લાખ્ખો બ્રાહ્મણો કરતાં પણ વધુ શ્રેષ્ઠ હતા. એકનાથ મહારાજને તેમણે ઘણાજ સદ્ભાવથી ભોજન માટે નોતરું દીધું અને નાથ મહારાજે તેનો સ્વીકાર કર્યો. નગરના લોકોને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે બ્રાહ્મણોએ ઘણો કોલાહલ મચાવ્યો. નાથ મહારાજે આ કોલાહલનો એજ જવાબ આપ્યો કે 'તે અંત્યજ તો છેજ, પરંતુ તેના જ્ઞાનમાં 'મારા–તારા' નો ભેદભાવજ નથી. આત્મતત્વથી પરિપૂર્ણ દેખાય છે, તે બધાને માટે સમાન છે.' બ્રાહ્મણોએ વિચાર્યું કે, જોઈએ તો ખરા એકનાથ મહારાજ તે મહારને ત્યાં કેવા ભોજન કરવા જાય છે! એકનાથ મહારાજના ઘરથી તે મહારાજના ઘર સુધી રસ્તામાં થોડે થોડે અંતરે બ્રાહ્મણો રાહ જોતા બેઠા. નાથ મહારાજ સહેજ પણ અચકાયા સિવાય બધાની સામે ઘર બહાર નીકળ્યા અને રળિયાને ઘેર પહોંચ્યા. રળિયો અને તેની સ્ત્રીએ સાથે મળી તેમની પૂજા કરી, ભોજન માટે આસન મૂક્યું, પતરાળાં મૂક્યાં, રંગોળી પૂરી અને મહારાજને બેસવા માટે પ્રાર્થના કરી. મહારાજ આસન ઉપર બેઠા, પક્વાન્ન પીરસ્યાં અને મહારાજે ભોજન કર્યું. પરંતુ તેજ સમયે એક ચમત્કાર થયો, તે એ કે, જે સમયે નાથ ત્યાં ભોજન કરતા હતા, તેજ સમયે અનેક જણે તેમને પોતાને ઘેર પણ તેજ રૂપ અને વેશમાં જોયા હતા. એકજ એકનાથ એકજ સમયે ક્યાંક તો પોતાને ઘેર ભાગવતનું પારાયણ કરે છે અને ક્યાંક તેજ સમયે રળિયાને ત્યાં ભોજન પણ કરી રહ્યા છે. જ્યારે એ બ્રાહ્મણોએ આ ચમત્કાર જોયો, ત્યારે તેમને ઘણુંજ આશ્ચર્ય થયું અને તેમને માટે એ

સમજાવું મુશ્કેલ થઇ ગયું કે, બન્નેમાંથી સાચા એકનાથ ક્યાં છે ? ત્યારે એ લોકોને લાગ્યું કે, રણિયાનો સદ્ભાવ જાણીને ભક્તવત્સલ ભગવાન પાંડુરંગેજ એકનાથના વેશમાં રણિયાને ઘેર જઇને ભોજન કર્યું હશે.

## ૧૨–બ્રાહ્મણ અને પારસ

પૈઠણમાં એક બ્રાહ્મણની પાસે પારસ–પથ્થર હતો. આ પથ્થર ઉપર તે પોતાના પ્રાણથી પણ વિશેષ વહાલ કરતો હતો. એક વાર તેને યાત્રાને માટે ક્યાંક દૂર જવાનું હતું. હવે આ પારસ ક્યાં મૂકવો ? એકનાથ પૂર્ણ ભગવદ્ભક્ત છે, એમ જાણીને બ્રાહ્મણે પારસ તેમનેજ સોંપ્યો. એકનાથ મહારાજે તે પથ્થર દેવતાઓના સિંહાસનની નીચે રાખ્યો. બીજે દિવસે જ્યારે ઉદ્ધવ દેવપ્રતિમાઓને ઉઠાવી પૂજા કરવા ગયા ત્યારે તે પારસ પણ જૂનાં પત્ર–પુષ્પ ભેગો આવી ગયો અને બધા ભેગો તે પણ ગંગાજીમાં ગયો. દોઢ વર્ષ પછી બ્રાહ્મણ પાછો આવ્યો અને તેણે પોતાનો પારસ માગ્યો. નાથને તો હવે તેનું સ્મરણ પણ રહ્યું નહોતું. તેમણે ઉદ્ધવને કહ્યું કે 'જુઓ, સિંહાસનની નીચે ક્યાંક હશે તે લઇ આવો. પરંતુ હવે તે ક્યાં હતો ? ઉદ્ધવે કહ્યું: 'નિર્માલ્ય ( વાસી પત્ર–પુષ્પ વગેરે ) ની સાથે સાથે તે પણ ગંગાપ્રવાહમાં વહી ગયો હશે. બ્રાહ્મણને એકનાથ મહારાજ ઉપર શંકા આવી. તેણે વિચાર્યું કે, દાળમાં કંઇક કાળું છે. તે બીજું શું વિચારી શકે ? તે પારસને જેટલો મૂલ્યવાન સમજતો હતો, તેટલોજ મૂલ્યવાન તેને એકનાથ મહારાજ પણ સમજતા હતા. આથી વધારે તે બીજું શું સમજી શકે ? દરેક માણસ હરકોઇ વસ્તુને પોતાનીજ કસોટીએ કસે છે. તે બિચારો શું જાણે કે ભગવાનનાં ચરણોમાં અર્ધી ક્ષણની સ્થિતિ પણ એટલા અનુપમ આનંદની હોય છે, કે તેની આગળ ભક્તો ત્રિભુવનના વૈભવને પણ તૃણવત્ માને છે.' એકનાથ મહારાજ તે બ્રાહ્મણને ગંગાકિનારે લઈ ગયા, જળમાં ઉતરીને ડૂબકી મારી

અને બન્ને હાથમાં આવ્યા તેટલા પથ્થર ઉપાડી લાવ્યા. પછી હાથ બહાર કાઢીને બોલ્યા કે 'આમાં જે તમારો પારસ હોય તેને લઇ લો.' બ્રાહ્મણે પોતાના ખીસ્સામાંથી પારસની પરીક્ષા માટે લોઢાનો ટુકડો કાઢયો, જોયું તો બધા પથ્થર પારસજ છે! એકનાથ-મહારાજે એક પથ્થર તેને આપ્યો અને બાકીના ગંગાજીમાં નાખી દીધા. જે મહાત્માના હાથના સ્પર્શથી જીવ બ્રહ્મ બની જાય છે, તે શુ સોના–મોતીથી લલચાઇ શકે? કાંસને–નાળાને માટે વરસાદની મહત્તા ભલેને ઘણીજ હોય પરંતુ સમુદ્રને તેની શી પરવા?

## ૧૩–અંત્યજ બાળક અને કોઢી બ્રાહ્મણ

એક દિવસ એકનાથ મહારાજ મધ્યાહ્ન સંધ્યાને માટે ગંગાજી જતા હતા. રસ્તામાં એક મહારનુ બાળક તેની માની પાછળ પાછળ દોડતું જતું હતું. મા પાણી ભરવા જતી હતી, ઉતાવળમાં કંઇક આગળ વધી ગઇ. અને બાળક પાછળ પડી ગયું! રેતીનું એ મેદાન સૂર્યનાં પ્રખર કિરણોથી ભઠ્ઠી સરખું બની રહ્યું હતુ. બાળકના મુખમાંથી લાળ અને નાકમાથી લીંટ વહે જતું હતું. તે ઝડપથી દોડી શકતું નહોતુ અને માને આગળ જતી જોઇ-ને તેનુ મન પાછા વળવાનુ પણ થતું નહોતું. આ સ્થિતિ-માં તાપથી હેરાન થતા તે બાળકને જોઇને નાથનું અંતઃ-કરણ વ્યાકુળ થઈ ઉઠયું. તેમણે તરતજ એ બાળકને ગોદમાં ઉઠાવી લીધું, તેનાં નાક–મોં સાફ કર્યાં અને તેને પોતાનુ ધોતિયું ઓઢાડીને તડકાથી બચાવતા મહારોની વસ્તીમાં લઇ આવ્યા. ત્યાં પહોંચતાંજ બાળકે પોતાનુ ઘર ઓળખી કાઢયું. ઘરમાંથી દોડતો દોડતો તેનો બાપ બહાર આવ્યો, એટલામાં મા પણ ગાગર લઇને આવી પહોંચી. મહારાજે બાળકને તેના માબાપને અને 'બાળકોને આમ છોડી દેવાં ન જોઇએ, તેમને બધી રીતે પાળવાં–પોષવાં જોઇએ, એમાં બેપરવાઇ કરવી યોગ્ય નથી' વગેરે ઉપદેશ

આપીને ગંગાકિનારે ચાલ્યા ગયા. સ્નાન-સંધ્યાદિ કરીને મહારાજ ઘેર ગયા અને નિત્યકર્મમાં યોજાયા. આ ઘટનાને થોડા દિવસ થયા ત્યાં તો ત્ર્યંબકેશ્વરનો એક વૃદ્ધ બ્રાહ્મણ પૈઠણમાં આવ્યો. એને કોઢનો રોગ થયેલો હતો અને તેનાથી એ ઘણો દુઃખી હતો. પૈઠણમાં આવીને એકનાથનું ઘર પૂછતોપૂછતો તે સીધેસીધો એકનાથ મહારાજનેજ ઘેર જઈ પહોંચ્યો. મધ્યાહ્નનો સમય હતો. મહારાજ વાયસાન્ન (વાશ) નાખવા બારણા બહાર આવ્યા, એટલે દુઃખી બ્રાહ્મણ તેમની પાસે ગયો અને તેમને પોતાની સ્થિતિ બતાવવા લાગ્યો. પોતાનું નામ-ઠામ વગેરે બતાવીને તેણે કહ્યુંઃ 'આ કોઢનો નાશ થાય તે માટે મેં ત્ર્યંબકેશ્વરમાં અનુષ્ઠાન કર્યું. આઠ દિવસ થયા, ભગવાન શંકરે સ્વપ્નમાં દર્શન આપીને મને કહ્યું કે 'જા, તું પૈઠણમાં જઈને એકનાથને મળ અને વ્યાકુળ થઈને તેમણે જે મહારના બાળકના પ્રાણ બચાવ્યા છે, તે તેમને યાદ આપજે. આ ઉપકારનું પુણ્ય જો તે તારા હાથમાં સંકલ્પ કરી દે તો તું રોગમુક્ત થઈ જઈશ.' આમ કહીને તે બ્રાહ્મણ રડવા લાગ્યો અને નાથનાં ચરણોમાં આળોટયો. નાથ મહારાજે ત્ર્યંબકેશ્વરના બ્રાહ્મણની બધી વાત સાંભળી અને કહ્યું કે 'મારે તો નથી કોઈ પાપ કે નથી કોઈ પુણ્ય. મેં શું પુણ્ય કર્યું છે, તે તો ભગવાન ત્ર્યંબકેશ્વરજ જાણે! આવું કોઈ પણ પુણ્ય મેં જન્મથી આજ સુધીમાં કર્યું હોય, તો લ્યો, હું તેનો સંકલ્પ તમારા હાથમાં કરૂં છું.' એમ કહીને એકનાથ મહારાજે જળપાત્ર હાથમાં લીધું અને સંકલ્પ કરતાજ હતા એટલામાં તે બ્રાહ્મણે રોકયા અને કહ્યું કે 'ના, આપનું બધું પુણ્ય મારે નથી જોઈતું, માત્ર એટલુંજ જોઈએ કે જેટલા માટે ત્ર્યંબકેશ્વર મહાદેવની આજ્ઞા થઈ છે. બ્રાહ્મણની આ ઇચ્છાનુસાર મહારાજે એવોજ સંકલ્પ કર્યો અને તેના હાથમાં પાણી મૂક્યું. તેજ ક્ષણે તે બ્રાહ્મણનો રોગ નાશ પામી ગયો અને તેનું શરીર નિર્મળ થઈ ગયું. પાંચ-દશ દિવસ તે બ્રાહ્મણ એકનાથ

મહારાજને ત્યાં રહ્યો, તેમના અલૌકિક ગુણોને જોઈ જોઇને તેની પ્રસન્નતા દિનપ્રતિદિન વધતી ગઈ અને તેમનાજ ગુણ ગાતો ગાતો તે ત્ર્યંબકેશ્વર પાછો ફર્યો.

## ૧૪–મહાર અને બ્રહ્મરાક્ષસ

પૈઠણમાં એક મહાર ચોરી કરીનેજ પોતાની આજીવિકા ચલાવતો હતો. એક ચોરીમાં તે પકડાઇ ગયો, પગમાં બેડીઓ પડી અને તેને કેદખાનામાં મોકલવામાં આવ્યો. કેદખાનામાં તેને ખાવાનુ ના મળ્યું, શરીરને ખૂબ કષ્ટ પડયું, માથા ઉપર વાળ વધી ગયા, તેમાં જૂઓ પડી ગઇ અને બધું શરીર કદ્રૂપું થઇ ગયું તથા પ્રાણ જવાની તૈયારી હતી. આ સ્થિતિમાં તેના પગમાંની બેડીઓ કાઢી લેવામાં આવી અને તે અધમુવો મનુષ્ય કેટલાક દિવસ સુધી આંગણામાં ટુંટીઉં વાળીને પડી રહ્યો. એક દિવસ રાત્રે આજ હાલતમાં તેણે એકનાથ મહારાજના કીર્તનનો ધ્વનિ દૂરથી આવતો સાંભળ્યો અને સાંભળતાંજ તેમની પાસે પોતાનો છૂટકારો કરાવી લેવાની વાત યાદ આવી. તે ધીરે ધીરે ઘસડાતો ઘસડાતો કેદખાનામાંથી નીકળ્યો અને એજ રીતે રસ્તો વટાવીને એકનાથ મહારાજને બારણે જઇ પહોંચ્યો. તેનો આર્ત્તધ્વનિ જેવો એકનાથ મહારાજને કાને પડયો કે તરતજ તેઓ બહાર આવ્યા. મહારની સ્થિતિ જોઇ. તેના મોમાંથી સ્પષ્ટ શબ્દો નીકળી શકતા નહોતા, તેમ છતાં પણ નિશાનીથી તેણે બતાવ્યું કે મારા પેટમાં અન્ન નથી. નાથ મહારાજે તરત ખીર તૈયાર કરાવીને તેને ખવડાવી. પાથરવા તથા ઓઢવાનાં વસ્ત્ર આપ્યાં અને સૂવા માટે જગા પણ બતાવી દીધી. જ્યારે તે સુખે સૂઇ ગયો, ત્યારે નાથ મહારાજ સૂવામાટે પોતાના ઓરડામાં ગયા. બીજે દિવસે નાથ મહારાજે હાકેમોને ચોરના નાસી આવ્યાની ખબર મોકલાવી અને સાથે સાથે એવી વિનતિ પણ કરી કે, દવા–દારૂને માટે એને હવે પોતાને ત્યાંજ રહેવા દેવો. હાકેમોએ મહારાજની વાત માની લીધી

અને બાકીની સજા માફ પણ કરી દીધી. ત્રણ મહિના તે નાથ મહારાજને ત્યાં રહ્યો, તેની ખૂબ સેવા–શુશ્રૂષા કરવામાં આવી અને ત્રણ મહિનામાં તે પહેલાં જેવો હૃષ્ટ પુષ્ટ બની ગયો. નાથ મહારાજના અન્નનો એવો પ્રભાવ પડયો કે, તેની બધી મલિન વાસનાઓ દૂર થઇ ગઈ. એકનાથ મહારાજ પ્રત્યે તેના હૃદયમાં પરમ પૂજ્યભાવ ઉત્પન્ન થયો. પહેલાંનો કુમાર્ગ તેણે છોડી દીધો અને નાથ મહારાજની કૃપાથી તે વિઠ્ઠલ ભગવાનનો ઉપાસક થયો. આ ઘટનાને થોડા દિવસ થયા પછી એક દિવસે નાથ મહારાજ ગંગાજી જતા હતા, રસ્તામાં એક પીપળાના ઝાડની નીચેથી મહારાજ જેવા આગળ વધ્યા કે તરતજ તે ઝાડ ઉપર રહેનારો બ્રહ્મરાક્ષસ નીચે ઉતરીને મહારાજની સામે આવીને ઉભો રહ્યો. તેણે મહારાજને કહ્યું કે "આજ સુધી આપે જેટલાં બ્રાહ્મણભોજન કરાવ્યાં, તે બધાનું અથવા કેદખાનામાંથી છૂટીને આવેલા મહારની આપે જે સેવા-ચાકરી કરી તેનું એ બેમાંથી કોઇએકનું પુણ્ય મને આપો, કે જેથી હું આ યોનિનાં દુઃખોથી મુક્ત થઇ જાઉં." બ્રહ્મરાક્ષસની આ પ્રાર્થના તેમણે સાંભળી; પાપ અને પુણ્ય, નરક અને સ્વર્ગ આપનારાં છે, પરંતુ સંત તો એમનાથી પર નૈષ્કર્મ્ય–જ્ઞાનદ્વારા સર્વથા મુક્તાનંદમાં રહે છે. અખંડ આત્મરૂપાનંદજ તેમનું સ્વરૂપ હોય છે. એકનાથ મહારાજે કેદખાનામાંથી છૂટેલા અંત્યજની સેવા–ચાકરીના પુણ્યનું જળ મૂકીને બ્રહ્મરાક્ષસને મુક્ત કર્યો.





# एकनाथ अने श्रीखंडियो



" तेना संगना सुख माटे मारे विदेहीने देह धारण करवो पडे छे, एटलुंज नहि परंतु देह धारण करवो ए मने एटलुं प्रिय लागे छे के जेनी कोइ उपमाज नथी." (ज्ञानेश्वरी अध्याय १२)

एकनाथ महाराजे भगवाननी एवी अनुपम सेवा करी के तेमना संगतिसुखना स्नेहथी भगवाने तेमने घेर बार वर्ष रही तेमनी सेवा करी. 'वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः' आ गीताना वचन अनुसार सदा सर्वत्र परमात्मानेज जोनारा दुर्लभ महात्माओनी कोटिए ज्यारे एकनाथ महाराज पहोंच्या, त्यारे भगवान पोते ब्राह्मणरूपथी तेमने त्यां आवीने रहेवा लाग्या. भक्ते भगवाननी एवी सेवा करी के भगवानने एवी इच्छा थई के, हवे हुं भक्तनी सेवा करूं. भक्त ज्यारे भगवानने प्राप्त थया, त्यारे भगवान भक्त बनीने नीचे उतरी आव्या! भक्तनी भक्तिनो उत्कर्ष भागवतपणुं छे अने भगवानना भागवतपणानो उत्कर्ष भक्तनी भक्ति छे. भगवान एज भक्त अने भक्त एज भगवान छे. भगवान ज्यारे परम भक्तने जुए छे, त्यारे तेमने पण भक्त बनी जवानी इच्छा थाय छे. आर्त्त, जिज्ञासु अने अर्थार्थी भक्तोथी ज्ञानी भक्त करोडगणो श्रेष्ठ होय छे. 'ज्ञानीत्वात्मैव मे मतम्' अर्थात् अखंडरूपे मारामां समरस थयेलो अभेद भक्त मारो आत्मा छे. हुं एज छुं, ए तो भगवाने पोतेज कह्युं छे. 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः' ज्ञानी भक्तना परम प्रेमनुं स्थान भगवान अने भगवा-

નના પરમ પ્રેમનુ સ્થાન ભક્ત હોય છે. આ પ્રમાણે તેઓ પરસ્પરની સાથે છે. ભક્તને ભગવાનના સિવાય બીજી કોઈ પણ વાત સારી લાગતી નથી અને ભગવાનને પણ ભક્ત સિવાય બીજું કંઈ સારૂં લાગતું નથી. ભક્તનુ સર્વસ્વ ભગવાન અને ભગવાનનુ સર્વસ્વ ભક્ત હોય છે.

'भक्तिमान् मे प्रियो नरः' (गीता १२-१९) આ ભગવદ્દવચનનો મર્મ જ્ઞાનદેવ મહારાજે આ પ્રમાણે બતાવ્યો છેઃ-' ચોથા પુરુષાર્થની સિદ્ધિ-અર્થાત્ સાયુજ્ય મુક્તિ પ્રાપ્ત કરીને તે જે સંસારને મુક્તિ આપવા નીકળે છે, તેનેજ જોવાને મારો જીવ ઇચ્છે છે, ત્યારે હું અચક્ષુ હોવા છતાં ચક્ષુવાળો બનુ છુ. તેને આલિંગન કરવાનો આનંદ લેવાને માટે હુ બે ઉપર બે ચાને ચાર ભુજાઓ સહિત આવું છું. તેના ગુણોનુ વર્ણન મારી વાણીમા તેમજ તેની કીર્તિનાં કુંડળ મારા કાનોમાં ધારણ કરૂ છું, મારા હાથનાં કમળો વડે તેની પૂજા કરૂં છું, તેને મારા માથાનો મુગટ બનાવું છું અને તેનાં ચરણો મારા હૃદય ઉપર ધારણ કરૂ છું.' આ હેતુ અનુસાર એકનાથ મહારાજની અસામાન્ય ભક્તિથી મોહિત થઈને ભગવાન શ્રીકૃષ્ણ બ્રાહ્મણવેશમાં એક વાર નાથ મહારાજને ઘેર આવ્યા અને તેમને નમસ્કાર કરીને સામે ઉભા રહ્યા. તે સમયે એ બન્નેને આ પ્રમાણે સંવાદ થયો—

**નાથ**—આપ કેવી રીતે આવ્યા ?

**બ્રાહ્મણ**—આપનું નામ સાભળ્યુ અને ઇચ્છા થઇ કે, આપની સાથે અખંડ સમાગમ થાય અને આપની કંઇ સેવા બની શકે તો સારૂ, એટલા માટે આવ્યો છું. હમેશાં હું સંતોનો સેવકજ રહ્યો છું. મારે વેતન નથી જોઈતું. પેટ ભરીને અન્ન મળે અને આપની સેવા થાય, એટલીજ ઇચ્છા છે.

**નાથ**—આપના કુટુંબ-પરિવારમાં કોણ કોણ છે ?

બ્રાહ્મણ—હું એકલોજ છું. મારે નથી તો સ્ત્રી કે નથી બાળબચ્ચાં. આ શરીરને કૃષ્ણ યા શ્રીખંડિયો કહે છે.

નાથ—આપની પાસેથી સેવા લેવાની મને કંઈજ જરૂર નથી; છતાં આપ અન્ન-વસ્ત્ર લઈને આનંદથી અહીં પરમાર્થસાધન કરી શકો છો.

બ્રાહ્મણ—બસ, એટલીજ કૃપા જોઈએ. મારી જાત-મહેનતથી અન્ન પ્રાપ્ત કરવાની આ દાસને આજ્ઞા મળવી જોઈએ, મારી સેવા આપ અવશ્ય ગ્રહણ કરો.

શ્રીખંડિયો નાથને ઘેર રહેવા લાગ્યો. તેણે પોતાના ગુણોથી બધાને મોહી લીધા. ભગવાનની લીલા કંઈક એવીજ અપર પાર છે કે સર્વ પ્રાણીઓમાં ભગવાનને જોનારા નાથ પણ તેમના તે વાસ્તવિક રૂપને ઓળખી શકયા નહિ. ભગવાને પોતાની માયાનો પડદો વચમાં રાખ્યો, નહિ તો નાથ જેવા ભક્તશ્રેષ્ઠ એક ક્ષણ વાર પણ ભગવાન પાસે સેવા કરાવે નહિ; પરંતુ ભગવાનને નાથની સેવા કરવાનું પ્રિય હતું, તેથી નાથ જેવા પૂર્ણપુરુષ પણ તેમને ઓળખી શકયા નહિ. શ્રીકૃષ્ણે માતા યશોદાને ચૌદ ભુવન પોતાના મોંમાંજ બતાવી દીધાં તો પણ માતાના હૃદયનો પુત્રભાવ જેમનો તેમ ચાલુજ રહ્યો. એવીજ વાત અહીં સમજવી જોઈએ. ભગવાન એકનાથ મહારાજને ત્યાં દરરોજ પાણી ભરે, દેવપૂજાને માટે ચંદન ઘસે, બ્રાહ્મણભોજન પછી એઠાં પત્રાળાં ઉપાડે અને નાથની હરેક રીતે સેવા કરે. ધર્મ-રાજના રાજસૂય યજ્ઞના સમયથી તેમને એઠાં પતરાળાં ઉપાડવાની તો જાણે ટેવજ પડી ગઈ છે! જેમનાં ચરણો-માંથી ભાગીરથી પ્રગટ થઈ, તે નાથ મહારાજને ઘેર પૂજા માટે પાણી ભરતા હતા! જેની પ્રાપ્તિને માટે હજારો તપસ્વીઓ સૂકાઈને લાકડા સરખા બની ગયા, તેઓ નાથને ઘેર દેવપૂજાને માટે ચંદન ઘસતા હતા! જેમની કીર્તિ ગાતાં ગાતાં 'નેતિ, નેતિ' કહીને શ્રુતિઓ હાર પામી તે નાથના ગુણ ગાનાર ભાટ થઈ! જેમનાં ચરણોની રજને

માટે ભર્તૃહરિ જેવા મનસ્વી રાજપુરુષોએ રાજપાટ તજી દીધું, તે નાથના પગ દબાવ્યા કરતા હતા ! જેના પ્રકાશથી ચંદ્ર-સૂર્ય પ્રકાશમાન થયા તે નાથને ઘેર દીવા પ્રકટાવતા હતા. ઇંદ્રાદિ દેવતા જેમની આજ્ઞા માનતા હોય તે નાથની આજ્ઞાની રાહ જોતા તેમને બારણે ઉભા રહેતા હતા. જેમના સ્મરણમાત્રથી યોગીઓ નિર્મળ બુદ્ધિવાળા બની જાય છે, તે નાથને ઘેર પૂજાનાં પાત્ર માંજતા હતા ! લક્ષ્મી જેમનાં ચરણોમાં પડયાં પાથર્યાં રહે છે, તે નાથપત્નીનાં ચરણોની પાસે બેસતા હતા. બધા દેવતાઓ જેમની આજ્ઞાથી વિશ્વચક્રને ચલાવે છે, તે ગિરિજાબાઈના ઘરના કામકાજની નાનામાં નાની વાત ખહુજ મન દઇને કરતા હતા ! ધન્ય છે એ એકનાથ મહારાજને કે જેમના ભક્તિભાવથી મોહિત થઇને ભગવાન પણ તેમને વશ થઇ ગયા. નાથનું શ્રીખંડ (દિવ્ય ચંદન) ઘસીને તેમણે પોતાનું 'શ્રીખંડિયો' નામ સાર્થક કર્યું. ભગવાન પોતાના સમસ્ત ઐશ્વર્યને ભૂલીને નાથને ઘેર બાર વર્ષ સેવા કરતા રહ્યા. ભૂતદયા જેમના રોમેરોમમાંથી પ્રગટી રહી હતી તે એકનાથને ઘેર એ ભૂત-ભાવન-ભૂતેશ પોતે સેવક બનીને રહ્યા. નાથ મહારાજનું યોગક્ષેમ ભગવાને વહન કર્યું, એમાં આશ્ચર્યજ શું છે ! નાથના ઉત્સવમાં ગંગાજળથી ભરેલાં વાસણો ઘીનાં ભરેલાં નીકળ્યાં એમાં પણ આશ્ચર્યની કોઇ વાત નથી ! નાથને ત્યાં ૩૦-૩૫ વર્ષ સુધી બ્રાહ્મણથી તે ચાંડાળ સુધી સૌ કોઇને માટે સદાવ્રત હતું. નાથને બારણેથી કોઇ પણ અતિથિ ખાલી હાથે પાછો ફર્યો નહોતો ! તેમણે હજારો જીવોને ભક્તિમાર્ગમાં પ્રેર્યા છે. તેમણે અન્ન આપીને તેમના શરીરનું અને બ્રહ્મજ્ઞાન આપીને તેમની બુદ્ધિનું પોષણ કર્યું. મોટા મોટા રાજાઓને પણ જે દાનીપણાનો યશ નથી મળતો, તે દાનીપણાનો યશ તેમને મળ્યો. ભગવાનની દોસ્તી પામવાને લીધે અને સ્વયં ભગવાનજ તેમને ઘેર સેવા કરતા હતા તેથી લોકો તેમને 'ગરીબોના કલ્પવૃક્ષ' કહેવા લાગ્યા. ભગવાનની સેવા કરનારા ભક્તો કરોડો છે,

પરંતુ ભગવાન જેની સેવા કરીને પોતાને ધન્ય માને છે, એવા ભકત તો ભક્તમણિઓના ચક્રવર્તીજ છે. નાથના પુણ્ય પ્રતાપની આ હદ થઇ ગઇ અને ભકિત-પથના મહત્કાર્ય ઉપર કલશ ચઢયો.

આ પ્રમાણે બાર વર્ષ વીત્યાં ત્યારે ભગવાને પોતે અંતર્ધાન થઇને ભક્તાનો યશ વધારવાનો સંકલ્પ કર્યો. તે સત્યસંકલ્પ, દયાનિધિ અને ભક્તવત્સલ ભગવાનને નાથની રહેણી કરણી જોઇને ઘણોજ સંતોષ થયો. અંદર-બહાર રહેનારા ભક્તથી વિદાય થવું એ ભગવાનને માટે મુશ્કેલ થઈ પડયું, છતા પણ ભકતોના ઉદ્ધાર માટે ભકતોનો યશ ભગવાનને વધારવોજ પડે છે.

તે સમયે દ્વારકામાં એક બ્રાહ્મણ અનુષ્ઠાન કરતો હતો. નિયમિત આહારવિહાર કરીને યમ-નિયમાદિનુ પાલન કરતાં તે હમેશાં સુખપૂર્વક ‘કૃષ્ણ-કૃષ્ણ’ કહ્યા કરતો હતો. ભગવાનનાજ છંદથી તે પરિપૂર્ણ બની ગયો હતો. તેને હમેશાં ભગવાનનુંજ નિદિધ્યાસન રહેતું હતું. ટાઢ-તડકો સહન કરતો થકો અને મનને એકાગ્ર કરતો કરતો હૃદયમાં ભગવાનનુ ધ્યાન ધરતો હતો. આ જોઇને ભગવાનને દયા આવી. તે બ્રાહ્મણને ભગવાને સ્વપ્નમાં દર્શન દઇને કહ્યું કે “ હું પૈઠણમાં એકનાથને ઘેર રહુ છું, તેમની સેવાથી હુ પ્રસન્ન થયો છુ. ત્યાં ‘શ્રીખંડિયા’ ના નામથી હું રહુ છુ, ત્યાં જા. ત્યાં મારાં દર્શન થશે.” તે બ્રાહ્મણ પૈઠણમાં પહોચ્યો, ત્યાં સૌથી પહેલાં તેને ગોદાવરીનાં દર્શન થયાં, તેના નિર્મળ જળથી હાથ-પગ ધોઇને મુખમાર્જન કરી તે વસ્તીમાં પહોંચ્યો ને એકનાથ મહારાજનું મકાન શોધવા લાગ્યો. વસ્તીમા જે પહેલા માણસને તેણે જોયો તે ખભે કાવડ લઇને જનાર શ્રીખંડિયોજ હતો. તે બ્રાહ્મણ ગદ્ગદ્ થઇને નાથ મહારાજના મકાન પર આવ્યો, ને અંદર દાખલ થયો. નાથ દેવસ્થાનમાં હતા. તે સીધો ત્યાં તેમની પાસે પહોચ્યો. ભગવાનનાં દર્શન કરવા આવેલો તે બ્રાહ્મણ

થોડી વાર ભગવાનને પણ ભૂલી ગયો અને ભક્તને જોતાં-જ તન્મય થઇ ગયો ! તેના શરીર ઉપર અષ્ટસાત્વિક ભાવ× ઉદય પામ્યા અને તેનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. કંઠ રૂંધાઇ ગયો, તેજ સ્થિતિમાં તેણે કંપતા સ્વરે કહ્યું કે 'મહારાજ! મને શ્રીકૃષ્ણનાં દર્શન કરાવો.' તેની એ સ્થિતિ જોઇને નાથ મહારાજે કહ્યુ કે 'શ્રીકૃષ્ણ તો સર્વત્ર રમી રહ્યા છે. તે સમસ્ત વિશ્વની અંદર અને બહાર વ્યાપ્ત છે. જ્યાં હોય ત્યાં જુઓ, એટલે તે તમને દર્શન દેશે. તે જ્યાં છે ત્યાંના ત્યાંજ છે તેમને અલગ કરીને શી રીતે જોઇ શકશો ?' આ સાંભળીને તે બ્રાહ્મણે કંઇક ખીજાઇ જઇને કહ્યુ કે 'મને આ બ્રહ્મજ્ઞાનની જરૂર નથી. મને તો ભગવાને સ્વપ્નું આપ્યુ છે કે એકનાથ મહારાજને ત્યાં તને મારાં સાક્ષાત્ દર્શન થશે. શ્રીખંડિયો ક્યાં છે, એ મને બતાવો. તેની સાથે મને મેળાપ કરાવી દો.' આ સાંભળતાંજ એકનાથના હૃદય પર જાણે ઘા લાગ્યો હોય તેમ થયુ અને ઉદ્ધવ વગેરે સૌ શ્રીખંડિયાને શોધવા નીકળ્યા. ચોતરફ શોધખોળ થઈ, પરંતુ કયાંયે પત્તો લાગ્યો નહિ. નાથ મહારાજ પોતાના આસન ઉપર બેઠા બેઠાજ થોડી વાર ધ્યાનમગ્ન થયા અને તેમના ધ્યાનમાં આ બધી વાત આવી ગઈ. તેઓ એક વાર તો રોમાંચિત થઈ ઉઠયા અને પછી વિચારવા લાગ્યા કે 'ભગવાનને મેં કેટલુ કષ્ટ આપ્યુ ! સતત બાર વર્ષ સુધી એમની પાસે સેવા કરાવી. એવાં એવાં કામ કરાવ્યા કે જે એમની પાસે કદી કરાવવાં જોઈતાં ન હતા' આમ વિચારતાં તેમનુ કોમળ હૃદય અત્યંત દુ:ખી થયું. મહારાજ અને ગિરિજાબાઈ બન્નેય આકુળવ્યાકુળ થઇને રોવા લાગ્યાં પછી તેમણે ભગવાનને

---

× स्तंभः स्वेदोऽथ रोमाञ्चः स्वरभङ्गोऽथ वेपथुः।
वैवर्ण्यमश्रुप्रलयः इत्यष्टौ सात्विका मताः॥

અર્થાત્ સ્તબ્ધ થઇ જવુ, પરસેવો છૂટવો, રૂવાં ઉભાં થઈ જવાં, સ્વર કંપવો, ધ્રૂજારી થવી, રંગ ઉડી જવો, અશ્રુપાત થવો અને મૃતવત્ થઈ જવુ એ અષ્ટસાત્વિક ભાવ છે. —મૂળલેખક

પોકાર્યો. તે સમયે સાક્ષાત્ ચતુર્ભુજ ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર સામેજ પ્રગટ થયા. એકનાથ, ગિરિજાબાઈ તેમજ પેલા તપસ્વી બ્રાહ્મણને અત્યંત આનંદ થયો. ત્રણે જણ ભગવાનનાં ચરણોમાં પડયાં. આ વાત તરતજ સર્વત્ર ફેલાઇ ગઇ અને એકનાથ મહારાજનાં દર્શનને માટે હજારો માણસો દોડી આવ્યા. એ શ્રીખંડિયો જે કુંડમાં પાણી ભરતો હતો તે કુંડ હજુ સુધી એકનાથ મહારાજના ઘરમાં છે અને છઠને દિવસે હજારો ગાગર પાણી તેમાં ભરવામાં આવે છે, તો પણ કહે છે કે જ્યાં સુધી ભગવાન ગાગર ભરીને તેમાં રેડતા નથી, ત્યાં સુધી તે ભરાતો નથી. અને ભગવાનની ગાગરનુ પાણી જેવું તેમાં આવે છે કે તરતજ પાણી ભરાઇને બહાર વહેવા લાગે છે. આ સાભળેલી વાત તો છેજ, પરંતુ જોયેલી પણ છે.

ભગવાન એકનાથજીને ઘેર ગંગાજીથી કાવડ લાવીને જળ ભર્યા કરતા હતા, એ વાત આજ સુધી અનેક સંતો અને કવિઓએ અતિ પ્રેમથી વખાણી છે. જેમને સગુણ સાક્ષાત્કાર થઇ ચૂકયો છે, અથવા જે સ્વાભાવિકપણેજ શ્રદ્ધાળુ છે, તેમને આ વાતની સત્યતામાં કંઇજ સંદેહ નથી થતો; પરંતુ જે શ્રદ્ધાળુ નથી અને તર્ક દ્વારાજ ભગવાનને જાણવાનો પ્રયત્ન કરે છે, તેઓ આગળ અપાનારાં પ્રમાણોનો વિચાર કરીનેજ પોતાનો મત નક્કી કરી લે. જે લોકો મહાપુરુષોનાં વચનોને પણ પ્રમાણરૂપ માનતા નથી, અહંકારજ જેમના મસ્તક ઉપર હમેશાં સવાર રહ્યા કરે છે, તેમને તો અમારે કઇજ કહેવાપણું નથી. મહીપતિ બાબાએ પોતાના 'ભક્તવિજય' અને 'સંતલીલામૃત' એ બન્ને ગ્રંથોમાં આ કથા આપેલી છે. કેશવકૃત એકનાથ ચરિત્રમાં પણ આનું વર્ણન છે. નીલોબારાયે એકનાથની આરતીમાં આનું વર્ણન કરેલુ છે. અમૃતરાયે પોતાના એક સુંદર પદ્યમાં એકનાથની ભક્તિનું વર્ણન કરતાં કહ્યું છે કે, તેમની ભક્તિથી ભગવાન પોતાના ખભા ઉપર કાવડ મૂકીને એકનાથને ત્યાં પાણી ભરતા હતા. રંગનાથ સ્વામીએ વર્ણન

કર્યું છે કે, એકનાથને ઘેર ' વૈકુંઠના સગુણ બ્રહ્મ ' પોતેજ આવીને શ્રીખંડિયાના નામથી એકનાથ મહારાજની સેવા કરતા હતા. સ્વયં એકનાથ મહારાજના સમકાલીન દાસો પંતે પણ આજ વર્ણને કરેલું છે કે, એકનાથને ત્યાં 'નંદનંદન ' પોતેજ ચંદન ઘસતા હતા અને પાણી ભરતા હતા. એકનાથ મહારાજના ભાણેજ મુક્તેશ્વરે એકનાથની આરતીઓ અને અન્ય પદોમાં આ કથાને ઐવડાવી છે અને ' શ્રીખંડયાખ્યાન ' નામથી ૯૪ ઓવીઓનું એક સ્વતંત્ર પ્રકરણ પણ લખ્યું છે. દાસો પંત એકનાથ મહારાજની સાથે ઘણું રહ્યા હતા અને મુક્તેશ્વરને બાળપણમાં એકનાથ મહારાજનો સત્સંગ પ્રાપ્ત થયો હતો, એ પ્રમાણભૂત છે. વળી જે સામાન્ય નથી છતાં જે એકનાથ મહારાજના પોતાના હાથનાં લખેલાં એવાં પણ બે પ્રમાણ મોજુદ છે; તે અહીં આપીએ છીએ. વાચકો તેનો સારી રીતે વિચાર કરે. એકનાથ મહારાજે પોતાના ' રુક્મિણીસ્વયંવર ' નામને લોકપ્રિય ગ્રંથના ૧૯ મા પ્રસંગમાં શ્રીકૃષ્ણવિવાહ પછી વંશપાત્ર દાનનું વર્ણન કરતાં કહ્યું છે કે—

" પહેલાં પિતામહના પિતા (દાદાના પિતા–ભાનુદાસ) ઉપર ભગવાન સુભાનુ (સૂર્યનારાયણ) પ્રસન્ન થયા અને તેમણે ભાનુદાસના વંશને પૂરેપુરો હરિચરણોમાં જોડી દીધો. પ્રહ્લાદ ઉપર કૃપા હતી તેથી ભગવાન બલિ રાજાના દ્વારપાળ બન્યા. આ વાત પણ એવીજ છે. ભગવાન શ્રીકૃષ્ણની એવી કૃપાદૃષ્ટિ છે. "

એવીજ આ વાત પણ છે ' આ કથનમાં, અમારા મત મુજબ એજ કથાનો સ્પષ્ટ સંકેત છે. અંતર એટલુંજ છે કે, બલિ પ્રહ્લાદના પૌત્ર હતા અને શ્રી એકનાથ ભાનુદાસના પ્રપૌત્ર હતા. પ્રહ્લાદનું પુણ્યબળ મહાન હતું તેથી ભગવાન તેમના પૌત્રના દ્વારપાળ બન્યા અને ભાનુદાસનું પુણ્યબળ પણ મહાન હતું તેથી ભગવાન ભાનુદાસના પ્રપૌત્રને ત્યાં સેવક બનીને રહ્યા હતા. એકનાથ મહારાજને

ત્યાં આવીજ વાત જણાય છે, પરંતુ આથી પણ વિશેષ સ્પષ્ટ પ્રમાણ એકનાથ મહારાજના અભંગોમાં છે. 'ગાથાપંચક' ની 'નાથગાથા'માંથી એકનાથ મહારાજના રચેલા થોડાક અભંગોનો ભાવાર્થ અહીં આપીએ છીએ—

મહારાજ કહે છે કે 'આપે સેવા કરીને મારૂ નામ ફેલાવ્યુ. આપ એવા કૃપાળુ અને ઉદાર છો. આપ વિવિધ પ્રકારની સામગ્રી એકઠી કરતાંજ રહ્યા. હું આપના ઋણુમાંથી કદી મુક્ત થઈ શકીશ નહિ. પૂજાની સામગ્રી આપ બરાબર હાજર રાખતા રહ્યા. આપે કદી કોઇ વાતની ઉણપ દેખાવા દીધી નહિ. સાચેજ, હું અપરાધી છું, પતિત છું; જડ જીવોને આપે ઉગાર્યા. ભગવન્ ! આપ કૃપાળુ છો, પ્રેમવશ થઇને આપે સેવા પણ કરી. લીપી ગુંપીને સ્થાન સાફ કરવું, મારા વચનનુ પાલન કરવું, ચંદન ઘસવું, આપે દાસને માટે એ સર્વ કંઇ કર્યું અને હું એવો પતિત અપરાધી છું કે મેં આપની પાસે આ સેવા કરાવી."

આ પ્રમાણે ૩૫૦ વર્ષથી લોકો જે વાતને સત્ય માનતા આવ્યા છે, જે વાતના પ્રમાણરૂપ આજે પણ 'શ્રીખંડ્યા–રાંજણ' (કુંડ) પૈઠણમાં જોઇ શકાય છે, જે વાતની સાક્ષી અમૃતરાય, મહિપતિ, મોરો પંત જેવા પ્રેમી કવિ આપી ગયા છે, જે વાત દાસો પંત મુક્તેશ્વર જેવા એકનાથના સમકાલીન વિચક્ષણ સંત કહી ગયા છે અને જે વાતનું સૌથી મોટું પ્રમાણ એ છે કે, સ્વયં એકનાથ મહારાજ પોતે કહે છે, તેને જે અપ્રમાણ કહેવા તૈયાર હોય તેમને નમસ્કાર છે ! સર્વંગત ચિદ્રૂપ પરમેશ્વર સગુણ રૂપમા દર્શન આપે છે, આ વાત અનુભવથી જાણવાની છે, શબ્દોથી સાબિત કરીને બતાવવાની નથી. આ કેમ બને છે અને કેવી રીતે થાય છે એ બતાવવામાં શું છે? જેની દૃઢ ઉપાસના હશે, તેની સમક્ષ તેના ઉપાસ્ય દેવ પ્રત્યક્ષ થશેજ. સંતોનો એજ અનુભવ છે. જેમ અમ પામરોને માટે આ જગત પ્રત્યક્ષ છે, તેજ પ્રમાણે ભક્તોને

માટે ભગવાન પ્રત્યક્ષ છે. સંતોને માટે ભગવાન સદા પાસેજ છે. તેઓ જેવા નિર્ગુણ છે, તેવા સગુણ પણ છે. એક અભંગમાં જ્ઞાનેશ્વર મહારાજે કહ્યું છે કે 'તને તે કેવો કહેવો? સગુણ કે નિર્ગુણ? તું તો સગુણ અને નિર્ગુણ બન્નેજ છે.' આમ કહીને જ્ઞાનેશ્વર મહારાજે સમજાવ્યું છે કે, સ્થૂળ-સૂક્ષ્મ, દશ્યાદશ્ય, વ્યક્તાવ્યક્ત-બધામાં સર્વત્ર એક પરમાત્માજ ઓતપ્રોત છે. પ્રતીતિના બળથી તેને જાણવાનો હોય છે. જે નિર્ગુણ છે, તેના સગુણ હોવામાં મુશ્કેલીજ શી છે? તે સગુણ થઇ શકતો નથી, એમ કહેવું એ તો તેને સર્વશક્તિમાન માનવાનો ઇન્કાર કરવા જેવું છે. તે સર્વાત્મક હોવા છતાં પણ સર્વાત્મકતામાં કંઇ પણ વાંધો આવ્યા સિવાય સગુણ અને સાકાર થઇ શકે છે. જનાર્દન સ્વામીની કૃપાથી દેવગઢ ઉપર એકનાથને જેમણે દત્તાત્રયના રૂપમાં દર્શન દીધાં, જે કાશીમાં કીર્તન કરતી વખતે પ્રગટ થયા, જે અનુષ્ઠાનસમાપ્તિને અવસરે શ્રીકૃષ્ણના રૂપમાં પ્રત્યક્ષ થયા, જે તેમને ત્યાં બાર વર્ષ શ્રીખંડિયાના વેશમાં સેવક બનીને રહ્યા, તે ચરાચરમાં વ્યાપી રહેલા સર્વજ્ઞ, સર્વસાક્ષી અને સર્વગત જગદાત્મા તેમની અપૂર્વ નિષ્ઠાથી તેમની સમક્ષ પ્રગટ થયા. ભગવાન વ્યક્ત છે અને અવ્યક્ત પણ છે; વેદ, શાસ્ત્ર ને પુરાણોએ તેમના ગુણ ગાયા છે અને એકનાથ મહારાજે પોતાનાં આ નેત્રોથી જેમનાં દર્શન કર્યાં તે ભગવાનને એકનાથ હમેશાં પોતાના હૃદયમાં રાખતા હતા ને તેજ ભગવાનને સૌ પ્રાણીઓની અંદર જોતા હતા.





# કાશી ફેરેની યાત્રા અને ગ્રંથો

"તેમણે રામાયણ અને ભાગવત ઉપર વિસ્તારપૂર્વક ગ્રંથો લખ્યા. જો એ દયાનિધિએ એમ ન કર્યું હોત તો જડ જીવો શી રીતે તરી શકત ?" —મોરો પંત

એકનાથ મહારાજનો પહેલો ગ્રંથ થયો 'ચતુઃશ્લોકી ભાગવત.' પહેલાં કહી ગયા છીએ કે, આ ગ્રંથ તેમણે ત્ર્યંબકેશ્વરમાં ગુરુની સમક્ષ રચ્યો. આ પછી તેમણે પૈઠણમાં હસ્તામલક ટીકા, શુકાષ્ટક ટીકા, સ્વાત્મબોધ, ચિરંજીવપદ, આનંદલહરિ, અનુભવાનંદ, મુદ્રાવિલાસ, લઘુગીતા વગેરે આઠ દશ નાના ગ્રંથો લખ્યા. આ સઘળા ગ્રંથો અદ્વૈત-પ્રધાન છે. એમની શૈલી ઘણી સુબોધક તેમજ ચિત્તાકર્ષક છે. આ બધા ગ્રંથો નાથના અનુભવથી રંગાયેલા છે અને આથી એમનો આધ્યાત્મિક વિષય ઘણોજ સુબોધ–સમજી શકાય તેવો બન્યો છે. કીર્તન અને લલિતના અવસરોએ એકનાથ મહારાજના મુખમાંથી જે અભંગ અનાયાસેજ નીકળતા એવા હજારો અભંગોનો તથા એમના સિવાય 'ભજનીઆરૂઢ' નામથી જે એક રચના કરાયેલી છે તેનો ઉલ્લેખ પહેલાં થઇ ગયો છે. નાથના સૌથી વધારે લોકપ્રિય ગ્રંથ 'રુકિમણી સ્વયંવર' અને 'ભાગવત' છે. આ બન્ને ગ્રંથોનું લેખનકાર્ય કાશીમાં સમાપ્ત થયું. એમના સંબંધમાં એક ઘણી મનોરંજક ઘટના છે. છેલ્લો ગ્રંથ ભાવાર્થ રામાયણ છે. આ ગ્રંથ અધુરોજ રહી ગયો, તે તેમના ગાવબા નામના શિષ્યે પાછળથી પૂરો કર્યો. ભાગવત ૨૦,૦૦૦ અને ભાવાર્થરામાયણ ૪૦,૦૦૦ ઓવીઓમાં

છે. તેમના સૌથી મોટા ગ્રંથ આજ છે. રુક્મિણીસ્વયંવર ૧૭૦૦, ચતુઃશ્લોકી ભાગવત ૧૦૦૦ અને બાકી બધા ગ્રંથોમાં ૧૦૦૦ની અંદર ઓવીઓ છે. સંપૂર્ણ ઓવીબદ્ધ ગ્રંથ ૬૫૦૦૦ અને અભંગ ૫૦૦૦ ઉપર છે. સંપૂર્ણ રચના ૭૫૦૦૦ની લગભગ છે અને એનો મોટો ભાગ મરાઠી કાવ્યમાં પ્રથમ કોટિનો આવ્યો છે. રુક્મિણીસ્વયંવર અને ભાગવત તો વિશેષ લોકપ્રિય અને સન્માન્ય છેજ. એકનાથ મહારાજનો આ ભાગવતગ્રંથ તો એટલો સર્વાંગ સુંદર છે કે એની ગણના જગતના સર્વશ્રેષ્ઠ ગ્રંથોમાંજ થઈ શકે છે.

ભાગવતધર્મ–અર્થાત્ ભક્તિપંથના મુખ્ય ગ્રંથ બે છે. એક ગીતા અને બીજું ભાગવત. પાછલાં એક હજાર વર્ષમાં ભારતવર્ષના બધા ભાગોમાં અનેક વર્ણોમાં અનેક સાધુસંતો અવતર્યા અને એ બધાએ ઘણેભાગે આજ બે ગ્રંથોનો મુખ્યત્વે આધાર લઈને ભક્તિપંથનો પ્રચાર કર્યો છે. મહારાષ્ટ્રમાં આ પંથના પ્રથમ પ્રવર્તક શ્રી જ્ઞાનેશ્વર મહારાજ થયા. જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ અને તુકારામ, એ ચાર સ્થંભો ઉપર મહારાષ્ટ્રના ભક્તિપંથની દ્વારકા ઉભી છે. આ સ્થંભો અભંગ છે અને તેથી કાળ પણ તેનો ગ્રાસ કરી શકતો નથી. અથવા આપણે એવી કલ્પના પણ કરી શકીએ કે, પંઢરપુર ભક્તોનું વિશ્વવિદ્યાલય છે અને તેની સાથે જોડાયેલી આળંદી, દેહૂ, પૈઠણ અને ત્ર્યંબકેશ્વરની કૉલેજો (મહાવિદ્યાલયો) છે. વિઠ્ઠલ અર્થાત્ શ્રીકૃષ્ણ અમારા ઉપાસ્ય છે. 'રામકૃષ્ણ હરિ' સર્વનો પ્રકટ મંત્ર છે, બ્રાહ્મણથી તે અંત્યજ સુધીના સર્વ કોઈને આ મંત્રનો ઘોષ કરવાનો અને વિઠ્ઠલપદ પ્રાપ્ત કરવાનો અધિકાર છે. આમાં ઉચ્ચ–નીચ ભાવનો કોઈ પણ પ્રકારનો ભેદ નહિ હોવાથી, અને 'રામકૃષ્ણ હરિ'નો નામઘોષ કરવા સિવાય બીજા કોઈ કામમા સમયનો ઉપયોગ કરવો એ જીવનનો નાશ કરવા જેવું છે, આજ સાર્વત્રિક ભાવના હોવાથી આ પંથમાં મતભેદો અને ઝઘડાઓને માટે કંઇંજ અવકાશ નથી. પોતપોતાનો કામધંધો કરીને સમસ્ત કર્મો

ભગવાનને અર્પણ કરતા રહી પોતે ભગવાનથી અળગા ન રહેવું, એજ આ ભક્તોનો મુખ્ય ધર્મ છે. આવા ઉદાર ધર્મના જે મુખ્ય ગ્રથો મહારાષ્ટ્રમાં છે, તેમાં પણ જે મુખ્ય છે, તેમાં એકનાથ મહારાજના 'ભાગવત' ની ગણના થાય છે. એકનાથ મહારાજનુ ભાગવત એ મૂળ ભાગવતના અગિયારમા સ્કધની ટીકા છે. આ અગિયારમા સ્કંધમાં ભગવાન શ્રીકૃષ્ણે ઉદ્ધવને બ્રહ્મોપદેશ દીધો છે, તેથી એને 'ઉદ્ધવગીતા' પણ કહે છે. ભગવાને અર્જુનને જે ગીતા કહી તે ભગવદ્ગીતાનું રહસ્ય મરાઠી ભાષામાં જ્ઞાનેશ્વર મહારાજે પ્રગટ કર્યું છે, અને એજ ભગવાને ઉદ્ધવને જે ગીતા કહી, તેનું રહસ્ય મરાઠીમાં એકનાથ મહારાજે વ્યક્ત કર્યું છે. 'જ્ઞાનેશ્વરી' અને 'નાથ ભાગવત' એ બન્ને ગ્રથોનો પ્રતિપાદ્ય વિષય એકજ છે. અને શબ્દરચના, વિવેચનપદ્ધતિ, અધિકારયુક્ત બ્રહ્મોપદેશ, ભગવત્પ્રેમ અને પોતે અનુભવેલું બ્રહ્મજ્ઞાન પણ બન્નેમાં તદ્દન એક જેવુંજ છે.

નાથ ભાગવતના પ્રથમ બે અધ્યાય તૈયાર થયા પછી નાથનો એક શિષ્ય તેની એક પ્રત નિત્યપાઠ માટે પોતાની સાથે લઇને કાશી ગયો ત્યાં એક દિવસ મણિકર્ણિકાના ઘાટ ઉપર સધ્યા-વદન પછી તેનોપાઠ કરતા હતા ત્યારે ત્યાંના એક સુપ્રસિદ્ધ છએ શાસ્ત્રને જાણનાર એવા સન્યાસીના શિષ્યે તે જોયુ અને આ હકીકત તેણે ગુરુજીને જઇને કહી સન્યાસી મહાસમર્થ વિદ્વાન હતા અને કાશીમાં તેમની અત્યંત પ્રતિષ્ઠા હતી ભાગવતના અર્થ મરાઠીમાં કરનાર આ વ્યક્તિ કોણ છે ? એમ નાથના શિષ્યને પૂછવામા આવ્યુ ત્યારે તે શિષ્યે શિષ્યોચિત ગુરુભક્તિભાવથી એકનાથ મહારાજનું નામ અને યશ સભળાવ્યાં. એ સાભળીને ભાષાદ્વેષી સન્યાસી ઘણાજ ક્રોધાયમાન થયા અને તેમણે એકનાથને તેડી લાવવા ને પોતાની સામે હાજર કરવા માટે પોતાના બે શિષ્યોને પૈઠણ મોકલ્યા. શિષ્ય પૈઠણમા પહોંચ્યા, એકનાથને મળ્યા અને તેમને સ્વામીજીનો સદેશ સભળાવ્યો. એકનાથે આને શ્રીકાશી વિશ્વ-

નાથનોજ આદેશ માન્યો અને કાશી જવા નીકળ્યા. ઘરની નિત્યપૂજા, પુરાણ, કીર્તન, સદાવ્રત વગેરે બધો ભાર ઉદ્ધવને સોંપી દઇને નાથ મહારાજ પૈઠણથી ચાલ્યા. અત્યંત આગ્રહ કરવા છતાં પણ તેમણે બીજા કોઇને પોતાની સાથે લીધા નહિ; તો પણ ઉદ્ધવે બે શિષ્ય તેમની સેવા-શુશ્રૂષા માટે તેમની પાછળ પાછળ મોકલ્યાજ. નાથ પોતાની સાથે ભાગવતની પ્રથમ પંચાધ્યાયી કાશી લઈ ગયા. કાશી પહોંચીને તેઓ ઘાટને કિનારે એક ધર્મશાળામાં ઉતર્યા. તે સંન્યાસી સ્વામીના ત્રણસો શિષ્ય તેમનું અપમાન કરવા અને જરૂર પડતાં મારપીટ કરવા માટે પણ ત્યાં જઇ પહોંચ્યા; પરંતુ આશ્ચર્યની વાત તો એ બની કે, જે લોકો નિંદા કરતા કરતા અપમાન કરવા આવ્યા હતા, તેઓ એકનાથને જોતાંજ વંદન કરીને સ્તુતિ કરવા લાગ્યા કે, આ તો કોઇ સમર્થ મહાત્મા છે.

એકનાથ મહારાજ માત્ર થોડાક વેદાંતગ્રંથ વાંચીને વેદાન્તી બન્યા હોય એવી વાત નહોતી. સદ્ગુરુના પ્રસાદથી સ્વાનુભવનો રસ ચાખી ચૂકેલા તે આત્મજ્ઞાની મહાત્મા હતા. તેમના મુખમંડળ ઉપર બ્રહ્મજ્ઞાનનું તેજ ઝળકતું હતું. તેમણે પોતાના ભાગવતગ્રંથ (અધ્યાય ૨-૩૬૧) મા કહ્યું છે કે—' ઘરમાં દીવો પ્રગટાવવાથી જેમ ઝરૂખામાં પણ પ્રકાશ જણાય છે, તેજ પ્રમાણે મનમાં જ્યારે ભગવાન પ્રગટ થાય છે, ત્યારે ઇન્દ્રિયોમાં પણ ભજનાનંદ પ્રગટ થવા લાગે છે. શ્રીકૃષ્ણનું તેજ તેમના રોમેરોમમાં પ્રગટ થતું હતું. તેમની અચળ શાંતિ, અનુપમ નમ્રતા વગેરે તેમના બધા ગુણ પણ તેમની સાથે કાશી ગયા હતા ! સંન્યાસી સ્વામી મહારાજના શિષ્યો એકનાથ મહારાજની રહેણી કરણી જોઇનેજ ઠંડા પડી ગયા અને તેમના ગુણ ગાતા ગાતાજ પોતાના ગુરુની પાસે ગયા. ગુરુ ઘણા ક્રોધી હતા, શિષ્યોની વાતો સાંભળીને તેમના ઉપર તેઓ ખૂબ ગુસ્સે થયા. એકનાથ ગૃહસ્થ હોવા છતાં પણ સાચા સંન્યાસી હતા અને સંન્યાસી સ્વામી સંન્યાસી હોવા છતાં

પણ રાગી હતા. તેમણે એકનાથને પોતાના મઠમાં બોલાવ્યા, પરંતુ તેમનું મોં જોયુ નહિ. તેમના અને પોતાના આસનની વચમાં એક પડદો ગોઠવાવી દીધો; તે એટલા માટે કે પાખંડીઓનું મો જોવું ન જોઇએ. પાખંડ શું હતું? એજ કે એકનાથે મહારાષ્ટ્રની ભાષામાં શ્રીમદ્ભાગવતનો અર્થ પ્રગટ કર્યો. પરંતુ આને માટે કેવળ આ સ્વામીનેજ દોષ દેવો એ બરાબર નથી, તે સમયે લગભગ બધા પંડિતો એજ મતના હતા. એકનાથ મહારાજના વિનયપૂર્વકના ભાષણની નમ્રતા–વિનયથીજ એકનાથની અહીં જિત થઈ ગઈ. એકનાથ મહારાજે કહ્યું—

"હે સર્વશ્રેષ્ઠ સ્વામિન્! હુ સદ્ભાવથી આપનાં ચરણોમાં મારૂ મસ્તક નમાવું છું. આપ કૃપા કરીને આ અનાથને દર્શન આપો. મારામાં ભાવ પણ નથી તેમ ભક્તિ પણ નથી, તેમજ જ્ઞાન કે વૈરાગ્ય પણ નથી. હું નથી તો શાસ્ત્ર ભણ્યો કે મેં નથી તો વેદાધ્યયન પણ કર્યું આપની સેવાના પ્રતાપથીજ કંઈક કવિત્વની પ્રેરણા આવી. એથી યથામતિ ભાગવતનો કંઇક ભાગ કહી શકું છું. હજુ એકાદશ સ્કંધના માત્ર પાંચજ અધ્યાય થયા છે. સ્વામિન્! આ પંચાધ્યાયીને સારી રીતે જોઇને એના અર્થનું ધ્યાન કરો. આ જેટલો ગ્રંથ લખાયો છે તેમા આ વ્યાખ્યાનમાં જો કયાય કોઇ દોષ થયો હોય તો પછી એવા ગ્રંથની કંઇ જરૂરજ નથી, એને આપજ મણિકર્ણિકામાં પધરાવી દો."

આ ભાષણથી શ્રોતાઓ તો શુ, સ્વામીજી પણ સંતુષ્ટ થયા. તેમા વિનય તો છેજ પરંતુ સાથે સાથે 'સારી રીતે જોઇને એના અર્થનો ખ્યાલ કરો અને આ વ્યાખ્યાનમા જો કોઈ ઠયાયે દોષ થયો હોય તો એને આપજ મણિકર્ણિકામા પધરાવી દો' આ અધિકારયુક્ત વાણીમા નીતિ પણ છે! આ અત્યંત નીતિજ્ઞાનથી ભરેલું ભાષણ છે. આ ગ્રંથ આપોઆપજ હવે તેની કસોટીએ કસાશે, એ આશાથી એકનાથને ઘણો આનંદ થયો. આલતુ ફાલતુ–ગમે તેવા

લેખકોને આવો આત્મવિશ્વાસ હોઇજ શકતો નથી; પરંતુ એકનાથ પૈઠણના વિદ્વાનોમાં રહેલા અને વૃદ્ધિ પામેલા—આગળ વધેલા તેમજ સ્વયં વિદ્વાન અને શ્રીગુરુપ્રસાદનું ઐશ્વર્ય ભોગવવાવાળા સુસંપન્ન પુરુષ હતા. તેમના મુખમાંથી કોઈ અઘટિત વાત નીકળીજ શકે નહિ, એ વાતનો તેમને પૂર્ણ વિશ્વાસ પણ હતો. નાથનું ભાષણ સાંભળીને સ્વામી કંઇક શાંત થયા. તેમણે પડદો દૂર કરી દીધો અને એકનાથે તેમને વંદન કર્યા. પછી બધાની સંમતિથી એવો નિશ્ચય કરવામાં આવ્યો કે, શ્રીમદ્ભાગવતના જાણકાર એવા દશ વિદ્વાન એકત્ર થાય અને તેમની સમક્ષ સ્વામીના પ્રમુખપદે એકનાથ મહારાજના આ ગ્રંથની પરીક્ષા કરવામાં આવે. આ પ્રમાણે ચાર દિવસ તેમની સભાઓ થઈ. અંતે સ્વામીસહિત બધાના મતથી એ નક્કી થયું કે, ગ્રંથ તદ્દન નિર્દોષ અને પૂરેપુરો પ્રાસાદિક છે. પછી તો તે સ્વામી નાથ ઉપર એટલા બધા પ્રસન્ન થયા કે તેમણે એકનાથ મહારાજને પોતાના મઠમાંજ સ્થાન આપીને આગ્રહપૂર્વક રાખ્યા અને તેમને પ્રાર્થના પણ કરી કે, આપ હવે આ સ્થાનમાં બેસીને આપનો ગ્રંથ પૂરો કરો. નાથને માટે પૈઠણ કે કાશીમાં કંઇજ અંતર નહોતું. આ રીતે કાશીમાં તેમણે ભાગવતનો બાકીનો ભાગ લખ્યો અને છ મહિનામાં ગ્રંથને પૂરો કર્યો. ગ્રંથસમાપ્તિની મિતિ એકનાથ મહારાજે પોતેજ લખી છેઃ–કાર્તક સુદી ૧૫ને સોમવાર શાકે ૧૪૯૫ (સંવત ૧૬૩૦) રુક્મિણી સ્વયંવર ગ્રંથ પણ તેમણે કાશીમાંજ બેસીને લખ્યો. તેની સમાપ્તિનો દિવસ તેમણે રામનવમી શાકે ૧૪૯૩ (૧૬૨૮) આપેલો છે. બન્ને ગ્રંથ 'वाराणसी मुक्तिक्षेत्रे मणिकर्णिकामहातीरे' લખવામાં આવ્યા. આ ઉપરથી જણાય છે કે, એકનાથ મહારાજ કાશીમાં ૨–૩ વર્ષ રહ્યા હશે.

કાશીમાં એકનાથથી ભાગવતનો અત્યંત જયજયકાર થયો. વેર લેવા નીકળેલા સ્વામી તો એકનાથની આગળ શિષ્ય જેવા બનીને રહેવા લાગ્યા. એકનાથની બ્રહ્મનિષ્ઠા

મરાઠી ભાષામાં દાસો પંતના જેટલી ગ્રંથ-સંપત્તિ બીજા કોઇ કવિની નથી. કહે છે કે, એકનાથનો યશ ફેલાયેલો જોઈને દાસો પંત તેમની ઈર્ષ્યા કરવા લાગ્યા. આથી ભગવાન દત્તાત્રેયે એમને શાપ આપ્યો અને આથી તેમના ગ્રંથ બહુ પ્રસિદ્ધિમાં આવ્યા નહિ. નીલોબારાયે પણ એકનાથ મહારાજનું વર્ણન કરતાં દાસો પંતની બાબતમાં લખ્યુ છે કે, એકનાથને બારણે ભગવાનને ચોકીદારના વેશમાં જ્યારે દાસો પંતે જોયા ત્યારે તેમનુ ‘ અભિમાન ’ નાશ પામ્યુ ! આથી પણ જણાય છે કે ઈર્ષ્યાવાળી વાતના મૂળમાં કંઈક તથ્ય છે. ગમે તેમ હો પરતુ પાછળથી એકનાથ મહારાજની બાબતમાં તેમનુ મન અત્યંત નિર્મળ થયુ અને તેમણે તેમની સ્તુતિનાં પદ્ય પણ લખ્યા. એક પદ્યમાં તેમણે પણ લખ્યુ છે કે, ભગવાન એકનાથના દ્વારપાળ બન્યા આ ચમત્કારે દાસો પંતને ચકિત કરી દીધા. દાસો પતને પોતાને ભગવાનનો સાક્ષાત્કાર થયો છે, એ વાતનુ અભિમાન હતું. ભગવાન એકનાથ મહારાજને ત્યાં દ્વારપાળ બનીને ઉભા રહ્યા. આથી તેમનુ આ અભિમાન નષ્ટ થયુ. ગમે તેમ હો, પરંતુ એ તો નિઃસંદેહજ છે કે, આ દત્ત-ભક્તનું આ અભિમાન થોડાક સમય પછી નાશ પામ્યુ અને દાસો પંત તથા એકનાથ સમાનપદે સ્થપાયા. એકનાથ અને દાસો પંત જ્યારે પહેલા મળ્યા, ત્યારે તે નાની ઉમરના હતા. તે સમયે અને આ બનાવ પછી એ બન્ને દત્તના ઉપાસક સંત-કવિ અનેક વાર એકબીજાને મળ્યા છે અને બન્નેને એકાંતમાં વાતો થઇ છે.

આ બનાવને થોડાક વર્ષ વીત્યા પછી એકનાથ મહારાજની ઇચ્છા પંઢરપુરની યાત્રા કરવાની થઇ. નાથ પાસેથી શિક્ષણ પામેલા ઉદ્ધવે તે શિક્ષા અનુસાર બધું કામ સંભાળવાનુ સ્વીકાર્યું અને એકનાથ મહારાજ ઉત્સવપૂર્વક પઢરપુરની યાત્રાએ નીકળ્યા. આસપાસના સેંકડો ભક્તો ‘પણ તેમની સાથે નીકળ્યા એક તો એકનાથ મહારાજનો સત્સંગ અને બીજું પાંડુરંગ ભગવાનના દર્શન, આવા અ

પૂર્વ યોગથી અત્યંત ઉત્સાહિત થઇને માર્ગમાં અનેક ભક્તો તેમની સાથે થયા. આ ભક્તોની સંખ્યા વધતીજ ગઇ. તે એટલે સુધી કે જ્યારે એકનાથ મહારાજ પંઢરપુરની પાસે પહોંચ્યા ત્યારે તેમની પાછળ જાણે માનવસમુદ્રજ ઉભરાયો હતો ! માર્ગમાં સારી રીતે વિઠ્ઠલભજન ચાલતું હતું. ચારે બાજુએ ધજા–પતાકાઓના સમૂહ દેખાતો હતો. પંઢરપુર નજીક પહોંચતાંજ પંઢરપુરનાં હજારો મનુષ્યો તેમના સત્કારને માટે આવ્યાં અને વાજતેગાજતે ઘણા ઠાઠમાઠથી એકનાથ મહારાજને વસ્તીમાં લઈ ગયા. ચંદ્રભાગામાં સ્નાન, પુંડલીકનાં દર્શન, ગામની પ્રદક્ષિણા, એ બધું એકનાથ મહારાજે પૂરેપુરૂં કર્યું. શ્રીવિઠ્ઠલનુ શ્યામ સગુણરૂપ એકનાથના હૃદયમાં હમેશાં રમ્યાજ કરતું હતું, પરંતુ જે અંદર હતું તેજ બહાર જોઇને તેમના હૃદયમાં પ્રેમનો સમુદ્ર ઉભરાઈ આવ્યો. ગરુડપારની આગળ તેમનાં ચાર કીર્તન થયાં. એક દિવસ કીર્તનમાં ભાનુદાસનો પ્રસંગ નીકળ્યો. તે સમયે ભક્તિના આનંદની જાણે વૃષ્ટિજ થવા લાગી. જેમણે માત્ર એકનાથનું શુભ નામજ સાંભળ્યું હતું તેમનાં નેત્ર અને કાન આજે કૃતાર્થ થઇ ગયાં. ભાનુદાસનું પ્રેમપૂર્ણ ચરિત્ર તેમનાજ પ્રપૌત્ર પાસેથી સાંભળીને શ્રોતાઓની ચિત્તવૃત્તિ તલ્લીન થઇ ગઈ.

પઢરીનાથ ભગવાન શ્રીવિઠ્ઠલનું કીર્તન કરતાં કરતાં એકનાથ મહારાજના મુખમાંથી સેંકડો પ્રાસાદિક અભંગો આપોઆપજ નીકળી પડયા. તેમાંના કેટલાકનો ભાવાર્થ આ નીચે આપીએ છીએ—

(૧)

“ આ મહાન ક્ષેત્રની રચના જોઇ. જોયું કે એ તો સાક્ષાત્ પૃથ્વી ઉપરનું વૈકુંઠ છે. તીર્થો અને દેવતાઓનો આવો સર્વોત્તમ સમાગમ બીજે કયાય પણ નથી. પંઢરપુર તો મારેમાટે અનન્ય તીર્થધામ છે, કેમકે અહીં શ્રીવિઠ્ઠલની મૂર્તિનાં દર્શન કરતાંજ સદ્‌ગુરુ શ્રીજનાર્દન–ધામમાં સુખપૂર્વક વિશ્રાંતિ મળી. ”

(૨)

"મહાન આશા રાખીને અહીં સુધી આવ્યા. પંઢરપુર જોતાંજ પાવન થઇ ગયા અને ગરુડધ્વજનાં દર્શન કરતાં આ જન્મનુ કાર્ય સફળ થઇ ગયુ. ભીમાને કિનારે શ્રીવિઠ્ઠલ-મૂર્તિ જોઇને એકા જનાર્દનમાં વિશ્રાંતિ મળી ગઇ."

(૩)

"અનંતના ગુણ અપાર અનંત છે. શ્રુતિશાસ્ત્ર પણ તેનો પાર પામતાં નથી. એ અનંત ભગવાન અહીં ઇંટ પર ઉભા છે, કેડ ઉપર હાથ રાખેલો છે અને કરુણાદષ્ટિથી ભક્તોના તરફ જોઇ રહ્યા છે."

(૪)

વિઠ્ઠલનું નામ એ ખુલ્લો મંત્ર છે, વાણીથી હમેશાં આ નામને જપો. આથી અનંત જન્મોના સંસારમાં જો આવ્યા છો તો નિરંતર વિઠ્ઠલનું નામ લેવામાં જરા પણ આળસ ના કરો. આથી સાધન સધાશે, ભવ-બંધન તૂટી જશે. વિઠ્ઠલના નામના જપ કરો. એકનાથ જનાર્દનમાં રહીને ઉઠતાં બેસતાં, ઉંઘતાં-જાગતાં, રાત-દિવસ વિઠ્ઠલના નામનો જપ કરે છે."

(૫)

"પ્રેમથી હરિનામ ગાઓ. પ્રેમથી કીર્તનરંગમાં મસ્ત થઇને નાચો. આથી તરશો, તરશો, સંસારથી તરી જશો; એમાં કોઇ બીજી વાત નથી. એકા જનાર્દનની ભક્તિનુ એ સ્વધામ છે. એનાથી ક્ષણુમાત્રમાં તરી જશો."

શાકે ૧૫૦૫ માં એકનાથ મહારાજ આળંદી પધાર્યા. એક દિવસ મહારાજના ગળામાં સૂજી આવ્યું અને દર્દ થવા લાગ્યું. ઘણીએ દવાઓ કરવા છતાં સોજો ઓછો થયો નહિ. ત્રીજે દિવસે સ્વપ્નમાં જ્ઞાનેશ્વર મહારાજે દર્શન દઇને તેમને કહ્યું કે "મારા ગળામાં અજાન વૃક્ષના× મૂળને

× જ્ઞાનેશ્વર મહારાજની સમાધિ ઉપર જે અજાન નામનું એક પિપળાનું ઝાડ છે, તે જ્ઞાનેશ્વર મહારાજનુંજ રોપેલું બતાવવામા આવે છે.

ફાંસો પડયો છે. તે તમે પોતે ત્યાં આવીને દૂર કરો. આથી તમારા ગળાની પીડા દૂર થશે." એટલે પોતાની સાથે ભક્તસમુદાયને લઇને કીર્તન કરતા કરતા એકનાથ મહારાજ આળંદી પહોંચ્યા.

નાથ આળંદી પહોંચ્યા, ત્યારે ત્યાં વસ્તી નહોતી. ચોતરફ ગાઢ જંગલ હતું, લોકો ત્યાં જતાં ડરતા હતા. આળંદીમાં શ્રી સિદ્ધેશ્વરનું સ્થાન અત્યંત પ્રાચીન છે. ત્યાં તે સમયે દિવ્ય તપોવન હતું. સાથેના લોકોને બહારજ બેસાડીને જ્ઞાનેશ્વર મહારાજની સમાધિની તપાસ કરવા એકનાથ મહારાજ એકલાજ તે વનમાં દાખલ થયા. સમાધિની પાસે અજાનવૃક્ષ હતું. દૂરથી તે તેમણે જોયું. ત્યારે તેમને અત્યંત આનંદ થયો. સમાધિમંદિરનું બારણું ઉઘાડીને તેઓ અંદર ગયા. "સ્વાભાવિક વજ્રાસન લગાવીને ત્યાં જ્ઞાનદેવ મહારાજ વિરાજી રહ્યા છે. એવું તેજઃપુંજ દિવ્ય સ્વરૂપ છે, કે જેની કોઇ ઉપમાજ આપી શકાય નહિ." (ભક્તવિજય અ૦ ૪૯-૧૬૭) શ્રીજ્ઞાનેશ્વરનાં દર્શન થતાંજ એકનાથે તેમનાં ચરણોમાં દંડવત્ પ્રણામ કર્યા. કેશવકૃત નાથ ચરિત્રમાં લખ્યુ છે કે, ત્યાં જ્ઞાનેશ્વર મહારાજની સાથે એકનાથ મહારાજ ત્રણ દિવસ અને ત્રણ રાત એકાંતમાં રહ્યા. આ એકાંતમાં કેવો બ્રહ્માનંદસમુદ્ર ઉલસાયો હશે, તેની કલ્પના વિષયરૂપી કાદવમાંના દેડકા જેવા આપણે પામર માનવીઓ શું કરી શકીએ? એક તો એકનાથ પોતેજ પૂર્ણ પુરુષ હતા. બીજું અજાનવૃક્ષનું મૂળ મસ્તકમાં લાગવાને બહાને શ્રીજ્ઞાનેશ્વર મહારાજે તેમને સાક્ષાત્ દર્શન દીધાં અને એવી આજ્ઞા પણ આપી કે, જ્ઞાનેશ્વરીનો પ્રચાર કરો. નાથ જ્યારે સમાધિમંદિરની બહાર આવ્યા, ત્યારપછી લોકોએ તેનું પ્રવેશદ્વાર પાછું પથ્થર મૂકીને ચૂનાથી બંધ કરી દીધું. આ ઘટના શાકે ૧૫૦૫ ના જેઠ માસમાં બની. આળંદીમાં નાથ એકાદશી સુધી રહ્યા. તે દિવસે તેમણે કીર્તન કર્યું. નાથની સાથે ઘણા માણસો હતા. બધાને માટે સીધા-પાણીનો બંદોબસ્ત

કરવો મુશ્કેલ થયો, ત્યારે આ માયા તો જુઓ કે ભગવાને એક લિંગાયતના વેશમાં આવીને ત્યાં એક દુકાન ખોલી દીધી. બારશને દિવસે જેમને જેટલું સીધું જરૂરી હતું તેટલુ તેને તે દુકાનેથી મળી ગયું. કોઇને પૈસા આપવા પડયા નહિ. તે દુકાનદારે કોઈની પાસેથી પૈસા લીધાજ નહિ. કહ્યુ કે 'એકનાથ સમર્થ છે, તેમની પાસે હુ બધો હિસાબ સમજી લઈશ.' જ્યારે એકનાથ બધા માણુસોની સાથે ત્યાંથી નીકળવાના થયા, ત્યારે તે લિંગાયત અકસ્માત્ અંતર્ધાન થઇ ગયો. આ ઘટનાનું વર્ણુન એકનાથ મહારાજે પોતેજ બે અભંગોમાં કર્યું છે. આળંદીમાંજ રહીને એકનાથે ચારે ભાઈ–બહેનો ઉપર અભંગ રચ્યા અને આળંદીના મહિમાનુ વર્ણુન કરતા કરતાં કહ્યુ છે કે "અહીંનાં ઝાડ અને પથથરો પણુ દેવતા છે." આ સ્થાનના મહિમા સંબંધી એકનાથ મહારાજે સ્પષ્ટજ કહ્યુ છે કે "અજાનવૃક્ષનાં પાન ખાઇને આળંદીમાં બેસીને જે એકવીસ વાર જ્ઞાનેશ્વરીનું પારાયણુ કરશે તેને તરતજ જ્ઞાનપ્રાપ્તિ થશે"

નાથ જ્યારે પૈઠણુમાં પાછા ફર્યા, ત્યારે આવીને તરતજ તેમણે જ્ઞાનેશ્વરીનુ સંશોધનકાર્ય શરૂ કર્યું. લેખકો અને વાચકોની ભૂલથી જે કંઇ અશુદ્ધિઓ અને અસંબદ્ધ પાઠો તેમાં દાખલ થઈ ગયા હતા, તે તેમણે કાઢી નાખ્યા અને જ્ઞાનેશ્વરીની શુદ્ધ હસ્તપ્રત તૈયાર કરી. જ્ઞાનેશ્વરીના સંશોધનનું આ કાર્ય શાકે ૧૫૦૬ તારણુ નામના સંવત્સરમાં સમાપ્ત થયું. એકનાથ મહારાજના સમયમાંજ પૈઠણુમાં મૌલાના રૂન નામના એક મુસલમાન ઓલિયા–સંત હતા. તેઓ ઘણાજ વિરક્ત, જ્ઞાની અને સ્વાનુભવસંપન્ન મહાત્મા હતા. એક દિવસ એકનાથ મહારાજ સંધ્યા સમયે મસ્જિદ પાસેથી જતા હતા, ત્યારે તેમણે આ ઓલિયાને જોયા. તેઓ એક શાલને થીગડાં દેતા હતા. એકનાથે તેમને પૂછ્યું કે, આ આપ શું કરી રહ્યા છો? તેમણે જવાબ આપ્યો કે "મેં સાંભળ્યું છે કે

એકનાથ જ્ઞાનેશ્વરીમાં સુધારા-વધારા કરીને થોડી ઘણી પોતાની બનાવેલી ઓવીઓ તેમાં ઉમેરી દેનાર છે. હું આ શાલમાં થીગડાં દઈને જોઉં છું, કે તે જ્ઞાનેશ્વરી કેવી થશે !" આ સાંભળતાંજ એકનાથ મહારાજે પોતાનો એ સંકલ્પ તજી દીધો અને બધાને માટે એવો નિયમ કરી દીધો કે, જ્ઞાનેશ્વરીની દિવ્ય વાણીમાં કોઇ પણ પોતાના શબ્દો ભેળવવાનો પ્રયત્ન ન કરે. ભક્ત-કથામૃતસારમાં આ કથા આપેલી છે. અને કહે છે કે, આ વાત મૌલાના રૂને લખેલા કોઈ ઊર્દુ ગ્રંથમાં પણ આપવામાં આવી છે.

એકનાથ મહારાજનો છેલ્લો ગ્રંથ ભાવાર્થ રામાયણ છે. આ ગ્રંથ ઘણો મોટો છે. આ ગ્રંથના ઇતિહાસની સાથે એકનાથના ગાંડા જેવા શિષ્ય ગાવબાની કંઇક હકીકત આપવી જરૂરી છે. એમના રામાયણમાં પણ બીજાં રામાયણોની પેઠે સાત કાંડ છે. એના પહેલા પાંચ કાંડ અને યુદ્ધકાંડના ૪૪ અધ્યાય એકનાથ મહારાજના લખેલા છે. યુદ્ધકાંડ પછીના અધ્યાય અને આખો ઉત્તરકાંડ ગાવબાનો લખેલો છે. આ ગ્રંથ પણ મુખ્યત્વે આધ્યાત્મિક છે. અધ્યાત્મરામાયણમાં ઇતિહાસનો ભાગ કઇંક ઓછો છે, પરંતુ આ ભાવાર્થ રામાયણમાં એકનાથ મહારાજે અનેક ગ્રંથોના આધાર ઉપર પુષ્કળ ઐતિહાસિક વર્ણન આપ્યું છે અને તે સંપૂર્ણ વર્ણન અધ્યાત્મતંતુઓથી વણેલુ છે. રામકથા અને બ્રહ્મકથા અથવા ઇતિહાસ અને અધ્યાત્મ બન્ને વિષયનો લાભ આ ગ્રંથના વાચકને એકસાથે મળે છે. વાલ્મીકિ રામાયણ, આનંદ રામાયણ, યોગવાસિષ્ઠ વગેરે સંસ્કૃત ગ્રંથોમાંથી એકનાથ મહારાજે આ ગ્રંથમા અનેક આધારપ્રસંગો લીધા છે, પરંતુ ગ્રંથરચનાની શૈલી અને ઝલક કંઇ જુદીજ છે. આ રામાયણમાં પગલે પગલે અધ્યાત્મ વિચારોની અને નાથ મહારાજના ગ્રંથોમાં ખાસરૂપે દેખાતાં રૂપકોની ભરતી હોવાથી રામચરિત્ર અને બ્રહ્મજ્ઞાન જાણે કાવ્યના મનોહર ઉદ્યાનમાં એકબીજાને ભેટયાં હોય તેમ લાગે છે. પ્રત્યેક કથા અધ્યાત્મલક્ષ્યની દૃષ્ટિથી

લખેલી છે. જગતના ઉદ્ધારનાં કાર્યો કરનારા કોઈ પણ પરોપકારી બ્રહ્મનિષ્ઠ પુરુષ રામાયણની પ્રશંસા કરી શકે તેવુંજ આ રામાયણ છે. વર્ણન અત્યંત સરસ અને હૃદયગ્રાહી તથા પ્રાસાદિક છે. ભગવાન રામચંદ્રની કથા અને પરમાર્થ બન્નેનાં એકસાથે દર્શન કરવાની જેમને ઇચ્છા હોય, તેમનેમાટે ભાવાર્થરામાયણ જેવો બીજો ગ્રંથ નથી. આ ગ્રંથ એકનાથના હાથે પૂરો થયો નથી, એ વાત બરાબર છે, પરંતુ તેમનીજ આજ્ઞા અને લોકોના આગ્રહથી તેમનાજ શિષ્ય ગાવબાએ એ પૂરો કર્યો. આ ગ્રંથ લખવાની પ્રેરણા એકનાથ મહારાજને કેવી રીતે થઇ અને તે તેમણે કેવી રીતે લખ્યો, એ સંબંધમાં એકનાથ મહારાજે પોતેજ એજ ગ્રંથના ચોથા અધ્યાયમાં પોતાનો અનુભવ આ પ્રમાણે લખ્યો છે—

"તમે (આ રામાયણના) વક્તા કયાંથી બની ગયા? એમ જો કોઇ પૂછે તો તે માટે જેવું છે તેવુંજ કહી દઉં છું. શ્રોતાઓ સાવધાન થઈને સાંભળો. મૂળ (રામાયણ) જે સંસ્કૃત ભાષામાં છે તેનાથી હુ તદ્દન કોરો–અજાણ છું. મૂર્ખતા સિવાય મારી પાસે બીજું છેજ શું? એવા આ મૂર્ખના મુખેથી ભગવાન રામેજ આ કથા કહેવડાવી છે. તેમણે પ્રેરણા કરી (રામાયણ લખવાની) પરંતુ મેં (લખવાનુ) સાહસ કર્યું નહિ. ત્યારે સ્વપ્નમાં આવીને ભગવાને રામાયણ કહી અને ગ્રંથનુ પૂરૂ રહસ્ય બતાવી દીધું. જાગ્યા પછી રામકથા સામે પ્રગટ થઈ. કોઇ વાત મારા મનની ખરાબીને લીધે હું કંઇની કઇ સમજી લેતો તો રામ તેને ઠીક કરી દેતા. આડી અવળી વાતો કરતાં કરતાં પણ તેમાંથી રામની કથાનીજ વાતો થવા લાગી રામે એવો પીછો પકડયો કે દૃષ્ટિ રામાયણમાંજ ચોંટી ગઇ. એવી અવસ્થામાં પણ મેં એજ વિચાર્યું કે, રામાયણ ના લખું, પરંતુ રામ અહંકારના મસ્તક પર સવાર થયા અને તેમણે પોતાની સત્તાથી–બળજોરીથી પોતાની કથા મારી પાસે કહેવડાવી.

આ રીતે રામ કોઈની પાસે બળજોરીથી લખાવે

એવો અવસર આવા કોઇકજ ગ્રંથકારને પ્રાપ્ત થતો હશે. જાગ્રત દશામાં રામકથા સામે રમ્યા કરતી હોય, સ્વપ્નમાં રામચરિત્ર પોતાની સામે નૃત્ય કરતું હોય, સામાન્ય વાતચીતમાં પણ રામકથાજ આગળ આવે; આ પ્રમાણે રામ એકનાથની પાછળ લાગ્યા અને એમની દૃષ્ટિજ રામાયણમય કરી દીધી; છતાં પણ એકનાથ કહે છે કે, મારી હઠ તો એજ રહી કે હું રામાયણ નહિ લખું, ત્યારે તો રામજ મારા હુંપણા ઉપર ચઢી બેઠા. પછી હુંપણું ક્યાં રહ્યું ? ત્યાં તો રામ આવી ગયા ! આ રીતે જબરજસ્તીથી આ કથા તેમણે એકનાથ દ્વારા કહેવડાવી. આ બળજબરીની ફરિયાદ એકનાથ ક્યાં ને કઇ અદાલતમાં લઇ જાય ? રામથી વિશેષ કોઇ ન્યાયમંદિર નથી ! આથી તેમણે રામાયણ લખવાનો સ્વીકાર કર્યો. પરંતુ તેમણે રામ પાસેએક શરત કરાવી લીધી. તેમણે રામને કહ્યું કે "તમારી આવી બળજોરી છે, તો એમજ સમજી લેજો કે, આ કથામાં જે કોઇ ભૂષણ યા દૂષણ આવે તેના જવાબદાર તમેજ છો, હું નહિ; મારે તેની સાથે કંઈ લાગતું વળગતું નહિ રહે ! કર્તા હું નહિ; સ્વયં શ્રીરામ જ્યારે કર્તા થઇ ગયા, જ્યારે મારું હુંપણું તેઓ પોતેજ બની ગયા, ત્યારે પછી મારું તો કશુંજ રહ્યું નહિ. આ ગ્રંથની ગમે તો કોઈ નિંદા કરે કે એને વંદન કરે, બન્નેય મારે માટે બ્રહ્મમૂર્તિ છે. આ શ્રીગુરુ જનાર્દનની બતાવેલી યુક્તિ છે........" આમ કહીને એકનાથ મહારાજે જાણે અહીં એમ પણ વ્યક્ત કરી દીધું કે, હું કોઇ ગમે તેવા ગુરુનો ચેલો નથી.

એકનાથ મહારાજનું આ ભાવાર્થ રામાયણ જ્યારે યુદ્ધકાંડના ૪૪ મા અધ્યાય સુધી લખાઇ ચૂક્યુ, ત્યારે તેમના મહાપ્રસ્થાનનો સમય આવ્યો. શ્રોતાઓને ગ્રંથ અધુરોજ રહી જશે એ વાતનુ ઘણું દુઃખ થયું. કૃષ્ણદાસ નામના એક રામાયણલેખક એકવાર એકનાથ મહારાજની પાસે આવ્યા હતા, તેમનું યુદ્ધકાંડ સમાપ્ત થવામાં ૧૧ દિવસની વધારે જરૂર હતી અને મૃત્યુ તો આવી લાગ્યુ હતું. એક-

નાથ મહારાજે તેમના મૃત્યુનો સમય ૧૧ દિવસ વળી વિશેષ લંબાવરાવ્યો અને તેમનો ગ્રંથ પૂરો કરાવ્યો. શ્રોતાઓને આ વાતની ખબર હતી. એનું તેમણે એકનાથ મહારાજને સ્મરણ કરાવી દીધું અને ભાવાર્થ રામાયણ લખીને પૂરૂ થતા સુધી પોતાનો મૃત્યુકાળ આગળ લંબાવવાની વિનંતિ કરી. પરંતુ એકનાથ મહારાજે કાળને છેતરવાનો ઇન્કાર કર્યો. રામાયણ લખવાની શરૂઆત કરતાં તેમણે કંઇ પણ હુંપદ ના રાખ્યું, તો પછી તેને પૂર્ણ કરવાની ચિંતા તેમને શા સારૂ હોય? તેમણે કહ્યું કે, કાળને સજા કરીને ગ્રંથ સમાપ્ત કરવાનું કંઇજ કારણ નથી. તેમ છતાં પણ અનેકોએ અત્યંત આગ્રહ કર્યો કે, ગ્રંથ તો સંપૂર્ણ થવોજ જોઇએ. ત્યારે એકનાથ મહારાજે ગાવબાને પોતાની સામે બોલાવ્યા અને તેમને ગ્રંથ પૂરો કરવાની આજ્ઞા આપી. ગાવબા એકનાથ મહારાજને ત્યાંજ રહેતા હતા, તેમનાજ એક શિષ્ય હતા, લોકો તેમને મૂર્ખ અને તદ્દન ગાંડા ગણતા હતા. તેમનાથી ગાયત્રી મંત્રનો બરાબર ઉચ્ચાર પણ થતો નહોતો. આથી જ્યારે એકનાથ મહારાજે તેમની પાસે ગ્રંથ પૂરો કરાવવાની વાત કરી, ત્યારે લોકોએ માન્યું કે, આ તો વિનોદ કરે છે એને પૂરણ–પોળી ખાવાની બહુ ગમતી. બાળપણની એક વાત છે કે, તે પોતાની માતા પાસે ખૂબ હઠ કરવા લાગ્યો કે બસ, મને આજ ને આજ પૂરણ–પોળી ખવડાવ માએ એને કહ્યું કે "જા પૈઠણ, ત્યાં એકનાથ સાધુ રહે છે, તેમને ત્યાં જઇને રહે તો રોજ પૂરણ–પોળી મળ્યા કરશે." આ સાંભળતાંજ છોકરો ત્યાંથી ઉઠયો, ચાલીને તે પૈઠણ પહોંચ્યો અને ત્યાં એકનાથ મહારાજને ઘેર ગયો. એકનાથ મહારાજે ગિરિજાબાઇને કહ્યું કે, હરિ પંડિતની પેઠે આને પણ સંભાળજો. ત્યારથી એ પંદર વર્ષસુધી એકનાથ મહારાજને ઘેરજ રહ્યો હતો. જ્યારે એને એકનાથ મહારાજ મંત્રોપદેશ કરવા લાગ્યા ત્યારે એણે કહ્યુ કે "આ બધું મને ના બતાવો, હુ તો 'એકનાથ' એ નામ સિવાય બીજા



# પૂર્ણાહુતિ

"મહાન વૈભવશાળી, વયોવૃદ્ધ અને મહામહિમાવાન આખરે મૃત્યુ માર્ગેજ ચાલ્યા ગયા બધા ચાલ્યા ગયા, પરંતુ જેઓ સ્વરૂપાકાર બન્યા–આત્મજ્ઞાની બન્યા તેઓજ રહ્યા" (દાસબોધ, દ. ૩. સ. ૯)

એકનાથ અને ગિરિજાબાઈને ત્રણ સંતાન થયાં પ્રથમ સંતાન ગોદાવરી નામની કન્યા થઈ. તેના પછી હરિ નામનો પુત્ર થયો અને છેવટે પછી ગંગા નામની કન્યા થઈ. ગોદાવરીનો વિવાહ પૈઠણમાંજ ચિંતો પંત નામના વિદ્વાન ને શીલવાન ગૃહસ્થ સાથે થયો. ચિંતો પંત પહેલાં કંઈક વિષયાસક્ત હતા, પરંતુ પાછળથી શ્રીનાથના સત્સંગથી સુધરી ગયા અને દત્તાત્રયની ભક્તિ કરવા લાગ્યા. ગોદાવરીનું સાસરીમા રાખેલુ નામ ગંગા હતું અને નાથ તેને બાળપણથીજ ગમ્મતમા 'લીલા' કહ્યા કરતા હતા. ચિંતો પંતનું બીજું નામ વિશ્વંભર હતું. એજ લીલા અને વિશ્વંભરના પુત્ર સુપ્રસિદ્ધ કવિ મુકતેશ્વર થયા–અર્થાત્ મુક્તેશ્વર એકનાથના દૌહિત્ર હતા. તેમણે જે ભારતગ્રંથ લખ્યો તેમાં 'માતૃજનક જનાર્દનમાં એકનાથ' કહીને એકનાથને વંદન કર્યું છે. તેમનું ઉપનામ મુદ્‌ગલ, ગોત્ર અત્રિ અને શાખા ઋગ્વેદની આશ્વલાયન હતી. મુકતેશ્વરની કવિતા સર્વત્ર પ્રસિદ્ધ થઈ. તેમણે રામાયણ, ભારત અને ભાગવત ઉપર ગ્રંથો લખ્યા એ ગ્રંથોમા લીલા–વિશ્વંભરનું વારંવાર સ્મરણ કરીને તેમણે માત–પિતાને વંદન કર્યાં છે. તેમણે પોતાનો ઉલ્લેખ પણ 'મુદ્‌ગલ ચિંતામણિસુત લીલા–વિશ્વંભર' કહીને કર્યો છે. મુદ્‌ગલોના કુલદેવ કોલ્હાપુરની જગદંબા અને સોનારીના ભૈરવનાથ છે. મુકતેશ્વરને તેમના

પિતા પાસેથીજ દત્તની ઉપાસનાની દીક્ષા મળી હતી.

મુક્તેશ્વર જન્મ્યા ત્યારથી મૂંગા હતા, તેમના તરફ જોઇને લીલાવતી દુઃખથી રોયા કરતી હતી. એક વાર તેણે પિતા પાસે હઠ લીધી. એટલે એકનાથ મહારાજે મૂંગા મુક્તેશ્વરના મસ્તક ઉપર હાથ મૂકીને તેની વાણી ખોલી દીધી અને આશિષ આપી કે 'એ મહાકવિ થશે.' 'मूकं करोति वाचालं' જેવું સ્વાભાવિક સામર્થ્ય એ મહાત્મામાં હતું. આ પ્રમાણે પોતાના ત્રિભુવનવિજયી પિતાએ પોતાની હઠ પૂરી કરેલી જોઇને લીલાવતીને અપાર આનંદ થયો. મુક્તેશ્વરને બાળપણમાં એકનાથ મહારાજનો સત્સંગ પ્રાપ્ત થયો હતો. આગળ જતાં મુક્તેશ્વર અતિમહાન પ્રાસાદિક કવિ અને દત્તના ઉપાસક થયા. તેમની રચેલી અનેક આરતીઓ અને કવિતાઓમાં એકનાથના વિષયમાં તેમનો પૂજ્યભાવ વ્યક્ત થયો છે. ચિંતામણિ મુદ્દગલની સમાધિ પૈઠણમાં એકનાથ મહારાજના ઘરની પાસેજ છે અને ત્યાં 'નાથના જમાઇની સમાધિ'ના નામથી પ્રસિદ્ધ છે. મુક્તેશ્વર કુરૂંદવાડની પાસે પંચગંગાને કિનારે તેરવાડ ગામમાં સમાધિસ્થ થયા. તેમના પ્રપૌત્ર મુક્તેશ્વર બુવાના નામથી પ્રસિદ્ધ થયા, એમને કોલ્હાપુરના શંભુ છત્રપતિએ શાકે ૧૬૪૯માં એક અને ફરીથી શાકે ૧૬૮૦માં બીજી, આમ બે સનદો તેરવાડ ગામના ઇનામની આપેલી છે. તેરવાડના હાલના જમીનદાર લીલા–વિશ્વંભરસુત મુક્તેશ્વરના વંશજ છે. એકનાથ મહારાજની પ્રથમ કન્યાના સંબંધમાં આ સંક્ષિપ્ત વિવરણ થયું. તેમની બીજી કન્યા ગંગાને કર્ણાટકમાં પરણાવવામાં આવી હતી, તેને મુંડાજી નામનો પુત્ર થયો. એમના સંબંધમાં આથી વધારે કોઇ વિવરણ મળ્યુ નથી. હવે એકનાથ મહારાજના પુત્ર હરિપંડિત તરફ જઇએ.

શ્રીહરિ પંડિત મહા વિદ્વાન અને બુદ્ધિશાળી હતા. નાની ઉંમરમાંજ તેમણે છએ શાસ્ત્રોનું અધ્યયન પૂરૂં કર્યું અને વિદ્વાનોમાં માન_પામ્યા. એમને એકનાથ મહારાજની

રીત પસંદ નહોતી; અને સંસ્કૃત ભાષાનું ભારે અભિમાન હતું તેમજ પિતા મરાઠીમાં ગ્રંથ લખતા, મરાઠીમાંજ કીર્તન અને પ્રવચન કરતા તથા પ્રાકૃત–સામાન્ય માણસોનોજ સંગ–સાથ કરતા, એ વાત ગૌરવભરી લાગતી નહોતી. એકનાથ મહારાજ તેમને પૂછતા કે 'સંસ્કૃત વાણી તો દેવતાઓએ બનાવી પરંતુ પ્રાકૃત શું દસ્યુઓએ (લૂંટારા, ચોર, રાક્ષસોએ) ઉત્પન્ન કરી છે? તેઓ તેમને સમજાવતા કે 'ભગવાનને વાણીનું કંઈજ અભિમાન નથી, સંસ્કૃત કે પ્રાકૃત, બન્ને તેમને માટે સમાન છે; હા, જે વાણીથી બ્રહ્મકથન થાય છે તેનાથી તે સંતોષ પામે છે.' પ્રાકૃત–સામાન્ય માણસોના ઉદ્ધાર માટે જે ગ્રંથો લખવામાં આવે અને જે કથાનિરૂપણ–વ્યાખ્યાન થાય તે પ્રાકૃતમાંજ (લોક ભાષા)માંજ થવા જોઈએ, આ વાત તેમણે પોતાના ભાગવત ગ્રંથમાં અનેક જગાએ લખી છે. હરિ પંડિત સંસ્કૃત ભાષાના અભિમાનથી પ્રાકૃતને હલકી દર્શાવતા ત્યારે એકનાથ મહારાજ જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ વગેરે ગ્રંથ તેમની આગળ મૂકીને તેમને પૂછતા હતા કે ઠીક, તો કહો કે આ ગ્રંથ સંસ્કૃત ભાષાના ગ્રંથોથી કઈ બાબતમાં ઉતરતા છે? નાથ સંસ્કૃતને પૂરેપુરૂ માન આપતા હતા, પરંતુ મરાઠી ભાષા ઉપર પણ તેમને ઘણોજ પ્રેમ હતો. તેમનો સિદ્ધાન્ત હતો કે, જે વાણીમાં હરિકથા પ્રત્યે પ્રેમ છે, તેજ વાણી સરસ છે. તેઓ સાચા ભાગવત, પૂર્ણ અનુભવી અને હરિપ્રેમના આનંદનો અખંડ ભોગ કરનાર ભક્ત હતા. નાથ ભાગવત (અધ્યાય ૨–૩૨૩) માં તેમણે કહ્યું છે કે—

પ્રેમેંવીણ શ્રુતિ સ્મૃતિજ્ઞાન, પ્રેમેંવીણ ધ્યાન પૂજન;
પ્રેમેંવીણ શ્રવણ કીર્તન, વૃથા જાણ નૃપનાથા.

અર્થાત્ "પ્રેમ વિના શ્રુતિ, સ્મૃતિ, જ્ઞાન, ધ્યાન, પૂજન, શ્રવણ, કીર્તન, બધું નકામું છે." તેમને પૂર્ણ આત્મજ્ઞાન હતું. તેઓ અખંડ બ્રહ્માનુભવમાંજ રહેતા હતા, કેવળ બ્રહ્મ–માયાવાદનો કોલાહલ કરનારા શુષ્ક વેદાંતી

નહોતા. તેઓ તો શ્રી જ્ઞાનેશ્વર મહારાજ જેવા જ્ઞાની અને ભક્ત હતા, જ્ઞાન અને ભક્તિ તેમનામાં એકરૂપ હતાં. તેમણે ભક્તિ-પ્રેમાનંદ કેવળ હૃદયમાંજ ભરી રાખ્યો નહોતો. પરંતુ તે આનંદથી તેમણે સમસ્ત વિશ્વને આનંદમય કરી દીધું હતું. તેઓ માનતા કે, પ્રેમમૂર્તિ ભગવાન શ્રીકૃષ્ણ જેવા અંદર વિરાજી રહ્યા છે, તેવાજ બહાર પણ સર્વત્ર ક્રીડા કરી રહ્યા છે. તેમના ચિત્તમાં ઊંચ-નીચ, બ્રાહ્મણ-શૂદ્રનો કંઇજ ભેદભાવ નહોતો. હરિ પંડિત વર્ણાશ્રમના કટ્ટર અભિમાની, કર્મઠ અને માત્ર પંડિત હતા; જ્યારે એકનાથનું હૃદયાકાશ વ્યાપક અને પોતાના તેમજ પારકાના ભેદથી રહિત હતું. એકનાથ મહાભક્ત તરીકે હજારો માણસોના અત્યંત પ્રિય હતા, અને હરિ પંડિત પૈઠણના વિદ્વાનો અને કર્મઠ બ્રાહ્મણોને વહાલા હતા. હરિ પંડિત પણ ચારિત્ર્યવાન અને પિતૃભક્ત હતા, છતાં પણ પિતાના વિચારો સાથે સહમત નહિ હોવાને લીધે તેઓ પોતાની સહધર્મિણી તથા પોતાના પ્રહ્લાદ અને મેઘશ્યામ નામના બે પુત્રોને સાથે લઇને પોતાના વિચારોને અનુકૂળ સ્થાન કાશી ચાલ્યા ગયા. રાઘવ નામનો તેમનો પુત્ર એકનાથ મહારાજ સાથે ઘેરજ રહ્યો. રાઘવ બાળપણથીજ પોતાના દાદાનીજ વાતોને માનતો હતો, તેમના કહ્યા પ્રમાણેજ ચાલતો હતો અને એકનાથ મહારાજ જ્યારે કીર્તન કરતા ત્યારે રાઘવ તેમની પાછળ ઉભો રહીને ધ્રુવપદ આલાપતો હતો. એકનાથ મહારાજ ઉપર તેને ઘણોજ સ્નેહ હતો. હરિ પંડિત કાશી પહોંચતાંજ ત્યાંના વિદ્વાનોમાં સર્વમાન્ય થયા. ત્યાં તેમને રહેવા માટે એક ઘર પણ મળી ગયું અને કાશીમાં તેમની સારી પ્રતિષ્ઠા જામી. ચાર વર્ષ આ પ્રમાણે વીત્યા પછી હરિ પંડિતને સમજાવવા માટે એકનાથ મહારાજ પોતેજ કાશી ગયા. હરિ પંડિતે તેમનો અત્યંત આદરસત્કાર કર્યો. એકનાથ મહારાજ ત્યાં થોડા દિવસ રહ્યા. આ પછી હરિ પંડિતે બે શરતે પૈઠણ જવાનું સ્વીકાર્યું; એક તો એ કે, એકનાથ મહારાજ મહારાષ્ટ્રના

ગ્રંથો ઉપર પ્રવચન ન કરે અને બીજું એ કે, ગમે તેના અન્નનું ભોજન કરે નહિ. એકનાથ મહારાજે એ બન્ને શરતો સ્વીકારી. ત્યારે હરિ પંડિત તેમની સાથે પૈઠણ ગયા. પૈઠણમાં હવે એકનાથ મહારાજને બદલે હરિ પંડિતનાં પ્રવચન થવા લાગ્યા. એકનાથ મહારાજ જે હવે વૃદ્ધ થઈ ગયા હતા, તે પુત્રના મુખેથી પ્રવચન સાંભળવા માટે શ્રોતાઓમાં બેસી જતા હતા. હરિ પંડિત મહાન વિદ્વાન તો હતા, પરંતુ એકનાથના પ્રવચન સમયે જ્યાં શ્રોતાઓની એટલી બધી ભીડ થતી હતી કે સહેજ પણ જગ્યા નહોતી મળતી, ત્યાં હવે ગણ્યા ગાંઠયા શાસ્ત્રી પંડિતોજ દેખાતા હતા. હરિ પંડિતે એ જોયુ અને વિચારવા લાગ્યા કે, આ તે શી વાત છે કે જ્યાં પિતાજીને લોકો સોળ આના પૂજે છે, ત્યા મને બે આના પણ ગણતા નથી! એકનાથ મહારાજના દર્શને હજુ પણ હજારો ભક્તો હમેશાં તેમની પાસે આવ્યા કરતા હતા અને પરિણામે મહારાજનુ ઘર ભગવાનનુ મંદિર બની ગયુ હતું.

હરિ પંડિતનુ હૃદય હવે કંઈક નરમ થવા લાગ્યુ, એ એકનાથ મહારાજ સમજી ગયા અને તેમણે મનમાં વિચાર્યું કે, હવે આને અહંકારના પિશાચથી છોડાવવો જોઈએ. પૈઠણમાં એક સ્ત્રીએ એક વાર હજાર બ્રાહ્મણોને ભોજન કરાવવાનો સંકલ્પ કર્યો હતો, કાળગતિથી તેનો પતિ મરી ગયો, ઘરમા જે કંઇ સંપત્તિ હતી, તે પણ નાશ પામી ગઈ અને તેને પેટને ખાતર લોકોને ત્યા પાણી ભરવાનો વખત આવ્યો. પરંતુ આ સ્થિતિમાં પણ તેની એવી ઇચ્છા હતી કે હજાર બ્રાહ્મણ જમાડવાનો જે સંકલ્પ કર્યો છે, તે પૂરો કરવો, પરંતુ કેમ પૂરો કરવો તે સમજવામા આવતું નહોતુ. એક વિચક્ષણ પંડિત હતા, તેમણે તેને એવી સલાહ આપી કે 'એક બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણને ભોજન કરાવી દે, એ રીતે હજાર બ્રાહ્મણોને ભોજન કરાવવાનુ પુણ્ય થશે આવો બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ એકનાથ સિવાય બીજો કોણ હોઈ શકે ?' તેણે એકનાથને ભોજન માટે બોલાવવાનો નિશ્ચય

કર્યો. તે તેમની પાસે ગઇ અને વિનંતિ કરવા લાગી. તેનો શુદ્ધ સંકલ્પ, વિનય અને આગ્રહ જોઇને તથા હરિ પંડિતના અભિમાનના ચૂરા કરવાનો આ સુંદર અવસર જાણીને તેમણે ભોજનનું નિમંત્રણ સ્વીકારી લીધું અને રસોઈ બનાવવા માટે હરિ પંડિતનેજ તેને ઘેર મોકલ્યા. હરિ પંડિત ગયા, પોતાના હાથ વડે તેમણે રસોઈ બનાવી અને એકનાથ મહારાજને પોતે પીરસીને ભોજન કરાવ્યું. તે સ્ત્રીને ઘણો આનંદ થયો. ઘેર પાછા ફરતાં એકનાથ મહારાજે હરિ પંડિતને કહ્યું કે, એઠાં પતરાળાં પણ તુંજ ઉપાડીને ફેંકી દેજે. હરિ પંડિત પિતાની આજ્ઞાથી પતરાળાં ઉપાડવા લાગ્યા, તો બન્યુ એવું કે એક પતરાળા નીચે બીજું, બીજા નીચે ત્રીજું એમ એકનાથે જે પતરાળામાં ભોજન કર્યું હતું; તેની નીચેથી એક હજાર પતરાળાં નીકળ્યાં ! એક હજાર બ્રાહ્મણ–ભોજનનો સંકલ્પ આ રીતે દૈવી દયાના ચમત્કારથી પૂરો થયેલો જોઇને તે સ્ત્રીના આનંદની કંઇ હદજ રહી નહિ અને હરિ પંડિતના અભિમાનના પણ ચૂરેચૂરા થઇ ગયા. તે પિતાને શરણે ગયા અને ત્યારથી તેમણે પિતાની આજ્ઞાને શાસ્ત્રાજ્ઞારૂપ માનીને વર્તવાનો સ્વીકાર કર્યો; એકનાથ મહારાજ ઉપર તેમના જે આક્ષેપો હતા, તે જયાંના ત્યાંજ નાશ પામી ગયા અને તેમનો અહંકાર પણ ઓગળી ગયો. તે નાથના કૃપાપાત્ર થયા. તેમને શાસ્ત્રજ્ઞાનનું જે અભિમાન હતું, તે નાશ પામી ગયુ અને એકનાથ મહારાજને જે પોતાના જેવાજ એક મનુષ્ય સમજતા હતા, તેમને હવે એવી ખાત્રી થઇ ગઈ કે, એ તો ઈશ્વરની વિભૂતિ છે. હરિ પંડિત હવે કેવળ પિતાની આજ્ઞાનેજ આધીન રહેવા લાગ્યા. ઘણા સમયથી લોકોએ નાથનુ કીર્તન અથવા પ્રવચન સાભળ્યું નહોતું. લોકો એમની અમૃતવાણી ફરીથી સાભળવા માટે ઘણાજ ઉત્સુક હતા. એકનાથ મહારાજનાં કીર્તન–પ્રવચન ફરી પાછાં શરૂ થયાં અને તેનાથી પૈઠણ સાક્ષાત્ વૈકુંઠ ધામ બની ગયું.

નાથ હવે ઘણા વૃદ્ધ થઇ ગયા હતા. પિતા–પુત્રનો

જ્યારથી મેળ થયો, ત્યારથી ઘરમાં કંઇજ વિરોધ રહ્યો નહિ. નાથની સાથે દ્વેષ કરનારા ઘણાક તો ઠંડા થઈ ગયા અને ઘણાઓએ તેમનો અધિકાર જોઇને તથા તેમના યશ-દુંદુભીનો દિગંતવ્યાપી જયનાદ સાંભળીને પોતેજ પોતાને ધિક્કારવા લાગ્યા ! સહસ્રરશ્મિ ભગવાન સૂર્યનારાયણની આગળ નક્ષત્રોનું તેજ શા હિસાબમાં ? તે ન્યાયે એકનાથની આગળ બધા શાસ્ત્રી-પંડિતો વિશેષ નમ્ર બની ગયા. શાકે ૧૫૨૧ ( સંવત ૧૬૫૬ ) નો ફાગણ માસ આવ્યો. એકનાથ મહારાજે કહી દીધું કે, હવે તરતજ આ ખોળીઉં છોડી દેવું જોઇએ. ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ તેમને સંસારનું કોઈ પણ બંધન નહોતું, ચારે દિશાઓમાંથી લોકો તેમનાં દર્શન કરવા આવવા લાગ્યા. એકનાથ મહારાજનાં કીર્તન થયાં, નામ-સપ્તાહ ચાલવા લાગ્યાં અને આખા પૈઠણ નગરમાં નામઘોષ ગુંજવા લાગ્યો. ચૈત્ર વદી છઠનો દિવસ ઉગ્યો અને ગુરુપૂજા તેમજ બ્રાહ્મણભોજન થઇ રહ્યા પછી નાથ બોલ્યા કે, હવે શરીર છોડવાનો સમય આવ્યો છે. તેમનું શરીર સ્વસ્થ હતું. કોઇ પ્રકારનો વિકાર, રોગ કે પીડા નહોતાં. હજારો મનુષ્યો તેમના કહ્યા પ્રમાણે નદીકિનારે એકત્ર થયાં. એકનાથ મહારાજનું છેલ્લું કીર્તન થયું. તેમના શ્રીમુખમાંથી નીકળેલા અમૃતાક્ષરો સાંભળીને સૌ લોકો ચિત્રવત્ મુગ્ધ અને તલ્લીન થઇ ગયા. આરતી થઇ અને પ્રસાદ વહેંચાયો. પછી નાથ નદીમાં ઉતર્યા. પૂર્ણ સ્વસ્થતાથી તેમણે ગંગાસ્નાન કર્યું. કાયા, વાણી અને મનથી તેમણે કોઈ પણ પ્રકારે જાગ્રત્, સ્વપ્ન કે સુષુપ્તિ કોઇ અવસ્થામાં કંઇ પાપ કર્યું નહોતું, એથી જ્યારે દેહ છૂટવાનો સમય આવ્યો, ત્યારે તેમના મન કે શરીરનું કોઇ પણ અંગ જરા પણ વ્યાકુળ થયું નહિ. સમસ્ત જીવન હરિમય હતું. સાચેજ, હરિ સિવાય તે શરીર અને મનમાં બીજું હતું પણ શું ? ત્યારે મૃત્યુના સમયમાં પણ હરિસ્મરણ સિવાય બીજું હોઇજ શું શકે ? પરંતુ તેમના દેહના અવસાનને મરણ કહેવું, એ પણ માત્ર લોકવ્ય-

હાજર છે. મરણ પહેલાંજ તે મરીને જીવતા હતા. દેવગઢ ઉપર ગુરુસેવામાં રહેતાં રહેતાંજ તેમણે જન્મ-મરણ ગુરુનાં ચરણોમાં અર્પણ કરી દીધેલાં હતાં. જન્મ-મરણ જે વાસનાત્મક લિંગદેહની સાથે જોડાઇ રહે છે, તે લિંગદેહ પહેલેથીજ ભસ્મ થઇ ચૂકયો હતો. પૈઠણમાં અથવા પૃથ્વી ઉપર કયાંય પણ કોઇ મનુષ્યનું કંઇજ અહિત કલ્પનામાં પણ જેમણે કદી કર્યું નહોતું, એટલુજ નહિ પણ અજ્ઞાન જીવોએ જે જે કષ્ટ દીધાં, તેને જેમણે સમુદ્રના સરખી અવિચળ ગંભીરતાથી સહન કર્યાં, તે સકળલોકસુહૃદ્, ભૂતદયાવલ્લભ અને ભગવદ્ભક્ત શિરોમણિ એકનાથ ગંગાસ્નાન કરીને બહાર નીકળ્યા. ગંગાજી તરફ જોઇને પાટલા ઉપર બેઠા અને શ્રીકૃષ્ણના સ્વરૂપનુ ધ્યાન કરવા લાગ્યા. તે ધ્યાન પછી કદી ના તૂટયુ ! તેઓ તેજ પરમાનંદમાં લીન થઈ ગયા, આજ અવસ્થામાં શરીર છોડી દીધું અને તેઓ સ્વધામ ચાલ્યા ગયા.*

પોતાની જીંદગીનાં પહેલાં ૨૫ વર્ષ તેમણે ભગવત્પ્રાપ્તિની સાધનામાં ગાળ્યાં અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો ત્યારથી સમસ્ત જીવન પરોપકારમાં યોજી દીધું. '**प्राणैरर्थैर्धिया वाचा**' પોતાના પ્રાણ, સંપત્તિ, બુદ્ધિ અને વાણી સર્વ કંઇ લોકકલ્યાણમાં આપી દીધુ અને પોતાનો જન્મ સફળ કર્યો. પૈઠણમાં તેમણે ભગવન્નામની વૃષ્ટિ કરી અને પૃથ્વીનાં દારિદ્ર્ય અને દીનતાને દૂર કર્યાં. તે સચ્ચિદાનંદસ્વરૂપ એકનાથ મહારાજનાં ચરણોમાં અમારા અનેકાનેક પ્રણામ છે.



* થોડાક વર્ષ પહેલા લોકોનો એવો ખ્યાલ હતો કે શાકે ૧૫૩૧ મા એકનાથ મહારાજ સમાધિસ્થ થયા. પરંતુ આ પુસ્તકના મૂળ લેખકે શાકે ૧૮૨૬ મા પૈઠણમા જૂના કાગળ-પત્રો જોઇને મૂળ સમાધિનો શક ૧૫૨૧ શોધી કાઢયો અને 'કેસરી' પત્રમા તેને જાહેર કર્યો. ત્યારથી બધા તેનેજ માન્ય ગણે છે.—**હિંદી અનુવાદક**



# ~ नाथनी वाणीनो प्रसाद ~

## १—चतुःश्लोकी भागवत

ચતુઃશ્લોકી ભાગવત મૂળ શ્રીમદ્ ભાગવતના બીજા સ્કંધના નવમા અધ્યાયમાં છે. સૃષ્ટિના આદિપ્રારંભનો એ પ્રસંગ છે. બ્રહ્મદેવ વિચારવા લાગ્યા કે 'प्रपंचनिर्माणविधिः कथं भवेत्' પ્રપંચ કેવી રીતે રચવો ? પરંતુ તેમની બુદ્ધિ ચાલી નહિ, ગતિ કુંઠિત થઇ ગઈ; ત્યારે જળમાંથી એક ધ્વનિ નીકળ્યો કે 'તપ કરો, તપ કરો.' આ ધ્વનિ કોણે કર્યો તે તેમણે જાણ્યું નહિ, પરંતુ તેઓ એટલું તો સમજ્યા જ કે આ આદિનારાયણની આજ્ઞા છે. આ આજ્ઞા માનીને તેમણે કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય તેમજ મનનો સંયમ કરીને કઠોર તપ કર્યું. તે દિવ્ય તપથી ભગવાન પ્રસન્ન થયા અને પોતાનું દર્શન દઇને ભગવાને તેમને દિવ્ય લોક બતાવ્યો. ભગવાન ઉચ્ચ સિંહાસને વિરાજમાન છે. તેમની ચારે બાજુ ચાર, સોળ અને પાંચ શક્તિઓ ઉભેલી છે, (ચાર અર્થાત્ પ્રકૃતિ, પુરુષ, મહત્તત્ત્વ અને અહંકાર, સોળ અર્થાત્ પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેદ્રિય, પંચ મહાભૂત અને મન; અથવા અગિયાર ઇન્દ્રિયો અને પાંચ મહાભૂત પાંચ તન્માત્રા) અને બીજે કદી સ્થિર નહિ ટકનારાં એવાં સર્વ પ્રકારનાં ઐશ્વર્યો ત્યાં સ્વાભાવિકરૂપેજ હયાત છે, તથા ભગવાન પોતાના સ્વરૂપમાં રમી રહેલા છે.

भृत्यप्रसादाभिमुखं दृगासवं प्रसन्न हासारुणलोचनाननम्।
किरीटिनं कुण्डलिनं चतुर्भुजं पीताम्बरं वक्षसि लक्षितं श्रिया॥

(ભાગવત, ૨-૯-૧૫)

ભગવાનની મૂર્તિ ચાર હાથવાળી દેખાતી હતી, ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે ઉત્સુક હતી, દૃષ્ટિ અત્યંત મોહક હતી, મુખ ઉપર કંઇક સ્મિત હાસ્ય વિરાજી રહ્યું હતું, નેત્રો કંઇક રતાશવાળાં હતાં, મસ્તક ઉપર મુકુટ અને કાનોમાં કુંડળ ચમકતાં હતાં. પીતાંબર પહેરેલું હતું, વક્ષઃસ્થળ પર લક્ષ્મીનું ચિહ્‌ન હતું. એવા પ્રભુને બ્રહ્મદેવે પ્રેમાશ્રુભર્યાં નેત્રોથી વંદન કર્યાં. ભગવાને કહ્યું કે 'હું તમારા તપથી પ્રસન્ન થયો છું.'

प्रत्यादिष्टं मया तत्र त्वयि कर्म विमोहते ।
तपो मे हृदयं साक्षात् आत्माऽहं तपसोऽनघ ॥२२॥
सृजामि तपसैवेदं ग्रसामि तपसा पुनः ।
बिभर्मि तपसा विश्वं वीर्यं मे दुश्चरं तपः ॥२६॥
(શ્રીમદ્‌ભાગવત, ૨-૯)

અર્થાત્ સૃષ્ટિનાં કાર્યોમાં જ્યારે તમને મોહ થયો ત્યારે મેંજ 'તપ કરો, તપ કરો'નો ધ્વનિ કર્યો હતો. હે પાપરહિત ! તપ સાક્ષાત્ મારૂં હૃદય છે, હું પોતેજ તપરૂપ છું. તપ વડે હું વિશ્વનું સર્જન કરું છું, વળી તપથીજ સંહાર કરું છું અને તપથીજ વિશ્વનું પાલન કરું છું. તપ મારી અમોઘ શક્તિ છે.

પછી ભગવાને બ્રહ્મદેવને ચાર શ્લોકોમાં પોતાનું પરમ ગુહ્ય જ્ઞાન બતાવ્યું. તેજ ચતુઃશ્લોકી ભાગવતના નામથી પ્રસિદ્ધ છે. એના પર શ્રી એકનાથ મહારાજનું ઓવીવૃત્તમાં ઘણુંજ સુંદર ભાષ્ય છે.

ચતુઃશ્લોકી ભાગવતનો પ્રથમ શ્લોક આ પ્રમાણે છે–

अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम् ।
पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥
(શ્રીમદ્‌ભાગવત, ૨-૯-૩૨)

અર્થાત્ સૃષ્ટિની પહેલાં હુંજ હતો. સત્ અથવા અસત્‌થી પર કારણરૂપે બીજું કંઇજ નહોતું. સૃષ્ટિ ઉત્પન્ન

થયા પછી આ સમસ્ત જગત મારૂજ સ્વરૂપ છે. પ્રલય થતાં જે કઇ રહી જાય છે, તે પણ હુંજ છું.

આ વિષે એકનાથ મહારાજનું ભાષ્ય છે કે—

"સૃષ્ટિની પહેલાં હું નિજસ્વરૂપ, શુદ્ધ નિર્વિકલ્પ સ્વાનંદકંદરૂપ અનુપમ પૂર્ણ બ્રહ્મ હતો. તે પૂર્ણમાં નહોતું સત્ કે નહોતું અસત્; સત્ અર્થાત્ સૂક્ષ્મ મૂળ ને અસત્ અર્થાત્ નશ્વર મૂળ. સૃષ્ટિની પહેલાં હું સદસતથી પર-નિર્મળ સ્વરૂપમાં હતો." (૮૭, ૯૬, ૯૭, ૧૦૨)

અને પછી આ સૃષ્ટિ પણ 'હું'જ કેવી રીતે છે, તે એકનાથ મહારાજ બતાવે છે—

"જે ખાડની અથવા સાકરની મીઠાશ છે તેજ ખાંડ અથવા સાકર છે તેજ પ્રમાણે જે ચિદાત્મા છે તેજ આ લોક છે, સંસારમાં મારાથી ભિન્ન બીજું કઈજ નથી."

સોનુંજ સોનાનો અલંકાર બને છે. તાંતણાથી અળગુ રહીને કપડું એ કપડુંજ રહેતું નથી, માટીથી અળગો રહીને ઘડાનુ હોવુ સભવિતજ નથી, તેજ પ્રમાણે સ્થૂળ-સૂક્ષ્મ સંસાર મારી ચિત્સત્તાથી ભિન્ન રહેતો નથી. જેમ વડ અને વડનાં મૂળ છે, તેજ પ્રમાણે હુ પરમાત્મા અને આ લોક છે. પ્રલય પછી પણ હુ કેવી રીતે છું તે જુઓ. કાચબો પોતાના અવયવોને બહાર ફેલાવે છે અને પાછો સકોચી લે છે બન્ને સ્થિતિમા કાચબો એ તો કાચબોજ છે, તેજ પ્રમાણે માયાના ફેલાવામા અને માયાના સકો-ચાવામાં પણ હુજ એક પરમાત્મા છુ. તાત્પર્ય કે, સૃષ્ટિના આદિ, મધ્ય અને અતમાં એક નારાયણ સિવાય બીજુ કંઈજ નથી એજ પ્રમાણે બધો નામ-રૂપનો સબધ છે, ભૂત-ભૂતાદિનો ભેદ છે. તેમનો લય થતા હુજ સ્વાનદક દ પરમાનંદ નિજરૂપમાં રહી જાઉ છું. જેને વસ્ત્ર કહે છે, તે યથાર્થમા તંતુજ છે એજ પ્રમાણે આ જગત યથાર્થમાં ચિદ્રૂપ છે. તેથી સૃષ્ટિના આરભમા હુ છુ, સૃષ્ટિના રૂપમા હું

છું, અંતમાં સૃષ્ટિનો નાશ થયા પછી હુંજ અવિનાશી સચ્ચિદાનંદ રહી જાઉં છું." (૧૨૦, ૧૨૫, ૧૨૬)

આ પ્રથમ શ્લોકનું ભાષ્ય થયું. હવે બીજો શ્લોક જોઇએ—

ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ।
तद्विद्यादात्मनो मायां यथा भासो यथा तमः ॥
(શ્રીમદ્‌ભાગવત ૨-૯-૩૩)

અર્થાત્ "સત્યાર્થ છોડવાથી જેની પ્રતીતિ થાય છે, આત્મામાં જેની પ્રતીતિ નથી થતી તેજ માયા છે, (વસ્તુ નહિ) ભાસ છે, (પ્રકાશ નહિ) અંધકાર છે."

આ શ્લોક પર એકનાથ મહારાજનું ભાષ્ય આ છેઃ—

"હું પરમાત્મા અધિષ્ઠાન છું. એવા મારા સત્યાર્થને નહિ જોઇને જે જે કંઇ દ્વૈત પ્રતીત થાય છે, તેજ માયા છે. કનક–બીજ (યા ધંતૂરાનાં બી) ખાવાથી જેમ મનુષ્ય બેભાન બની જાય છે અને પછી જ્યાં કંઇ પણ નથી હોતું, ત્યાં વાઘ, વાંદરાં, હરણાં, માછલાં વગેરે વિવિધ વસ્તુ દેખાય છે, તેવીજ મોહમાં માયાનો આભાસ છે. (૧૩૬, ૧૩૭)

સૂર્યનાં દર્શન નહિ થવાથી અંધકાર પ્રબળ થઇને વૃદ્ધિ પામે છે, પરંતુ સૂર્યોદય થતાંજ અંધકાર ક્યાંય પણ રહેવા પામતો નથી. માયાની પણ એવીજ વાત છે.

આત્મસ્વરૂપ પોતેજ આનંદઘન છે, નિત્ય છે, ધર્મરહિત અને ગુણરહિત છે. તે સ્વરૂપમાં જે 'હુંપણું' સ્ફૂરે છે, તેજ માયાનું જન્મસ્થાન છે." (૧૪૫)

એકનાથ મહારાજ આગળ ચાલતાં સમજાવે છે કે—

"દેહ મિથ્યા છાયા છે અને સ્વરૂપપ્રાપ્તિ મિથ્યા માયા છે. આ વાત સત્ય માનો કે, છાયા ને માયા સમાન છે. વળી એમ પણ જાણો કે, પોતાના આત્માની પ્રાપ્તિ વિના પોતાની માયા છૂટી શકતી નથી. તે આત્મપ્રાપ્તિને માટે સદ્‌ગુરુનાં ચરણોની સેવા કરવી જોઇએ."

બદલાઇ ગયું. તેમણે રુક્મિણીસ્વયંવર લખ્યો અને આ વાઙ્‌મયાત્મક વિવાહની રચના કરી. આમાં લૌકિક વિવાહની સર્વ વાતોનું ઘણુંજ સુંદર વર્ણન છે. પરંતુ આ કેવળ લૌકિક કાવ્ય નથી, આનું સ્વરૂપ દિવ્ય પણ છે.

આ રુક્મિણીસ્વયંવર અધ્યાત્મપ્રધાન છે. શ્રીકૃષ્ણ ને રુક્મિણીનો વિવાહ, એ ભગવાન અને તેમની ચિત્ શક્તિના વિવાહનો યોગ છે. આ જીવ-શિવનો વિવાહ છે. વર્ણન એટલું દિવ્ય છે, કે કૃષ્ણકથા હોવાને લીધે તે ભક્તોને પ્રિય થઇ પડયુ છે, જીવ-શિવની એકતાનું પ્રતિપાદન હોવાથી પારમાર્થિકોને પ્રિય છે અને વિવાહનું સુંદર વર્ણન હોવાથી પ્રાકૃત જનોને પણ બહુજ ગમે છે. વર્ણનશૈલી ગંગાપ્રવાહના જેવી ગંભીર, સ્વાભાવિક અને દિવ્ય છે. આવા દિવ્ય ગ્રંથમાંથી થોડાંક અવતરણ આ નીચે આપીએ છીએ.

"વિવેકની સાથે જેમ શ્રદ્ધા શોભે છે, તેજ પ્રમાણે ભીમક રાજાને શોભા આપનારી શુદ્ધમતી રાણી તેમને પ્રાપ્ત થઇ હતી. એમને ત્યાં શ્રીકૃષ્ણની ચિત્શક્તિરૂપ રુક્મિણી કન્યા અવતરી. પાંચ વિષયોને અંતે જેમ સુષુપ્તિ ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે રુક્મિ વગેરે પાંચ ભાઇઓ પછી 'નવધા ભક્તિના નવ માસ' પૂરા થતાં ગૌર વર્ણની રુક્મિણી ઉત્પન્ન થઈ ! પુત્રો કરતાં આ પુત્રી ઉપરજ રાજાને વિશેષ પ્રેમ હતો. તે વિવાહ યોગ્ય થઇ ત્યારે તેને માટે યોગ્ય વરની શોધ કરવામાં આવી. એજ દિવસોમાં દ્વારકાથી શ્રીકૃષ્ણચરિત્ર જોઇને પાછો આવેલો એક બ્રાહ્મણ ભીમકના દરબારમાં આવ્યો હતો. તે સમયે રુક્મિણી ભીમક રાજાની પાસેજ બેઠી હતી. તે કીર્તિ નામના બ્રાહ્મણે શ્રીકૃષ્ણસ્વરૂપનું જે વર્ણન કર્યું, તે એકનાથ મહારાજની અધ્યાત્મજ્ઞાનથી ભરપૂર વાણીમાંજ સાંભળો—

## શ્રીકૃષ્ણસ્વરૂપ

"જે નિર્ગુણ, નિર્વિકાર, નિષ્કર્મ, નિરૂપચાર છે, તેજ શ્રીકૃષ્ણ સાકાર લીલામૂર્તિ બનેલા છે. તેમનાં ચરણોનાં

તળિયાંનો રંગ એટલો શોભાયમાન છે કે લાલ કમળ પણ ફિક્કું જણાય છે. તેમના પગની ગોળ એડીઓ બાળસૂર્ય સરખી ઉજ્જવળ છે. ચરણોનું સામુદ્રિક (રેખા વગેરે) પણ જુઓ. કેવી સુંદર ધ્વજ અને વજ્રના ચિહ્નવાળી રેખાઓ છે, બ્રહ્માદિને માટે પણ જોવા ન મળે અને હજારો મુખેથી પણ વર્ણવી ન શકાય તેવી છે. કેડમાં પીતામ્બરની પણ કેવી દિવ્ય શોભા છે, ઘનશ્યામના અંગમાંથી જાણે ચારગણા તેજથી વિજળીજ ચમકતી ન હોય! અને આ વિજળી ચમકીને છુપાનારી નથી, અસ્ત થવાનું તો ભૂલીજ ગયેલી છે. ચરણોનાં નૂપુરોમાંથી સોડહં ભાવનાના સૂર નીકળે છે તે જાણે મુમુક્ષુઓનાં સૂતેલાં મનને જગાડે છે. શૂન્યરહિત જે નિરવકાશ છે, તેજ સાવકાશ શ્રીકૃષ્ણનું હૃદય છે, વૃત્તિશૂન્ય થઈને સંતો તેમાં રહે છે. જ્ઞાન, વૈરાગ્ય અને શક્તિના સંપુટ (કોચલા)માંથી જે મુક્ત પુરુષરૂપી મોતી નીકળે છે તેનીજ માળા કંઠમાં શોભી રહી છે. ભિન્નભિન્ન પંચમહાભૂત છે તેવીજ તેમની આંગળીઓ છે, જેનું અધિષ્ઠાન ઉદ્ભવસ્થાન તેમની હથેળી છે અને જેની મુઠ્ઠીમાં એ પાંચે મળેલાં છે. ચારે ક્રિયાશક્તિઓ તેમની ચાર ભુજાઓ છે. એક એક ભુજામાં એક એક હથિયાર છે અતિશય તેજથી તેજાકાર બનેલું તે ચક્ર જુઓ, કે જે દ્વૈતનું દલન કરવામાં તીક્ષ્ણ ધારવાળું અને શત્રુઓનો નાશ કરવામાં અત્યંત તત્પર છે." (પ્રસંગ. ૧)

*　　*　　*　　*

"જે જે કંઈ સુંદર દેખાય છે, તે શ્રીકૃષ્ણનાજ અંશથી છે. એનાથી આંખો એવી ગાંડી બની ગઈ કે ભગવાનના મયૂરપિચ્છમાં જઈનેજ ચોંટી."

"જેણે એક વાર શ્રીકૃષ્ણના રૂપને જોયું તેની આંખો ફરી ત્યાંથી પાછી ફરતી નથી, અધિકાધિક તેજ રૂપને આલિંગન કરે છે અને તેમાંજ લીન થઈ જાય છે." (પ્રસંગ ૧)

*　　*　　*　　*

" આવા ધીર, વીર, ઉદાર અને અતિગભીર ગુણાગુણ અને સુંદર પૃથ્વી ઉપર એક યદુવીર છે, બીજા કોઇ નથી. " (પ્રસંગ. ૧)

મા–બાપનો વિચાર રુકમીને પસંદ પડયો નહિ તેણે શ્રીકૃષ્ણની નિંદા કરી, તે નિંદા પણ એકનાથ મહારાજની વાણીમાં સાંભળો કે કેટલી સાચી છે !

## કૃષ્ણનિંદા

રુકમીએ કહ્યુઃ " કૃષ્ણની સાથે સંબંધ બાંધવો ઠીક નથી, એ શું આપને હવે બતાવવુ પડશે ? તેણે પોતાના અહં–મામાને મારી નાખ્યો ! (જે પોતાના અહંમામાનો થયો નહિ) તે આપણો શું થવાનો છે ? વળી એના કુળનું પણ કંઇ ઠેકાણું નથી ! કોઇ કહે છે કે, એ નદનંદન છે, કોઇ કહે છે કે ના, એ વસુદેવનો પુત્ર છે, એના બાપનો પણ પત્તો નથી. એનુ કોઇ કુળ–ગોત્ર તો છેજ નહિ ! આ કૃષ્ણનુ કઈ સ્વતંત્ર અસ્તિત્વ પણ નથી, એ તો પોતાના પ્રેમીઓનો દાસ છે, એનુ કામ જુઓ તો બીજાઓનાં ઘરોમાં પેસી જઇને ગોરસ (દહી, દૂધ, માખણ)ની ચોરી કરવાનુ છે. એ ચોરવિદ્યામાં એવો પાકો છે કે કોઇ તેને પકડી પણ શકતું નથી, એવો નાદાન ચિત્તચોર છે. એ કોઈ પણ કામ ખુલ્લેખુલ્લુ નથી કરતો. સંસારમા હમેશાં છાનો છપનો રહે છે એનાં સંતાવાનાં સ્થાનની મને ખબર છે. કોઇક વાર તો વૈકુંઠના પર્વતમાં જઇને છુપાઇ જાય છે ત્યારે કોઇક વાર ક્ષીરસાગરમાં ડૂબકીઓ મારે છે, કોઇક વાર શેષનાગની ફેણ ઉપર સૂવાનુ બહાનું બતાવીને પડયો રહે છે. કોઇ મોટું સકટ આવ્યું જુએ છે ત્યારે તે કોઇક વાર મત્સ્ય બની જાય છે, કોઇ વાર વરાહ–ભુંડ બની જાય છે ત્યારે કોઈ વાર પીઠ મજબૂત બનાવીને કાચબાનું રૂપ ધારણ કરી લે છે દૈત્યને બળવાન જોઇને એ ભિખારી બની ગયો હતો. બલિએ એને પોતાનો દ્વારપાળ બનાવ્યો ! એનું નથી તો કોઇ રૂપ કે નથી તો

એનામાં કોઇ ગુણ કે નથી તો એને રહેવાનું કંઇ ઠેકાણું. એનું સિંહાસન કયાંથી ? એને તો વૃત્તિજ નથી ! એને નથી તો કંઈ દેહાભિમાન કે નથી તો કંઇ માન-અપમાન; એની ગાંઠે ધન પણ કયાંથી હશે ? એ તો શાકનાં વધ્યાં ઘટયાં પાન* ખાનારો છે ! એને મા પણ બે છે અને તે બે જગ્યાએ રહે છે; એક દેહી છે, તો એક વિદેહી છે–એક દેવકી છે અને બીજી યશોદા છે. કુળધર્મનો નાશ કરવો હોય, પોતાની સાથે બધાંને માટીમાં મેળવી દેવાં હોય, અને જીવનો પણ નાશ કરવો હોય તોજ કોઇ કૃષ્ણને પસંદ કરે." (પ્રસંગ–૨)

રુકમીએ કરી તો નિંદા પરંતુ તે બની ગઈ અત્યુત્તમ સ્તુતિ ! ભગવાન એવા અગુણી–ગુણી (અવગુણ–અપકાર કરનારનો પણ ગુણ–ઉપકાર કરનાર) છે, તેમની નિંદા થઇજ કેમ શકે !

રુક્મિણીએ શ્રીકૃષ્ણ ઉપર સાત શ્લોકોનો એક પ્રેમ–પત્ર લખ્યો અને સદ્ભાવ નામના બ્રાહ્મણ દ્વારા શ્રીકૃષ્ણ પાસે મોકલ્યો. તે બ્રાહ્મણ મનોવેગના ઘોડા ઉપર સવાર થઇને દ્વારકા ગયો. દ્વારકાના બાહ્ય પ્રદેશની રમણીયતા, દ્વારકા નગરી અને શ્રીકૃષ્ણને જોઇને તે આનંદથી સાચેજ ગાંડાઘેલો બની ગયો.

## રમણીય દ્વારકા

"દ્વારકાના બાહ્ય પ્રદેશમાં જીવ–શિવ રમણ કરે છે. વસંત પુષ્પોને સદા પ્રસન્ન રાખે છે. તાપ–સંતાપ તો કોઇને થતાંજ નથી, વિશુદ્ધ પ્રેમથી કમળ ખીલી રહ્યાં છે, કૃષ્ણષટ્પદ (કૃષ્ણરૂપી ભમરો) ગુંજાર કરી રહ્યો છે, કે જે સાંભળીને ગંધર્વો મુગ્ધ થઇને ચૂપ બેઠા છે, સામવેદ પણ

* આ ભોજનને બહાને દ્રૌપદીનું સત્વ હરણ કરવા આવેલા દુર્વાસા મુનિની કથા છે. તે અવસરે શ્રીકૃષ્ણે દ્રૌપદીની થાલી થાળીમાંથી શાકનાં વધ્યાં–ઘટયાં પાન ખાઇનેજ ઓડકાર ખાધા હતા.
—હિંદી અનુવાદક

મૌન થઇ ગયા છે. દ્રાક્ષોનાં ઝૂમખાં ડોલી રહ્યાં છે, બરાબર પાકી જવાથી તેમાં અત્યંત મિઠાશ આવી ગઇ છે. સઘળી ઈચ્છાઓ અહીંજ પૂરી થઇ જાય છે અને તેમની મિઠાશ ઘણીજ મધુર હોય છે. કાળી કાળી કોયલો પોતાની મધુર વૃત્તિ વડે નિઃશબ્દ–શબ્દનું કૂજન (અનાહત નાદ) કરે છે, કે જે સાંભળીને સનકાદિક સુખી થાય છે અને પ્રજાપતિ તટસ્થ બની જાય છે. મોર આનંદથી એવા નૃત્ય કરે છે કે અપ્સરાઓ નાચવાનું બંધ કરે છે અને ઉમાકાન્ત–શંકર પોતાનું તાંડવ નૃત્ય ભૂલી જાય છે. એવી અદ્ભુત હરિલીલા છે! દ્વારકાવાસી વિમલ હંસો મુક્ત મોતીનોજ ચારો ચરે છે, જે જોઇને પરમહંસોનાં મોંમાં પણ પાણી આવે છે. પોપટ વગેરે પક્ષીઓ પણ એજ લીલાનો ઉચ્ચાર કરે છે, જે સાંભળીને વેદાંત દીંગ થઈ જાય છે. દ્વારકાનાં પક્ષીઓની બોલીથી ગુહ્યમાં ગુહ્ય અર્થ પ્રગટ થાય છે. દ્વારકામાં ઘણો ખિલકુલ સોદો થાય છે; પરંતુ ત્યાં માત્ર એજ અક્ષરોનો સાચો સિક્કો ચાલે છે. જેવું લેવું તેવું આપવું, કોઇને માટે કંઇ પણ ઓછું ન હોવું, એ અહીંનો વહેવાર છે.” (પ્રસંગ ૩)

આ બ્રાહ્મણ દરબારમાં પહોંચ્યો ત્યારે ‘સુવર્ણ–સિંહાસન પર આદિમૂર્તિ સ્વાભાવિક સ્થિતિમાં વિરાજમાન હતા.’ તેમણે બ્રાહ્મણને જોયો અને સમજી ગયા.

શ્રીકૃષ્ણની પાસે રુક્મિણીએ જે પત્ર મોકલ્યો હતો, તેનો ત્રીજો શ્લોક જુઓ—

तन्मे भवान् खलु वृतः पतिरङ्गजाया-
मात्मार्पितश्च भवतोऽत्र विभो विधेहि ।
मा वीरभागमभिमर्शतु चैद्य आरात्
गोमायुवन्मृगपतेर्बलिमम्बुजाक्ष ॥३९॥
(શ્રીમદ્ ભાગવત, ૧૦–૫૨)

આનો સ્પષ્ટ અર્થ એકનાથ મહારાજની વાણીમાં જુઓઃ–

“મનથી, વાણીથી અને કાયાથી હું તમારી થઇ ચૂકી.

હે યદુરાય ! હવે લગ્ન-વિધિજ કરવાનો બાકી છે, તે તમે કરો. એમ ન થાય કે કૃષ્ણ-કેસરી (સિંહ) ની ચીજ શિશુપાલરૂપ શિયાળ લઈ જાય. જો એમ થશે તો હે કમલનયન કમલાપતિ ! ભારે અપકીર્તિ થશે."

અંબાદેવીના મંદિરમાંથી કુળવધૂને ઉપાડી જવાની વિદેહરાજની વિધિનો ઉલ્લેખ કરીને તથા એજ પ્રમાણે પોતે પોતાને હરી લઇ જવાની વિનંતિ કરીને અંતે રુકિમણી કહે છે કે—

"જો તમારી કૃપા ન હોય તો એવા જીવતરમાં છેજ શું ? દેહદંડની આ બેડીનો બોજો અને બંધન કોણ ફોગટનાં વહ્યા કરે ? અહીં આવીને કૃપા કરવાનુ ના બને તો મને તમારા હાથથી મારી નાખીનેજ ચાલ્યા જજો. એટલે ઓછામાં ઓછું પરલોકમાં તો તમારો આનંદ પ્રાપ્ત કરી શકું." (પ્રસંગ ૪)

રુકિમણીનો પત્ર વાંચીને શ્રીકૃષ્ણ એકલાજ ચાલી નીકળ્યા, તે સમયે તેમના મુખમાંથી નાથ મહારાજની વાણી અનુસાર આ ઉદ્‌ગાર નીકળ્યા કે—

"જે બીજાની વાટ જુએ છે, તેનુ કંઈ પણ કાર્ય સિદ્ધ થતું નથી. જે સોબતીનો સાથ શોધે છે, તેને યશ ક્યાંથી મળે ?"

## રુકિમણીના રૂપનું વર્ણન

હવે રુકિમણીના રૂપનુ વર્ણન સાંભળો—

"સૌન્દર્ય સુર, નર અને પન્નગોમાં ખૂબજ ભટક્યુ, પરંતુ તેને ક્યાંયે વિશ્રાંતિ મળી નહિ; ત્યારે તે રુકિમણી-ના દેહમાં દોડી ગયું અને ત્યાં તેને વિશ્રામ પ્રાપ્ત થયો. રુકિમણીની આ સુંદર મૂર્તિને બ્રહ્માએ રચેલી નહોતી; એ શ્રીકૃષ્ણના પ્રભાવથીજ એ રૂપને પામી હતી. તે સદ્‌ગુણના શિખર ઉપર ચઢીને સૌંદર્યનાજ આકારમાં પ્રગટ થઇ,

માથાના વાળ તે જાણે સુંદર શ્યામવર્ણું આકાશમંડળ જેવા હતા. તેની નીચે નિર્મળ મુખચંદ્ર રુક્મિણીના મુખમાં ઉદય પામ્યો હતો. ચંદ્રમંડળની આગળ ને પાછળ જેમ તારાઓનાં ઝૂમખાં હોય છે, તેજ પ્રમાણે રુક્મિણીના કાનોમાં મોતીઓનાં કુંડળ ઝગમગી રહ્યાં છે. શ્રીકૃષ્ણના રંગમાં રંગાયલુ તેમનુ અખંડ સૌભાગ્ય-કુંકુમ મુખચંદ્રમાં ચંદ્રમા બનીને અત્યંત શોભાયમાન દેખાય છે. મસ્તક પર મોતીઓની જાળી નભોમંડળમાંના નક્ષત્રની પેઠે શોભી રહી છે. શ્રીકૃષ્ણનાં દર્શનની રાહ જોઈ જોઇને તેમનાં નેત્રો થાકી ગયાં હતાં અને આખુંય દર્શનીય દૃશ્ય તેમનાં નેત્રોમાં આવી ગયુ હતું. ઘનશ્યામને જોવામાટે તેમની કીકીઓમાં ઘનશ્યામતા આવી ગઇ હતી, બન્ને નેત્રોમાં એકજ આશા આવીને ભરાઇ ગઇ હતી, અંદર-બહાર જોવાનું એક થઇ ગયુ હતું, દૃષ્ટિએ સમતા ધારણ કરી હતી. મુખમાં દાંતની હારો ૐકારમાં વેદ સરખી શોભતી હતી. નાક ઉપરની નથનાં ચાર મોતી વેદાંતમાં 'सोहमस्मि' ની પેઠે ચમકી રહ્યાં હતાં. હોઠ ઉપર નથનો સોનાનો અંકોટો લટકતો હતો અને નાકમાં ચમકી રહેલાં મોતી જાણે કૃષ્ણને મોહિત કરવાનો ઉપાય કરતાં હતાં. સૌભાગ્યનો કૃષ્ણમણિ કંઠમાં એવો ધારણ કર્યો હતો કે કદી ન તૂટે અને કોઇને દેખાય પણ નહિ, જાણે કંઠમાં પ્રાણનાથની સાથે એકાંત સ્થિતિજ છે. એકજ અંગમાં ભિન્ન ભિન્ન રૂપથી જીવ અને શિવ બન્ને ઉપસી આવ્યા એટલે સ્તનની સુંદરતા વિશેષ દેખાવા લાગી. વિદ્યા અને અવિદ્યાની બન્ને પાંખોએ બન્ને બાજુથી તેને ઢાંકી રાખ્યા હતા, એવી ત્રણ ગુણની કાચળી તેનાં વક્ષઃસ્થળમાં (છાતીના ભાગમા) પહેરેલી હતી તે શ્રીકૃષ્ણ સિવાય બીજું કોણ ખોલી શકે? રુક્મિણીને કૃષ્ણનુ આલિંગન એજ જીવ-શિવનુ સમાધાન છે એથી બન્ને સ્તનો ઉપસી આવ્યા આવ્યા હતા અને તે શ્રીકૃષ્ણનો સ્પર્શ ઇચ્છતા હતા. પ્રકૃતિ-પુરુષનુ જે આલિગન થયું, તેનાથી ચોળીની ગાંઠ મજબુત બધાઇ ગઈ.

આ ગાંઠને પુરુષોત્તમજ ખોલી શકે છે, એ બીજા કોઇથી ખુલે તેમ નથી. બન્ને હાથમાં બહાર જે ચૂડી, બાજુબંધ, કંકણ વગેરે અલંકાર છે તે અંદરના શમદમાદિ છ સુભટો–યોદ્ધાઓ છે. હાથનાં કંકણ ખખડવાથી જે મધુર ધ્વનિ નીકળે છે, તે શ્રીકૃષ્ણનિષ્ઠાનો રાગ છે. હથેળીનો રંગ એવો મનોહર છે કે સંધ્યાકાળનો રંગ પણ તેની આગળ ઝાંખો પડી જાય છે. એ હાથ હમેશાં શ્રીરંગનાં ચરણોની સેવા કરે છે." (પ્રસંગ ૭)

## વરપૂજન

કુંડિનપુરમાં શ્રીકૃષ્ણ અને રુક્મિણીના વિવાહપ્રસંગે વર-પૂજા કરતાં કરતાં રાજા ભીમક અને રાણી શુદ્ધમતીની મનોદશા કેવી થઇ તેનું મહારાજ વર્ણન કરે છે—

" શ્રીકૃષ્ણનું રૂપ જોતાંજ ચારે બાજુ શ્રીકૃષ્ણ, શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણજ દેખાવા લાગ્યા. ભીમક વિચારવા લાગ્યા કે, અનંત રૂપવાળા શ્રીપતિનું પૂજન હું કેવી રીતે કરું ? પૂજ્ય-પૂજકતાની અવસ્થા પણ તેઓ ભૂલી ગયા. શુદ્ધમતી પાણી આપે છે અને રાજા ચરણ ધુએ છે. શ્રીકૃષ્ણના પદની પ્રાપ્તિ ઘણી દુર્લભ છે, એમ કહીને બધાં તીર્થો એ ચરણ-તીર્થની યાચના કર્યા કરે છે. શુદ્ધ સત્વનાં શુભ્ર વસ્ત્ર અને ચિદ્રત્નના અલંકાર અર્પણ કરીને ભીમકે કૃષ્ણ-વરનું પૂજન કર્યું. વૃદ્ધપરંપરા એવી છે કે, વધૂની માતા વરનાં ચરણો પોતાના વસ્ત્ર વડે લૂછે છે. શુદ્ધમતી પગ લૂછવા આવી; શ્રીકૃષ્ણનું મુખ નિહાળવા લાગી. મસ્તક પર મુગટ, કાનોમાં કુંડળ, ગળામાં કૌસ્તુભમાળા, કેડમાં પીતામ્બર અને કંદોરો એ વસ્ત્રાલંકારોથી યુક્ત ઘનશ્યામનું તે અનુપમ રૂપસૌંદર્ય જોઇને શુદ્ધમતીનાં નેત્ર સંપૂર્ણ તૃપ્ત થયાં. શ્રીકૃષ્ણના ચરણોમાં હળદર લગાડતાં તેમનો અહંભાવ નષ્ટ થઇ ગયો, તે લાજ ખોઇ બેઠી ને 'મારા તારા' ની ઉપાધિ પણ હારી ગઇ. એટલે શ્રીકૃષ્ણ-પ્રભારૂપી દીપકના પ્રકાશ વડે શ્રીકૃષ્ણની આરતી કરી. કૃષ્ણમાં પરમ પ્રીતિ થવાથી ચિત્તવૃત્તિ તદ્રૂપ થઈ ગઇ.'

## વંદન

વિવાહ–સંબંધી બીજા વિધિ થઈ રહ્યા પછી જ્યારે વહુને વરનાં ચરણોમાં વંદન કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે–

" રુક્મિણી શ્રીકૃષ્ણનાં ચરણોમાં વંદન કરવા ચાલી, સખીઓ તેના તરફ વક્ર દૃષ્ટિ વડે જોવા લાગી. આ જોઇને રુક્મિણી શરમાઇ ગઇ–ચિત્તમાં શંકા ઉઠી. અભિન્ન-ભાવમાં આ ભેદ ઉત્પન્ન થયો. આથી નમન પણ બરાબર થયું નહિ. તેણે નમન તો કર્યું, પરંતુ ચરણો તેના મસ્તકમાં લાગ્યાં નહિ. મા હસશે, સખીઓ હસશે એવો જે ભાવ તેના મનમાં ઉઠયો તે અભિમાન હતું. અભિમાનથીજ તેણે પોતાના હાથ વડે અંગૂઠા પકડ્યા અને નક્કી કર્યું કે, હવે પછીના વંદનમાં ભૂલ થવા નહિ દઉં. પરંતુ જ્યારે તેણે ફરીથી મસ્તક નમાવ્યું, ત્યારે સમચરણોએ એકબીજાનું આલિંગન કર્યું. અને તેનું મસ્તક જમીનને અડક્યું, સમચરણોમાં નહિ. વાત એમ છે કે, અભિમાનનું જેટલું બળ હોય છે, તેટલોજ ગાઢો પડદો દૃષ્ટિ ઉપર ફરી વળે છે. આથી ચરણકમળ પ્રાપ્ત થયાં નહિ. તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી, આખું શરીર થરથર કંપવા લાગ્યું. ચરણોના વિયોગને લીધે શરીરનો ભાર અસહ્ય થઇ ગયો. તે બેભાન જેવી દશામાં નીચે પડી ગઇ ! ઉદ્ધવે આ જોયું, તેઓ રુક્મિણીની પાસે દોડી ગયા અને તેમનો હાથ પકડીને બોલ્યા કે ' મા, ઉઠો ! શ્રીકૃષ્ણનાં ચરણોને વંદન કરો. શરમ અને અભિમાન છોડી દો, મનને નિર્વિકલ્પ કરી લ્યો અને વૃત્તિને સાવધાન કરી હરિનાં ચરણોને વંદન કરો. ' ઉદ્ધવનાં વચનોથી રુક્મિણીએ ધીરજ પકડી. તેણે લાજ–શરમ છોડી દીધી અને તે શ્રીહરિનાં ચરણોમાં પડી. વૃત્તિ સમાહિત થઈ; ( તદ્રૂપ–તન્મય બની; ) શબ્દની ગતિ બંધ થઇ ગઇ, મૌન ભાગી ગયું અને રુક્મિણી ચરણોમાં વંદન કરતી કરતી પરમાનંદને પામી. વિષયદૃષ્ટિ ઉપરામ થઇ, સમસ્ત સૃષ્ટિ નિજાનંદમાં સમાઇ ગઈ, ત્રિપુ-

ટીનો લય થઇ ગયો. ન વરનું સ્મરણ રહ્યું કે ન વધૂનું; સમસ્ત દૃષ્ટાંતજ અદૃશ્ય–વિલીન થઈ ગયું અને અર્થ, સ્વાર્થ તથા પરમાર્થ અનંત બનીને અનંતમાં મળી ગયા."

## દેવી–દેવની એકતા

શરમ અને અભિમાન તજીને મનને નિર્વિકલ્પ કરી રુક્મિણી જ્યારે શ્રીકૃષ્ણનાં ચરણોમાં આળોટી પડ્યાં ત્યારે–

"ચરણોનું આલિંગન થતાંજ અહં–સોહંની ગાંઠો ખુલી ગઇ. સમસ્ત સંસાર આનંદમય બની ગયો. સેવ્ય–સેવક–ભાવનું કોઇ ચિહ્નનજ રહ્યું નહિ. વિવાહનું કોઇ સ્મરણ પણ ના રહ્યું, દેવી અને દેવ એક થઈ ગયાં."

નમુના તરીકે આ થોડાંક અવતરણ અત્રે આપ્યાં છે. સમસ્ત ગ્રંથ આવોજ છે. વિવાહની એક–એક વાતનું સ્પષ્ટ અને સુંદર વર્ણન એકનાથ મહારાજે આ ગ્રંથમાં કર્યું છે અને તેમાં ભગવાન અને ભક્તના આનંદમય અખંડ મિલનની જાણે સાધનાજ બતાવેલી છે.

## ૩–चिरंजीव पद

એકનાથ મહારાજનો આ ૪૨ ઓવીઓનો નાનકડો ગ્રંથ પણ અત્યંત લોકપ્રિય છે. ચિરંજીવ પદ–એટલે કે અવિનાશી બ્રહ્મપદ. આ બ્રહ્મપદની પ્રાપ્તિનું સાધન આ ગ્રંથમાં બતાવવામાં આવ્યું છે. અહીં થોડાંક અવતરણોજ આપીએ છીએ. વૈરાગ્યજ મુખ્ય સાધન છે, પરંતુ વૈરાગ્ય શું છે? અને વિરક્ત કોને કહે છે?

### વિરક્ત

"સાચો વિરક્ત તેજ કહેવાય કે જે માનના સ્થાનથી (અર્થાત્ જ્યાં લોકો તેને માન આપે છે તેની પ્રશંસા કરે છે) હમેશાં દૂર રહેતો હોય. તે સત્સંગમાં સ્થિર રહે છે, માનને માટે કદી તલસતો નથી. પોતાનો કોઈ નવો સંપ્રદાય ચલાવતો નથી. (નવો અખાડા–મઠ ખોલતો નથી,

પોતાની ગાદી કાયમ કરતો નથી.) એ જાણે છે કે, એનાથી અહંતાજ વધે છે. જીવિકાને માટે તે દીન થઇને કોઇની ખુશામત કરતો નથી. તે લૌકિક નથી હોતો. તેને વસ્ત્રાલંકારની ઇચ્છા નથી હોતી, પરાન્નમાં તેને રુચિ હોતી નથી, સ્ત્રીઓને જોવાનું તેને સારૂ લાગતું નથી. સ્ત્રીઓમાં બેસવું, સ્ત્રીઓને જોવી, સ્ત્રીઓના પ્રત્યે ભાવ બતાવવો, સ્ત્રીઓના પગ દબાવવા ને સ્ત્રીઓનું બોલવું તેને પસંદ પડતું નથી. એ હમેશાં એમજ માને છે કે, સ્ત્રીઓનો સંગ ન થવો જોઇએ, સ્ત્રીઓ સાથે એકાંત ન હોવું જોઇએ, સ્ત્રીઓનો પરમાર્થ ગળે ન પડવો જોઇએ. સ્ત્રીઓ પુરુષોને હાનિજ પહોંચાડે છે. ”

* * * *

ગૃહસ્થાશ્રમી સાધકને માટે કહે છે કે—

“ પોતાની સ્ત્રી સિવાય અન્ય સ્ત્રી સાથે કોઇ પણ જાતનો સંબંધ ન રાખવો. કોઈ પણ સ્ત્રીને પોતાની પાસે એકદમ આશ્રય આપવો નહિ. પોતાની સ્ત્રી સાથે પણ માત્ર જરૂર પૂરતોજ સંબંધ રાખવો અને ચિત્તને કદી પણ આસક્ત થવા દેવું નહિ. ”

* * * *

## અખંડ એકાંત

“ નર–નારી સેવા કરીને ભક્તિ અને મમતા ઉત્પન્ન કરે છે. જે શુદ્ધ પારમાર્થિક છે તે તો સ્ત્રીઓથી દૂરજ રહે છે. અખંડ એકાંતવાસ કરવો જોઇએ. પ્રમદાના સંગથી હમેશાં બચવું જોઇએ. જે નિરભિમાન થઇને નિઃસંગ બની ગયો હોય તેજ અખંડ એકાન્તનુ સેવન કરી શકે છે. ”

સારાંશ કે સ્ત્રી, ધન તેમજ પ્રતિષ્ઠા, એ ત્રણ ચિરંજીવ પદની પ્રાપ્તિના સાધનમાં મહાન્ વિઘ્ન છે. સાચો અનુતાપ અને શુદ્ધ સાત્વિક વૈરાગ્ય જો ન હોય તો શ્રીકૃષ્ણપદ પ્રાપ્ત કરવાની આશા રાખવી એ કેવળ અજ્ઞાન છે. નાથ કહે

છે કે, આ હું નથી કહેતો; આ હિતવચન કૃષ્ણે ઉદ્ધવને કહ્યાં છે, ને તે હું ફરી વાર કહું છું. આથી જેનું મન આ વાતને સાચી ન માની શકે તે વિવિધ પ્રકારના વિકલ્પોથી શ્રીકૃષ્ણનાં ચરણ કદી પણ પ્રાપ્ત કરી શકતો નથી.'

સાધાવયા વૈરાગ્યજ્ઞાન, મનુષ્ય દેહીં કરાવા પ્રયત્ન;
સાંગે એકા જનાર્દન, આણીક યત્ન અસેના.

અર્થાત્ "વૈરાગ્ય અને જ્ઞાનસાધના હોય તો મનુષ્ય-દેહમાંજ આને માટે યત્ન કરો. એકનાથ જનાર્દન કહે છે કે, એના સિવાય બીજો કોઇ યત્ન કરવા જેવો નથી."

## ૪—भावार्थ रामायण

ભાવાર્થ-રામાયણ એકનાથ મહારાજનો સૌથી મોટો ગ્રંથ છે. આમાં ૪૦ હજાર ઓવીઓ છે, એનો સંક્ષિપ્ત પરિચય પહેલાં આપી ગયા છીએ. સંપૂર્ણ રામકથા અધ્યાત્મતંતુઓથી વણેલી છે. નમૂના તરીકે થોડાંક અવતરણો અહીં આપીએ છીએ.

### અજન્મા રામનો જન્મ

"રામાયણની જે આ મૂળકથા છે કે, રામ અજન્મા છે અને માનવદેહમાં તેમણે જન્મ ગ્રહણ કર્યો, આ કથાને શાસ્ત્રદૃષ્ટિથી જોવામાં આવે તો તેમાં પરમાર્થ ભરેલો છે. અજની ઉત્પત્તિને માટે જે દશ ઇન્દ્રિયો ઉત્પન્ન થઈ તેનાથીજ સમર્થ રાજા દશરથનો જન્મ થયો હતો કે જે ત્રણે લોકમાં વિખ્યાત થયા. તેમને ત્રણ રાણીઓ હતી અને તે પ્રબુદ્ધ (જ્ઞાની), લોકોત્તર (સામાજિક) અને વિશુદ્ધ ધર્મપત્નીઓ તરીકે પ્રસિદ્ધ થઇ છે. એમના નામનો અનુવાદ સાંભળો. સૌથી મોટી કૌશલ્યા સદ્વિદ્યા છે, સુમિત્રા શુદ્ધમેધા છે, કૈકેયી અવિદ્યા છે અને તેની દાસી કુવિદ્યા મંથરા છે. રાજા અંદરથી અભોગી વિરક્ત છે, તેથી રઘુનાથ તેમના શરીરથી જન્મ ગ્રહણ કરશે. જે લોકો અત્યંત વિષયાક્ત હોય છે, તેમને ભગવાનનો સ્પર્શ થતો નથી."

* * * *

"આત્મજ્ઞાન એજ લક્ષ્મણ છે. ભાવાર્થ (ભક્તિ) એજ ભરત છે. આત્મનિશ્ચય શત્રુઘ્ન અને પૂર્ણ આનંદવિગ્રહ શ્રીરામ છે. અહમાત્મા દશરથ છે અને ઉત્પત્તિના મુખ્ય કારણ છે. શ્રીરઘુનાથજી જ્યારે ચાલ્યા ગયા ત્યારે અહમાત્માનો અંત આવી ગયો."

## રામનો રણયજ્ઞ

રામે રાવણ સાથે જે યુદ્ધ કર્યું તેનું વર્ણન આ પ્રમાણે છે

"સકળલોકના વિનાશક, ધર્મમાત્રના અવરોધક અને સત્કર્મના ઉચ્છેદક એવા દશમુખ રાવણનો શ્રીરામે સંહાર કર્યો. આ યજ્ઞના યાજ્ઞિક શ્રીરામ હતા, રણભૂમિજ યજ્ઞમંડપ હતી. અતિશ્રેષ્ઠ કાલાનલજ હવ્ય પહોંચાડનાર અગ્નિ થયો. સુગ્રીવ, હનુમાન વગેરે બધા સેનાપતિ ઋત્વિજ થયા. વિભીષણ સાક્ષી હતા કે જ્યાં કંઇ ભૂલ થતી ત્યાં બતાવતા હતા. વધ એજ પરિસમૂહન હતું, અદ્ભુત શસ્ત્રપરિસ્તરણ હતું. અત્યંત લાલ લોહી પર્યુક્ષણ હતું. યજમાન શ્રીરામ રાક્ષસસૈન્યરૂપ હવિને સુલક્ષણ બાણના સરવા (યજ્ઞમાં ઉપયોગી ઘી હોમવાનુ સાધન) વડે કાલાગ્નિમાં સ્વાહા કરતા હતા. અશ્વ, રથ, રણવાદ્ય વગેરેનો તુમુલ અવાજજ મંત્રઘોષ હતો અને તેના વડે 'મારો, કાપો, જવા ના દો' ની ક્રિયા થતી હતી, 'ન મમ' કહીને રઘુનાથજી જેની આહુતિ આપતા હતા, તેનોજ કાલાગ્નિ સ્વીકાર કરતા હતા. જ્યારે આખુંયે રાક્ષસસૈન્ય સ્વાહા થઇ ગયું ત્યારે શ્રીરામે રાવણની પૂર્ણાહુતિ આપી અને યજ્ઞ સમાપ્ત કર્યો. રણયજ્ઞ સમાપ્ત કરીને ધનુષ્ય-બાણ નીચે મૂકયાં, તેજ અવભૃથ સ્નાન થયું. ઋત્વિજોને દક્ષિણા વહેંચતા વહેંચતાં શ્રીરામને ઘણોજ ઉલ્લાસ થયો. કોઇને સાયુજ્ય દક્ષિણા આપી, કોઇને વિદેહત્વ આપ્યું, કોઇને અનંત સુખ આપ્યું, કોઇને નામકીર્તન પ્રદાન કર્યું. હર્ષની સાથે નામનો ઘોષ કરવાથી બ્રહ્માંડ સુધીના બધા લોકોનો ઉદ્ધાર થાય છે."

## સીતાની શુદ્ધિ

અગ્નિદ્વારા સીતાની શુદ્ધિ કરાવ્યા પછી સીતાને ગ્રહણ કરવાનો શ્રીરામનો વિચાર જાણીને હનુમાનજી શ્રીરામને કહે છે—

"આ પ્રમાણે પતિવ્રતા ઉપર શક લાવવો એ આપના વ્રતને શોભાજનક નથી. સીતાનાજ તેજાગ્નિથી રાવણ સહિત સમસ્ત રાક્ષસસૈન્ય બળીને ભસ્મ થયું. સીતાએ જો એનો નાશ ન કર્યો હોત તો એ આપનાથી મરાતજ નહિ. એમને માર્યો સીતાએ અને વિજય આપને આપ્યો. જેને કારણે આપની આ શૂરવીરતા છે, તે જાનકીજીનીજ ચિચ્છક્તિ છે. આપનું નામ–રૂપ પણ તેમનાજ કારણે છે."

* * * *

"સૂર્યનો આકાશમાં જે પ્રતાપ છે, તેને સૂર્ય જાણતો નથી. તેને જાણે છે કમલિની, કે જેનુ સુખ તેનાથી વિકસિત થાય છે. ચુંબકની આકર્ષણશક્તિને ચુંબક જાણતું નથી. તે તો ચકોર કે જે તેનું સેવન કરે છે અને દર્શનથી અપાર આનંદ અનુભવે છે, તેજ જાણે છે. એવાજ હે શ્રીરામ ! આપનાં દર્શનોમાં જે સુખ છે તે આપ નથી જાણતા; તેને તો એ ભક્તજ જાણે છે, કે જે સાત્વિક હોઇને નૈષ્ઠિક વ્રતધારી છે. તે સુખથી આનંદ પામેલી સીતાને જોવા છતાં અંતર્વતને નહિ જાણવાથી આપના ચિત્તમાં શંકા ઉત્પન્ન થઇ છે."

પરંતુ સીતાએ 'આનંદિત ચિત્તથી' અગ્નિશુદ્ધિ કરાવવાનો સ્વીકાર કર્યો. ત્યારે હનુમાને—

"વિશ્વાકાર અત્યંત પ્રચંડ એવો અગ્નિકુંડ પ્રજ્વલિત કર્યો. તેને જોઇને બ્રહ્માંડ ખળભળી ઉઠયું, આકાશ–પાતાળ એક થવા લાગ્યાં. પરંતુ સીતાનું બસ એકજ ધ્યાન હતું. અને તે એજ કે, જેવી પ્રભુ રામની ઇચ્છા ! અગ્નિમાં સ્નાન

કરીને શ્રીરામનાં ચરણોની સેવા કરીશ."

અગ્નિપ્રવેશ કરતાં કરતાં સીતાએ કહ્યું—

"સ્વામિન્! આપ તેજોરાશિ છો, સર્વ કાર્યોના સાક્ષી છો, સૌના અંતર્યામી છો........હે અગ્નિ! રામ સિવાય બીજા કોઇ પણ વિષયનું જો મનમાં ધ્યાન ધર્યું હોય તો મને ક્ષણવારમાં બાળી નાખો. મુખમાંથી જે કોઈ સ્વર કે અક્ષર નીકળે છે, તેના ચાલક શ્રીરામ છે. વાણીથી બોલાવવાવાળા શ્રીરામ છે........વાણીના આરામસ્થાન પણ શ્રીરામજ છે. રામજ શ્વાસોચ્છ્વાસ છે, રામજ નિમિષોન્મેષ છે અને રામજ મારા નિવાસસ્થાન છે. હે અગ્નિદેવ! આ દેહ, વાણી અને ત્રિવિધ પ્રાણ શ્રીરામને પ્રાપ્ત કરવા માટેજ આપની સામે રાખેલા છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાઓના સાક્ષી રઘુનંદન છે; તે બધું જાણે છે."

શ્રીરામે સીતાની આવી કઠોર પરીક્ષા કેમ કરી?—

"જાનકી નિષ્પાપ છે એ શ્રીરામ અંતર્વૃત્તિથી જાણતા હતા. પરંતુ બીજાઓને જણાવવા માટે (તેમણે) આ અગ્નિપરીક્ષા કરી. કપટી બુદ્ધિવાળો રાવણ કામેચ્છાથી સીતાને હરી ગયો હતો. એનો પરિત્યાગ આવી પરીક્ષા વિના શી રીતે થાય, તેથી આ પરીક્ષા કરી."

## રામનું સગુણ રૂપ

"જેમ બીજ એજ વૃક્ષ થયું, સોનું એજ અલંકાર બન્યું, તેજ પ્રમાણે નિર્વિકાર શ્રીરામજ સાકાર બન્યા. સાંભળો, મારો ગાંઠો પ્રેમ એવો છે કે સુંદરશ્યામ શ્રીરામજ મારા અદ્વિતીય બ્રહ્મ છે, બીજું કંઈ હું જાણતી નથી! હાથમાં ધનુષ્ય-બાણ લઇને જેમણે રાવણને મારી નાખ્યો, તે શ્યામ વર્ણવાળા બ્રહ્મને જોઇને નેત્રો તૃપ્ત થાય છે. હનુમાનજી ગર્જના કરીને કહે છે કે, રામ સિવાયનું જે બ્રહ્મજ્ઞાન છે તેની મારે કંઇ જરૂર નથી. મારા બ્રહ્મ તો રામ છે.'

# ५–एकनाथी भागवत

## બોધવચન

એકનાથી ભાગવત શ્રીમદ્ભાગવતના અગીઆરમા સ્કંધનું અત્યંત પ્રામાણિક, સ્પષ્ટ અને દિવ્ય ભાષ્ય છે. એની એકએક પંક્તિ અમૂલ્ય છે. આ ભાષ્યમાંથી અહીં મંગલકારક એવાં માત્ર થોડાંક બોધવચનોનો સંગ્રહ કરીએ છીએ.

### પ્રકાશ

(૧) ઘરમાં દીવો પ્રગટાવવાથી તે ઝરૂખામાં પણ પ્રકાશ આપે છે, તેજ પ્રમાણે મનમાં જે ભગવાન પ્રગટ થાય છે, તેજ બીજી ઇન્દ્રિયોમાં પણ ભજનાનંદ ઉત્પન્ન કરે છે.

### માયા

(૨) માયાનું મુખ્ય લક્ષણ સ્વસ્વરૂપને ઢાંકી દેવાનું છે. જેનાથી દ્વૈતની પ્રેરણા થાય છે, તેનુંજ નામ મૂળ માયા છે.

### ભજનાનંદ

(૩) જે વેચાતી લઇને મદિરાનું પાન કરે છે તે મદિરાના આનંદમાં નાચે–ગાય છે. ત્યારે જેમણે બ્રહ્માનંદનું સેવન કર્યું હોય તે શી રીતે છાનામાના બેસી શકે ?

### ભક્તિ અને પ્રાપ્તિ

(૪) સર્વ પ્રાણીઓમાં ભગવાનનું સપ્રેમ ભજન કરવાની યુક્તિને ભક્તિ કહે છે. અને જેનાથી અનિવાર્ય ભગવત્સ્ફૂર્તિ થાય છે, તે અપરોક્ષ સ્થિતિને પ્રાપ્તિ કહે છે.

### ભગવાનનાં ચરણોમાં

(૫) ભગવાનનાં ચરણોમાં અપરોક્ષ સ્થિતિ થઈ જાય, તો ત્યાં અર્ધી ક્ષણમાં જે કંઇ પ્રાપ્ત થાય છે તેની આગળ ત્રણે ભુવનના વૈભવની સંપત્તિ પણ ભક્તને માટે એક તરણા સરખી છે.

## સદ્ગુરુ

(૬) જે શબ્દજ્ઞાનમાં પારંગત છે, બ્રહ્માનંદમાં જે હમેશાં ડોલે છે—મસ્ત રહે છે, શિષ્યને આત્મભાવનો યથોચિત બોધ કરવા સમર્થ છે, દેહમાં રહેવા છતાં પણ જેનામાં દેહનું અભિમાન નથી, ઘરમાં રહેવા છતાં પણ જેનામાં ઘરની આસક્તિ નથી, લોકોની વચ્ચે જે લોકોની પેઠેજ સુખપૂર્વક રહે છે, વેદશાસ્ત્ર જાણવા છતાં પણ જે પોતાના વ્યુત્પત્તિ-જ્ઞાનની દાંડી પીટયા કરતા નથી અને જે સદા અખંડ શાંતિમાં રહે છે, તેમનેજ સદ્ગુરુ મૂર્તિ જાણવા.

## સાધક

(૭) સાચા સાધક તેઓજ છે, કે જે સદ્ગુરુનાં ચરણોની છાપ પામેલા છે, જે સદ્ગુરુના વચન ઉપર પોતાની જાતને વેચી ચૂકયો છે, જે સદ્ગુરુને માટે પોતાનુ સર્વસ્વ અર્પણ કરી ચૂકયો છે.

(૮) જેથી પોતાની જાતને દુઃખ થાય એવું વર્તન તે કોઇ પણ પ્રાણી પ્રત્યે કદી કરતો નથી. જેથી પોતાની જાતને સુખ થાય, તેવું વર્તન તે ગરીબો પ્રત્યે રાખે છે.

(૯) તે પોતાનું અંતર ગુરુપ્રેમ વડે ધુએ છે અને પોતાનો બાહ્યભાગ શાસ્ત્રયુક્તિથી ધુએ છે. જ્યાં એવી પવિત્રતા હોય છે, ત્યાંજ અદ્વૈતસ્થિતિ પ્રાપ્ત થાય છે.

(૧૦) યાચના કર્યા સિવાય યથાકાળે ઈશ્વરેચ્છાથી જે કંઇ આવી મળે, તેને તેઓ ગુરુવચનમાં મેળવીને મંગળમય કરી સ્વાનંદથી ભોગવે છે.

## ભાગવતધર્મ

(૧૧) સ્ત્રી, પુત્ર, ઘર, પ્રાણ—એ બધું ભગવાનને અર્પણ કરી દેવું જોઇએ આ પૂર્ણ ભાગવતધર્મ છે. મુખ્યત્વે આનુંજ નામ ભજન છે.

(૧૨) સાધુ-સંતો સાથે મૈત્રી કરો, બધાની સાથે પ્રેમ

રાખો, સૌના શ્રેષ્ઠ સખા બનો, સર્વની સાથે સમાન રહો.

(૧૩) ભગવાનની આચારસહિત ભક્તિ એ સર્વ યોગોની યોગશુદ્ધિ, વેદાન્તનો પોતાનોજ ભંડાર અને સકળ સિદ્ધિઓનો પરમ સાર છે.

(૧૪) ગૃહસ્થાશ્રમમાં રહીને પણ જેનું ચિત્ત મારા (ભગવાનના) રંગમાં રંગાઇ ગયું અને આ કારણથી જેની ઘર સાથેની આસક્તિ છૂટી ગઈ, તેને ગૃહસ્થાશ્રમમાં પણ ભગવત્પ્રાપ્તિ થાય છે અને આત્મજ્ઞાનમાંજ સમસ્ત સુખ–સંપત્તિ મળી જાય છે.

## જ્ઞાન અને વિજ્ઞાન

(૧૫) જીવ અને પરમાત્મા બન્ને એકજ છે આ વાતને જાણી લેવી એજ જ્ઞાન છે. તે ઐક્ય પ્રાપ્ત કરીને પરમાત્મસુખ ભોગવવું એનું નામ સમ્યક્ વિજ્ઞાન છે.

(૧૬) હુંજ દેવ છું, હુંજ ભક્ત છું, પૂજાની સામગ્રી પણ હુંજ છું અને હુંજ મારી પૂજા કરૂં છું. એજ બધી ઉપાસના છે.

(૧૭) હું કર્મનો આદિ, મધ્ય અને અંત છું. હું કર્મ, કર્તા અને ક્રિયાશક્તિ છું અને કર્મફળનો આપનાર શ્રીપતિ પણ હુંજ છું. આજ બધું કર્મકાંડ છે.

## અહંકાર

(૧૮) આત્મસ્વરૂપને ભૂલીને જે અહંભાવ જાગે છે, તેજ અહંકાર છે, કે જે ત્રણે ગુણોને ખળભળાવી મૂકે છે.

(૧૯) જાગૃતિનું જે વિસ્મરણ છે, તેજ સ્વપ્નસૃષ્ટિનો વિસ્તાર છે. વસ્તુથી વિમુખ જે અહંકાર છે, તેજ ગુણાત્મક સંસાર છે.

## જીવધર્મ

(૨૦) જીવ જીવભાવના અનિવાર્ય પ્રવાહમાં વહ્યો

જાય છે. આ પ્રવાહને જે જીતીને રોકે તેજ મહાવીર છે, તેજ પરમશૂર છે.

(૨૧) સહજ-સ્વાભાવિક અનુકંપાથી પ્રાણીઓની સાથે અન્ન, વસ્ત્ર, દાન, માન ઇત્યાદિથી પ્રિય આચરણ કરવું જોઇએ, એજ બધાનો સ્વધર્મ છે.

(૨૨) પિતા નારાયણ પોતેજ છે. માતા સાક્ષાત્ લક્ષ્મીજી છે, આવા ભાવથી જે ભજન કરે છે તેજ સુપુત્ર છે.

(૨૩) કાયા, વાણી અને મનને દૃઢતાપૂર્વક પોતાને વશ કરી લેવું જોઇએ. હમેશાં સ્વસ્વરૂપમાં સાવધાન રહેવું અને અનુસંધાન-તન્મયતામાં કદી ભંગ પડવા દેવો નહિ.

(૨૪) વહેતા પાણી પર ગમે તેટલા લીંટા ખેંચો, પરંતુ એક પણ લીંટો પડવાનો નથી; એજ પ્રમાણે સત્વશુદ્ધિ વિના આત્મજ્ઞાનનું એક પણ કિરણ પ્રગટશે નહિ.

(૨૫) ધન્ય છે નરદેહનું મળવું, ધન્ય છે સાધુઓનો સત્સંગ, ધન્ય છે એ ભક્તોને કે જેઓ ભગવદ્ભક્તિના રંગમાં રંગાઇ ગયા હતા.

(૨૬) વૈષ્ણવોને જે એક જાતિ માને છે, શાલિગ્રામને જે એક પથ્થર સમજે છે, સદ્ગુરુને જે કેવળ એક મનુષ્ય માને છે, તેને પાપીજ માનો.

## અચેતન અને અચેતન-પ્રતિમા

(૨૭) પ્રતિમાઓ મારી અચેતન-જડ વ્યક્તિ છે અને સંત સચેતન વ્યક્તિ છે. અંતઃકરણથી જે તેમની ભક્તિ કરે છે, તેઓ મને (ભગવાનને) પામે છે.

## લોકસંગ્રહ

(૨૮) અભેદ-ભક્તિ, વૈરાગ્ય અને જ્ઞાનનું પોતે આચરણ કરીને આજ માર્ગે બીજાઓને લઇ આવવાનું નામજ લોકસંગ્રહ છે.

## સુખની વાત

(૨૯) જે પોતાની સત્તા છોડીને પરાધીનતામાં ફસાયો, તેને સ્વપ્નમાં પણ સુખ મળતું નથી.

(૩૦) અહીં કોઇની નિંદા કે કોઈના ગુણગાન કોઈ શું કરશે ? 'હુંજ વિશ્વ છું' એ જ્ઞાન જ્યારે થયું, ત્યારે નિંદા-સ્તુતિ ક્યાં રહી ?

## ધનલોભ અને સ્ત્રીકામના

(૩૧) જે ધનના લોભમાં ફસાયેલો છે, તેને કલ્પાંતે પણ મુક્તિ નથી મળી શકતી. જે સર્વથા સ્ત્રીલોલુપ છે, તેને પરમાર્થ અથવા આત્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી.

## કામાદિની હોળી

(૩૨) સૂર્યનારાયણ પૂર્વ દિશામાં આવે છે, ત્યારે નક્ષત્રો આથમી જાય છે, તેજ પ્રમાણે ભક્તિના પ્રબોધ-ઉગમકાળમાં કામાદિની હોળી થઇ જાય છે.

## સત્ય

(૩૩) સત્ય સમાન કોઇ તપ નથી, સત્ય સમાન કોઈ જપ નથી. સત્યથી સદ્રૂપ પ્રાપ્ત થાય છે. સત્યથી સાધક નિષ્પાપ બને છે.

(૩૪) વર્ણોમાં કોઇ સર્વથી શ્રેષ્ઠ ભલેને હોય, પરંતુ તે જો હરિ-ચરણથી વિમુખ હોય તો તેનાથી તે ચાંડાળ શ્રેષ્ઠ છે, કે જેપ્રેમથી ભગવદ્‌ભજન કરે છે.

## નામકીર્તન

(૩૫) અંતર્શુદ્ધિનું મુખ્ય સાધન હરિકીર્તન છે. નામના જેવું બીજું કોઈ સાધનજ નથી.

## પ્રિય ભક્ત

(૩૬) સ્વકર્મ, ધર્મ, વર્ણાચાર તથા પોતાના બીજા બધા વ્યવહારો કરતો થકો જે સર્વ ભૂતોને મારા રૂપ (ભગવદાકાર) જુએ છે, તેજ ભક્ત મને પ્રિય છે.

## ગોપીઓનો આનંદાનુભવ

(૩૭) મારું તે સુખ ગોપીઓ જાણે છે અથવા હું શ્રી-પતિજ જાણું છું, કે જે રાસક્રીડાની રાત્રે સૌ કોઈને પ્રાપ્ત થયું હતું. જ્યાં હું આત્મારામ ક્રીડા કરું છું, ત્યાં બિચારો કામ કયાંથી ઘૂસી શકે ? મારીજ ઇચ્છા કરીને ગોપીઓ નિષ્કામ બની ગઇ. તેમને ઇચ્છા-કામનો કોઇ સંસર્ગજ રહ્યા નથી. તેમની બુદ્ધિ મારામય બની ગઇ, આથી તેઓ પોતાનાં ઘરબાર, પતિપુત્ર, કામકાજ-બધું ભૂલી ગઇ, મારા નિદિધ્યાસનથી ભૂખ-તરસ પણ ભુલાઇ ગઈ. સચ્ચિદાનંદ-રૂપનો પ્રભાવ, મારો નિજસ્વભાવ નહિ જાણવા છતાં પણ ગોપીઓનો અનન્યભાવ પરબ્રહ્મને પ્રાપ્ત થઇ ગયો. (અ.૧૨)

(૩૮) ભક્ત જ્યાં રહે છે, ત્યાં બધી દિશાઓ સુખ-મય બની જાય છે. તે જ્યાં ઉભો રહે છે, ત્યાં સુખની જગા-એ મહાસુખ આવીને હાજર થાય છે.

## યોગસંગ્રહની સ્થિતિ

(૩૯) સાંસારિક પ્રેરણાઓનો ત્યાગ કરીને ચિત્ત જ્યારે ચિત્સ્વરૂપમાં મળી જાય છે, ત્યારે જીવ-શિવ એક થઈ જાય છે. આજ અવસ્થાને યોગસંગ્રહ સ્થિતિ કહે છે.

## ત્યાગનું ત્યાગત્વ

(૪૦) સંપૂર્ણ ત્યાગનું જે ત્યાગત્વ-ત્યાગપણું છે તે, હે ઉદ્ધવ ! હું તને બતાવું છું. અભિમાનનો સર્વથા ત્યાગ કરો. આજ ત્યાગનું મુખ્ય લક્ષણ છે.

(૪૧) સંપૂર્ણ અભિમાનનો ત્યાગ કરીને મારે શરણે આવવાથી તમે જન્મ-મરણાદિ દ્વંદ્વોથી તરી જશો.

## શરણાગતિ-આત્મસમર્પણ

(૪૨) મારે શરણે આવવા માટે શું પર્વતની ગુફા-ઓમાં ફરવું પડશે, અથવા ગુફાઓમાં રહેવું પડશે, અથવા ચારે દિશાઓમાં ભટકવું પડશે ?

(૪૩) તમે કહેશો કે, તમારૂં તો કોઇ એવું ઠેકાણું નથી કે જ્યાં જવાથી તમે મળો. એથી પૂછી શકો છો કે, તમારે શરણે આવવા માટે મારે ક્યાં જવું પડશે ?

(૪૪) કયા સ્થાનમાં જઇને તમારૂં શરણ લઉં, એજ જો જાણવા ઇચ્છતા હો તો, હું તો તમારા હૃદયમાંજ છું. જે હૃદયસ્થ છે, તેનુંજ શરણ લો.

(૪૫) સંપૂર્ણ ભાવથી, સર્વસ્વની સાથે હું હૃદયસ્થને શરણે આવશો તો હું તો સર્વગત છું, તેજ તમે બની જશો; કેમકે હું હૃદયસ્થ સર્વ ભૂતોમાં નિવાસ કરૂં છું.

(૪૬) તલભાર પણ અભિમાન રાખીને મારે શરણે આવશો, તો મને પામી શકશો નહિ. કારણ કે મારી પ્રાપ્તિમાં અભિમાન બાધક છે.

(૪૭) કૂતરાનું અડકેલું અન્ન જેમ બ્રાહ્મણો જમતા નથી, તેજ પ્રમાણે જેના જીવમાં અભિમાન છે, તે સાધકનો પણ હું સ્પર્શ કરતો નથી.

(૪૮) રજસ્વલાની વાણી સાંભળતાં પુરશ્ચરણ કરનારા તપસ્વી બ્રાહ્મણ દૂર ભાગી જાય છે, તેજ પ્રમાણે જે સાધનામાં અહંકાર હોય છે, ત્યાંથી હું દૂર ચાલ્યો જાઉં છું.

(૪૯) કોઇ પુરુષ પોતાની સ્ત્રીને પરપુરુષની સાથે પ્રેમ કરતી જોઇને જેમ છોડી દે છે, તેજ પ્રમાણે અભિમાનમાં પ્રેમ કરનારા ભક્તનો હું ત્યાગ કરૂં છું.

(૫૦) આથી અભિમાનને તજીને હું હૃદયસ્થને શરણે આવવાથી તારો ઉદ્ધાર કરીશ.

(૫૧) સંપૂર્ણભાવે શરણ આવવાથી તરતજ એજ ક્ષણમાં તરી જશો. હાથકંકણને વળી આરસી શી ?

(૫૨) શરણે આવવાથી કળિકાળ તમારાં ચરણોમાં પડશે. ભવભય બિચારો તમારી તરફ આંખ ઉંચી કરીને જોઈ પણ શકશે નહિ.

(૫૩) મારે શરણે આવવાથી મારૂ બળ પ્રાપ્ત થાય છે. સમસ્ત ભવભય ભાગી જાય છે. કળિકાળ કંપવા લાગે છે.

(૫૪) હૃદયસ્થને શરણે આવવા ઇચ્છતા હો અને તે હૃદયસ્થ કોણુ છે અને કેવો છે એ જાણવા ઇચ્છતા હો, તો તેનું સ્વરૂપ સાંભળો.

(૫૫) નામરૂપનું અભિમાન છોડયા પછી જે શુદ્ધ સ્ફુરણુ બાકી રહે છે, તેજ હુ હૃદયસ્થનું સ્વરૂપ છે. તેનુંજ શરણુ લ્યો.

(૫૬) નામ, રૂપ અને ગુણુની વાતો તો માયા છે, તેનાથી પર જે સત્તા સ્ફૂરે છે, તેજ હું હૃદયસ્થનું સ્વરૂપ છે.

## સરળ ઉપાય

(૫૭) પોતાનું મન મને અર્પણુ કરવાનો સરળ ઉપાય બતાવું છું. આ સરળ ઉપાય નામસ્મરણુ છે. નામ-સ્મરણુથી પાપો બળીને ભસ્મ થાય છે.

(૫૮) સકામ નામસ્મરણુ કરવાથી તે નામ, જે પણુ ઇચ્છા હોય તે પૂરી શકે છે. નિષ્કામ નામસ્મરણુ કરવાથી તે નામ પાપને ભસ્મ કરી દે છે.

(૫૯) પાપ ધોવાઇ જવાથી રજ–તમ જીતી લેવાય છે અને સત્વગુણુ વધે છે.

(૬૦) સત્વગુણુથી વૈરાગ્યના પગ સ્થિર થાય છે. વૈરાગ્યથી વિષય રોળાઇ જાય છે અને એનાથી આત્મજ્ઞાનનો ઉદય થાય છે.

(૬૧) સવિવેક–જ્ઞાન વધવાથી આત્મસ્વરૂપનું ચિંત-ન થાય છે. આથી સ્થિર શાંતિ આવે છે અને ત્યારે અંતઃકરણુ મને અર્પણુ થાય છે.

(૬૨) મન મને અર્પણુ થવાથી ભક્તિ ઉલ્લાસ પામે છે.

(૬૩) મારી પૂર્ણ ભક્તિ પ્રાપ્ત થતાં અષ્ટમહા-સિદ્ધિઓ ભક્તનાં ચરણોમાં આળોટયા કરે છે.

(૬૪) જે સિદ્ધિઓ તરફ જોતો પણ નથી તેજ મારા પદને પામે છે–મારામાં મળી જાય છે.

## ભક્ત અને ભગવાન

(૬૫) જે ભક્તને મારી ભક્તિ પ્રાપ્ત થાય છે તેના બધા વ્યાપાર મારામય બની જાય છે.

(૬૬) તે જે તરફ રહે છે, તે દિશાજ હું બની જાઉં છું. તે જ્યાં ચાલે છે ત્યાંની જમીન પણ હુંજ બની જાઉં છું.

(૬૭) તે જ્યારે ભોજન કરવા બેસે છે, ત્યારે તેને માટે હુંજ ષડ્રસ બની જાઉં છું. તેને જળ પાવા માટે હુંજ પાણી થાઉં છું.

(૬૮) તે પગે ચાલે છે, ત્યારે તેનો બોધ દશ્ય જગતનાં નાનાવિધ દશ્યોની ભીડને હઠાવતો ચાલે છે અને શાંતિ પગલે પગલે તેને માટે કોમળ પાથરણાં બિછાવે છે અને તેમની આરતી ઉતારે છે.

(૬૯) શમ-દમ આજ્ઞાંકિત સેવક બનીને બારણે હાથ જોડીને ઉભા રહે છે, રિદ્ધિ-સિદ્ધિ દાસી બનીને ઘરમાં કામ કરે છે અને વિવેક આંટા મારતો હમેશાં હાજરજ રહે છે.

(૭૦) જ્યારે તે બેસે છે, ત્યારે તેના રૂપમાં હું હૃષીકેશજ બેસું છું. તે સૂવા જાય છે ત્યારે હુંજ તેને માટે પથારી બિછાવી રાખું છું.

(૭૧) તે જે કંઇ બોલે છે, તે નિઃશબ્દ બ્રહ્મનોજ શબ્દ હોય છે અને તેનાથી શ્રોતાઓનું તરત સમાધાન થાય છે.

(૭૨) તે લીલામાત્રથી જે કંઇ કહે છે, તેમાંથી–પ્રત્યેક શબ્દમાંથી મારીજ વાત નીકળે છે અને શ્રોતા તે સાંભળીને તલ્લીન થઇ જાય છે.

(૭૩) ચારેય મુક્તિ મળીને તેને ઘેર પાણી ભરે છે અને શ્રીની સાથે હું હરિ પણ તેની સેવા કરૂં છું, તો પછી બીજાઓની તો વાતજ શી !

(૭૪) આ પ્રમાણે જેમણે મારી સ્વાભાવિક ભક્તિ પ્રાપ્ત કરી છે, તેના બધા શોખ હું પૂરા કરૂં છું. કારણ કે મારા પ્રત્યે તેમની અનન્ય પ્રીતિ હોય છે.

(૭૫) અધિક વિસ્તાર નહિ કરતાં સક્ષેપમાંજ કહું છું કે, મારા ભક્તને માટે હુ દેહ છું અને ભક્ત મારો આત્મા છે. તે મારૂ જીવન છે, મારો પ્રાણ છે. મારો ભક્ત આ વાત જાણે છે.

(૭૬) સહજ ભક્તિની અંદર હું આરાધ્યદેવ છું અને તે ભક્ત છે, અન્યથા હું પૂરેપુરો તેની અંદર છું અને તે સંપૂર્ણપણે મારી અંદર છે. (અધ્યાય ૧૯)

## જન અને જનાર્દન

(૭૭) જનાર્દનની દયાળુતાને લોકો જાણતા નથી તેથી તેઓ દેહાભિમાનનો ત્યાગ કરતા નથી.

(૭૮) જનનીના જઠરમાં જન્મ થાય છે એજ કારણથી લોકો 'જન' કહેવાય છે. તે જનના જન્મનુ જનાર્દન મર્દન કરે છે, તેથી તે જનાર્દન કહેવાય છે.

(૭૯) તે મરણને મારીને જીવનને વધારે છે, જીવને મારીને પછી તેનેજ વિદેહ સ્થિતિમાં જીવાડે છે. જનાર્દનની એવી દયા છે.

(૮૦) દીનને પોતાના ભાવાર્થમા પરિપૂર્ણ અને એકલો જોઇને તે તેના ઉપર દયા કરે છે. દીન જનો ઉપર તેમની પૂર્ણ દયા છે.

(૮૧) જેનો જે ભાવ હોય છે તે જનાર્દન પૂરો કરે છે. જે પરમ સમાધાન ઇચ્છે છે, તેનું દેહાભિમાન જનાર્દન નષ્ટ કરે છે. (અધ્યાય ૨૫)

## પ્રસન્નતા

(૮૨) સદ્દગુરુની પૂર્ણકૃપા થવાથી તેઓ મનોમનજ પોતાની ઓળખાણ કરાવી દે છે. એટલે પોતાનાજ સુખથી સુખી થઇને મનજ મનથી પ્રસન્ન થાય છે.

(૮૩) જ્યારે મન વડે મન પ્રસન્ન થાય છે, ત્યારે વૃત્તિ નિરભિમાની બને છે. આવું સમાધાન સાધકે પોતેજ મનથી સાધવું જોઇએ.

(૮૪) આ મન પોતાની જાતને જીતીને તે વિજય સાધકને આપે છે; ત્યારે સદ્દગુરુ પાસેથી પૂરેપુરૂં આત્મ-જ્ઞાન પ્રાપ્ત કરીને મન આત્મામાં એક થઇને લીન થઈ જાય છે. (અધ્યાય ૨૩)

## ભગવત્કૃપા

(૮૫) મારી ચિત્તશુદ્ધિ થાય, એવી ઇચ્છા ઉત્પન્ન થવાને માટે પણ ભગવત્કૃપા જોઇએ. ભગવત્કૃપા થાય તો સાધનો વડે સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે.

(૮૬) સાધનોમાં મુખ્ય સાધન મારી ભક્તિજ છે. ભક્તિમાં પણ નામકીર્તન વિશેષ છે. નામથી ચિત્તશુદ્ધિ થાય છે–અર્થાત્ સાધકોને સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત થાય છે.

(૮૭) નામ જેવું બીજું કોઈ સાધન નથી. નામથી ભવબંધન કપાઈ જાય છે.

(૮૮) સ્વરૂપસ્થિતિમાં મન નિશ્ચલ થઇ જાય તો પછી બીજું શું જોઇએ ? ત્યાં બીજાં સાધનો શરમીંદાં થઇ જાય છે. તેમનું પછી કોઇ પ્રયોજનજ રહેતું નથી. (અ૦૨૩)

## મન

(૮૯) મનેજ બધાને બાંધી રાખ્યા છે, પરંતુ મનને કોઇ બાંધતું નથી. મનેજ દેવતાઓને હરાવી દીધા છે, પછી તે ઇંદ્રિયોને શું વિસાતમાં ગણે ?

(૯૦) મનનો માર અત્યંત જબરજસ્ત છે. મનની આગળ કોણ ઉભું રહી શકે તેમ છે ?........એ દેવતાઓને

માટે પણ અજિત છે, ભયંકરોને માટે પણ ભયંકર છે.

(૯૧) પરંતુ હીરા વડે હીરો કાપવામાં આવે છે, તેજ પ્રમાણે મનથી મન પકડાય છે; પરંતુ એ પણ ત્યારેજ બને છે કે જ્યારે પૂર્ણ ગુરુકૃપા થાય છે.

(૯૨) મન ગુરુકૃપાનું દાસ છે, તે હમેશાં સદ્ગુરુથી ડરતું રહે છે. ગુરુનાં ચરણોની પાસે આ મન રહે તો તે સાધકને સંતોષ અપાવે છે.

(૯૩) મનજ મનનુ દ્યોતક છે, મનજ મનનુ સાધક છે, મનજ મનનુ બાધક છે અને મનજ મનનું ઘાતક છે.

## ભગવદ્ભજન

(૯૪) સ્વધર્માચરણથી જે કંઈ મળે છે, તપાચરણથી જે કંઇ મળે છે, સાંખ્યજ્ઞાનના વિચારથી જે કંઇ મળે છે, વિષયત્યાગથી, અષ્ટાંગયોગથી અથવા વાયુ, પાણી અને પાંદડાં ખાઇને રહેવાથી જે કંઇ મળે છે; વેદાધ્યયન, સત્ય વચન તથા બીજાં જે જે સાધન છે, તે સાધનોથી જે કંઇ મળે છે, તે બધું ભગવદ્ભજનથી પ્રાપ્ત થાય છે.

(૯૫) મારી પોતાની ભક્તિ પ્રાપ્ત થતાં અસાધ્ય સાધનો સાધ્યા વિના, અગમ્ય ગિરિકંદરાઓ ઓળંગ્યા વિનાજ સઘળાં સાધનોનાં ફળ ભક્તને બારણે હાજર થાય છે.

(૯૬) તે ભક્તિ કેવી છે, એ જો જાણવા ઇચ્છતા હો તો બ્રહ્મભાવથી ગુરુનું ભજન કરો. (અધ્યાય ૨૦)

## નિરપેક્ષતા

(૯૭) નિરપેક્ષ (કોઇની સ્પૃહા નહિ રાખનાર) જ ધીર હોય છે. ધૈર્ય તેનાં ચરણોમાં પડે છે. જે અધીર છે, તેનામાં નિરપેક્ષતા હોતી નથી.

(૯૮) કોટિ-કોટિ જન્મોના અનુભવ પછી આવી નિરપેક્ષતા આવે છે. નિરપેક્ષતાથી વિશેષ બીજું કોઈ સાધનજ નથી.

(૯૯) આવી નિરપેક્ષતાથીજ ભગવદ્ભજનમાં પ્રેમ થાય છે. તેનાથી ભક્તને ભક્તિ પ્રાપ્ત થાય છે કે જે એકાંતભક્તિ કહેવાય છે.

## એકાન્તભક્તિ

(૧૦૦) એકાન્તભક્તિનું લક્ષણ એ છે કે ભગવાન્ અને ભકતની એકતા થાય છે. ભક્ત ભગવાનમાં મળી જાય છે અને ભગવાન્ ભક્તમાં મળી જાય છે.

(૧૦૧) જે વિષયભેદ નથી જોતો, સમત્વનું જેને જ્ઞાન થઇ ગયું, તેજ શુદ્ધ સાધુ છે, તેનેજ મારાં ભજનનો પરમાનંદ પ્રાપ્ત થાય છે.

(૧૦૨) જે જુએ છે કે, સર્વ પ્રાણીઓમાં હુંજ એક પરમાત્મા છું, જેને દ્વૈતની ભ્રાંતિ થતી નથી, એવી જેની ભજન-સ્થિતિ થાય છે, તેજ એકાંતભક્ત છે અને તેનીજ ભક્તિ 'એકાન્ત-ભક્તિ' છે.

(૧૦૩) જે હમેશાં સમભાવમાં એકાગ્ર રહે છે, મારા ભજનમાંજ તત્પર રહે છે, તેઓ પ્રકૃતિને પાર પહોંચીને મારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે.

## ત્રિગુણ-સંક્રમ

(૧૦૪) પળમાં ધર્મ અને પળમાં કામ ત્રિગુણના પ્રભાવથી થાય છે.

(૧૦૫) હમણાં સ્વધર્મ-કર્મમાં શ્રદ્ધા થઇ તો વળી બીજીજ ક્ષણે તેમાં વિરક્તિ થાય છે. વળી ત્રીજી ક્ષણે ભોગની ઇચ્છા થાય છે. હમણાં કામમાં પ્રેમ થયો, ક્ષણવારમાં નિષ્કામ વૃત્તિ થઇ ગઈ અને વળી બીજીજ ક્ષણે મમતા ઉત્પન્ન થઈ. આ ત્રિગુણનો પ્રભાવ છે.

(૧૦૬) ત્રિગુણનો ત્રિવિધ ધર્મ છે. કામ પણ ત્રિવિધ છે. અર્થ-સ્વાર્થ-નિર્વાહ-ત્રિગુણાત્મક છે.

(૧૦૭) આમાં કર્મનો દોષ નથી. દોષ કર્તાની બુદ્ધિમાં છે. જે જેવી કલ્પના કરે છે, તેવુંજ ફળ તે ભોગવે છે.

(૧૦૮) ભૂમિ સ્વભાવથીજ શુદ્ધ છે. તેમાં જે વાવવામાં આવશે, તેજ ઉપજશે. એજ પ્રમાણે સ્વકર્મ સ્વયં શુદ્ધ છે. ફળ-ભોગ ગુણવૃત્તિથી થાય છે. વાણી સ્વભાવથીજ સરળ છે, રામનામથી તે બ્રહ્મમાંથી પોષણ મેળવે છે અને ફોગટના બકવાદથી ફોગટમાંજ ક્ષીણ થાય છે અને નિંદાથી મહાપાપ ભોગવે છે. બ્રહ્મ તો નિર્મળ છે, કર્મ પણ શોધક હોવાથી અતિ શુદ્ધ છે. આમાં જે કંઈ બંધન છે, તે ગુણ-ધર્મને લીધે ચિત્તનો સંબંધ છે.

## કર્મબ્રહ્મ

(૧૦૯) કર્મ-બ્રહ્મમાં દોષ નથી, દોષ તો ચિત્તવૃત્તિમાં છે, તેજ પુરુષને ગુણ-કર્માનુસાર નીચે ધકેલે છે.

(૧૧૦) તે અવિદ્યાનું બંધન કાપી નાખવાનો ઉપાય ભગવદ્ભજન છે. એમ જાણીને સંત સજ્જન ભક્તિને ખાતર પોતાના પ્રાણ વેચી દે છે.

## અનન્ય પ્રીતિનો પ્રભાવ

(૧૧૧) જેના હૃદયમાં વિષય ઉપર વૈરાગ્ય થાય, અભેદભાવથી મારી ભક્તિ થાય અને ભજનમાં અનન્ય પ્રેમ થાય, તેનો હું શ્રીપતિ આજ્ઞાધારક છું. (અધ્યાય ૨૫)

## દુઃસંગનું પરિણામ

(૧૧૨) શિશ્નોદરના ભોગમાંજ જે આસક્ત છે, સ્વધર્મ-ત્યાગમાં જે અધર્મપરાયણ છે, એવા વિષયાસક્તોને અસાધુ માનો. તેમની સોબત ના કરો. કાયા, વાણી અને મનથી તેની સોબત-સંગત છોડી દો.

(૧૧૩) દુર્જનોની સંગતિથી અર્ધાં ક્ષણમાં પુરુષ મહાન અનર્થમા પડી શકે છે. એવા લોકોનો જ્યાં વાસ હોય ત્યાં કદાપિ જવું જોઇએ નહિ

(૧૧૪) આંધળાનો હાથ આંધળો પકડે તો બન્નેય જઇને મહાગર્તમાં પડે છે, તેજ પ્રમાણે અવિવેકી માણસોની સોબતથી વિષયાંધ અધતમ નરકમાં પડે છે. (અ. ૨૬)

## દુર્જનનાં લક્ષણ

(૧૧૫) જે વેદ-શાસ્ત્રાર્થને નથી માનતો, પરમાર્થમાં જેને વિશ્વાસ નથી, જે અતિ શંકાશીલ રહે છે, તે પણ દુઃસંગ છે.

(૧૧૬) જે મહાન વિરક્ત બને છે, પરંતુ હૃદયમાં અધર્મ-કામાનુરાગી રહે છે, કામવશ થઇને દ્વેષ કરે છે, તે પણ અવશ્ય દુઃસંગ છે.

(૧૧૭) જે સ્વધર્મ-કર્મમાં ઘણી નમ્રતા દર્શાવે છે, ઘણો સાત્વિક બને છે, પરંતુ હૃદયમાં સંતોના દોષ જુએ છે તે અતિ દુષ્ટ દુઃસંગ છે.

(૧૧૮) જે મુખેથી ભલેને કંઈ પણ ના કહે, પરંતુ સાધુઓના ગુણદોષ જોયા કરે છે, બહારનાં ઉપલક્ષણોથી દોષો બતાવે છે, તે બહુ કઠણ દુઃસંગ છે.

## ભયંકર દુઃસંગ

(૧૧૯) પરંતુ સૌથી મુખ્ય દુઃસંગ પોતાનો કામજ છે-પોતાનીજ સકામતા છે. એને તદ્દન તજી દેવાથીજ દુઃસંગતા તજી શકાય છે.

## સંસાર સુખરૂપ

(૧૨૦) કામ-કલ્પનાનો જે માર છે, તે અત્યંતજ ખરાબ દુઃસંગ છે. તે કામ-કલ્પનાને જે માણસ તજી દે છે, તેને માટે સંસાર સુખરૂપ થાય છે.

## સત્સંગ

(૧૨૧) તે કામકલ્પનાને ત્યાગવાનું મુખ્ય સાધન માત્ર સત્સંગ છે. સંતોનાં શ્રીચરણોને વંદન કરવાથી કામને મારી શકાય છે.

(૧૨૨) સત્સંગ વિનાનાં જે કંઇ સાધન છે, તે સાધકોને બાંધનાર કઠણ બંધન છે. સત્સંગ વિનાનો જે ત્યાગ છે, તે કેવળ પાખંડ છે.

(૧૨૩) વિષયોના સંબંધથી ચિત્તમાં ભારે કઠણ ગાંઠો બંધાઇ ગઇ છે. તેને વિવેકથી કાપી નાખવા માટે સંતજ જોઇએ. (અધ્યાય ૨૬)

(૧૨૪) સંતોની નજીવી વાતોમાં પણ મહાન ઉપદેશ હોય છે. ચિત્તમાં પડેલી ગાંઠો તેમના શબ્દમાત્રથી છેદાઇ જાય છે.

(૧૨૫) આથી બુદ્ધિમાનોએ સત્સંગ કરવો જોઇએ. સત્સંગથી સાધકોનાં ભવબંધન છેદાઇ જાય છે. (અ. ૨૬)

## શ્રેષ્ઠ ધર્મ

(૧૨૬) હૃદયમાં મારૂ હમેશાં ધ્યાન રહે, મુખેથી મારા નામનું કીર્તન થયા કરે, કાનોમાં હમેશાં મારીજ કથા ગુંજ્યા કરે, પ્રેમાનંદથી મારીજ પૂજા થાય, નેત્રોમાં મારીજ મૂર્તિ વિરાજી રહી હોય, ચરણોમાં મારાજ સ્થાનની યાત્રા હોય, જીભમાં મારાજ તીર્થનો રસ હોય, ભોજન હોય તે મારોજ પ્રસાદ હોય, સાષ્ટાંગ નમસ્કાર મારાજ પ્રત્યે હોય, આહ્લાદપૂર્વક મારાજ ભક્તોનું આલિંગન થાય, અને એક તો પરંતુ અર્ધી પળ પણ મારી સેવા વિના નકામી ન જાય ........સર્વ ધર્મોમા આજ શ્રેષ્ઠ ધર્મ છે.( અધ્યાય ૩૦ )

॥ इति श्री ॐ तत्सत् परमात्मने नमः ॥



## સંત-મહાત્માઓની વાણી

છોટમની વાણી-જુદા જુદા ત્રણ ગ્રંથોમા ... ૨ાાા⁼ ... ૩૫

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

ભારતધર્મ અને અંધારા રંગમહેલના રાજા .. ૧ાા . ૧ાા
સુખી જીવનનાં સાધન (મારડન કૃત) ... - ... ૦ાા= ... ૦ાા
સુખ સામર્થ્ય સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર ૧) .. ૧ા
ભાગ્યના સૃષ્ટાઓ ... ... ... ... ... ૧ાા ... ૧ાા
બંકિમ નિબંધમાળા-બંકિમ બાબુકૃત ... ... ૧ાા ... ૧ાા
સોનેરી સૂચનો-ઉપયોગી બાબતોનો સંગ્રહ ... ૦)= ... ૦)

## ઇતિહાસ સંબંધી પુસ્તકો

રાજસ્થાનનો ઇતિહાસ-બે મોટા ગ્રંથોમા... ... ૮ાા ... ૧૦

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

સંત તુકારામ-જીવન ચરિત્ર ... ... ... ... ૨) ... ૨)
શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને મહાત્મા શ્રી એકનાથ ૧ાા ... ૧ાા
આદર્શ ચરિત્રસંગ્રહ-ઉત્તમ ૫૨ જીવનચરિત્રો ... ૧ાાા ... ૧ાાા
શ્રીરામકૃષ્ણ પરમહંસનુ જીવન ચરિત્ર ... ... ૧ાા ... ૧ાા
સ્વામી ભાસ્કરાનંદ તથા વિજયકૃષ્ણ ગોસ્વામી ૧ાા ... ૧ાા
મહાન સમ્રાટ્ અકબર ... ... ... ... ૧) ... ૧ા
મુસ્લીમ મહાત્માઓ ... ... ... ... ... ૧ા ... ૧ા

## ખાસ બોધપ્રદ ટુંકી વાર્તાઓ

ટુંકી વાર્તાઓ ગ્રંથ બીજો-ભાગ ૫ થી ૭ ... ૧ાા ... ૧ાાા
" " ગ્રંથ ત્રીજો-ભાગ ૮ મો .. ૧ાા ... ૧ાા
" " ગ્રંથ ચોથો-ભાગ ૯ મો ... ૧ાા ... ૧ાા
" " ગ્રંથ પાંચમો-ભાગ ૧૦ મો ... ૧ા ... ૧ા
ગામડીઆ નરદેવો-સ્વ. અ. સુ. પઢિયારકૃત .. ૧ા= .. ૧ા=
સુબોધ પુષ્પવાટિકા-મહાત્મા-ગોખ સાદીકૃત ... ૦ા- ... ૦ા-

## ચિત્રો અને ચિત્રાવલીઓ

શ્રીમહાભારત ચિત્રાવલી-૨૬ સુંદર ચિત્રો ... ૦ાાા ... ૧)
જ્ઞાનબાજી અથવા સોપાનપટ ... ... ... ૦)- ... ૦)-

# સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

અમદાવાદ-ત્રણ દરવાજા બહાર, નદી જવાને રસ્તે, ભદ્ર પાસે.
મુંબઇ-કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે.